# વિષય-પરિચય

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|






સંઘયાત્રામાં પધારેલા મુનિવર્યોમાં સર્વશિરોમણિ
શાસનસમ્રાટ જંગમકલ્પતરૂ જગદ્ગુરૂ સૂરિચક્રચક્રવર્તી તીર્થોદ્ધારક પૂજ્યપ્રવર
**આચાર્ય મહારાજ ૧૦૦૮ શ્રીમાન વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ**

આનંદ પ્રેસ-ભાવનગર

ॐ अर्हं नमः




**અનન્તજ્ઞાની** શ્રી જિનેશ્વર મહારાજાના શાસનમાં સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીનું આરાધન એ જ મોક્ષમાર્ગ છે. અન્યાન્ય સર્વ મોક્ષસાધક યોગોનો આ રત્નત્રયીની આરાધનામાં જ અન્તર્ભાવ થાય છે. વાચકવર્ય ભગવાન્ **ઉમાસ્વાતિ મહર્ષિએ** પણ આ ઉદ્દેશ લક્ષ્યમાં રાખીને જ તત્ત્વાર્થાધિગમસૂત્રમાં ' सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ' એ સૂત્રને સર્વથી પ્રથમ સ્થાન આપ્યું છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રમય રત્નત્રયીમાં પણ સમ્યગ્દર્શનનું પ્રાધાન્ય છે. સમ્યગ્દર્શનને મોક્ષના બીજ તરીકે અનન્તજ્ઞાનીઓએ જણાવેલું છે. મોક્ષપ્રાપ્તિનું અનન્તર કારણ યદ્યપિ સમ્યક્ચારિત્ર છે તથાપિ સમ્યગ્દર્શનપૂર્વનું ચારિત્ર જ ચારિત્રની કોટિમાં ગણાય છે. સમ્યગ્દર્શન વિનાનું ચારિત્ર આત્મા અનંત વખતે પ્રાપ્ત કરે તો પણ તેવા દ્રવ્ય ચારિત્રથી ભવનો નિસ્તાર કોઈ કાલે થતો નથી, જ્યારે ચારિત્ર વિનાનું સમ્યગ્દર્શન જે આત્મામાં ઘડીબેઘડી જેટલો વખત પણ ઉત્પન્ન થયું હોય તે આત્મા અમુક કાળમાં ( અપાર્ધપુદ્ગલપરાવર્તનમાં ) અવશ્ય શિવસુખ સાધે છે.

આવા અલૌકિક સમ્યગ્દર્શનની પ્રાપ્તિ માટે દરેક ભવ્યાત્માઓએ ઉદ્યમી થવું જોઈએ, સમ્યગ્દર્શનની પ્રાપ્તિના સાધનોનું સેવન કરવું જોઈએ, અને પુન્યોદયે સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય તો તે ગુણને ટકાવી રાખવા માટે તેમજ તે ગુણમાં નિર્મળતા કરવા માટે મોક્ષાભિલાષી આત્માએ સદા કટિબદ્ધ રહેવું જોઈએ. સમ્યગ્દર્શનની પ્રાપ્તિના તેમજ સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા બાદ ઉત્તરોત્તર તે ગુણ નિર્મળ બનાવવાના જિનશાસનમાં

સ્વાધ્યાયાદિ અનેક ઉપાયો પ્રદર્શિત કરેલા છે. તે સર્વ ઉપાયોમાં પણ વિધિપૂર્વક કરવામાં આવતી તીર્થયાત્રા એ સમ્યગ્દર્શનની પ્રાપ્તિનું તેમજ પ્રાપ્ત થયેલ સમ્યક્ત્વને નિર્મળ બનાવવાપૂર્વક ભૂષિત કરવાનું અનુપમ સાધન છે. સમ્યક્ત્વના ૬૭ બોલ પૈકી પંચભૂષણની નામાવલી આપણે તપાસીએ તો તેમાં પણ તીર્થયાત્રાને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે. જે માટે કહ્યુ છે કે—

स्थैर्यं प्रभावना भक्तिः, कौशलं जिनशासने ।
तीर्थयात्रा च पंचास्य, भूषणानि प्रचक्षते ॥ १ ॥

**સ્થૈર્ય**—જિનશાસનને અંગે જેનું ચિત્ત ચલાયમાન થયું છે તેને તે તે પ્રકારની સુયુક્તિઓદ્વારા ધર્મમાં સ્થિર કરવો, અથવા તો કુતીર્થિકોની જાળ તેમજ તેઓને બાહ્ય મહિમા દેખવા છતાં જિનશાસનમાં નિષ્પ્રકમ્પ રહેવું તે **સ્થૈર્ય**.

**પ્રભાવના**—પ્રાવચનિક, ધર્મકથી, વાદી, નૈમિત્તિક, તપસ્વી, વિદ્યા, સિદ્ધ અને કવિ આ આઠ પ્રકારના મહાપુરુષોદ્વારા થતી જે શાસનની પ્રભાવના તેમાં દેશકાલની અપેક્ષાએ યથોચિત સહાયક થવું, તે બીજું ભૂષણ **પ્રભાવના**.

**ભક્તિ**—સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીસંપન્ન ગુણાધિક પુરુષોને દેખતાં વિનય બહુમાનાદિ ઉચિત કરવું તે **ભક્તિ**.

**જિનશાસનમાં કુશલતા**—જૈન દર્શનનાં તત્ત્વો જાણવાપૂર્વક આર્દ્રકુમારાદિની માફક અન્ય તાપસાદિ હિંસક પૂરુષોને પ્રતિબોધ કરી જૈનધર્મ પ્રાપ્ત કરાવવો તે જિન-શાસન વિષયક **કુશલતા**.

**તીર્થયાત્રા**—જે વડે સંસારસમુદ્ર સુખેથી તરી શકાય તેનું નામ **તીર્થ**. તે તીર્થના દ્રવ્યતીર્થ અને ભાવ તીર્થ એવા બે ભેદો છે, તેમાં—

जम्मं दिक्खा नाणं, तित्थयराणं महाणुभावाणं ।
जत्थ य किर निव्वाणं आगाढं दंसणं होइ ॥ १ ॥

'જે સ્થલોએ મહાનુભાવ શ્રી તીર્થંકરમહારાજાઓનાં જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણાદિ કલ્યાણકો થયેલા હોય તેનું નામ **તીર્થ** છે. એ તીર્થની સેવનાથી સમ્યગ્-દર્શન દૃઢ બને છે.'

**ભાવતીર્થ**—ચતુર્વિધ સંઘ અથવા શ્રુતજ્ઞાનની સૂત્રરૂપે રચના કરનાર પ્રથમ ગણધર મહારાજા. જે માટે કહ્યું છે કે—

" तित्थं भंते तित्थं तित्थयरे तित्थं ? गोयमा ! अरिहा ताव नियमा तित्थंकरे, तित्थं पुण चाउवण्णे समणसंघे पढमगणहरे वा ॥ "

પૂ. પ્રાતઃસ્મરણીય આગમવાચનદાતા આગમોદ્ધારક



આચાર્યદેવ ૧૦૦૮ શ્રીમાન્ સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજ.

જૈન ભાસ્કરોદય પ્રેસ-જામનગર.

' હે ભગવંત ! તીર્થને તીર્થ કહેવાય કે તીર્થંકરને તીર્થ કહેવાય ? હે ગૌતમ ! અરિહંતમહારાજા (અર્થાત્ તીર્થંકર ભગવંતો) તીર્થંકર જ નિયમાં કહેવાય (તેઓ તીર્થની સ્થાપના કરનારા હોય) તીર્થ તો ચતુર્વિધ સંઘને અથવા પ્રથમ ગણધરને જ કહેવાય.'

આવા બન્ને પ્રકારના દ્રવ્યતીર્થ અને ભાવતીર્થની સેવા તે સમ્યગ્દર્શનનું પરમભૂષણ છે. ભૂતકાલીન ઇતિહાસ તરફ આપણે દષ્ટિ ફેંકશું તો ખ્યાલમાં આવશે કે–આ વર્ત્તમાન અવસર્પિણીમાં ઠેઠ ભરતચક્રવર્તીથી આરંભીને અદ્યાવધિ થયેલા ઘણા રાજાધિરાજાઓ, મંત્રીશ્વરોએ અને આત્મકલ્યાણાભિલાષી શ્રેષ્ઠિવર્યોએ મહાન્ સંઘયાત્રાઓના પવિત્ર કાર્યો દ્વારા દ્રવ્ય, ભાવ બન્ને પ્રકારના તીર્થોની સેવાઓ બજાવી છે. પ્રભુ મહાવીરદેવના શાસનમાં માલવેશ્વર વિક્રમાદિત્ય, આમ રાજા, ગુર્જરેશ્વર કુમારપાલ, મહામંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલ, વિગેરે રાજ્યવૈભવશાલી નરપુંગવોએ સિદ્ધસેનદિવાકર, બપ્પભટ્ટિસૂરિ, હેમચંદ્રસૂરિ અને નરચંદ્રસૂરિ વિગેરેની અધ્યક્ષતામાં મહાન્ સંઘયાત્રાઓ કાઢી જૈન શાસનનો વિજયધ્વજ ફરકાવવા સાથે પોતાના સમ્યગ્દર્શનને અલંકૃત કર્યું છે. આ વીસમી શતાબ્દીમાં પણ હમણા જ થોડા થોડા વર્ષોના આંતરે અમદાવાદ, પાટણ વિગેરે સ્થલોએથી લાખોના ખર્ચે નીકળેલી સંઘયાત્રાઓ શાસનની પ્રભાવનામાં તેમજ ધર્મપ્રાપ્તિમાં અસાધારણ હતી એમ તે સંઘયાત્રાના યાત્રિકો આજે પણ એક સરખો ઉચ્ચાર કરી, સદ્ધર્મનું આરાધન કરાવનાર અને કરનાર સંઘપતિ શ્રેષ્ઠિવર્ય **શ્રીમાન માણેકલાલ મનસુખભાઇ** તેમજ સંઘપતિ શ્રેષ્ઠિવર્ય **શ્રીમાન નગીનદાસ કરમચંદ ભાઇને** ભૂરિ ભૂરિ ધન્યવાદ આપી કૃતાર્થ થાય છે.

વિધિપૂર્વક ચતુર્વિધ સંઘ સહિત થતી મહાન્ તીર્થયાત્રાઓમાં આત્માને જે ઉલ્લસિત ભાવના આવે છે, હજારો અન્ય ધર્મીઓ મહાન્ સંઘયાત્રા નિહાળી જે અનુમોદના કરે છે અને સ્થળે સ્થળે જૈન શાસનની જે લોકોત્તર પ્રભાવના થાય છે તેનો આબેહૂબ સાક્ષાત્કાર સંઘયાત્રામાં સાથે રહેલા યાત્રિકો જ સાચે સાચો અનુભવદ્વારા કરી શકે છે. અન્ય દૂર રહેલો માનવ તે મહાન્ સ્વપરલાભનું વર્ણન કરવા શક્તિશાલી નથી. આ ગ્રન્થના પ્રારંભમાં 'સંઘયાત્રાથી થતા લાભો' એ પ્રકરણમાં લેખકે આ બાબતનું સવિસ્તર બયાન આલેખ્યું હોવાથી વધુ પિષ્ટપેષણ કરવું પણ અમને અનુચિત સમજાય છે.

જામનગરનિવાસી દાનવીર **શેઠ પોપટલાલ ધારશીભાઇ તેમજ શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ** સોરઠના શ્રી ગિરનારજી તથા શ્રી સિદ્ધાચલજી વિગેરે મહાતીર્થોની સંઘ સહિત સં. ૧૯૯૪ ના વર્ષમાં કાઢેલ મહાન તીર્થયાત્રાના વર્ણનનું આ પુસ્તક છે. ગ્રન્થના પ્રારંભમાં તીર્થ અને સંઘની મહત્તા સવિસ્તર વર્ણવવા ઉપરાંત, ઉભય સંઘપતિજીનું સંક્ષિપ્ત જીવન, તીર્થયાત્રાના લાભો, તીર્થયાત્રાની તૈયારી અને શુભમુહૂર્તે મંગલ પ્રયાણ વિગેરે વિષયો લખાણથી આલેખવાપૂર્વક જે જે સ્થલોમાં સંઘનું જવાનું થયું

તે તે સ્થલોની ઐતિહાસિક દૃષ્ટિએ થોડી ઘણી માહિતી આપવા સાથે ત્યાંની પ્રજાએ સંઘનું કરેલું સન્માન અને તેના બદલામાં સંઘપતિઓ તરફથી યોગ્ય ક્ષેત્રોમાં થયેલી ઉદાર સખાવતો વિગેરે બધીય વસ્તુને વિગતવાર ઘણી જ સુંદર અને સરલ ભાષામાં રજુ કરવામાં આવી છે. આ એકજ ગ્રન્થનું સાદ્યન્ત મનનપૂર્વક વાંચન કરવાથી સંઘયાત્રાનો સંપૂર્ણ ખ્યાલ આવવા સાથે સંઘ સહિત તીર્થયાત્રાની મહત્તા, સંઘપતિ તથા યાત્રિકોની ફરજ, સંઘયાત્રાની જરૂરીયાતો, વિગેરે સર્વ માહિતી મળી આવે છે. **સંઘપતિ પદના અભિલાષીને આ પુસ્તક એક જબ્બર ભોમિયા–કાર્યવાહકની ગરજ સારે છે.**

સંઘપતિ મહાશય અમારા મુરબ્બી છે, અમને ધર્મમાર્ગમાં જોડનાર છે. કોઈપણ ધાર્મિક કાર્યમાં રસ લેતા અમો શીખ્યા હોઈએ તો તે આ અમારા વડિલ મુરબ્બી સંઘપતિનો જ પ્રભાવ છે. તે માટે અમો આ ભવમાં તો શું પરંતુ ભવોભવમાં પણ તેમના ઉપકારનો બદલો વાળી શકીએ તેવી અમારામાં શક્તિ નથી. **'સવિ જીવ કરૂં શાસનરસી'** એ જિનશાસન પરિણમ્યાનો અણમોલ મંત્ર સંઘપતિશ્રીએ અમારા ઉપર અજમાવ્યો છે અને અમારા પુન્યોદયથી એ માન્ત્રિક શક્તિએ અમુક અંશે અમારા ઉપર અસર ઉપજાવી અમને જિનશાસનના સાચા સેવક બનવાની તક આપી છે તે માટે સંઘપતિજીના અમો અહેશાનમંદ છીએ; એટલું જ નહિ પરંતુ શાસનવત્સલ એ સંઘપતિના ચરણારવિન્દમાં વારંવાર અભિવંદન કરી કૃતાર્થ થઈએ છીએ.

આવા અતિમહત્તાભર્યા ગૌરવશાલી ધાર્મિક ગ્રન્થનું પ્રકાશન કરવાનો અમોને જે પુણ્ય લાભ પ્રાપ્ત થયો છે તે માટે પણ અમારા આત્માને અમો ધન્ય માનીએ છીએ.

સંઘમાં સાથે રહેલા પૂ. આચાર્ય મહારાજાદિ મુનિવર્યોદ્વારા આ ગ્રન્થની, સામગ્રી અમો વધુ ભાગે મેળવી શકયા છીએ. તેમાં પણ પૂ. શાસનપ્રભાવક આચાર્ય શ્રી વિજય મોહનસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્યો પંન્યાસપ્રવર શ્રીમાન્ **ધર્મવિજયજીગણીજી મહારાજ** તેમજ મુનિવર્ય **શ્રીમાન્ યશોવિજયજી** મહારાજ સાહેબોએ આ શુભ કાર્યની સામગ્રી એકઠી કરી સંકલના કરી આપવામાં જે સંગીન ફાળો અર્પણ કર્યો છે તે માટે તે પવિત્ર અને વિદ્વાન્ મુનિવરોના પાદપંકજમાં અમારી વંદનાવલી અર્પણ કરવા સિવાય અમો વધુ શું કહી–કરી શકીએ? સંઘપતિજીના સેક્રેટરી શ્રીયુત **ત્ર્યંબકલાલ હરગોવિંદદાસ** લીંબડીનિવાસી કે જેઓ એક બાહોશ કાર્યકર વ્યક્તિ છે, સંઘપતિજીના સેક્રેટરીનું સુકાન જેઓએ પોતાની કાર્યદક્ષતાથી એક સરખું ઉજ્જ્વલ ભાત પાડતું પાર ઉતાર્યું છે, રાજા-મહારાજાઓ અને મહામાત્યો પાસે અગાઉથી પહોંચી સંઘના સંરક્ષણ તેમજ સત્કારાદિ સર્વ પ્રબન્ધોમાં જેણે અગ્ર ભાગ ભજવ્યો છે તેમનો ફાળો પણ આ ગ્રન્થને અંગે કાંઈ ઓછો નથી. તેઓ તરફથી પણ અનેકવિધ સામગ્રીની પ્રાપ્તિ અમોને થઈ છે. સંઘ સાથે યાત્રાર્થે આવેલા **શ્રીયુત વોરા વેલજીભાઈ લાલજીભાઇ** પાસેથી પ્રાપ્ત થયેલી કાવ્યરચના પણ આ ગ્રન્થના અંતભાગમાં દાખલ કરી છે.

આ 'આમુખ' બાદ આપવામાં આવેલ સંઘ સંબંધી વ્યવસ્થાપક કમીટીની માહિતી તેમજ ગ્રન્થના અન્ત ભાગમાં અપાયેલા, સંઘપતિની સખાવતો, પ્રત્યેક સ્થલે થયેલ જમણવારોની નામવાર યાદી, સંઘમાં પધારેલા પૂ. આચાર્ય મહારાજાદિ મુનિવરો તેમજ સાધ્વીજી મહારાજાઓની નામાવલી, અને સંઘને લગતા કેટલાક કાવ્યો વિગેરે જે પરિશિષ્ટો આપવામાં આવ્યા છે તે પણ આ ગ્રન્થનાં ગૌરવમાં વધારો કરે છે. અમોને આ મહાન્ સંઘયાત્રા પ્રવાસને અંગે જે જે સામગ્રીઓ ઉપલબ્ધ થઈ તે સર્વ સામગ્રીઓ એક વિદ્વાન્ અને ધર્મશ્રદ્ધાસંપન્ન પ્રખર વક્તા અને બાહોશ લેખક પાસે સરલ ભાષામાં પુસ્તકરૂપે તૈયાર કરાવેલ છે, છતાં પ્રમાદજન્ય કાંઇ પણ સ્ખલના રહેવા પામી હોય તો તે સુધારી લેવા તેમ જ અમને જણાવવાના અમારા સહૃદય નિવેદન સાથે અમારું આ 'આમુખ' અહિં જ પૂર્ણ કરીએ છીએ.

(દ્વિ.) શ્રા. સુ. ૫, શ્રી નેમિજિન જન્મકલ્યાણક<br>વિક્રમ સંવત ૧૯૯૫ — જામનગર જૈન શ્વે. વો. કોર



# આભાર દર્શન

**આમારી** આ સંઘયાત્રામાં અમોને જે જે મહાશયોએ કોઇ ને કોઇ પણ પ્રકારે મદદ કરી છે તે માટે અમો તે તે મહાશયોની નામાવલી અહિં આપવા સાથે તેઓનો આભાર માનવાની રજા લઇએ છીએ. જ્યાં જ્યાં અમારા સંઘે પ્રવાસ કર્યો છે ત્યાં ત્યાં રાજાથી રંકપર્યંત હરકોઇ વ્યકિતઓએ નિઃસ્વાર્થભાવે અમને સહાય આપેલ છે અને તે બદલ અમો તે સહુકોઇના ઉપકૃત છીએ, છતાં આહું તો અમોએ અમુક મુદ્દા પુરતી જ નામાવલી આપવા સાથે કૃતજ્ઞતા પ્રદર્શિત કરવાનું સમુચિત ધાર્યું છે.

રાજા, મહારાજા, મહામાત્ય કે શ્રીમંત વ્યક્તિનો આભાર માનવા અગાઉ સર્વથી પહેલા અમોને સધ્ધર્મનો માર્ગ બતાવનાર અમારા સદ્ગુરુદેવોને અમારે યાદ કરવાના છે. જે પૂ. મહર્ષિઓએ આ મહાન સંઘયાત્રાના ઉત્તમ ધાર્મિક કાર્ય માટે ઉપદેશામૃતનું પાન કરાવી અમોને મોક્ષપન્થે ચઢાવ્યા, અને વિહારાદિક અનેક પરિસહો કષ્ટો સહન કરીને પણ અમારી આગ્રહભરી વિનંતિથી સંઘમાં પધારી, સ્થલે સ્થલે હજારો માનવોને ઉપદેશામૃતનું પાન કરાવી સંઘની શોભામાં અદ્ભૂત વૃધ્ધિ કરી તે જગદ્વંદ્ય કંચનકામનીના ત્યાગી તીર્થોધ્ધારક સૂરિસમ્રાટ્ પૂ. આચાર્ય મહારાજ **શ્રી વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજ, આગમોધ્ધારક આચાર્યદેવ **શ્રીમાન્ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી** મહારાજ તેમજ શાસનપ્રભાવક આચાર્ય **શ્રી વિજયમોહન-સૂરીશ્વરજી** મહારાજાદિ મુનિ મહાત્માઓ તેમજ પૂ. પવિત્ર સાધ્વીજી મહારાજાઓના ચરણ-કમલમાં ભૂરિ ભૂરિ વંદન કરી કૃતકૃત્ય થવા સાથે તેઓના અપરિમિત ઉપકાર બદ્દલ આભાર માનવાની રજા લઇએ છીએ.

**જામનગરઃ**—મહારાજા સાહેબ દિગ્વિજયજીસિંહજી તથા દિવાન સાહેબ ખાનબહાદુર મહેરબાનજી.

**ગોંડલઃ**—મહારાજા સાહેબ સર ભગવતસિંહજી જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એમ. ડી., એલ. એલ. ડી., એફ. આર. સી. પી., અને એફ. આર. એસ. (એડીનબર), ડી. સી. એલ. (ઓક્સફર્ડ), એમ. આર. આઇ. (ગ્રેટબ્રીટન), એફ. સી. પી. એસ. (મુંબઇ) વગેરે વગેરે.

**જુનાગઢ**—નવાબસાહેબ સરકાર મહોબતખાનજી તથા દિવાન મી. મોન્ટીથ.

**ગાયકવાડ**—અમરેલી પ્રાન્ત સૂબા સાહેબ.

**માંગરોળ**—યુવરાજ શ્રીમાન્ શાહજાદા અબ્દુલ ખાલિક વલિયદ.

**દીવઃ**—પોર્ટુગીઝ સરકારના દીવના ગર્વનર સાહેબ.

**ભાવનગરઃ**—મહારાજા સાહેબ શ્રી કૃષ્ણકુમારસિંહજી, સ્ટેટ એડવાઈઝર સર પ્રભાશંકર પટણી, સ્ટેટ દિવાન શ્રીમાન્ અનંતરાય ભાઇ પટણી.

પાલીતાણાઃ—ના. ઠાકોર સાહેબ શ્રીમાન્ બહાદુરસિંહજી, દિવાન કુમાર શ્રી મૂલરાજસિંહજી.

ધ્રાંગધ્રાઃ—મહારાજા સાહેબ શ્રી ઘનશ્યામસિંહજી.

બજાણાઃ—દરબાર સાહેબ.

વઢવાણ સ્ટેટઃ—કાઉન્સીલ પ્રેસીડન્ટ રાવસાહેબ મણિભાઇ ભાઇચંદ મહેતા.

ઉપર જણાવેલા સ્ટેટો, મહારાજાઓ તેમજ દિવાન, પ્રમુખ, અધિકારીવર્ગ તરફથી આ સંઘને ઘણો જ સહકાર મળ્યો છે, જામનગરથી પાલીતાણા સુધીના સ્ટેટોએ સંઘની પોતાના આંગણે થએલી પધરામણી પ્રસંગે સંરક્ષણ ઉપરાંત જકાતમાફી વિગેરે વિવિધ આવકારદાયક સન્માન કરી સ્વકર્ત્તવ્ય બજાવ્યું છે અને પાલીતાણા સ્ટેટે તો સંઘપતિનો **મહા વદિ છઠનો** તીર્થમાળનો દિવસ પોતાના રાજ્યમાં **અહિંસક** રૂપે જાહેર કરી જે રાજધર્મ બજાવ્યો છે તે માટે અમો તે સર્વના આભારી છીએ. ધ્રાંગધ્રા, બજાણા વિગેરે સ્ટેટોએ સંઘને જોઇતી તંબુ, સમીયાણા, રાવટી, હાથી વિગેરે સામગ્રી આપીને અમોને ઘણી રાહત આપી છે તે માટે તેમના પણ અમો અહેશાનમંદ છીએ. ખાસ કરીને શાસનરસિક ધર્મપ્રેમી શેઠ **ધોળીદાસ ડુંગરશી** ધ્રુવ તથા શેઠ **સોમચંદભાઇ મંગળદાસ** અમદાવાદવાળાએ પણ પહેલેથી છેલ્લે સુધી સંઘની દરેક સુવ્યવસ્થા સાચવવામાં તન-મનનો જે ભોગ આપ્યો છે તે દરેક રીતે પ્રશંસનીય છે અને તેમના અમો ઉપકૃત થયા છીએ. આ સિવાય બીજા પણ નાના મોટા રાજવી તેમજ અધિકારીઓએ અમારા સંઘમાં સહાય આપી છે તેમનો આભાર માનવાની રજા લઇએ છીએ.

સંઘની વ્યવસ્થા એક સરખી સુંદર જળવાઇ રહે તે માટે ખાતાઓ વિભાગવાર પાડી અમુક અમુક યોગ્ય વ્યક્તિઓને તે ખાતું સંભાળવા માટે ગોઠવવામાં આવ્યા હતા. આ વિભાગમાં ઘણાખરા મહાશયોએ તો કેવલ નિઃસ્વાર્થ ભાવે તે તે ખાતાની વ્યવસ્થાપૂર્વક સંભાળ જાળવી હતી, અમો તે સર્વ ખાતાઓ અને તેના વ્યવસ્થાપકોની અહિં ક્રમશઃ યાદી આપવા સાથે તેઓએ બજાવેલી નિઃસ્વાર્થ સેવા માટે અભિનંદનપૂર્વક તેઓનો આભાર માનવાની રજા લઇએ છીએ.

૧. **એડવાન્સપાર્ટી** ( કેમ્પ કયાં મુકામે કઇ જગ્યાએ રાખવો તે અગાઉથી નક્કી કરવું ) અમદાવાદના નગરશેઠ **શ્રીમાન્** કસ્તૂરભાઇ મણિભાઈ તથા જેસીંગભાઈ સાકળચંદ સમૌવાળા.

૨. **વોલન્ટીયર કોર**—વોરા ન્યાલચંદ ટોકરશી. ( જામનગર )
૩. **કોઠાર ખાતુ**—ખાખરેચીવાળા મગનલાલ પાનાચંદ.
૪. **રસોડા ખાતુ**—પારેખ મોહનલાલ ભગવાનજી. ( જામનગર )
૫. **તંબુ ખાતુ**—શાહ ભોળાભાઇ અમદાવાદવાળા.
૬. **સ્ટોર ખાતુ**—શાહ કેશવલાલ છગનલાલ.
૭. **ઉકાળેલ પાણી તથા આયંબિલ ખાતુ**—ભાઇ ગુલાબચંદ માણેકચંદ શાહ. ( જામનગર )
૮. **દેરાસર ખાતુ**—નેમચંદભાઇ. વીરજી ઝવેરી ( જામનગર )
૯. **તાર ટપાલ ખાતુ**—સંઘવી ત્રંબકલાલ હરગોવિંદદાસ લીંબડી.
૧૦. **રાજ્ય બંદોબસ્ત ખાતુ**— „ „ „

૧૧. ઇનામ અકરામ ખાતુ— ,, ,, ,,

૧૨. ટ્રેઝરર ખાતુ { શાહ ધોળીદાસ ડુંગરશી. અમદાવાદ<br>તથા લક્ષ્મીચંદભાઇ અને છગનલાલ.

૧૩. પોલીસ બંદોબસ્ત—સંઘવી ત્રંબકલાલ હરગોવિંદદાસ લીંબડી

૧૪. મોટર વાહન ખાતુ—શાહ ધોળીદાસ ડુંગરશી શેઠ સોમચંદ મંગળદાસ. સંઘવી ત્રંબકલાલ

૧૫. વૈયાવચ્ચ ખાતુ—પારેખ સુંદરલાલ ભગવાનજી.

૧૬. { ઇલેકટ્રીક બત્તીખાતુ તથા વૉટરસપ્લાઇ (પાણી પૂરું પાડવું) } શાહ ધોળીદાસ ડુંગરશી.<br>સંઘવી ત્રંબકલાલ હરગોવનદાસ.<br>મહેતા વોચ કુંપની. જામનગર

આ ઉપરાંત સંઘમાં હરકોઇ પ્રકારની વ્યવસ્થા માટે તેમજ કયા ગામમાં શું સખાવત આપવી ? તે નક્કી કરવા માટે વ્યવસ્થાપક કમીટી તેમજ સખાવત કમીટી-એમ બે કમીટીઓ નીમવામાં આવી હતી. તે બન્ને કમીટીના સભ્યોની નામાવલી નીચે પ્રમાણે છે.

૧. વ્યવસ્થાપક કમીટી—૧ શેઠજી પોપટલાલ ધારશીભાઈ જામનગર
૨ શેઠજી ચુનીલાલ લક્ષ્મીચંદ ,,
૩ સંઘવી નગીનદાસ કરમચંદ પાટણ
૪ પટવા બાલાભાઇ મગનલાલ અમદાવાદ
૫ શાહ માણેકલાલ કેશવલાલ લીંબડી
૬ શાહ સોમચંદ મંગળદાસ અમદાવાદ
૭ શાહ ધોળીદાસ ડુંગરશી અમદાવાદ
૮ સંઘવી ત્રંબકલાલ હરગોવનદાસ લીંબડી

૨. સખાવત કમીટી—૧ શેઠ પોપટલાલ ધારશીભાઇ
૨ શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ
૩ સંઘવી શેઠ નગીનદાસ કરમચંદ
૪ શેઠ ગુલાબચંદ નગીનદાસવાળા સોમાભાઇ અથવા ચીમનભાઇ
૫ ઝવેરી કસ્તુરભાઇ નાનચંદ
૬ શાહ ધોળીદાસ ડુંગરશી
૭ સંઘવી ત્રંબકલાલ હરગોવનદાસ

આ સિવાય બીજા પણ જે કોઇ સદ્‌ગૃહસ્થોએ આ શુભ કાર્યમાં સહાય આપી હોય તે દરેકનો સંઘપતિ તરફથી આ પુસ્તકના પ્રકાશક તરીકે અમો આભાર માનવાની રજા લઇએ છીએ.

શ્રી જામનગર જૈન શ્વે. વે. કોર



पूज्यपाद-प्रातःस्मरणीय-शासनप्रभावक-
व्याख्यानविशारद-आराध्यपाद



जैनाचार्य श्री श्री १००८ श्री विजयमोहनसूरीश्वरजी महाराज।

આનંદ પ્રેસ-ભાવનગર.




# श्री सौराष्ट्र तीर्थ संघयात्रा

॥ तीर्थाधिराज–श्रीरैवतगिरिवर–श्रीशत्रुञ्जयगिरिवराभ्यां नमोनमः ॥

॥ तीर्थस्वरूप–अनन्तलब्धिनिधान श्रीमद्गौतमगणधरभगवद्भ्यो नमः ॥

## તીર્થયાત્રા એટલે ધર્મ કલ્પવૃક્ષ

**અનન્તજ્ઞાની** શ્રી જિનેશ્વર મહારાજાના શાસનમાં કહેલા ભિન્ન ભિન્ન મોક્ષસાધક યોગો પૈકી શાસ્ત્રોમાં કહેલી વિધિ મુજબ છ'**રી**' સહિત તીર્થયાત્રા એ સર્વશિરોમણી શિવસંપાદક યોગ છે. સમ્યગ્દર્શનાદિરત્નત્રયીની આરાધના, અરિહંતાદિ નવપદમય શ્રીસિદ્ધચક્રભગવંતની સેવના, જિનમંદિર, જિનબિમ્બ પ્રમુખ સપ્તક્ષેત્રની ઉપાસના, તેમજ દાન–શીલ–તપ અને ભાવરૂપ ધર્મના મુખ્ય અંગોની અર્ચના ઇત્યાદિ સર્વ ધર્માનુષ્ઠાનોની જુદી જુદી શાખાઓ એક જ સ્થાને પોષણ પામતી હોય તો તેવું સ્થાન છ'**રી**' સહિત તીર્થયાત્રારૂપી ધર્મ કલ્પવૃક્ષ જ છે. 'સંઘપતિપદની સર્વોત્તમતા એ તીર્થયાત્રાની ઉત્તમતાને જ આભારી છે' એમ કહીએ તો તે અસંગત નહિં ગણાય.

## સર્વ ધર્મોમા તીર્થયાત્રાનુ સ્થાન

જૈન સમાજમા જ તીર્થયાત્રાનુ સ્થાન મહત્ત્વભર્યું આલેખાય છે એમ નથી, પરતુ આર્યાવર્ત્તના સર્વ ધર્માનુયાયીઓ તીર્થયાત્રાના ધાર્મિક અગને ઘણુ જ ગૌરવભર્યું માને છે મુસ્લીમ જેવી કોમ પણ એ તીર્થયાત્રાના સ્વધર્મથી વચિત રહી નથી હિદુઓ ' **તીર્થયાત્રા** ' શબ્દનો પ્રયોગ કરે છે જ્યારે તે કોમ ' **હજ** ' શબ્દનો ઉપયોગ કરતી જોવાય છે, એમ છતા અન્યોના તીર્થો અને તીર્થયાત્રાની અપેક્ષાએ જૈનોના તીર્થો અને વિધિપૂર્વક કરવામા આવતી તીર્થયાત્રાઓ ઘણા જ ઊચા પ્રકારની છે, એમ નિષ્પક્ષદૃષ્ટિથી અવલોકન કરનાર સુજ્ઞોને અવશ્ય કબૂલ કરવુ પડે છે

## 'તીર્થ' શબ્દનો અર્થ

**તીર્થ**યાત્રાથી થતા લાભો તેમજ તીર્થયાત્રાની વિશિષ્ટ ઉત્તમતા સબધી વિચાર કરવા પહેલા ' તીર્થ ' શબ્દ માટે કાઈક વિચાર કરવો અસ્થાને નહિ ગણાય 'તીર્યતેઽનેન તત્તીર્થમ્ ' જેનાવડે તરી શકાય તેનુ નામ તીર્થ એ વ્યુત્પત્ત્યર્થ સાથે એટલા ખ્યાલ રાખવાની જરૂર છે કે,-નદી કિવા સરોવર-સમુદ્રાદિને તરવાના સાધનો જેવા કે હોડી વહાણુ અથવા સ્ટીમરને અહિ તીર્થ તરીક ગણવાના નથી, તે સાધનો દ્વારા એક વખત તરવા છતા પુન ડૂબવાનો પ્રસગ આવતો હોઇ તરવુ ન તર્યા બરાબર છે તેનુ જ નામ તરવુ ગણાય કે એક વખત કિનારો પ્રાપ્ત થયા બાદ ફરી ડૂબવાનો કિવા પાણીમા ગોથા ખાવાનો પ્રસગ ન આવે એ કારણથી જ જન્મ-જરા-મરણરૂપ જળથી ભરેલો ભવસમુદ્ર જેના વડે તરી શકાય તેનુ જ નામ તીર્થ છે જ્ઞાની મહર્ષિઓએ શાસ્ત્રોમા તેને જ સાચુ તીર્થ કહ્યુ છે, એવુ વાસ્તવિક તીર્થ જો કોઇ પણ હોય તો તે શ્રુતજ્ઞાન અથવા શ્રુતજ્ઞાનના આધારભૂત શ્રમણપ્રધાન ચતુર્વિધ સઘ કિવા શ્રુતજ્ઞાનને દ્વાદશાગીરૂપે ગુથનાર પ્રથમ ગણધર મહારાજા જ છે

**શંકા:**—આપણે તો વર્તમાનમા શ્રી શત્રુજય, ગિરનારજી, સમ્મેતશિખર વિગેરે ભૂમિઓને તીર્થરૂપે માનીએ છીએ, જ્યારે ઉપર શ્રુતજ્ઞાન, ચતુર્વિધ સઘ અથવા પ્રથમ ગણધર મહારાજાને તીર્થ તરીકે કહેવામા આવે છે તે કેમ બને ?

**સમાધાન:**—શ્રી શત્રુજય, ગિરનારજી વિગેરે સ્થળોને જે કારણથી તીર્થરૂપે માનવામા આવે છે તે કારણોનો જો વિચાર કરવામા આવે તો પૂર્વોક્ત શકાને અવકાશ રહેશે નહિ. જૈનોએ કેવળ સૃષ્ટિસૌન્દર્ય ઉપર દૃષ્ટિપાત કરી, તે તે સ્થળોને તીર્થરૂપે માન્યા નથી વળી જૈનતીર્થો કેવળ સૃષ્ટિસૌન્દર્ય અથવા તો શિલ્પકળાના જ ભડાર નથી ' જે જે સ્થળોના અણુઓ અનતજ્ઞાની મહર્ષિઓના પાદન્યાસથી એવી રીતે પવિત્રતાની પરાકાષ્ઠાએ પહોચેલા હોય કે ત્યા આવનાર યાત્રિકોના હૃદયો ધાર્મિક ક્ષણમા એક સાથે પરિવર્તન પામે ' તેને જ તીર્થરૂપે માનેલ છે એ તીર્થોમા અધમ આત્માને પણ ઉન્નત અને નિર્મળ બનાવવાની જબ્બર શક્તિ રહેલી હોય છે જે જે સ્થળોએ જગદ્વદ્ય મહાપુરુષોના જન્મ થયા હોય, માનવ જીવનના ધ્યેયની સિદ્ધિ માટે એ જિતેન્દ્રિય મહાત્માઓએ જ્યા જ્યા આકરી તપશ્ચર્યાઓ આદરી હોય, જે સ્થળો એ આપ્ત મહર્ષિઓના ચરણસ્પર્શથી એકથી વધુ વખત પુનિત થયા હોય એ સર્વ સ્થલો ભવ્ય આત્માઓ માટે તીર્થરૂપે મનાય છે આવા પવિત્ર સ્થળોમા જવાથી યાત્રિકોના આત્મામા



પૂ. સુવિહિતશિરોમણિ સૂરિસમ્રાટના પટ્ટાલંકાર મહાપ્રતિભાસંપન્ન આગમ-સિદ્ધાન્ત-
વ્યાકરણ-તર્ક-જ્યોતિષ-શિલ્પાદિ વિવિધ શાસ્ત્રપારગત, વિશુદ્ધચારિત્રચૂડામણિ

**પૂ. આચાર્ય મહારાજ શ્રીમાન્ વિજયોદયસૂરીશ્વરજી મહારાજ**

[સંઘયાત્રામાં યાત્રિકોને જેઓની તત્ત્વભરપૂર અમૃતવાણીનું પાન કરવાનો સુપ્રસંગ મળ્યો હતો]

આનંદ પ્રેસ ભાવનગર

નવો ઉલ્લાસ પ્રગટે છે. ભૂતકાલનો સમૃદ્ધ ઇતિહાસ તેની આંખ આગળ ખડો થાય છે. પોતાના પૂર્વજો તેમજ સ્વધર્માનુયાયીઓ માટે ગૌરવ પેદા થાય છે અને જાણે કે કોઈ પુણ્ય સરિતામાં સ્નાન કરતો હોય એવો પ્રમોદ અનુભવે છે. આ ઉપરથી એ સિદ્ધ છે કે શ્રુતજ્ઞાન–શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ અથવા તો તીર્થંકર–ગણધર મહારાજાઓ અને તે તે તીર્થસ્થળો એ ઉભયનો સંબંધ પરસ્પર એવો સંકળાએલો છે કે તે ભૂમિઓને તીર્થ તરીકે સંબોધવામાં કોઇપણ શાસ્ત્રીય વિરોધ દૃષ્ટિગોચર થતો નથી. એ તો સીધી અને સાદી વાત છે કે તે તે તીર્થસ્થળોએ જનારો સુજ્ઞ યાત્રિકવર્ગ જે મહાપુરુષના નિમિત્તથી એ ભૂમિની તીર્થરૂપે વિશિષ્ટતા પ્રસિદ્ધ થઇ છે, તે મહર્ષિઓને યાદ કરે છે, તેના ગુણગ્રામ કરી પોતાના આત્માને પણ ગુણાભિમુખ બનાવે છે.

## જૈનોના તીર્થોની આબાદી

આર્યાવર્તમાં પ્રત્યેક ધર્મોના વિવિધ સમ્પ્રદાયને અંગે હજારો તીર્થો હાલ વિદ્યમાન છે, પરંતુ એ સર્વ તીર્થોમાં જૈનોનાં તીર્થોનો વૈભવ, આબાદી તથા શિલ્પકળા સર્વોત્તમ છે એમ હરકોઇ હિંદુઓ ઉપરાંત પાશ્ચાત્ય મુસાફરોને પણ જાહેર કરવું પડે છે. જૈનોનાં વિશાળ કળામય તથા ચોકખાઇવાળાં તીર્થોનું અવલોકન કર્યા પછી કેટલાકો એના સૌન્દર્ય ઉપર આફરીન બની જાય છે, અને એમાં કાંઇ આશ્ચર્ય જેવું કે અતિશયોક્તિ જેવું પણ નથી. જૈનસંઘે તીર્થોના ઉદ્ધાર અને સંરક્ષણ માટે અઢળક દ્રવ્ય ખર્ચ્યું છે, પ્રતિભાશાલી જૈનાચાર્યોની પ્રેરણાઓ એ તીર્થો માટે જૈન સંઘે સદાય ઝીલી છે, એ પવિત્ર તીર્થોનાં ચરણમાં સમગ્ર જૈન સંઘની સંપત્તિ અને ભક્તિ આપોઆપ રેલાઇ છે. રાજમાન્ય અમાત્યો અને પ્રજામાન્ય નરેન્દ્રોએ તીર્થોની પાછળ પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે, એમ છતાં એ બાહ્યાડંબર કે પ્રતિષ્ઠાને અંગે જ સંભવિત બન્યું છે એમ કોઇએ માનવાની જરૂર નથી. જૈન તીર્થો પ્રથમથી જ ભક્તિ–દ્વારા આત્મોન્નતિની ઉન્નત પ્રેરણાઓ આપી રહ્યા છે. એ પુણ્ય તીર્થોની રક્ષા માટે તેમજ આબાદીની ખાતર જૈનોએ આટલો ભોગ ન આપ્યો હોત, આટઆટલી કાળજી ન રાખી હોત તો જૈન સંઘ અન્ય સંઘોની અપેક્ષાએ ટૂંકી સંખ્યામાં છતાં જે ગૌરવથી આજે ઊભો રહ્યો છે તે ગૌરવથી ઊભો રહી શકત કે કેમ? એ વિચારણીય વિષય છે.

## જૈન સમાજ ઉપર તીર્થોનો ઉપકાર

ગાઢ અંધકારના જમાનામાં પણ આપણાં આ પવિત્ર તીર્થોએ જ જૈનત્વ ટકાવી રાખવામાં પ્રધાન સહાયતા આપેલ છે. તીર્થો જો કેવળ વૈભવ કે કળાનાં ધામ બની રહ્યાં હોત તો તે આટલા આટલા સામ્પ્રદાયિક તોફાનો તેમજ રાજ્યસંઘર્ષણો વચ્ચે ભાગ્યે જ ટકી શકયા હોત, જૈન સમાજના–જૈનત્વના અસ્તિત્વને ટકાવી રાખવામાં, જૈનોના આત્મસન્માનને સદા પ્રકાશિત રાખવામાં આપણાં તીર્થોનો ફાળો કાંઈ જેવો તેવો નથી. કરમાતા વૃક્ષના મૂળમાં નવું પાણી સિંચાય અને જોતજોતામાં એ વૃક્ષ નવપલ્લવ બને તેમ છૂટાછવાયા વસતા જૈનસંઘોના પ્રતિસમય શિથિલ થતા ધાર્મિક જીવનમાં તીર્થોએ જ નવી પ્રેરણારૂપી પાણીનો ઝરો વહેવડાવી એ સંઘોને નવપલ્લવ રાખ્યા છે. તીર્થોએ જ જૈન સંઘની અસ્મિતા અને સાધર્મિકતા પલ્લવિત કરી છે, તીર્થો જ જૈન સંઘના જીવનમાં શત્રુ સામે અભેદ્ય દુર્ગરૂપે પુરવાર થયાં છે. બીજા સમ્પ્રદાયોના જોર તથા રાજ્યોના જુલ્મો વખતે અડગ–મૌન તપસ્વી પેઠે ઊભેલાં એ તીર્થોએ જ જૈનોને પોતાની હુંફમાં રાખ્યા છે. આવા આત્મિક કલ્યાણની પ્રેરણાના સતત વહેતા ઝરા સમાન તીર્થો ખાતર જૈન સંઘ જેટલો ભોગ આપે તેટલો ઓછો છે.

## તીર્થ અને તીર્થભાવના

પૂર્વના પુણ્યોદયથી મનુષ્યને ચિંતામણિ કિંવા કલ્પવેલડી મળે, એ ઉત્તમ વસ્તુના પ્રતાપે ગમે તેવી અનુકૂલ સંપત્તિના સાધનો ઊભા કરે, એ સંપત્તિનો છૂટથી ઉપયોગ કરી બધું ય જવા દે, પરંતુ સંપત્તિની પ્રાપ્તિમાં કારણભૂત ચિંતામણિ કિંવા કલ્પવેલડી તો તે જીવની જેમ સાચવી રાખશે; કારણ કે એ સુજ્ઞ માનવ બરાબર સમજે છે કે બધું ભલે બરબાદ થઈ જાય, પરંતુ જો પાસે ચિંતામણિ અથવા કલ્પવેલ કાયમ હશે તો બીજી સંપત્તિ ઉપજાવવી તે તો રમત વાત છે. પનિહારી બાઈ કૂવામાં ઘડો ઉતારતી વખતે હાથમાંથી દોરીનો ઘણો ભાગ સરી જવા દેશે પરંતુ છેડાને વળગી રહેશે, એ છેડો હાથમાં હશે તો આખો દોર અને પાણીથી ભરેલો ઘડો બહાર નીકળી શકશે એમ તે બરાબર જાણે છે. કેટલીક વખત બધું ય જતું કરીને પણ એકાદ વસ્તુને પકડી રાખવી પડે છે. પછી તો તે સાચવી રાખેલી વસ્તુ જ ગયેલી ઋદ્ધિ અને સંપત્તિને તાણી લાવે છે. આપણા પ્રાણસમા સર્વોત્તમ તીર્થો માટે પણ એમ જ કહી શકાય. બધું ય ભલે ભૂલી જવાય પરંતુ તીર્થ અને તીર્થભાવના રહી જાય તો એ તીર્થોને આધારે ધર્મ અને ધર્મી અખંડિત રહી શકશે. એ શક્તિ જંગમ તીર્થ કરતાં પણ અપેક્ષાએ સ્થાવર તીર્થમાં વધારે છે એમ વિચારને અંતે જરૂર જણાઈ આવશે.

## કળિયુગમાં તીર્થસંપત્તિ કલ્પવલ્લી.

**તીર્થ**માં જ એ સામર્થ્ય છે કે આડે માર્ગે ઉતરી ગયેલાને તે પાછા રાજમાર્ગ ઉપર લાવે છે. તીર્થો દીવાદાંડી રૂપ છે. અંધકારમાં આથડતા પ્રાણીને એ પ્રકાશ આપી રસ્તો બતાવે છે. તીર્થને વાણી નથી હોતી પરંતુ એનાં મૌનમતને જે ઉદાત્ત પ્રેરણાઓ હોય છે તે હજારો ઉપદેશકોની એકઠી કરેલી–સંઘરેલી વાણીમાં પણ નથી હોતી. હજારો વર્ષના સુકા ધખધખતા રણવગડામાં તીર્થો જ જળ–પુણ્યની પરબ જેવા દીસે છે. બીજા કોઈ એ વાત માને યા ન માને પરંતુ જૈનસંઘ ઉપર તીર્થના અણુએ અણુઓનો અસીમ ઉપકાર છે. ભય અને અવ્યવસ્થાના દિવસોમાં એ તીર્થોએ જ જૈનોને વિખરાઈ અને લોપાઈ જતાં બચાવ્યા છે. તીર્થોની છાયામાં જ ભિન્નભિન્ન સમુદાયગત જૈનોની પણ એકતા દૃષ્ટિગોચર થાય છે. સાધર્મિક વાત્સલ્ય, સાધુસેવા એ તીર્થના ઓવારે ઉભરાઇ જતી નિહાળાય છે. જૈનતીર્થોના અસ્તિત્વવિના જૈનસંઘનું અસ્તિત્વ કલ્પવું અશક્ય બને છે. **કળિકાળમાં પણ તીર્થસંપત્તિ જૈનસંઘની કલ્પવલ્લી છે.**

એકએક તીર્થ પ્રાચીન ઇતિહાસ અને ભૂતકાલીન ગૌરવનો એકએક અમૂલ્ય ગ્રન્થ છે. એ એના યાત્રિકોને એની યોગ્યતાના પ્રમાણમાં ઇતિહાસ અને શાસ્ત્રોના સત્ત્વો સંભળાવે છે. એ વખતે તીર્થની ભૂમિને તેમજ તીર્થ ઉપરના આલીશાન રમણીય મંદિરોને પણ પોતાની સ્વતંત્ર ભાષા હોય એમ લાગે છે. આવા વચનાતીત પરમોપકારી તીર્થોની વિધિ સહ યાત્રા કરનાર કરાવનાર સંઘપતિને, સંઘયાત્રાના પ્રેરક આચાર્યાદિ મુનિવર્યોને તેમજ સાથ આપનાર યાત્રિક સમૂહને ધન્યવાદાર્પણ સહેજે સહેજ થઇ જાય તો તેમાં કાંઇ વિશેષ આશ્ચર્ય નથી.



ઉદારચરિત અપૂર્વ ધર્મશ્રદ્ધાળુ દાનવીર પુન્યપ્રભાવક સંઘપતિ શ્રેષ્ઠિવર્ય
**શ્રીમાન પોપટલાલ ધારશીભાઇ**

આનંદ પ્રેસ-ભાવનગર.

## જૈન તીર્થોની ઉજ્જવળતા અને દેવદ્રવ્ય

વર્તમાનમાં અન્યધર્મીઓ કરતાં જૈનોનાં તીર્થોની ઉજ્જવળતા ઘણી જ સુંદર જોવાય છે. તેમાં કારણ જો કાંઈ પણ હોય તો દેવદ્રવ્ય તેમજ તીર્થોનાં જીર્ણોદ્ધાર માટે આપવામાં આવતું જૈનસંઘનું યથાયોગ્ય લક્ષ્ય જ છે. આજે કેટલાક અર્ધદગ્ધો દેવદ્રવ્યનો ગમે તે સાધનમાં વ્યય કરવા માટે ધમપછાડાં કરતા જોવાય છે, પરંતુ જો એ દેવદ્રવ્યનો સંગ્રહ ન હોત અને ગમે તે સાધનોમાં તે અઢળક દ્રવ્ય વેડફાઈ ગયું હોત તો મરૂધર મેવાડ માળવા વિગેરે વિકટ પ્રદેશમાં કળાના ધામ સરખાં પ્રાચીન જિનમંદિરો-જૈનતીર્થોની જે મરમ્મત થઈ રહી છે, મધ્યકાલીન સૈકાઓમાં દાખલ થયેલી કાલિમા દૂર થતાં ઉજ્જવલ હિમાલય સરખાં શિખરો જનતાનું જે આકર્ષણ કરી રહ્યા છે તે સ્થિતિ નીહાળવાનું સદ્‌ભાગ્ય સાંપડત કે કેમ ? એ એક પ્રશ્ન છે. આથી એમ કહેવાનો આશય નથી કે જીર્ણોદ્ધારાદિ કાર્યોમાં ઘરની લક્ષ્મીને વાપરવામાં જૈન સમાજ કૃપણ છે. જૈન સમાજને આંગણે એવા ઘણા ય દાનવીર રત્નો ભૂતકાલમાં થઈ ગયા છે અને વર્તમાનમાં છે કે એ તીર્થો તેમજ જિનમંદિરના ઉદ્ધારમાં લાખો રૂપીઆનો ખર્ચ કરવામાં અચકાતા નથી. છતાં કઢંગી આર્થિક સ્થિતિના ચાલુ જમાનામાં જીર્ણોદ્ધારાદ શુભ કાર્યોમાં દાનવીર મહાશયોની ઉદારતાને દેવદ્રવ્યની જબ્બર મદદ મળી છે. અન્યદર્શનીઓ સંબંધી મંદિરોના પૂજારીઓ વ્યવસ્થાપકો અથવા ગાદીધરોની ભોગ સામગ્રીમાં દેવને ચરણે ધરેલી લક્ષાવધિ અથવા કોટ્યાવધિ લક્ષ્મી જેમ વેડફાઈ જાય છે તેમ આપણા સમાજમાં બનતું હોત તો આપણા તીર્થોની મનમોહક ઉજ્જવળતા નિહાળી જે ગૌરવ સાથે જગતમાં ઊભા છીએ તે ગૌરવથી અવશ્ય વંચિત રહેવાનો પ્રસંગ આવત. શુકલતીર્થ, મથુરા, કાશી, હરદ્વાર વિગેરે અન્યમતીઓના મુખ્ય મુખ્ય તીર્થોની ઉજ્જવલતા (?) નીહાળો જ્યારે શત્રુંજય ગિરનારજી, શિખરજી, આબૂજી જેવા મુખ્ય સ્થળોને બાજુમાં રાખી, ભોયણી, પાનસર, તળાજા કે તારંગાજી જેવા આપણાં જૈન તીર્થો નીહાળીએ તો પણ ઉજ્જ્વલતામાં આભ જમીનનું અંતર લાગ્યા વિના નહિં રહે. એ બધોય પ્રતાપ જૈન સંઘની જીર્ણોદ્ધારાંમાટે સંપૂર્ણ કાળજીનો તેમજ દેવદ્રવ્યનો છે. એ ઉત્તુંગ તીર્થોની જેટલી ઉજ્જવલતા તેટલી જ જૈન સંઘની તેમજ તીર્થના યાત્રિક આત્માઓની ઉજ્જવલતા છે.

ભારતવર્ષને જિનમંદિરોથી ભૂષિત બનાવનાર મહારાજા સંપ્રતિ, સુવિહિતશિરોમણિ સિદ્ધસેન દિવાકરના ઉપદેશામૃતને ઝીલનાર વીર વિક્રમાદિત્ય, સૂરિપુરંદર બપ્પભટ્ટીથી પ્રતિબુદ્ધ થયેલા આમરાજા, ગુર્જરેશ્વર કુમારપાળ, મહામંત્રીશ્વર વસ્તુપાળ તેજપાળ, મહામાત્ય ઉદયનમંત્રીશ્વર તથા વીરપુત્ર બાહડ, દેશલશાહ, જગડુશા વિગેરે ધર્મપ્રાણ ભવ્યાત્માઓએ તીર્થોના ઉદ્ધાર માટે લાખો તેમજ ક્રોડોનો સદ્વ્યય કર્યો છે. લાખો મનુષ્યો તેમજ હજારોની સંખ્યામાં વર્તતા હાથી ઘોડાઓના સમુહ સાથે પગપાળી તીર્થયાત્રાઓ કરેલી છે. તીર્થો તેમજ ધર્મ માટે કેટલાક ધર્મવીર આત્માઓ પ્રાણાર્પણ કરતાં પણ ડર્યા નથી. એમ તે તે સમયે રચાએલા ચરિત્ર ગ્રન્થો તેમજ સાક્ષરોએ ગુંથેલા ઇતિહાસના પાનાઓ આજે પણ સાક્ષી આપે છે.

ભૂતકાળનો જૈન ઇતિહાસ યદ્યપિ ઘણો જ ઉજ્જવલ હતો, એમ છતાં આજના દુષમ સમયમાં પણ જૈનોની સામાજિક તેમજ ધાર્મિક એ પુરાપૂર્વથી ચાલી આવતી ઉજ્જવલતા સાવ ઓસરી ગઈ

નથી, એટલું જ નહિં પણ જો એકાન્તમાં બેસીને વિચાર કરવામાં આવે તો હરકોઈ બાબતમાં અન્ય કોમોની અપેક્ષાએ જૈન કોમ વર્તમાનમાં પણ ચઢીયાતી જ છે, એમ પ્રાજ્ઞપુરુષોને કબૂલ કરવું પડશે. ધાર્મિક વ્યવહારિક તેમજ સામાજિક કાર્યોમાં લાખો અને ક્રોડોની સખાવતો કરનારા શેઠ પ્રેમચંદ રાયચંદ, શેઠ વીરચંદ દીપચંદ, શેઠ પ્રેમાભાઇ હેમાભાઈ, શેઠ મનસુખભાઇ ભગુભાઈ શેઠ લાલભાઇ દલપતભાઇ, શેઠ જેસીંગભાઇ હઠીસીંગ, રાયબહાદુર બદ્રીદાસજી, બુદ્ધિસિંહજી દુધેડીઆ વિગેરે વીસમી સદીના સંખ્યાબંધ સ્વર્ગસ્થ આત્માઓની ગુણાવલી આજે પણ સારી આલમમાં ગવાઇ રહી છે, તીર્થયાત્રાને અંગે જ આ ગ્રન્થનો ઉપક્રમ હોવાથી અન્ય સુપ્રસંગોની નોંધને જવા દઇને કેવલ તીર્થયાત્રાને અંગે દાનપ્રવાહ વહેવડાવી સર્વક્ષેત્રોનું પોષણ આપનાર અમદાવાદનિવાસી સ્વ૦ ઝવેરી છોટાભાઇ લલ્લુભાઇ, પાટણનિવાસી દાનવીર સંઘપતિ શેઠ નગીનદાસ કરમચંદ તથા રાજનગરના ધર્મવીર સંઘપતિ શેઠ માણેકલાલ મનસુખભાઇએ કાઢેલી સંઘયાત્રાઓ તેમજ જે નિમિત્તે આ પુસ્તક લખવાની શરૂઆત થઇ છે તે જામનગરનિવાસી ઉદારચરિત સંઘપતિ શેઠ પોપટલાલ ધારશીભાઇ તેમજ તેમના ભત્રીજા સંઘપતિ શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ તરફથી નીકળેલી સોરઠ દેશની સંઘયાત્રા ગુર્જરેશ્વર તથા મહામંત્રીશ્વરોએ કાઢેલી સંઘયાત્રાની આછી સ્મૃતિ–ઝાંખી કરાવે છે. આવા કલિયુગમાં પણ જ્યારે આવી વૈભવશાલી સંઘયાત્રાઓ નીકળે છે અને સ્થળે સ્થળે ધર્મપ્રચાર થવા ઉપરાંત દીન દુઃખી નિરાધાર તેમજ વ્યાપારીવર્ગને પણ જેમાં પોષણ મળે છે તો જુગ જુગજૂની એ સંઘયાત્રાની સમૃધ્ધિઓ કેવી હશે ? એમ અનુભવ કરનારને જરૂર વિચારણા થાય છે.

જૈન શાસનમાં તીર્થની મહત્તા જેમ અસાધારણ છે તે પ્રમાણે સંઘની મહત્તા પણ કાંઇ ઓછી નથી. જે સંઘ સહિત મહાન્ તીર્થોની યાત્રાઓ કરવામાં આવે છે તે શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘનું સ્થાન આપણા શાસનમાં અજોડ છે. ઉપર જણાવેલા તીર્થો એ સ્થાવર તીર્થો છે જ્યારે જયવંતો ચતુર્વિધ સંઘ એ જંગમ–જીવંત તીર્થ છે. અનંતજ્ઞાની શ્રી જિનેશ્વર મહારાજાઓ એ ચતુર્વિધ સંઘસ્વરૂપ ધર્મતીર્થને **नमो तित्थस्स** એ મંગલમય પદથી નમસ્કાર કરીને પછી જ ધર્મદેશનાનો આરંભ કરે છે. તીર્થંકરપૂજિત શ્રમણપ્રધાન આ સંઘનું વર્ણન શ્રી નંદીસૂત્રની પીઠિકામાં ઘણું જ સુંદર રીતે કરવામાં આવ્યું છે. તે ઉપરાંત સિન્દૂરપ્રકર, સૂક્તમુક્તાવલી, કર્પૂરપ્રકર વિગેરે ગ્રન્થો પણ આ સંઘના વર્ણનથી વિભૂષિત છે. એ બધાયનું અવતારણ કરવામાં આવે તો એક જુદો ગ્રન્થ જ થઇ જાય, માટે બે ચાર શ્લોકો સંઘ–મહિમા સંબંધી અર્થ સાથે આપી આપણે આગળ વધીશું.

**શ્રી સંઘને નગરની ઉપમા —**

गुणभवणगहण सुयरयणभरियं दंसणविसुद्धरत्थागा ।
संघ नयर भद्दंते अखंडचरित्तपागारा ॥ १ ॥

**ભાવાર્થ.**—ગુણરૂપી ભુવનોની પંક્તિથી જે ગહન છે, શ્રુતરૂપ રત્નોથી જે ભરેલું છે, દર્શનરૂપ વિશુદ્ધ માર્ગો જેમાં રહેલા છે અને અખંડ ચારિત્રરૂપી પ્રાકાર–કિલ્લો જેને ફરતો શોભે છે એવું સંઘ નગર જયવંતુ વર્તે છે.



જામનગરનું રાયશી શાહવાળા ભવ્ય ( ચોરીવાળા ) જિનાલયનું પાછળનું દ્રશ્ય.

આનંદ પ્રેસ-ભાવનગર.

**શ્રી સંઘને રથની ઉપમાઃ—**

भद्दं सीलपडागूसियस्स, तवनियमतुरयजुत्तस्स ।
संघरहस्स भगवओ सज्झायसुनंदिघोसस्स ॥ २ ॥

"શિયલરૂપી ગગનચુંબી પતાકાથી સુશોભિત, તપ તથા નિયમરૂપી જોરદાર અશ્વોવડે જુતેલો અને સાધુઓના સ્વાધ્યાયરૂપી મંગલ શબ્દોથી ગાજતો પૂજ્ય **શ્રી સંઘરૂપી રથ** જયવંતો વર્તો."

**શ્રી સંઘને પદ્મની ઉપમાઃ—**

कम्मरयजलोहविणिग्गयस्स, सुयरयणदीहनालस्स ।
पंचमहव्वयथिरकन्नियस्स गुणकेसरालस्स ॥ ३ ॥
सावगजणमहुअरिपरिवुडस्स, जिणसूरतेयबुद्धस्स ।
संघपउमस्स भद्दं समणगणसहस्सपत्तस्स ॥ ४ ॥

"કર્મકીચડ અને પાણીના સમૂહથી જે ઉપર નીકળેલું છે, શ્રુતરત્નરૂપી દીર્ઘ જેને નાળવું છે, પંચ મહાવ્રતરૂપી સ્થિર જેમાં કર્ણિકા છે, ઉત્તરગુણરૂપી કેસરાથી જે પરિમંડિત છે. શ્રાવક–શ્રાવિકાના સમુદાયરૂપી મધુકરીનો સમૂહ રસાસ્વાદ લેવા જેની ચારે બાજુ વીંટાએલ છે, તીર્થંકર મહારાજારૂપી સૂર્યના તેજથી જે વિકસ્વર થયેલ છે અને પૂ. સાધુ નિર્ગ્રન્થોના વૃન્દરૂપી હજારો જેને પાખડીઓ છે એવું **શ્રી સંઘરૂપી પદ્મ** જયવંતુ વર્તો."

**શ્રી સંઘને ચન્દ્રની ઉપમા—**

तवसंजममयलंछण, अकिरियराहुमुहदुद्धरिस निच्चं ।
जय संघचंद ! निम्मल–सम्मत्तविसुद्धजोण्हागा ॥ ५ ॥

"તપ તથા સંજમ એ જ જેમાં મૃગનું ચિહ્ન છે, અક્રિયાવાદી રૂપ રાહુથી જે હંમેશા દુર્જય છે, અને જે નિર્મળ સમ્યગ્દર્શનરૂપી વિશુદ્ધ જ્યોત્સ્નામય છે એવા હે **સંઘચંદ્ર**! તમો વિજયવંતા વર્તો."

**શ્રી સંઘને સૂર્યની ઉપમાઃ—**

परितित्थियगहपहनासगस्स, तवतेयदित्तलेसस्स ।
नाणुज्जोयस्स जए, भद्दं दमसंघसूरस्स ॥ ६ ॥

"પરતીર્થિકરૂપી ગ્રહોની પ્રભાનો જે નાશ કરનાર છે, તપરૂપી તેજની દેદીપ્યમાન લેશ્યાથ. જે સંયુક્ત છે, જગતમા જ્ઞાનરૂપી અજવાળાને જે આપનાર છે એવા ઉપશમપ્રધાન **શ્રી સંઘરૂપી સૂર્યનું** કલ્યાણ હો."

શ્રી સંઘને મેરુની ઉપમાઃ—

'वंदामि विणयपणओ, संघमहामंदरगिरिस्स' [श्री नंदीसूत्र]

"શ્રી સંઘરૂપી મહાન્ મેરૂપર્વતને હું વિનયપૂર્વક વંદન કરું છું."

અન્ય ગ્રન્થોમાં સંઘનો મહિમાઃ—

रत्नानामिव रोहणक्षितिधरः खं तारकाणामिव,
स्वर्गः कल्पमहीरुहामिव सरः पङ्केरुहाणामिव ।
पाथोधिः पयसामिवेन्दुमहसां स्थानं गुणानामसा-
वित्यालोच्य विरच्यतां भगवतः संघस्य पूजाविधिः ॥ १ ॥

"જેમ રત્નોનું સ્થાન રોહણાચલ છે, તારાનું સ્થાન આકાશ છે, કલ્પવૃક્ષનું સ્થાન સ્વર્ગ છે, કમળનું સ્થાન જેમ સરોવર છે, ચન્દ્ર સરખા નિર્મળ પાણીનું સ્થાન જેમ ક્ષીરસમુદ્ર છે, તેમ સર્વ ગુણોના નિધાનરૂપી પૂજ્ય શ્રી સંઘનું અર્ચન કરવા ઉજમાળ થાઓ."

यः संसारनिरासलालसमति-र्मुक्त्यर्थमुत्तिष्ठते,
यं तीर्थं कथयन्ति पावनतया येनाऽस्ति नान्यः समः ।
यस्मै तीर्थपतिर्नमस्यति सतां यस्माच्छुभं जायते,
स्फुर्तिर्यस्य परा वसन्ति च गुणाः यस्मिन्स सङ्घोऽर्च्यताम् ॥ १ ॥

"શ્રમણપ્રધાન જે ચતુર્વિધ સંઘ સંસારનો ત્યાગ કરવાની ભાવનાવાળો હોઈ મુક્તિ માટે સદા તૈયાર છે, પવિત્રતાને અંગે મહાનુભાવ તીર્થંકરમહારાજાઓ પણ જેને 'તીર્થ' શબ્દથી સંબોધે છે, જેના સરખું ઉત્તમ કોઈ બીજું સ્થાન નથી, શ્રી જિનેશ્વર મહારાજાઓ પણ જેને 'નમો તિત્થસ્સ' એ પદથી નમસ્કાર કરે છે, સજ્જન પ્રાણીઓને જેનાથી કલ્યાણની પરંપરા પ્રાપ્ત થાય છે, સિદ્ધાન્તોમા જેનો મહિમા અગમ્ય વર્ણવ્યો છે, અને જે સર્વ ગુણોની ખાણ છે એવા શ્રી સંઘનું હે ભવ્યાત્માઓ! તમો પૂજન કરો."

यद्भक्तेः फलमर्हदादिपदवीमुख्यं कृषेः सस्यव-
च्चक्रित्वं त्रिदशेन्द्रतादि तृणवत्प्रासंगिकं गीयते ।
शक्तिं यन्महिमस्तुतौ न दधते वाचोऽपि वाचस्पतेः,
सङ्घः सोऽघहरः पुनातु चरणन्यासैः सतां मन्दिरं ॥ १ ॥ [सिन्दूर-प्रकर]

"ધાન્ય પ્રાપ્તિ એ જેમ ખેતીનું મુખ્ય ફળ છે તેમજ ઘાસ-તૃણની પ્રાપ્તિ એ પ્રાસંગિક ફળ છે તે પ્રમાણે જે શ્રમણપ્રધાન શ્રી સંઘની ભક્તિનું મુખ્ય ફળ તીર્થંકરાદિ પદવી છે તથા ચક્રવર્તિપણું-ઇન્દ્ર પદવી વિગેરે પ્રાસંગિક ફળો છે, જે શ્રી સંઘની સ્તુતિ માટે ઇન્દ્રગુરુ બૃહસ્પતિની વાણીમાં પણ



ઉદારચરિત દાનવીર સંઘપતિ

**શ્રીમાન ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ.**

આનંદ પ્રેસ-ભાવનગર.

શક્તિ નથી તે સર્વ પાપનો નાશ કરનાર શ્રી સંઘ પોતાના ચરણકમલવડે સજ્જન પુરૂષોનાં ગૃહાંગણને પવિત્ર કરનાર થાઓ."

लोकेभ्यो नृपतिस्ततोऽपि हि वरश्चक्री ततो वासवः,
सर्वेभ्योऽपि जिनेश्वरः समधिको विश्वत्रयीनायकः ।
सोऽपि ज्ञानमहोदधिः प्रतिदिनं संघं नमस्यत्यहो,
वैरस्वामिवदुन्नतिं नयति तं यः सः प्रशस्यः क्षितौ ॥ १ ॥

"સર્વ લોકોથી રાજા શ્રેષ્ઠ છે, તેનાથી ચક્રવર્તિ ઉત્તમ છે, તેનાથી ઈન્દ્ર અધિક છે, અને તે સર્વથી પણ ત્રણ જગતના નાયક શ્રી તીર્થંકર મહારાજા અધિક છે. જ્ઞાનસમુદ્ર એવા તે તીર્થંકર મહારાજા પણ અહો! શ્રમણપ્રધાન શ્રી સંઘને નમસ્કાર કરે છે. આવા સર્વશિરોમણિસંઘની વજ્ર-સ્વામિની માફક જે ઉન્નતિ કરે છે તે ખરેખર અખિલ વિશ્વમાં પ્રશંસનીય છે"

कोऽप्यन्यो महिमास्त्यहो भगवतः संघस्य यस्य स्फुरत्,
कायोत्सर्गबलेन शासनसुरी सीमन्धरस्वामिनम् ।
नीत्वा तत्कृतदोषशुद्धिमुदितां यक्षार्यिकां चानयत् ,
किं चैतन्ननु तत्प्रभावविभवैस्तीर्थंकरत्वं भवेत् ॥ १ ॥

"જે શ્રી સંઘના કાઉસ્સગના બલથી શાસનદેવી શ્રીમતી યક્ષા સાધ્વીજીને મહાવિદેહક્ષેત્રમાં શ્રી સીમંધરસ્વામિ ભગવાન પાસે લઈ જઈ થયેલા દોષની શુદ્ધિથી આનંદ પામેલા તે સાધ્વીજીને પુનઃ અહિં પાછા લાવી, તે પૂજ્ય શ્રી સંઘનો મહિમા આથી બીજો શું વધારે હોઈ શકે? અરે! સંઘભક્તિના પ્રભાવથી ભવ્યાત્માઓ તીર્થંકર નામકર્મ પણ બાંધે છે."

શ્રી સંઘના મહિમા સંબંધી જેટલું લખવું હોય તેટલું લખી શકાય, પરંતુ એમ કરવા જતાં શ્રી સંઘપ્રવાસવર્ણન સંબંધી આપણા મુખ્ય ઉદ્દેશમાં સ્ખલના પહોંચવાના ભયને અંગે આ પ્રકરણ આપણે અહિંજ પૂરૂં કરશું, સંક્ષેપમાં એટલું ધ્યાન રાખવું ખાસ જરૂરી છે, કે શ્રીજિનેશ્વરભગવંતના શાસનમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રમય રત્નત્રયીનું સમારાધન એ મોક્ષનો સાચો માર્ગ છે. એ સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીનો આધાર જો કોઈ પણ હોય તો તે શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ જ છે.

**'સંઘ' પદની વાસ્તવિકતા.**

આજે કોઈ કોઈ શહેરમાં શ્રાવકોના સમુદાયને જ સંઘમાં મુખ્યતા આપવામાં આવે છે. અને તેથી આગળ વધતાં ત્યાં સુધી પણ શબ્દો સાંભળવામાં આવે છે કે 'શ્રાવક સમુદાયરૂપ સંઘની આજ્ઞા સાધુ–સાધ્વીઓએ પણ શિરોમાન્ય કરવી જોઇએ, જે સંઘનું ન માને તે સાધુ શેના?' પરંતુ શાસ્ત્રો આ પ્રમાણે કહેતા નથી. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારના સમૂહને જ સંઘ કહેવામાં આવેલો છે, અને તે ચારેમાં પણ નિર્ગ્રન્થ મુનિવરોની જ મુખ્યતા છે. શ્રીનંદીસૂત્રમાં તેમજ શ્રી યોગશાસ્ત્રાદિગ્રન્થોમાં કરવામાં આવેલ શ્રી સંઘની વ્યાખ્યાનો બારીકાઇથી અભ્યાસ કરવામાં આવે તો કેવળ સુવિહિત સાધુના સમુદાયને જ

સંઘ કહેવામાં આવેલ છે. સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાના સમૂહને તો તે સાધુસંઘના પરિવાર રૂપે જ ગણવામાં આવ્યા છે. ઠાણાંગ સૂત્રના કથન પ્રમાણે નિરંતર સાધુ–શ્રાવકની સામાચારીનું શ્રવણ કરનારા શ્રમણોપાસક–શ્રાવકોને સાધુઓના માતાપિતા સમાન કહેલા છે અને તેવા માતાપિતા સમાન આદર્શ શ્રમણોપાસકો મુનિવરોને વિજ્ઞાસરૂપે યથા અવસર જે કહેવું હોય તે કહી શકવાની યોગ્યતાવાળા ગણાય છે, પરંતુ ગમે તેવા વર્તનવાળો ગમે તે શ્રાવક સમુદાય સ્વયં સંઘના બિરૂદને ધારણ કરી સાધુ મહારાજાઓ ઉપર આજ્ઞાનો અમલ કરવા તૈયાર થાય તે જૈન શાસ્ત્રની પ્રણાલિકા પ્રમાણે કોઇ રીતે ઉચિત નથી. અને એથી ધર્મના અંગભૂત કોઈ પણ કાર્ય પ્રસંગે સંઘમાં મુખ્યપદને ધારણ કરનાર વિચારશીલ વિદ્વન્માન્ય મુનિવરોની શાસ્ત્રીય સલાહ લેવી એ અતિ આવશ્યક અને હિતાવહ છે.

## 'સંઘપતિ' પદની મહત્તા.

**તીર્થ** તેમજ શ્રી સંઘની જેટલી પ્રશંસાના પુષ્પો જૈન ગ્રન્થોમાં વેરાયાં છે, તે અપેક્ષાએ શ્રીસંઘના પતિ થનાર અથવા સંઘ છે પતિ જેનો એ બહુવ્રીહિ સમાસના નિયમ મુજબ સંઘના સેવક થનાર શ્રી સંઘપતિના યશોગાન કરવામાં અને એ સંઘપતિપદની મહત્તા આલેખવામાં જૈન ગ્રંથકારોએ જરાપણ ઊણપ રાખી નથી, ચક્રવર્ત્તિ અથવા ઇન્દ્રપદ પ્રાપ્ત થવું એ સુલભ છે પરંતુ સર્વકલ્યાણના સાધનભૂત શ્રી સંઘપતિ પદ પ્રાપ્ત થવું એ અત્યન્ત દુષ્કર છે. પરમ ભાગ્યોદય જાગૃત થવાનો હોય, નિકટ કલ્યાણ થવાનું જ્ઞાની ભગવંતોની દૃષ્ટિમાં આવ્યું હોય તો જ શ્રી તીર્થંકરનામકર્મના કારણભૂત આ સંઘપતિ પદની પ્રાપ્તિ થાય છે. શ્રી શત્રુંજય-માહાત્મ્યાદ ગ્રન્થોમાં સંઘાધિપતિપદનો મહિમા આ પ્રમાણે વર્ણવવામાં આવ્યો છે:—

न प्राप्यते विना भाग्यं, संघाधिपपदं नृप ! ।
सत्यामपि हि सम्पत्तौ पुंडरीक इवाचलः ॥ १ ॥

'હે રાજન્ ! અનેક પર્વતો છતાં પુંડરિકગિરિરાજનું બિરૂદ તો શ્રી શત્રુંજયગિરિરાજને મળેલ છે તે પ્રમાણે સમ્પત્તિ ઘણી હોય છતાં સંઘપતિપદ ભાગ્ય વિના પ્રાપ્ત થતું નથી.'

एन्द्रं पदं चक्रिपदं श्लाघ्यं श्लाघ्यतरं पुनः ।
संघाधिपपदं ताभ्यां न विना सुकृतार्जनात् ॥ २ ॥

"ઇન્દ્રપદ અને ચક્રિપદ પ્રશસંનીય છે પરંતુ સંઘપતિપદ તો તેથી પણ અધિક પ્રશંસનીય છે, એવું ઉત્તમપદ પુણ્યોપાર્જન સિવાય મળતું નથી."

तीर्थंकरनामगोत्रमर्जयत्यतिदुर्लभम् ।
लब्ध्वा दर्शनसंशुद्धिं संघाधिपतिरुत्तमम् ॥ ३ ॥

"સંઘપતિપદને ધારણ કરનાર ભાગ્યવાન્ આત્મા દર્શનવિશુધ્ધિમાં વધતો વધતો અતિ દુર્લભ ત્રિભુવનપૂજ્ય શ્રીતીર્થંકર નામગોત્ર પણ ઉપાર્જન કરે છે."

अर्हतामपि मान्योऽयं, संघः पूज्यो हि सर्वदा ।
तस्याधिपो भवेयस्तु स हि लोकोत्तरस्थितिः ॥ १ ॥



તાલધ્વજ ગિરિવરનું મનોરંજક દ્રશ્ય



તાલધ્વજ ગિરિવરના જિનાલયોનું એક વિહંગ દ્રશ્ય

આનંદ પ્રેસ-ભાવનગર

" અરિહંત ભગવંતોને પણ માન્ય એવો આ શ્રીસંઘ સર્વદા પૂજનીય છે, એવા તે સંઘના પણ અધિપતિ થવું તે તો લોકોત્તર વાત છે. "

આ ઉપરાંત બીજી પણ એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે શ્રી જિનશાસનમાં પ્રાવચનિક-ધર્મકથી-વાદી-નૈમિત્તિક-તપસ્વી વિગેરે આઠ પ્રકારના પ્રવચનપ્રભાવક પુરુષો કહ્યા છે. દુષમકાળની વિષમતાને અંગે જ્યારે જ્યારે એવા પ્રભાવક પુરુષોનો અભાવ હોય ત્યારે આ સંઘપતિપદને ધારણ કરનાર ભાગ્યવાન્ આત્માઓ તીર્થયાત્રાદિ ધર્મકાર્યો દ્વારા શાસનની પ્રભાવના કરે છે શાસ્ત્રકારોએ આવા સંઘપતિઓને પણ અપેક્ષાએ શાસનપ્રભાવક ગણ્યા છે એ કારણથી જ વાચકશેખર ન્યાયાચાર્ય શ્રીમાન્ ઉપાધ્યાયજી **યશોવિજયજી** મહારાજાએ પણ સમ્યક્ત્વના સડસઠ બોલની સજ્ઝાયગત આઠ પ્રભાવકની ઢાલમા કહ્યુ છે કે,—

**" જબ નવિ હોવે પ્રભાવક એહવા, તબ વિધિપૂર્વક અનેક;**
**યાત્રા-પૂજાદિક કરણી કરે, એહ પ્રભાવક છેક. ધન ધન શાસનમંડન મુનિવરા "**

<u>કેટલાક સંઘપતિઓની પુણ્ય નામાવલી</u>

આ અવસર્પિણીમા થયેલ વર્તમાન ચોવીશ તીર્થંકર મહારાજાના ભિન્ન ભિન્ન શાસનની અપેક્ષાએ આ સંઘપતિપદની વિચારણા કરવામાં આવે તો સંઘપતિપદની સર્વોત્તમ પ્રથમ લ્હાણ પ્રાપ્ત કરનાર શ્રી આદીશ્વર ભગવતના પુત્રરત્ન શ્રી ભરતચક્રવર્તીનો નંબર સર્વથી પ્રથમ આવે છે. શત્રુંજયમાહાત્મ્યાદિગ્રન્થોમા ભરતચક્રીએ કાઢેલી સંઘયાત્રાઓના ઉલ્લેખો વર્તમાનમા આપણે વાંચીએ છીએ આદ્યસંઘપતિ શ્રી ભરતચક્રવર્તિના સુપુત્ર શ્રી સૂર્યયશા રાજા તેમજ તેમની વંશાવલીમા થયેલા સંખ્યાબંધ નરરત્નો આ સંઘપતિપદની વરમાળાના લાભથી વંચિત રહ્યા નથી, જે વીરવિભુના શાસનમા રહી આજે અંશે અંશે પણ આત્મકલ્યાણ આપણે સાધીએ છીએ તે શ્રી વીરશાસનમા આ સંઘયાત્રાનો સાર્વજનીન લાભ મેળવનાર સેંકડો ભાગ્યવાન્ આત્માઓની નામાવલી આજે પણ જગજાહેર છે માલવેશ્વર વીર વિક્રમાદિત્ય, ગુર્જરેશ્વર કુમારપાલ, મહામંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલ, અમાત્યપુંગવ-આહડ વિગેરે રાજા મહારાજાઓ તેમજ રાજકર્મચારી મહામાત્યો ઉપરાત જાવડશાહ,દેશલશાહ, સમરાશા, કર્માશાહ, પ્રમુખ અનેક શ્રેષ્ઠિવર્યોએ સેંકડો સૂરીશ્વરો હજારો સાધુઓ તેમજ લક્ષાવધિ યાત્રિકો સાથે શત્રુંજયાદિ મહાતીર્થોની સંઘયાત્રા કરી **સંઘપતિ**ના સર્વશિરોમણિ બિરૂદને મેળવવાપૂર્વક માનવજીવનની અણમોલ લ્હાણ લીધાના સંખ્યાબંધ પ્રમાણો નાભિનંદનોધ્ધાર પ્રબંધાદિ ગ્રન્થોમાં આજે પણ મળી આવે છે

<u>છેલ્લા દસકામાં નીકળેલી સંઘ યાત્રાઓ</u>

એ સૈકાઓ જૂની વાતને બાજુમાં રાખી છેલ્લા દશ વીશ વર્ષ તરફ નજર નાંખીએ તો એ ભૂતકાલીન વૈભવશાલિ સંઘયાત્રાઓની ઝાંખી કરાવનાર શ્રેષ્ઠિવર્ય દાનગુણસંપન્ન પાટણનિવાસી સંઘપતિ શ્રીમાન્ નગીનદાસ કરમચંદ તરફથી કાઢવામા આવેલ શ્રી કચ્છ-ગિરનારની મહાયાત્રા તેમજ શ્રી સિધ્ધચક્રસમારાધક દાનવીર ઉદારચરિત શ્રેષ્ઠિવર્ય સંઘપતિ શ્રીમાન્ માણેકલાલ મનસુખભાઇ તરફથી કાઢવામા આવેલ શ્રી શત્રુંજય ગિરનાર તીર્થોની સંઘયાત્રાઓ

પણ ક્યાં જેવી તેવી સમૃધ્ધિશાલિની હતી? એ સંઘયાત્રાના પ્રસંગો નજરે જોનારના મુખમાંથી સહેજે શબ્દો સરી પડતા કે 'આર્થિક સંકડામણના આ યુગમાં જ્યારે આવા યાત્રાસંઘો અસ્તિત્વમાં છે તો ભૂતકાલમાં એ યાત્રાસંઘોની સંપત્તિ કેટલી અવર્ણનીય હશે! ધન્ય હો ધર્મપ્રાણ અને ધર્મના સ્થંભસમાન આવા સંઘપતિઓને!'

'સોરઠ તીર્થની સંઘયાત્રા'ના મંગલમય અભિધાનવાળું આ પુસ્તક જે સંઘ યાત્રા-પ્રવાસના વર્ણનને અંગે લખાય છે તે સંઘ-યાત્રા પ્રવાસનું વર્ણન આગલા પ્રકરણોમાં ક્રમશઃ આવવાનું હોવાથી અહિં તે સંબંધી કાંઇ લખવું તે અસ્થાને છે, પરંતુ આ સંઘ-યાત્રામાં સંઘપતિપદને યથાશક્તિ સંપૂર્ણ સફલ કરનાર, સ્થળે સ્થળે જૈનશાસનનો વિજય ડંકો વગડાવનાર અને યોગ્યક્ષેત્રોમાં દાનના પ્રવાહની ગંગા રેલાવનાર ભાગ્યશાલી નરરત્નનું ચરિત્ર કાંઈ પણ જાણવા માટે વાચકોને અભિલાષા થાય એ સહજ છે. એ અભિલાષાને અમો હવે પછીના પ્રકરણમાં યથાયોગ્ય પૂર્ણ કરવા પ્રયાસ કરીશું.



જૈનશાસનોન્નતિકારક ધર્મપરાયણ સંઘપતિના



પિતાશ્રી-ધર્મવત્સલ

શ્રેષ્ઠિવર્ય ધારશીભાઇ દેવરાજ વ્હોરા

આનંદ પ્રેસ-ભાવનગર



# 'संघपति'नुं संक्षिप्त जीवन

## સૌરાષ્ટ્રનું સૌંદર્ય

અખિલ આર્યાવર્તમાં સૌરાષ્ટ્રની હરિયાળી સુરમ્યભૂમિ એ દેવભૂમિ છે, ધર્મવીર-કર્મવીર-દાનવીર અને શુરવીર સંખ્યાબંધ નરરત્નોએ આ ભૂમિ ઉપર જન્મ ધારણ કરી પોતાનું જીવન અમર કર્યું છે. અતિથિસત્કાર, ધર્મની વેદી ઉપર પ્રાણની આહૂતિ આપવાની ધગશ અને સાક્ષરતા પ્રમુખ સદ્‌ગુણો આ દેવભૂમિને સહેજે વરેલા છે. હિંદુ અને જૈનોના પવિત્ર તીર્થોની હારમાળા અને ધર્મસંસ્કારિતા સારાય સૌરાષ્ટ્રમાં જેવી નિહાળાય છે તેવી પ્રાયઃ બીજે કયાંઈ દૃષ્ટિગોચર થતી નથી, સૌરાષ્ટ્રના ગામડે ગામડે તેમજ પ્રત્યેક શહેરોમાં નાના મોટા દેવમંદિરોમાં સવાર સાંજ થતા આરતિના ઘંટાનાદો ઉપરની વાતને સાક્ષી આપે છે. એ કાઠિયાવાડની કીર્તિકથા જેટલી આલેખાય તેટલી ઓછી છે.

## જામનગર-નવાનગર

સોરઠ-ગોહિલવાડ-ઝાલાવાડ-હાલાર-કંઠાળ વિગેરે અનેક વિભાગોમાં વ્હેંચાએલ આ કાઠિઆવાડના લીલાછમ જેવા હાલાર પ્રાંત અને તેમાં આવેલ દેવનગર સરખા **જામનગર-નવાનગરના** વિખ્યાત નામથી ભાગ્યે જ કોઈ અજાણ હશે. અમુક સૈકાઓ થયાં જ વસવાટ છતાં એક પછી એક થતા રાજ્યકર્ત્તા રાજવીઓની બાહોશીથી આ શહેર દરેક બાબતમાં ઘણું જ

આગળ વધ્યું છે, તેમાં પણ મુકમશહૂર **મહારાજા જામ રણજિતસિંહજીના** સુપ્રયાસે આ શહેરને સૌરાષ્ટ્રના પેરિસની ઉપમા અપાવેલ છે. સોનેરી કામ–રંગાટકામ તેમજ બંદરી વ્યાપાર માટે જામનગર સર્વત્ર પ્રસિધ્ધ છે. બેડીબંદરેથી થતી કાપડ, ખાંડ અને કટલેરી વિગેરે કરોડો રૂપીઆના માલ સામાનની આયાત–નિકાશને અંગે વ્યાપારનું પણ મોટું મથક થઇ પડયું છે. શહેરની મનમોહક બાંધણીએ અન્ય શહેરોને પોતાનું અનુકરણ કરાવ્યું છે.

લગભગ ૩૫૦૦૦ હજાર માણસની વિશાળ વસતિવાળા આ શહેરમા ૧૨૦૦ લગભગ તો જૈનોનાં જ ઘરો છે, બારસો પૈકી ૯૦૦ લગભગ મૂર્તિપૂજક ભાઇઓના અને ૩૦૦ લગભગ સ્થાનકવાસી ભાઇઓનાં ઘર છે. એકાદ શહેર બાદ કરતાં કાઠિઆવાડમાં જૈનોની આટલી વિશાળ વસતિવાળું શહેર જો હોય તો તે આ જામનગર જ છે. લાખોટો, પ્રતાપવિલાસ અને કોઠો વિગેરે જોવા લાયક સ્થળો ઉપરાંત જૈનોનાં ગગનચુંબી રમણીય શિખરબંધી દેરાસરો એ આ શહેરની મુખ્ય શોભા છે, તેમાં પણ મહુમ મહારાજા જામસાહેબના સત્પ્રયત્નથી દેરાસરોની ચારે બાજુએ વિશાલ સરીયામ રાજરસ્તાઓ થતાં આ જિનમંદિરોની શોભામાં ઓર વધારો થયો છે. ગુજરાત–કાઠિઆવાડ–અને મારવાડમાં અમુક તીર્થસ્થળોનાં જિનમંદિરો સિવાય કલા કારીગરી અને ભવ્યતામાં બેનમૂન આવા જિનમંદિરો બીજે કયાંઇ પણ નથી. એ જિનમંદિરોની મોહકતા અને વિશાલતાને અંગે જામનગર એ જૈનોનો **અર્ધ શત્રુંજય** ગણાય છે. પોતાના પૂર્વજો તરફથી મળેલા આ અજોડ અને દિવ્ય વારસા માટે જામનગરનો શ્રી જૈનસંઘ જેટલું ગૌરવ રાખે તેટલું ઓછું છે. આ જિનમંદિરો કોણે કયારે બંધાવ્યા ? તેની સંક્ષિપ્ત નોંધ આ પ્રમાણે–

જામનગરનાં જૈન મંદિરો.

૧–**શેઠ શ્રી વર્ધમાન શાહે** ૧૬૦૦ની સાલમાં **શ્રી શાન્તિનાથ** પ્રભુનું દેરાસર બંધાવ્યું. શેઠના નામ ઉપરથી આ દેરાસર વર્ધમાન શેઠના દેરાસર તરીકે જ પ્રસિદ્ધિ પામ્યું છે. આ દેરાસર ઘણું જ ભવ્ય છે, કળા અને કારીગરીનો તો અવધિ છે. ખાસ જોવા લાયક છે. લાખો રૂપીયાનો આ દેરાસરમાં શેઠે ખર્ચ કર્યો છે. દેરાસર શહેરના મધ્ય ચોકમાં છે.

૨–**શેઠ રાજશી શાહે** ૧૬૦૦ની સાલમાં શ્રી **શાન્તિનાથ**જીનું આ દેરાસર બંધાવ્યું. આ દેરાસર પણ ચોકમાં છે. વર્ધમાન શાહના દેરાસર કરતાં પણ આ દેરાસર કળા–કારીગરી તેમજ વિશાળતામાં ચઢિયાતું છે. નેમનાથ પ્રભુની મનોહર ચોરીની કોરણીના દેખાવને અંગે આ **ચોરીના દેરાસર** તરીકે પ્રસિદ્ધ છે.

૩ **શેઠ શ્રી ઝવેરચંદ લીલાધર**ની બે વિધવા બાઇઓએ **૧૯૫૫માં શ્રીમુનિસુવ્રતસ્વામિ**નું દેરાસર બંધાવ્યું છે. દેરાસર શિખરબંધી છે, અને દાદાસાહેબની વાડી પાસે આવેલું છે.

૪–**શેઠ આણંદજીભાઇ અબજીભાઇએ** સં. ૧૬૨૮માં **શ્રી આદીશ્વર પ્રભુનું** દેરાસર બંધાવ્યું. તે ચોકમાં છે દેરાસર ઘણુ રમણીય છે. રંગમંડપ ઘણો જ વિશાળ છે. કોરણી પણ ખાસ જોવા લાયક છે.

૫–**શ્રી સંઘે ચંદ્રપ્રભુ મહારાજ**નું આ દેરાસર ૧૮૭૦ની સાલમાં બંધાવ્યું છે. દેરાસર નાજુક તથા રળીઆમણું છે. આને **દેરાસરનો ચોક** પણ કહે છે.



મ ઘપતિ ચુનીભાઇના ઉદ્યાપન મહોત્સવ પ્રસંગે હજારોના ખર્ચે તૈયાર થયેલ
શત્રુંજય-સમેતશિખર-ગિરનારજી તીર્થોની સુંદર રચનાઓ.

આનંદ પ્રેસ-ભાવનગર

**૬–શ્રી સંઘે** ૧૮૭૦ની સાલમાં **શ્રી વાસપૂજ્યસ્વામીનું** દેરાસર બંધાવ્યું. દેરાસર બરાબર ચોકમાં છે તેમજ ઘણું મનોહર છે.

૭–ડેલી ફળીમાં એક **ગોડીપાર્શ્વનાથ** પ્રભુનું દેરાસર છે, જે શિખરબંધી નથી.

૮–ઓસવાળવાસમાં **શ્રી નેમિનાથજી** મહારાજનું દેરાસર છે. ભીંત ઉપર કોરેલા તીર્થોના ચિત્રો ઘણા જ સુંદર છે. પ્રભુજીની મૂર્ત્તિ ઘણી જ પ્રાચીન છે.

૯–દફતરના ડેલા પાસે એક **શ્રી શાંતિનાથજી** મહારાજનું મંદિર છે જે ઘણું પ્રાચીન હોવાનું કહેવાય છે.

**૧૦**–જીવરાજ શેઠના વંડે **શ્રી અજિતનાથ** પ્રભુનું દેરાસર છે.

**૧૧–શ્રી આદિનાથ** પ્રભુનું દેરાસર એક છે.

**૧૨**–જૈન વિદ્યાર્થીભુવનમાં **શ્રી શાંતિનાથ** પ્રભુનું ઘર દેરાસર છે.

## સંઘપતિ શ્રી પોપટભાઇ

ઉપર જણાવ્યા મુજબ જિનમંદિરાદિ ધર્માલયોથી સુશોભિત આ જામનગરમાં વસતા અનેક જૈનો પૈકી ઓસવાલવંશવિભૂષણ ધર્મપરાયણ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ **ધારશીભાઇ દેવરાજ**ના ધર્મ-મૂર્ત્તિ સમા સહધર્મચારિણી **રળીયાતબાઇ**ની રત્નકુક્ષિદ્વારા સં. ૧૯૩૪ના શુભ દિવસે આપણા સંઘ-પતિ **શ્રીમાન્ પોપટભાઇ**નો જન્મ થયો. બાલ્યાવસ્થામાં પરિમિત વિદ્યાભ્યાસ છતાં પુત્રમાં બરાબર ઉતરેલા ધર્મસંસ્કારિતારૂપી અમૂલ્ય માતપિતાના વારસાએ અલ્પવિદ્યાભ્યાસને પણ ખૂબ વિકસ્વર કર્યો અને તેથી જ યોગ્યવયે મુંબઇ જવાનું થતાં વ્યાપારાદિની ધમધોકાર ચાલુ પરિસ્થિતિમાં પણ દેવદર્શન–પ્રભુપૂજન–ગુરૂવંદન–વ્યાખ્યાનશ્રવણ–વ્રત–પચ્ચક્ખાણના નિયમોથી વંચિત ન રહેતાં આપબલથી કરેલી લાખોની કમાણીમાં માતપિતાએ અર્પણ કરેલા અને સદ્-ગુરૂવરોના સંસર્ગથી પુષ્ટ થયેલા ધર્મવારસાને આપણા સંઘપતિ શ્રીમાન્ પોપટભાઇએ બરાબર સાચવી રાખ્યો. મોક્ષમાર્ગસમારાધક સુવિહિત સાધુ–મુનિવરોના સંસર્ગમાં આવતા જતાં, જૈન સમાજમાં જેઓનું દાર્શનિક વિજ્ઞાન અજોડ ગણાય છે, આગમના જેઓ અખંડ અભ્યાસી છે, જેઓની તલસ્પર્શિની તેમજ તત્ત્વનો નિષ્કર્ષ પ્રદર્શિત કરનારી મનમોહક વ્યાખ્યાનપદ્ધતિએ જૈન–જૈનેતર વિદ્વાનોને મુગ્ધ કર્યા છે, શાસન અને તીર્થોના સંરક્ષણાર્થે આજસુધીમાં જેઓએ પ્રાણાંત કષ્ટો પણ સહન કર્યાં છે તે પરમતારક આગમોદ્ધારક પૂ૦ **શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી** મહારાજનુ શિષ્યાદિ પરિવાર સહિત સં ૧૯૭૪માં મુંબઈમાં થયેલ ચાતુર્માસ દરમ્યાન શ્રીમાન્ પોપટભાઇ એ સદ્ગુરૂવર્યના વિશેષ સમાગમમાં આવ્યા. વારંવાર થતા ધર્મશ્રવણથી શ્રદ્ધા–જ્ઞાન-પૂર્વક વિરતિમાં પણ આગળ વધ્યા.

## સમ્યગ્દર્શનાદિ રત્નત્રયી ઉપર રૂચિ.

**સંપૂર્ણ** શ્રીમંતાઇ છતાં સાદાઇ, પ્રભુના શાસન ઉપર રોમરોમ રાગ, જ્ઞાનાભ્યાસમાં આગળ વધવાની ઉત્કંઠા અને યથાશક્તિ વિરતિનું આરાધન, તેમજ લક્ષ્મી ઉપરથી મૂર્ચ્છા ઓછી કરવા સાથે યોગ્ય ક્ષેત્રોમા ખુલ્લો મૂકેલો દાનપ્રવાહ એ ચતુરંગી યોગ ભાગ્યે જ કોઈ પુણ્ય-શાલિ વ્યક્તિમાં દષ્ટિગોચર થાય છે. સંઘપતિશ્રી, પોપટભાઈ આ ચતુરંગી યોગનું સ્થાન છે તેમ તેમના પરિચયમાં આવનારને આજે પણ અવશ્ય જણાય છે.

પાલીતાણા, રતલામ, જામનગરાદિસ્થલોએ પૂ૦ શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી આદિની અધ્યક્ષતામાં હજારોના સદ્વ્યયે કરાવેલા મહામંગલકારી શ્રી ઉપધાનતપની આરાધના તેઓને સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીની સેવનામાં કેટલો અવિહડ રાગ છે તે બતાવી આપે છે.

## જૈનવિદ્યાર્થીભુવન.

શ્રી વર્ધમાનતપ આયંબિલખાતું–દેવબાગ–લક્ષ્મી આશ્રમ–જૈનાનંદ પુસ્તકાલય–જૈનવિદ્યાર્થીભુવન વિગેરે ધાર્મિક સંસ્થાઓરૂપી કીર્તિસ્થંભો આજે પણ એ દાનવીરના યશોગાન ગાઇ કૃતજ્ઞતા પ્રદર્શિત કરે છે. શ્રી જૈન વિદ્યાર્થીભુવનનો પ્રસંગ કેવી રીતે ઉપસ્થિત થયો તે જાણવા યોગ્ય હોવાથી સંક્ષેપમાં તે પ્રસંગ અહિં રજૂકરાય છે. શ્રી પોપટભાઇએ લક્ષ્મીની અનુકૂળતાને અંગે શહેર બહાર રહેવા માટે એક વિશાલ બંગલો તૈયાર કરાવ્યો, સ્ટેટ એન્જીનિયર સદ્ગત શ્રીયુત ડાહ્યાભાઈએ આપેલા પ્લાન મુજબ આ વિશાળ બીલ્ડિંગ તૈયાર થયું, બીલ્ડિંગ તૈયાર થયા બાદ એક શુભ રાત્રિએ સૂતા સૂતા શેઠના હૃદયમાં સદ્ભાવના જાગૃત થઇ કે આટલા મોટા વિશાળ બીલ્ડીંગનું મારે શું પ્રયોજન ? મારો પરિવાર પણ કયો એટલો વિશાલ છે કે આ આલિશાન મકાનનો ઉપભોગ કરી શકે ? આવાં કરતાં કોઇ ધાર્મિક સંસ્થામાં આ બિલ્ડીંગનો ઉપયોગ થાય તો સારૂં. એમ વિચાર કરતાં કરતાં જામનગરના આંગણે એક પણ જૈન બોર્ડીંગ ન હોઇ તેની જરૂરીઆત ધ્યાન ઉપર આવતાં **જૈન વિદ્યાર્થીભુવન** ખોલવાનો અને તે સંસ્થા માટે આ મુકામનો ઉપયોગ કરવાનો વિચાર નક્કી કર્યો. પ્રાતઃકાળે ઊઠી ધર્મકાર્યાદિથી પરવારી મર્હુમ મહારાજા જામસાહેબની પાસે પોતાની ભાવના રજૂ કરી. પોતાની પ્રજામાં આવા દિલદાર દિલના ઉદાર નરપુંગવોના વસવાટથી પોતાનું ગૌરવ માનનારા શ્રીમાન્ જામસાહેબે એ ભાવનાને અનુમોદન આપ્યું, એટલું જ નહિં પણ શેઠ પોપટભાઇના આગ્રહથી પોતાના હાથે આ સંસ્થાનું ઉદ્ઘાટન કરવાનું વચન અર્પણ કર્યું. સગાસ્નેહીઓમાં આ વાત રજૂ થતાં પિતાશ્રી વિગેરે વડિલનું સંસ્થાની સાથે નામ જોડવાની સલાહ આપનાર કોઇ વ્યક્તિઓને શેઠે સાફ જણાવ્યું કે ' મને નામનો મોહ નથી, કાર્યની સફળતાનો જ મોહ છે ' શુભ દિવસે મહારાજ જામસાહેબના સુહસ્તે ભવ્ય મેળાવડા વચ્ચે જૈનવિદ્યાથીભુવનનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું, અને ખુશાલીમાં દર વર્ષે પોતાના જન્મદિવસે વિદ્યાર્થીઓને મિષ્ટ જમણ આપવા ઉપરાંત રૂા. ૧૫૦ નું સાલીયાણું બાંધી આપ્યું. પોતાના રહેઠાણ માટે આલિશાન બિલ્ડીંગ બનાવી વિદ્યાભ્યાસની જરૂરીયાત પૂરી પાડવા માટે આવા જૈન વિદ્યાર્થીભુવનો તૈયાર કરનાર જૈન સમાજમાં કેટલાં નરરત્નો હશે ! આ જૈન વિદ્યાર્થી ભુવનમાં આજે સંખ્યાબંધ વિદ્યાર્થીઓ ધાર્મિક–સામાજિક શિક્ષણ મેળવી આત્મસંતોષ અનુભવે છે.

## સંઘપતિની સેવાભાવના

ઈ. સ. ૧૯૧૮માં આખાય હિંદમાં વિસ્તાર પામેલા ઇન્ફલુએન્ઝાના ઝેરીતાવે જામનગરમાં જ્યારે વિરાટ સ્વરૂપ લીધું તે અવસરે સ્થાનિક જૈન કોમની રાહત માટે દેશી વૈદ્યો તથા ડોકટરો મારફત દવા વિગેરેનું સાધન વિશાળ ખર્ચે પૂરૂં પાડનાર અને સ્વયંસેવકો દ્વારા દર્દીઓની સારવાર–શુશ્રૂષા કરી અંતરના આશીર્વાદ મેળવનાર જો કોઇ હોય તો તે આ પુણ્યશાળી વ્યક્તિ જ હતી. તેમની સેવાથી સંતુષ્ટ થયેલા શ્રી જૈનસંઘે તેમને તે અવસરે હજારો માનવોની વિશાળ સંખ્યા વચ્ચે અભિનંદન પત્ર અર્પણ કરી. " सेवा धर्मः परमगहनो

સંઘવી શેઠ પોપટલાલ ધારશીભાઇએ રૂા. ૫૦૦૦૦) પચાસ હજારની નાદર રકમની ઉદાર સખાવત કરી તેના અંગે જામનગરમાં ઉઘાડવાના એન્ટીટયુબર ક્યુલોસીસ સેનીટેરીયમના



ખાતમુહૂર્ત પ્રસંગે ના. જામસાહેબ, યુરોપીયન અધિકારીઓ તેમજ સંઘપતિનું લેવાયેલું ગ્રુપ.

આનંદ પ્રેસ-ભાવનગર.

યોગિનામપ્યગમ્યઃ' એ મહર્ષિની સૂક્તિનો અમલ કરનારના ભૂરિ ભૂરિ વખાણ કર્યા હતા. આ સિવાય ક્ષયની ભયંકર બીમારીથી પીડાતા દર્દીઓને રાહત મળે તે માટે જામનગર તથા પાલીતાણામાં તૈયાર થતાં સાર્વજનિક સેનીટોરીયમમાં રૂા. ૫૦૦૦૦ તેમજ રૂા. ૨૫૦૦૦ની ગંજાવર રકમ અર્પણ કરી જૈન સમાજને શોભાવનાર પણ આ નરવીર જ છે.

### શ્રી કદંબગિરિ તીર્થ ઉપર લીધેલા લાભો.

**શાસનસમ્રાટ શ્રીમાન્ વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજના સદુપદેશથી **શ્રી કદંબગિરિ** તીર્થમાં ગિરિરાજ ઉપર તથા નીચેના જિનમંદિરોમાં સ્વતંત્ર દેવકુલિકાઓ તૈયાર કરાવી તેમાં અનન્ત ઉપકારી શ્રીજિનેશ્વર મહારાજના બિંબોની અંજનશલાકા પ્રતિષ્ઠાઓ શેઠ પોપટભાઈએ કરાવી છે. તે ઉપરાંત રૂા. ૨૩૦૦૦ હજારના ખર્ચે આ તીર્થમાં જ વિશાલ ઉપાશ્રય બંધાવી **શેઠ જિનદાસ ધર્મદાસની** પેઢીને તેઓએ અર્પણ કરેલ છે. સૈલાણા( માળવા )માં ઉપાશ્રયની જરૂર જણાતાં ઉપાશ્રયનો અર્ધ ખરચ આપનાર આ શ્રેષ્ઠિવર્ય પોતે જ છે.

**પાટણનિવાસી** સંઘપતિ શેઠ નગીનદાસ કરમચંદ તરફથી કાઢવામાં આવેલ મહાન્ સંઘને ધાંગધ્રા મુકામે તેમજ અમદાવાદનિવાસી સંઘપતિ શેઠ માણેકલાલ મનસુખભાઈ તરફથી કાઢવામાં આવેલ સમૃદ્ધિશાલી વિશાળ સંઘને જૂનાગઢ મુકામે સ્વામિવચ્છલના આમંત્રણ આપી સંઘભક્તિનો પણ પુણ્યશાળી પોપટભાઈએ લાભ લીધો છે. જામનગરમાં તો નવકારશી સ્વામીવચ્છલના પ્રસંગો કેટલીયે વાર તેઓશ્રીએ ઉદાર દિલથી ઉજવ્યાં છે.

### ધર્મ માર્ગે હજારોનો સદ્વ્યય.

**પોતાના** સહધર્મચારિણી શ્રીમતી ઉજમ બ્હેનના વરસીતપના પારણા પ્રસંગે સેંકડો સાધર્મિક બન્ધુઓ સાથે શ્રી સિદ્ધક્ષેત્રની છાયામાં જઈ પારણાનો પ્રસંગ ઘણી ઉદારવૃત્તિથી ઉજવ્યો છે. અને નવકારશીનું જમણ આપી જૈન શાસનનો ડંકો વગાડ્યો છે. સં. ૧૯૭૬માં આ ગિરિરાજની છાયામાં મહામંગલમય શ્રી ઉપધાન તપની આરાધના કરાવી અને તે પ્રસંગે માળારોપણ મહોત્સવાદિ શુભ કાર્યોમાં આ ભાગ્યશાળીએ હજારો રૂપીઆનો ખર્ચ કર્યો છે. તે ઉપરાંત સંવત ૧૯૯૨માં પૂ. શ્રીસાગરાનન્દસૂરિજી મહારાજના શુભ હસ્તે તેઓના શિષ્યો વિગેરેને અપાયેલ આચાર્યપદવીના સુપ્રસંગે પણ અષ્ટાપદ-સમવસરણાદિ પંચતીર્થની રચનાપૂર્વક અઠ્ઠાઈ મહોત્સવ અષ્ટોત્તરી સ્નાત્ર, નવકારશી વિગેરે ધર્મકાર્યમાં અઢળક દ્રવ્ય શ્રેષ્ઠિ પોપટભાઈએ વાપરેલ છે.

### શ્રી દેવબાગ-વર્ધમાનતપ વિગેરે ધર્મસંસ્થાઓ.

**શાસનરસિક** ધર્માત્માઓ ધર્મક્રિયા શાંતિપૂર્વક કરી શકે, સાધુ મહારાજના વ્યાખ્યાદિનો સુખપૂર્વક લાભ લઈ શકે તે નિમિત્તે શ્રી જામનગરમાં જૈનલક્ષ્મીઆશ્રમની જોડે લગભગ પચાસથી સાઠ હજારના ખર્ચે દેવબાગ નામની ધાર્મિક સંસ્થા ઊભી કરનાર આ ભાગ્યશાલી શેઠ જ છે. મહાનિર્જરાનું કારણ શ્રી વર્ધમાનતપ-આયંબિલ ખાતામાં રૂા. ૩૦૦૦૦ જેવી ઉદાર સખાવત કરનાર અને સાધર્મિઓની ભક્તિનિમિત્તે હજારોની રકમ અર્પણ કરવા સાથે જૈન ભોજનશાળાના મંડાણ કરનાર આ ધર્મવીર સંઘપતિનું યુગલ જ છે.

જૈન શાસ્ત્રોના ઉમદા ગ્રન્થો છપાવી સાધુ–સાધ્વીઓ તેમ જ પાઠશાલાઓમાં પઠન–પાઠન નિમિત્તે તે પુસ્તકો મોકલવા, તે સિવાય જોઈતા પુસ્તકો વેચાતા મળતા હોય ત્યાંથી પોતાના ખર્ચે મંગાવી અભ્યાસમાં ઉત્તેજન આપવાની આપણા સંઘપતિની વૃત્તિ ઘણી અનુકરણીય છે. સાધુ–મુનિરાજોની વૈયાવચ્ચ કરવામાં તેઓ હંમેશા ખડા પગે ઊભા- રહેનારા છે. સાધુ–સાધ્વીને ઉપયોગમાં આવતા ધાર્મિક ઉપકરણોનો તો તેમને ત્યાં કાયમ મોટો સંગ્રહ રાખવામાં આવે છે. અને જે વખતે જેની જરૂરીયાત જણાય તે રીજરૂયાત તેમના તરફથી તુર્ત જ પૂરી પાડવામાં આવે છે. તેમની આ સેવા ખરેખર પ્રશંસનીય છે.

સંઘપતિના સુહસ્તે થતું ગુપ્ત દાન.

ઉપર જણાવેલી આપણા સંઘપતિની જાહેર સખાવતો ઉપરાંત એમણે અનેક સ્થળોએ ગુપ્તદાન આપ્યાં છે. જ્યાં જ્યાં તેવો પ્રસંગ જણાય ત્યાં ત્યાં પોતાનો ઉદાર હાથ લંબાવે જ જાય છે, પોતે આ કાર્યમાં કાટબદ્ધ છે એટલું જ નહિં પરંતુ પોતાના મળતીયા મિત્રોને પણ આવા કાર્યોમાં ઉદારવૃત્તિ રાખવાની તેઓની પ્રેરણા હંમેશા ચાલુ હોય છે. આમ છતાં ગાંભીર્ય અને સરલતાના ગુણો એમને ત્યાં સુધી વરેલા છે કે એમના જમણા હાથથી અપાયેલા દાનની ડાબા હાથને પણ ખબર પડતી નથી. ગમે તેવો નિકટનો સંબંધી પણ તેમના ગુપ્તદાનથી લગભગ અજાણ્યો જ રહે છે, પરંતુ એ દાનપ્રવાહની સૌરભ જગતથી અજાણી રહેતી નથી. જામનગરમાં જલની અતિવૃષ્ટિના પ્રસંગે ઘણા ગરીબોનાં ઘર જમીનદોસ્ત થઇ ગયાં તે અવસરે તેમના ગુપ્તદાનનો લાભ અસંખ્યાબંધ ગરીબ ભાઇઓ તથા બ્હેનોને મલ્યો છે. તેમના ગુપ્તદાનની યથાર્થ સાચી હકીકત તો તેમનો પોતાનો અંતરાત્મા જ જાણી શકે. અહિં તો આજુબાજુના વાતાવરણમાંથી ઊડતી નજરે જેટલું જાણ્યું તેટલાનો જ સંક્ષિપ્ત નોંધ લેવામાં આવ્યો છે. આ ઉપરથી એટલું તો ચોક્કસ સમજાય છે કે આપણા સંઘપતિએ રેલાવેલી દાનગંગા એક જ દિશામાં ન વળતાં ધાર્મિક સામાજિક વિગેરે જુદાં જુદાં રૂપે સર્વ દિશાઓમાં વિસ્તરેલી છે.

સંઘપતિનું શીયલ અને તપનું આરાધન.

**દાન**–શીયલ–તપ અને ભાવ એ ધર્મના ચાર પ્રકારમાં દાનધર્મનું આરાધન કરવામાં પોપટભાઇની જેવી તત્પરતા દેખાય છે તે પ્રમાણે શીલધર્મની સેવનામાં તેઓ જરા પણ ઉતરતા નથી. પોતાને સંતાન નહિં છતાં પીસ્તાલીશ વર્ષની પ્રૌઢ ઉમ્મરમાં સંપત્તિનું સર્વાંગ સુંદર સાધન છતાં આજીવન સજોડે **બ્રહ્મચર્યવ્રત** ઉચ્ચરવું એ તેમનો મનોનિગ્રહ કેટલો મજબૂત હશે તે બતાવી આપે છે, એટલું જ નહિં પરંતુ સ્વયંગ્રહણ કરેલ સર્વશિરોમણિ બ્રહ્મચર્ય વ્રતમાં માનસિક, વાચિક અને કાયિક સ્ખલના થવા ન પામે તેને માટે તેઓ સદા સાવધાન રહે છે. પોતાને અનુકૂલ સુશીલ ધર્મપત્નીનો સુયોગ થવો એ પણ તેમનો પરમ ભાગ્યોદય સૂચવે છે.

**દાન** અને શિયલના ઉત્તમ સદ્ગુણો સાથે તપોગુણ પણ શ્રીમાન્ પોપટભાઇનો જાણવા યોગ્ય છે. ખાનપાનની સમ્પૂર્ણ સામગ્રી છતાં અષ્ટમી, ચતુર્દશી ઉજ્જ્વલ પંચમી વિગેરે પર્વ-તિથિઓના દિવસે ઉપવાસ, આયંબિલ, એકાસણું પ્રમુખ કાંઇપણ તપસ્યા તેમને અવશ્ય હોય જ, શરીરની માંદગીમાં પણ તેઓ તપસ્યાની ભાવનાને ભૂલતા નથી. અરિહંત–સિદ્ધાદિ નવપદમય શ્રી સિદ્ધચક્રની ભગવંતની આરાધનામાં તેઓ એટલા ઉજમાળ છે કે એ આયંબિલની ઓળીના



સંઘપતિ શ્રીમાન ચુનીભાઇએ લગભગ સવાલાખના ખર્ચે ઉજવેલ ઉદ્યાપન મહોત્સવનો ભવ્ય મંડપ

દિવસોમાં એકધાન્યના આયંબિલની આકરી તપશ્ચર્યા અને તે પણ સંપૂર્ણ વિધિ-વિધાન સાથે કરી સર્વશિરોમણિ નવપદજી મહારાજના :તેઓ આરાધક બન્યા છે. એ નવપદજીની ઓળી થયાં છતાં હજુ તે પ્રત્યેનો પૂર્ણ સદ્‌ભાવ તેવોને તેવો જ તેમનો જાગતો જોવાય છે. તીર્થાધિરાજ શ્રીસિદ્ધક્ષેત્રની યાત્રા કરવા માટે જ્યારે જ્યારે જે દિવસે તેઓ પાલીતાણામાં આવે અને ગિરિરાજની યાત્રા કરે તે પ્રથમ દિવસે તેમને ઉપવાસ જ હોય અને જ્યારે ત્યાંથી ઘર તરફ જાય ત્યારે પ્રાયઃ આયંબિલ જ હોય એ તપોધર્મના મંગલપણામાં તેમનો સદ્‌ભાવાતિરેક જાણવા માટે બસ છે

## ભાવધર્મમાં આદર.

**દાન**—શીલ અને તપ એ ત્રણેય ધર્મના પ્રકારો ભાવથી સંગત હોય તો જ સંપૂર્ણ ફળ આપનારા શાસ્ત્રકારોએ કહ્યાં છે. આપણાં સંઘપતિ જે કાંઇ દાનાદિ ધર્મનું આરાધન કરવા કટિબદ્ધ થાય છે, તેમાં તેમની સંપૂર્ણ ભાવનાનો સુયોગ જ હોય છે, કોઇની પ્રેરણાથી બલાત્કારે ભાવના વિના કરવું એ તેમને ઓછું રૂચિકર છે, તે ઉપરાંત ભાવધર્મના બે ભેદ પૈકી ચારિત્રધર્મના પ્રથમ ભેદનું સ્વયં યદ્યપિ આરાધન કરી શકતા નથી તોપણ ઉમેદવારી તરીકે સમ્યક્ત્વ મૂળ બારવ્રત રૂપી દેશવિરતિ ધર્મનું આરાધન કરવામાં તેઓ હંમેશા તૈયાર છે. સદ્‌ગુરૂની અધ્યક્ષતામાં નાણ મંડાવીને તેઓએ બાર વ્રત ઘણા વર્ષો થયાં ઉચ્ચરેલ છે એટલું જ નહિ પરંતુ પોતે તેમ જ પોતાના ધર્મપત્નીએ કરેલા પંચમી–નવપદજીની ઓળી વિગેરે તપસ્યાની પૂર્ણાહૂતિ પ્રસંગે ઘણા જ દાદથી હજારોના ખર્ચે ઉજવેલ ઉદ્યાપનમહોત્સવ પ્રસંગે **શ્રીદેશવિરતિ ધર્માધિરાક સમાજને** પોતાને આંગણે નોતરી જનતાએ આપેલા સ્વાગતાધ્યક્ષપદને યથાર્થ સફલ કરેલ છે. રાજનગર નિવાસી ધર્મરસિક શ્રીમાન્ **શેઠ પનાલાલ ઉમાભાઇના** પ્રમુખપણામાં તેમ જ આપણા સંઘપતિની સ્વાગતાધ્યક્ષતામાં ઉજવાયેલ એ ઉજ્વલ ધર્મ પ્રસંગને જામનગરની જૈન–જૈનેતરપ્રજા હજુ અનેક વાર યાદ કરે છે. એમની યોગ્યતાને અંગે પાનસર અને મ્હેસાણામાં ઉજવાયેલ **દેશવિરતિ ધર્મારાધકસમાજના અધ્યક્ષ** તરીકે જૈન સમાજે તેમની વરણી કરી છે, અને તેઓએ પણ પોતાની કાર્ય દક્ષતાથી સમાજે આપેલા સુકાનીના પદને ઘણું જ શોભાવ્યું છે.

## સંઘપતિનું વ્યવહાર કૌશલ્ય.

**આ**પણા સંઘપતિ અત્યાર સુધી જણાવ્યા મુજબ એકલા ધર્મકુશલજ નથી, પરંતુ તેમની વ્યવહારકુશળતા પણ ઘણી અજબ છે, ગમે તેટલા કાર્યો હોય તો પણ તેમની કાર્યવ્યવસ્થાની શક્તિ સહુ કોઇને હેરત પમાડે છે, સ્વયં ચકોર–કાર્યદક્ષ અને અગમચેતી છે એટલું જ નહિં પરંતુ કોઇ પણ કાર્યનું સારૂં માઠું શું ફળ આવશે તેનું સાચું અનુમાન કરવાની તેમની આવડત અવર્ણનીય છે. એમનું કહેવું હંમેશા દલીલપૂર્વક જ હોય છે, તેઓ બહુ પરિમિત બોલવાવાળા છે, પરંતુ જે બોલે છે તે ઘણો જ વિચાર કરીને બોલે છે. તેમની ભાષામાં એટલી મીઠાશ હોય છે કે તે બોલતા હોય ત્યારે 'હજુ શેઠ બોલ્યા જ કરે' એમ સાંભળનાર સહુ કોઇની ચાહના રહે છે. પૂ. આચાર્ય મહારાજાઓ, ઉપાધ્યાય મહર્ષિઓ વિગેરે અનેક સાધુઓના પરિચયમાં આવવા ઉપરાંત રાજા–મહારાજા મહામાત્ય શેઠ શાહુકાર અને વિદ્વાન્ વર્ગના સંસર્ગમાં ઘણી વખત તેઓ આવેલા હોવાથી એમની કાર્ય કરવાની શક્તિ ઘણી જ ખીલેલી છે. પ્રસંગોપાત્ત તેઓ સારૂં ભાષણ પણ આપી શકે છે.

### સ્પષ્ટ વક્તા

આપણા આ સંઘપતિમાં સ્પષ્ટવક્તૃત્વનો ખાસ ગુણ છે, જેવુ હોય તેવુ મોઢે જ કહી નાખે છે, એમનુ કથન કોઈવાર કોઈને તાત્કાલિક કડવુ લાગે તેવુ હોય છે ખરુ, પરંતુ પરિણામે હિતકારી અને મીઠું નીવડે છે એમનો જાતિસ્વભાવ ઘણી ઉચ્ચકોટિનો અને સરળ પ્રકૃતિવાળો છે, પ્રસંગે શાંત અને રમુજી પણ છે, સમકક્ષાના સાધર્મિક બંધુઓની સાથે તેઓ ઘણી રમુજ સાથે વાર્તાલાપ કરે છે, એમના કથનમા ઘણુ જાણવાનુ ચેતવાનુ અને આદરવાનુ હોય છે, એમની સલાહ હંમેશા-ધર્મમાર્ગમા પ્રેરણામય નિખાલસ દિલની હોય છે વ્યાપારને અંગે એમણે પોતાના આજ સુધીના જીવનમા અનેક તડકા-છાયા-કડવી, મીઠી ઘટનાઓ અનુભવેલ છે, છતા તેમની ધર્મભાવનાના પુર કોઈ દિવસ લેશ પણ ઓસર્યા નથી, પરંતુ હંમેશા અક્ષય તૃતીયાના સાગરના કલ્લોલોની માફક વૃદ્ધિ પામતા જ રહ્યા છે એ તેમનો જબ્બર પુણ્ય પ્રકર્ષ સૂચવે છે

### રાજ્ય દરબાર-રાજા મહારાજાઓમા સન્માન

સંઘપતિ શ્રેષ્ઠિવર્ય પોપટભાઈની રાજ્યદરબારમા પણ લાગવગ ઓછી નથી, મર્હુમ મહારાજા જામસાહેબ શ્રી રણજીતસિંહજી એમના ખાસ સ્નેહી હતા, અનેક શુભ પ્રસંગોમા તેઓએ મહારાજા જામસાહેબને ગાર્ડન પાર્ટી આપી પોતાનો સ્નેહ-સંબંધ વ્યક્ત કરેલો છે પોતાને ત્યા શાંતિસ્નાત્ર, ઉદ્યાપન વિગેરે અનેક મહોત્સવ પ્રસંગે જામસાહેબની પધરામણી કરાવેલ છે વર્તમાન જામસાહેબ શ્રીમાન્ દિગ્વિજયસિંહજી સાથે પણ તેમનો સંબંધ ઓછો નથી તે આપણે આગળ સંઘયાત્રાના પ્રસંગે તેમના તરફથી મળેલ સહાયથી જ જાણી શકીશુ તે ઉપરાંત ભાવનગર-પ્રાગધ્રા-લીંબડી-પાલીતાણા વિગેરે સ્ટેટો સાથે પણ સંઘપતિનો સુમેળ ઘણો સારો છે સંઘપતિ પોપટભાઈની ધર્મ સમાજ સેવાના બદલામા મર્હુમ મહારાજા જામસાહેબ તરફથી ભારે મેળાવડા વચ્ચે તેમને '**ઓર્ડર ઓફ મેરિટ**'નો માનવતો ઈલ્કાબ અર્પણ કરવામા આવ્યો છે

### શાસન રસિક સંઘમા આગેવાનપણુ

જામનગરના શાસનરસિક સંઘમા શ્રી પોપટભાઈની આગેવાની પ્રત્યેક ધર્મપ્રેમી ભાઈઓ બ્હેનોને ઘણી જ ઈચ્છનીય થઈ પડેલ છે સરલ આત્માઓને ધર્મમા જોડવાને માટે સદા તેઓ તયાર જ હોય છે તેમના સમાગમમા આવ્યાબાદ અનેક આત્માઓને ધર્મનો અવિહડ રંગ લાગેલો છે અનેક વ્યક્તિઓ વ્રત-નિયમ-પચ્ચક્ખાણ ધારવાવાળા થયા છે કંઈક જીવો દુર્વ્યસનની મુક્તિ મેળવી છુટકપણે પામ્યા છે જામનગરની ઘણીખરી જૈન સોસાઈટીના તેઓ પ્રાણ છે આપણા સંઘપતિનો સૌભાગ્ય સૂર્ય એટલો ઉદયવતો છે કે જામનગરના સ્થાનિક જૈન સમાજ ઉપરાંત અમદાવાદ, પાટણ વિગેરે શહેરનો જૈન સમાજ તેની ખૂબખૂબ ચાહના રાખે છે અને ગુજર-ઉદ્યોગશાળાનુ ઉદ્ઘાટન અથવા તેવા કોઈપણ મેળાવડાના શુભ પ્રસંગે આ પુણ્યશાળીને પ્રધાનપદ આપી પોતાની ભાવના વ્યક્ત કરે છે

### અર્ધાંગના સંઘવણ ઉજમબેન

સંસાર અટવી ઉલ્લંઘવા માટે ધર્મરથ કહ્યો છે, પુરુષ અને સ્ત્રી એ બે તેના પૈડા છે બન્ને સમાન ગુણધર્મી હોય તો સંસાર અટવી જલ્દી પાર પામી શકાય આપણા સંઘપતિની જેવી સદ્ધર્મભાવના અત્યાર સુધી આપણે જોઈ ગયા છીએ તેજ પ્રમાણે તેમના ધર્મપત્ની સંઘવીયણ ઉજમબ્હેન ધર્મભાવનામા ઓછા ઉતરે તેવા નથી પણ શેઠાણીમા ગુરુભક્તિ, તપ

## નાના સંઘપતિ શ્રીમાન્ ચુનીભાઇ.

અમારા વાચકોને ખ્યાલ જ હશે કે અમિત પુન્યશાલી સંઘપતિ શ્રીમાન્ પોપટભાઇએ તેમ જ સુશીલ સંઘવણ ઉજમબાઇએ આ સંઘયાત્રામાં પોતાના ભત્રીજા શ્રીયુત **ચુનીલાલભાઇ લક્ષ્મીચંદ** તથા તેમના સહધર્મચારિણીને પ્રત્યેક ધાર્મિક લાભમાં સાથે જ રાખેલા છે. અને સંઘપતિ તથા સંઘવણના સર્વોત્તમ પદથી વિભૂષિત કર્યા છે. એ તો સાદો નિયમ છે કે ગૃહ-સંસારમાં અર્થાત્ સ્વજનવર્ગમાં એકાદ વડિલ વ્યક્તિ ધર્મપરાયણ હોય તો પોતાના સ્વજન-વર્ગને પણ ધર્મના સન્માર્ગે વાળી, અનેક આત્મકલ્યાણના લાભો અપાવે છે. કસ્તૂરી સ્વયં સુગંધી હોઇ તે પ્રદેશ તેમ જ આજુબાજુ સર્વત્ર સુગંધ સુગંધ મ્હેકાવી મૂકે છે.

## શ્રી ચુનીભાઇની સદ્‌ગુણાવલી.

આપણે ઉપર જાણી ગયા તે મુજબ સંઘપતિ શ્રી પોપટભાઇ સ્વયં તો સદ્‌ગુણસંપન્ન છે, પરંતુ તેમણે પોતાના સ્વજન-સ્નેહીવર્ગને પણ ધર્મપરાયણ અને સદ્‌ગુણાલંકૃત કરેલ છે. નાના સંઘપતિ શ્રી ચુનીભાઇ ભલે વિરતિની આરાધનામાં મોટા સંઘપતિ પોપટભાઇથી ઉતરતી કક્ષાના હશે તોપણ એ ધમારાધક વડિલના તેમ જ સદ્‌ગુરુવર્યોના સત્સંગથી ઔદાર્ય, ગાંભીર્ય, ધર્મ-રુચિતા, નિરભિમાનપણું, વડિલમર્યાદા, નિખાલસ હૃદય અને વ્યવહારકૌશલ્યાદિ સદ્‌ગુણો શ્રી ચુનીભાઇમાં ઓછા ખીલ્યા નથી. કોઇ કોઇ સદ્‌ગુણમાં તો કાકા કરતા ભત્રીજા પણ સવાયા હોય તેમ પરિચયે જણાય છે. એમ છતાં જેના પ્રતાપે એ સદ્‌ગુણો ચુનીભાઇમાં વિકસ્વર થયા છે તે વડિલશ્રી પોપટભાઇને જ એ બધો સુયશ ઘટે છે.

## શ્રી ચુનીભાઇનું ઔદાર્ય.

શ્રી જામનગરમાં લગભગ પોણા લાખના ખર્ચથી તૈયાર થયેલ ' શ્રી લક્ષ્મી આશ્રમ ' તેમ જ તેના ઉપરના ભાગમાં વર્તતું ' જૈનાનંદ પુસ્તકાલય ' એ બન્ને ધાર્મિક સંસ્થાઓ શ્રીયુત ચુની-ભાઇની ઉદારતાના મૂર્ત્તિમાન યશઃપુંજ છે. શ્રી વર્ધમાનતપ આયંબિલ ખાતામાં અર્પણ થયેલી ૩૦૦૦૦ની રકમમાં પણ પોતાને અર્ધ લાભ આપવાની વડિલ પાસે કરેલી માગણી એ તેમના ઔદાર્યનો જબ્બર પુરાવો છે. પોતાના સુશીલ ધર્મપત્ની શ્રીમતી અંચળબ્હેને કરેલ શ્રી નવપદજી, પંચમી, વિશંતિસ્થાનક વિગેરે તપશ્ચર્યા નિમિત્તે લગભગ એક લાખના ખર્ચે કરાવેલ ભવ્ય ઉદ્યાપાન ( ઉજમણુ ) મહોત્સવ અને તે સુપ્રસંગે ઠેઠ ગુજરાતમાં બિરાજમાન પૂ. શાસનસમ્રાટ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજાદિ વિશાલ સાધુસમુદાયને વિજ્ઞપ્તિ કરવાપૂર્વક વિહાર કરાવી જામનગરમાં કરાવેલા દબદબાભર્યો પ્રવેશોત્સવ પ્રસંગે શ્રી ચુનીભાઇએ કરેલા બાદશાહી ઠાઠો જામનગરની જૈન-જૈનેતર પ્રજા આજે પણ સંભારે છે. તીર્થાધિરાજ શ્રી શત્રું-જય ગિરિરાજની તલાટીએ તૈયાર થતાં શ્રી વર્ધમાન જૈન આગમમંદિરમાં અર્વથી પ્રથમ પચા-સથી સાઠ હજારની ઉદાર સખાવત કરનાર તે બીજું કોઇ નહિં પણ આ દાનવીર સંઘપતિ શ્રી ચુનીભાઇ જ છે. સંઘયાત્રાના કુલ ખર્ચમાં અર્ધા ભાગીદાર થઇ તીર્થંકરનામકર્મના હેતુભૂત શાસનોન્નતિ કરાવનાર પણ આ નાના સંઘપતિ જ છે. આવી હજારો અને લાખોની ઉદાર સખાવતો સિવાય નાની સખાવતો તેઓશ્રી તરફથી કેટલી આજ સુધીમાં થઇ હશે તેની સંખ્યાના આંકડા તો તેઓ પોતે જ જાણતા હશે. આવી અસાધારણ ઉદારતાને અંગે જન-સમાજ દાનવીર પુરુષોની પ્રથમ પંક્તિમાં તેઓને ગણે તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી.



જામનગરમાં ઉદ્યાપન મહોત્સવ પ્રસંગે નીકળેલી રથયાત્રામાં સારથિરૂપે
સંઘપતિ ચુનીભાઈ અને પ્રેમથી આનંદ નિખરબંધી સોના ચાંદીનો રથ



સંઘપતિ શ્રીમાન ચુનીલાલ લક્ષ્મીચંદે કરેલા ભવ્ય ઉદ્યાપન મહોત્સવ
પ્રસંગે સૂરિસમ્રાટની વિગાપમુનિમંડલસહ પધરામણી [ પૃષ્ઠ ૨૨ ]

આનંદ પ્રેસ-ભાવનગર.

### વડિલમર્યાદા.

આવું નિરવધિ ઔદાર્ય છતાં આ પુન્યશાલિ વ્યક્તિમાં અભિમાનનો અંશ પણ જોવામાં આવતો નથી, તેમની રહેણીકહેણી તદ્દન સાદી છે. વડિલમર્યાદા આજ સુધી તેમણે કોઈપણ વખત લોપી નથી. વડિલશ્રી પોપટભાઈ જે કોઈ કાર્ય કરે તે હરકોઈ પ્રસંગે આપણા આ નાના સંઘપતિ સદાય તૈયાર જ હોય, સંઘયાત્રા પ્રવાસ દરમ્યાન ઘણી વખત અનુભવાયું છે કે, કોઈ કોઈ તેવા શુભ પ્રસંગોમાં કોઈ કાર્યવિશેષ પરત્વે તેમને જ્યારે પૂછવામાં આવે ત્યારે તેઓ એક જ વસ્તુ જણાવે જે 'વડિલને પૂછો, તેમની સલાહ લ્યો અને તેઓ જે પ્રમાણે કહે તે પ્રમાણે કરો, મને આ બાબતમાં જરાપણ પૂછવાની જરૂર નથી. જે વાત તેમને મંજુર છે તે મને મંજુર હોય જ ' સંપૂર્ણ લક્ષ્મીનો યોગ છતાં વડિલોનો આવો આમ્નાય ( મર્યાદા ) કોઈ ભાગ્યવાન્‌માં જ દૃષ્ટિગોચર થાય છે.

### ધીરતા-ગંભીરતા અને નિખાલસ વૃત્તિ.

શ્રી ચુનીભાઈનું ગાંભીર્ય પણ જનતાને હેરત પમાડે તેવું છે. કોઈ પણ કાર્યપ્રસંગે તેઓ કદી ઉતાવળા થતા નથી, જે કાર્ય કરવું ધાર્યું હોય તેનો પ્રથમ સ્વયં સંપૂર્ણ વિચાર કરે, ત્યારબાદ વડિલોની સલાહ લ્યે અને અનુમતિ થયા બાદ કાર્ય પ્રારંભે. કાર્યનો પ્રારંભ થયા બાદ વિઘ્નપરંપરા આવે છતાં ધીરતા રાખે, જરાપણ પાછા ન હઠે અને આરંભેલું કાર્ય ગમે તે ભોગે પાર ઉતારે, શ્રી ચુનીભાઈની આ સહજ પ્રકૃતિ છે. એ ધીરતા અને ગંભીરતા તેમને કોઈ અજબ રીતે વરેલી છે. શ્રી ચુનીભાઈમાં હૃદયની નિખાલસવૃત્તિ પણ અન્ય વર્ગને અનુકરણીય છે. સાચું કહેવામાં તેઓ પ્રાયઃ કોઈની શરમ રાખતા નથી, આમ છતાં તેમના મુખમાં એવી મીઠાશ રહેલી હોય છે કે તેઓની વાણી કોઈને પણ અપ્રિય થતી નથી. હૈયામાં કાંઈ હોય અને મુખમાં કાંઈ હોય એ વૃત્તિ તેમને જરાપણ ઇષ્ટ નથી. મનમાં જે ઠીક લાગે તે પ્રમાણે જ તેઓ બોલનારા છે અને મિતભાષી છે.

### વ્યવહારદક્ષતા અને ધર્મરુચિતા.

શ્રી ચુનીભાઈમાં વ્યવહારદક્ષતા-કાર્ય કરવાની કુશલતા પણ કાંઈ ઓછી નથી. એ વ્યવહારકુશલતાને અંગે જ તેઓ આજ સુધી વ્યવહારમાં એકસરખા શુધ્ધ રહ્યા છે, ન્યાય-નીતિ ઉપર તેમને અથાગ પ્રેમ છે અને જેમ બને તેમ અનીતિ તથા પ્રપંચના પાસાઓથી દૂર રહેવાય તે માટે તેઓ સદા જાગૃત હોય છે.

પૂર્વોક્ત ઔદાર્ય-ગાંભીર્યાદિ ગુણો ગમે તેટલી કોટિએ સ્થૂલ-ઓઘ દૃષ્ટિએ આત્મામાં આગળ વધ્યા હોય, પરંતુ શ્રી વીતરાગપ્રણીત શુધ્ધ ધર્મ ઉપર સુરુચિપણું ન હોય તો તે ગુણો પારલૌકિક ફળમા હાનિ પહોચાડે છે. અર્થાત્ જેટલે અંશે ફળપ્રાપ્તિ થવી જોઈએ તેટલે અંશે ફલપ્રાપ્તિ થતી નથી અને એથી જ અનંત જ્ઞાનીઓએ કહ્યુ છે કે-' सव्वा कला धम्मकला जिणाइ ' સર્વ કળાઓમાં ધર્મકળા પ્રધાન છે. આપણા સંઘપતિ શ્રી ચુનીભાઈ ભલે આરાધન ઓછું કરી શકતા હોય, પરંતુ તેમનો ધર્મ રાગ તો કોઈ અજબ છે, ધર્મનિષ્ઠ સાધુ-સંતોના સેવનમાં તેઓ સદા મગ્ન હોય છે, ધર્મવિરુધ્ધ સંભાષણ કરનારાઓથી તેઓ સદા દૂર જ રહે છે અને શક્તિ હોય ત્યાં સુધી તેવા ધર્મવિમુખોને જડબાતોડ જવાબ પણ આપી

દેવામાં તેઓ પાછી પાની કરતા નથી. ધર્મનું અને ધર્મગુરુઓનું કોઇ પામર પ્રાણીથી થતું અપમાન તેમને અસહ્ય લાગે છે અને તેવા પ્રસંગે દૃષ્ટાંત બેસાડવા તેઓ ગમેતેટલો ખર્ચ કરવામાં પણ અચકાતા નથી. ધર્મ ઉપર, ધર્મગુરુઓ ઉપર અવિહડ રાગ સિવાય આ સ્થિતિ ન જ સંભવે.

અ૦ સૌ. સંઘવણ, ચંચળબેન.

આપણા આ નાના સંઘપતિ જેવા ગુણીયલ છે, તેમના સહધર્મચારિણી સંઘવણ શ્રીમતી ચંચળબાઇ પણ તેવા જ સદ્ગુણસંપન્ન છે. દાનગુણમાં તો શ્રી ચુનીભાઇથી પણ તેઓ ચઢી જાય તેમ છે. સંઘમાં જામનગરથી નીકળ્યા બાદ પાલીતાણા સુધી પ્રાયઃ તેઓ હંમેશા પાદચારી (પગે ચાલવાવાળા ) જ હતા. દરમ્યાન રસ્તે ચાલતા સંઘના દર્શનાર્થે ઊભેલા હજારો ગ્રામ્ય વિગેરે માનવોને જે હાથમાં આવ્યું તે છૂટે હાથે દાન આપી, જૈનશાસનની લોકોત્તર પ્રભાવના કરનાર આ સંઘવણ શ્રીમતી ચંચળબાઇ જ છે. શિયલના સર્વશિરોમણિ ગુણ સાથે સામાયિક–પૌષધ–પ્રતિક્રમણ–તપ–જપ–વ્રત–પચ્ચકખાણમાં તેઓ ખૂબ જ આગળ વધ્યા છે. આવા ગુણીયલ છતાં પોતાના વાડલોની મર્યાદા સંપૂર્ણ સાચવવામાં તેઓ જરાપણ ઓછા ઉતરે તેમ નથી. પંચમી, એકાદશી, ચતુર્દશી, વિંશતિસ્થાનક, શ્રી સિદ્ધચક્ર મહારાજ વિગેરે ઉત્તમ સ્થાનકોની તેઓએ અનુપમ આરાધના કરી છે. એટલું જ નહિં પણ એ આરાધના ઉપર શાસનોન્નતિકારક ઉદ્યાપન મહોત્સવ કરી જિનમંદિરના શિખર ઉપર સુવર્ણ કળશ ચઢાવ્યો છે. સાધુ-સાધ્વીની ભક્તિ-વૈયાવચ્ચમાં સદા તેઓ તત્પર હોય છે. સંપત્તિનો વિપુલ પ્રમાણમાં યોગ છતાં ધર્માર્થે શરીરને કસવામાં ચંચળબાઇ જરાપણ પાછા હઠે તેમ નથી અને તેથી જ લગભગ ચારસો માઇલ જેટલા લાંબા સંઘપ્રવાસમાં તેમણે લગભગ સંપૂર્ણ છ ' રી 'પાળી છે. પાંચ માઇલ–છ માઇલ અને તેથી પણ વધુ ચાલીને આવેલા હોય તોપણ સાંજ પડે એટલે સંઘમાં સાથે આવેલા પૂ. આચાર્ય મહારાજાદિ મુનિવરો અને પૂ. સાધ્વીજી મહારાજાઓને વંદન, સુખશાતા તથા કામકાજ માટે લગભગ હંમેશા પૂછવા નીકળે અને દેખાતી ખામી તુર્ત જ પૂર્ણ થાય. એ ' તેમની અંતરની કેટલી ધર્મભકિત છે ? ' તે જણાવવા માટે બસ છે.

આ શાસનોન્નતિવિધાયક ઉભય સંઘપતિ તથા ઉભય સંઘવણોના જીવનચરિત્ર જેટલા લંબાણથી લખીએ તેટલા લખી શકાય, પરંતુ તેમ કરવા જતાં આપણા મૂલ ધ્યેયને ચૂકી જવાનો પ્રસંગ થવાના ભયથી આ પ્રકરણને આપણે અહિં જ સમાપ્ત કરીશું; અને સાથે સાથે અમારા વાચકોને પણ વિનંતિ કરીશું કે આ સંઘપતિ–સંઘવણોના સંક્ષિપ્ત પણ જીવનચરિત્રો વાંચી વિચારી, તેમના સદ્ગુણો સ્વ–આત્મામાં દાખલ થાય તે માટે યથાશકિત યત્ન કરવા ઉજમાળ બને.






સઘપતિ ચુનીભાઈના ઉદ્યાપન મહોત્સવ પ્રસગે જામનગર પધારેલા સૂરિસમ્રાટ ધર્મદેશના આપે છે
બાજુમા પૂ આગમોદ્ધારક આચાયદેવ બિરાજ્યા છે.

આનંદ પ્રેસ-ભાવનગર.




# છ'રી' સહિત સંઘયાત્રાથી થતા લાભો

'સંઘ' કોને કહેવાય ?

અગાઉના બન્ને પ્રકરણોમા તીર્થ, સંઘ અને સંઘપતિ સંબંધી કાંઇક ખ્યાલ આપણે આપી ગયા, હવે શાસ્ત્રીય છ'રી' સહિત સંઘયાત્રાઓથી થતા લાભો સંબંધી કાંઇક વિચારીએ. 'સંઘ' એ શું ? આ પ્રશ્ન જૈન સમાજમા પ્રાય નહિં થાય, પરંતુ જૈનેતર સમાજમાં થાય એ સ્વાભાવિક છે. સંઘ એટલે ઐક્યતા–સંગઠન, સાધુ–સાધ્વી–શ્રાવક અને શ્રાવિકા એ ચારે સમૂહમા સુવિહિત સાધુ-મુનિવરોને પ્રધાનપદે રાખી બાકીના ત્રણ સમૂહને તેના પરિવાર તરીકે ગણી એ ચારે અંગોનું અભેદપણું–અરસ્પરસ મિલન–સહકાર અને શાસ્ત્રોમાં નિયત કરેલા વ્યવહારનું પાલન તથા એ સર્વનું પવિત્ર સંગઠન એનું નામ શ્રીસંઘ. આવા ઐક્યને પવિત્રપણાનું સ્વરૂપ શામાટે આપવામાં આવતું હશે ? એનો જવાબ એ જ કે–આ ઐક્ય ધર્મના પાયા ઉપર રચાયેલું છે, એટલુ જ નહિં પણ એ ઐક્યની રગેરગમાં માનવજીવનનો ઉત્કર્ષ અને ધર્મની પ્રચુર ભાવના ભરેલી છે. એથી જ શ્રીસંઘની શક્તિ ઉપરથી ધાર્મિક વાતાવરણની ઉજ્જ્વલતા માપી શકાય છે. સંઘની શક્તિમાં જેટલું શૈથિલ્ય તેટલી જ ધાર્મિક વાતાવરણની ઉજ્જ્વલતામા મંદતા હોય છે.

### સંઘયાત્રાથી તીર્થંકર નામકર્મનો બંધ

આવા શ્રમણ પ્રધાન શ્રીચતુર્વિધ સંઘ સહિત, શાસ્ત્રોમાં ફરમાવેલા વિધિ-વિધાન મુજબ જે યાત્રાઓ કરવામાં આવે છે તે જ વસ્તુતઃ સાચી યાત્રાઓ છે. યાત્રા નિમિત્તે આવા શ્રીસંઘો જે જે પ્રદેશમાં ફરે છે અને જ્યાં જ્યાં પોતાનું વાતાવરણ ફેલાવે તે તે પ્રદેશમાં અજબ પરિવર્તન થાય, ધર્મભાવનાનો ઝરો અસ્ખલિત વહેવો શરૂ થાય, તથા ઘણા ય ભાગ્યવાન્ આત્માઓના જીવનમાં ઉત્કર્ષ સધાય, અને એથી જ આવી મહાન્ સંઘયાત્રાઓ કરનાર કરાવનાર સંઘપતિ વિગેરે ભવ્યાત્માઓ યાવત્ **તીર્થંકરનામકર્મ** પણ બાંધે.

### સંઘયાત્રાથી ધર્મની પ્રભાવના

આવા ઐક્યના મજબૂત તત્ત્વોથી રચાયેલા ભવ્ય સંઘો જ્યારે યાત્રા નિમિત્તે દેશપ્રદેશમાં ફરે છે ત્યારે સામાન્ય જનતા કે જે વર્ગ ‘ ધર્મ એ શું ’ તે જાણતો પણ ન હોય અને જાણતો હોય તો તેનો ધર્મભાવ એટલો શિથિલ થયેલો હોય કે જો એને ધર્મની પ્રભાવના-ઉત્તેજન ન મળે તો એના જીવનમાંથી ધાર્મિકતાનો નાશ થઇ જાય, આવા વર્ગોમાં એવી ધર્મની અજબ પ્રેરણાનુ અમૃતપાન કરાવી જાય છે કે જેથી જૈન જનતામાં ધર્મના તત્ત્વો મજબૂત તો થાય છે, એટલું જ નહિં પણ ધર્મદષ્ટિએ પોષાતાં કેટલાંક અશાસ્ત્રીય-અધર્મતત્ત્વોનો નાશ થાય છે. આવું પરિવર્તન કરવા માટે કાંઇ વરસો નથી જોઇતાં, પરંતુ સંઘયાત્રાની રચનાત્મક પદ્ધતિ એવી વિશાળ અને અર્થપૂર્ણ છે કે માત્ર એક જ દિવસના સમાગમમાં સંઘયાત્રાની રચનાનો વ્યવહાર અને સંઘનું ભવ્યસ્વરૂપ નિહાળવાથી મનુષ્યને ધર્મ પ્રત્યે શ્રદ્ધા જાગે છે, અને પોતે જે કાંઇ આજ સુધી ધર્માચરણ કરતો આવ્યો છે તેમાં સત્યાસત્યનો વિવેકસૂર્ય પ્રગટ થાય છે. દેવદર્શન, જિનપૂજન, પ્રતિક્રમણ, વ્યાખ્યાનશ્રવણ, તપ, પાદવિહારાદિ સંઘમાંના ચાલુ વ્યવહારોનું અનુકરણ કરવા ભદ્રકપરિણામી આત્માઓ સહેજે લલચાય છે અને પરિણામે વ્યવહાર ધર્મ પુષ્ટ થવાનો સુપ્રસંગ સાંપડે છે.

### સંઘયાત્રામાં રાજદ્વારી તત્ત્વ

સંઘમાં રાજદ્વારી તત્ત્વ પણ કોઈ અપૂર્વ હોય છે, જૈનેતર વર્ગમાં જૈનધર્મની મહત્તા અને પ્રભાવ વિસ્તારવાનું સંઘયાત્રા એ સર્વોત્તમ ધર્મ સાધન છે. પોતાના ધર્મની તેમજ ઇતરધર્મની પરિસ્થિતિનું અવલોકન કરી શકાય, અમુક સ્થળે અમુક ધર્મના અનુયાયિઓ જૈન ધર્મને અમુક પ્રકારના આડકતરા વાતાવરણથી ડગમગાવી રહ્યા હોય અથવા સામાન્ય વર્ગમાં વિરૂદ્ધતત્ત્વોનો પ્રચાર કરી પોતાના ધર્મને વિસ્તારવા સબળ પ્રયત્નો કરી રહ્યા હોય ત્યારે યાત્રાર્થે નીકળતા સંઘમાંનો વિદ્વાન્ સાધુવર્ગ આ વસ્તુને તપાસે, વિચારે અને સ્વકીય શુદ્ધસનાતન વીતરાગપ્રણીત ધર્મપ્રત્યે થતાં અન્ય ધર્મીઓનાં આઘાતોથી બચવાનો માર્ગ યોજે એટલું જ નહિં કિંતુ ધર્માંતરોના મંતવ્યોનો નિરાસ કરી સ્વધર્મના સંરક્ષણ સાથે અન્યોને પણ પોતાના તરફ આકર્ષે. વળી કોઇ ગામમાં કોઇ દુષ્ટ રાજા પ્રજાને પીડી રહ્યો હોય ત્યારે અને પ્રજા સંઘપતિ આગળ આવીને પ્રાર્થના કરે ત્યારે સંઘપતિ એ વાતને વિચારે અને રાજાને મળી પ્રજાને જે પ્રકારનું ધાર્મિક દુઃખ હોય તેમાંથી ઉગારવાનો શક્ય પ્રયત્ન સેવે. રાજા ન માને તો નાણા આપીને પ્રજાનું દુઃખ દૂર કરવા પ્રયાસ ઉઠાવે, યાવત્ વિદ્વાન્ અને પ્રભાવક મુનિમંડળદ્વારા રાજાને

સમજાવાય અને મુનિવર્ગ પણ શાસ્ત્રોની દલીલોથી કિંવા તપશ્ચર્યાદિના પ્રભાવથી રાજાના હૃદયનો પલટો કરે. માલવેશ્વર **વિક્રમાદિત્યને** જેમ **સિદ્ધસેન દિવાકરે** પ્રતિબોધ કર્યો, સમ્રાટ્ **અકબ્બર** પાદશાહને જગદ્ગુરુ **શ્રી હીરસૂરિજી** મહારાજાએ જૈનધર્મ ઉપર શ્રદ્ધા જગાવી, તે પ્રમાણે સંઘમાં સાથે રહેલા મુનિવર્યો પણ માર્ગમાં આવતા રાજા-મહારાજા અમાત્ય મંત્રી મંડલાદિને પ્રતિબોધ કરી જૈનધર્મનું ગૌરવ જીવતું રાખે, એ પણ શાસનની ઓછી પ્રભાવના નથી.

## સંઘયાત્રાથી થતા સામાજિક લાભો.

**શ્રી** સંઘો જ્યાં જ્યાં યાત્રાર્થે પર્યટન કરે ત્યાં ત્યાં ગામડાઓની શહેરોની અને જુદા જુદા દેશોની જુદી જુદી જાતની પ્રજાની ઓળખાણ થાય, ભિન્ન ભિન્ન દેશોમાં વસતી ભિન્ન ભિન્ન પ્રજાઓનો પરિચય, તેમની પરસ્પર રીતભાત વિગેરે આવા સંઘયાત્રાના સુપ્રસંગે પીછાણી શકાય. પરિણામે બંધુત્વની ભાવના ફેલાય અને જે જે ગામડા તથા શહેરોમાંના જૈનોને જૈન ધર્મનું પ્રભુત્વ ન દેખાયું હોય ત્યાં આવા ભવ્ય સંઘોના આવાગમનથી તેઓના હૃદયમાં આનંદ-ઊર્મિઓ પ્રગટે કે-" અહો ! ધન્ય છે અમારા વિજયવંતા જૈન ધર્મને ! કે જે ધર્મમાં આવા સાર્વજનીન શુભ કાર્યો થાય છે. અમારા ભાઇઓ આ જગતમાં સંખ્યાબંધ છે, અને તેથી અમારો ધર્મ અમર છે." એક બીજી પ્રજાની ઓળખાણમાં તો અનેક પ્રકારના લાભો સમાયેલાં છે. એક બીજાના સામાજિક રિવાજો, એક બીજાના આદર્શો, એક બીજાના ખાનપાનના વ્યવહારો, એક બીજાની પહેરવા ઓઢવાની પ્રથાઓ, લગ્નાદિ વ્યવહારુ ક્રિયાની રીતિભાતિઓ ભાષા-જ્ઞાન-સ્વાસ્થ્ય-શક્તિ અને વ્યાપારની ખીલવણી સંબંધી એક બીજાના વિચારોની આપ-લે આવા સંઘયાત્રાના પ્રસંગે સહેજે સહેજે એક બીજી પ્રજા કરી શકે, અને એથી સમાજમાં દેખાતી ત્રુટિઓ દૂર થાય, સમાજ ઉન્નત બને એટલે ધર્મ ઉજ્જ્વલ થાય જ; કારણ કે સમાજ એ ધર્મ ઝીલનારૂં પાત્ર છે, જો તે ત્રુટિવાળું હોય તો ધર્મરૂપી અમૃત તેમાં સ્થિર ન રહી શકે, આથી જ સંઘયાત્રાથી સામાજિક તત્ત્વ પણ વિશેષ અંશે શુધ્ધ બને અને ધર્મની ઉજ્જવલતા વધુ દીપે. આવા સામાજિક લાભો એકલી જૈન પ્રજાને જ મળે એમ નહિં, જૈનેતર વર્ગ પણ આ લાભો મેળવી શકે. કોઇ પ્રજામાં ભલે સ્થૂલ દૃષ્ટિએ વિવેક-વિનયાદિ સદ્ગુણો ઓછાં દેખાતાં હોય પણ તે પ્રજામાં પ્રેમ તથા આદરના અખૂટ ભંડાર ભર્યા હોય, જ્યારે કોઇ પ્રજામાં આંતરદૃષ્ટિએ પ્રેમ તથા આદરના પૂર ઓછાં હોય, પણ બાહ્યદૃષ્ટિએ થતાં વિનય-વિવેકાદિ સદ્ગુણો તથા કરકસર-સમયસૂચકનાદિ વ્યવહારુ યોજનાઓ એવી સુંદર દેખાય કે પ્રેમ તથા આદરના પૂરની આંતર દૃષ્ટિને પણ ભુલાવી દે. બન્ને પ્રજાઓ ભેગી થાય તો એક બીજાના ગુણોનો એક બીજા વિનિમય કરી કાંઇક નવું શીખવા ભાગ્યશાલી બને.

## આચાર્યાદિ મુનિવર્ગનો પ્રભાવ

સંઘ સાથે વિચરતા સાધુ મુનિમહારાજાઓના ચારિત્ર અને ઉપદેશના પ્રભાવથી અનેક સ્થલોમાં જીવહિંસાઓ અટકે, દયાધર્મનો પ્રચાર થાય, સામાન્ય જૈનજનતાની ધર્મસંસ્કારિતા ખીલે, વૈરાગ્ય ભાવનાનો વિકાસ થાય અને માનવજીવનનું ખરું રહસ્ય પણ સમજાય. લાખો રૂપીયાના પુસ્તકો છપાવવાથી અથવા વાંચનાથી, તેમજ લાખો રૂપીઆ ખર્ચીને ઉપદેશકો ફેરવવાથી જે કાર્ય ન થાય, જે ધર્મસંસ્કાર વિકાસ ન પામે તે ધર્મસંસ્કારના વિકાસનું કાર્ય સંઘ સાથે

વિચરતા કંચન-કામિનીના ત્યાગી મુનિઓના ચારિત્રથી તેમજ ઉપદેશથી સહેજે સહેજે થઇ જાય. પોતાના નિર્મળ ચારિત્રથી સાધુવર્ગ સમાજમાં નિર્મળ વાતાવરણ પાથરે અને એના પ્રભાવની શક્તિભરી રશ્મીથી વિજળી અધર્મરૂપી અંધકારના પડલને ભેદી નાખે. જ્યાં જ્યાં ધર્મના પાયા નબળા પડયા હોય, જ્યાં જ્યાં જે જે ધાર્મિક અંગોમાં શિથિલતા દૃષ્ટિગોચર થતી હોય ત્યાં ત્યાં તે મુનિવરો પોતાની સર્વશક્તિને ખર્ચે અને વ્યાખ્યાનાદિ દ્વારા એ ખામીઓ-શિથિલતાઓ દૂર કરે, ધર્મના પાયા મજબૂત કરે, ઉત્સાહ સિંચે અને ધર્મ પ્રત્યે શ્રાવકોને સુદૃઢ બનાવે.

## સંઘયાત્રામાં સંઘપતિનું કાર્ય

સંઘપતિ તો ઘણાં કામ કરે. સંઘપતિ પ્રત્યે સર્વને પૂજ્યભાવ હોય. સંઘપતિ બાર વ્રત પાલનારા હોય, તે કદી અસત્ય વદે નહિં, તેનું વ્યક્તિત્વ નિર્મળ તથા અભિમાન વગરનું હોય, અને ચારિત્ર ગૃહસ્થને શોભે તેવું ખીલેલું હોય, એની ઉદારતા અજોડ હોય, એનું હૃદય ગંભીર અને વિશાળ હોય, ટૂંકમાં એનો ધર્મ પ્રત્યેનો પ્રેમ અખૂટ હોય. આવા ગુણોના મૂર્તિમંત પુંજસમા સંઘપતિને નિરખી એના પ્રત્યે દરેકને માન થયા વિના ન જ રહે, અને પોતાના આ પ્રભાવની અસર રાજાઓમાં, અમલદારોમાં તથા સામાન્ય જનતામાં એવી રીતે પાથરે કે એના વચન-માત્રથી ઘણા ય ભાગ્યવાન્ આત્મા આચારવિચારમાં સુધારો કરે તેમજ નીતિમય જીવન બનાવે. આવા પ્રભાવક સંઘપતિના પ્રભાવથી ઘણાંઓનાં વર્ષોથી ચાલતા નાતના-ધર્મના અને કુટુંબના ઝગડાઓ ક્ષય પામે તથા શાંતિ તેમજ પ્રેમભાવનું સામ્રાજ્ય પથરાય.

## સંઘપતિની મુખ્ય ફરજ

સંઘપતિની મુખ્ય દૃષ્ટિ ધાર્મિક હોય, જે જે સ્થલે સંઘનો કેમ્પ નંખાય તે તે સ્થળોએ જિનમંદિર, જિનપડિમા, ઉપાશ્રય વિગેરે સાત ક્ષેત્રો ઉપરાંત પાંજરાપોળ, સદાવતખાતું, સાર્વજનિક ધર્મશાળાઓ વિગેરે સંસ્થાઓનું સંઘપતિ બારીકાઇથી અવલોકન કરે, અને જે સંસ્થામાં જે પ્રકારની અગવડતા દૃશ્યમાન થતી હોય તેને આર્થિક વિગેરે સાધનોથી દૂર કરવાનો શક્ય પ્રયાસ સાધે, વળી પોતે જ આ પ્રમાણે કરે એમ નહિં પરંતુ સંઘમાં સાથે વર્તતા અન્ય સદ્‌ગૃહસ્થોને પણ તે બાબતોની સૂચનાઓ કરી ધાર્મિક સંસ્થાઓનું પોષણ કરવાનું પરમાર્થ કાર્ય કરવામાં સર્વ શક્તિ ખર્ચે. આ પ્રમાણે થાય તો જ ધાર્મિક સંસ્થાઓ ફાલીફુલી નવપલ્લવ રહે. કોઇ સંસ્થામાં ધર્મને નામે અધર્મનું પોષણ થતું હોય, વહીવટદારોની યોગ્ય સંભાળ ન રહેતી હોય, એ બધી ખામીઓ પણ વધુ નહિ તો થોડા ટાઇમ માટે પણ દૂર થવાનો સુપ્રસંગ આ સંઘયાત્રામાં સાંપડે. જિનેશ્વર ભગવંતના શાસનમાં અનુકમ્પાદાન પણ પુન્ય-બંધનું કારણ તેમજ જૈન ધર્મની જબ્બર અનુમોદનાનું નિમિત્ત હોઇ, વાવ, કુવા, તળાવ, દવાખાના વિગેરે લોકોપયોગી સ્થાનોમાં પણ સંઘપતિ યથાયોગ્ય ગૌણ-મુખ્ય ધાર્મિક અંગોનો ખ્યાલ રાખી દાન દેવાનું ન જ ચૂકે.

## યાત્રાસંઘના યાત્રિકોને થતા લાભો

હવે સામાન્ય દૃષ્ટિએ સંઘમાં જનારાઓને થતા ફાયદાઓ તપાસીએ. સંઘની સાથે ફરતા યાત્રાળુઓને કાંઇ ઓછી કસોટીમાંથી પસાર નથી થવું પડતું. રોજ સવારે વ્હેલાસર ઠંડીમાં ઊઠવું, ગાડાઓમાં હાથોહાથ સામાન ભરવો, પાલ ( તંબુ-રાવટી ) સંકેલવા અને ગાડાઓમાં

ચઢાવવા, છ'રી' પાળનાર ભાઈઓને મળસકાના ઝાખા અજવાળામા ચાલવુ તેમજ ચાર ચાર પાચ પાચ ગાઉની મજલ કરવી, સાથે સાથે પ્રભુ સ્મરણ કરતા જવુ, જે સ્થળે પડાવ નિયત થયેલ હોય ત્યા આગળથી જઈ જગ્યાઓ રોકી તડકામા તપવુ અને ખરી મહેનતથી ભૂખ્યા ભૂખ્યા પાલ ઊભા કરવા, કોઈ જમીન કાંકરાવાળી આવે, કોઇ પથરાવાળી આવે, કોઈ ભઠીયાવાળી તેમજ ઊંચીનીચી ખાડાખડબાવાળી આવે, એવી જમીન ઉપર હોય બિછાનુ પાથરીને સૂઈ રહેવુ, ખુલ્લા જગતના ટાઢ-તડકા સહન કરવા, છ'રી' પાળનારાઓ અને બીજા તપ કરનારાઓને આટલુ કરવા છતા એક વખત ભોજન કરવુ, ગરમ ઠારેલુ પાણી પીવુ, કયાઇ પાણી ન મળે અથવા વ્હેલુ મોડુ મળે તો તૃષા સહન કરવાનો પણ અનુભવ કરવો, એ બધા ય આત્મ-કલ્યાણના અગભૂત ધર્મદૃષ્ટિએ સહન કરાતા પરિસહો સાથે દેવદર્શન, જિનપૂજન, ગુરુવદન વ્યાખ્યાનશ્રવણ પ્રતિક્રમણ સામાયિકાદિ નિત્ય ધાર્મિક ક્રિયાઓમા પણ મશગૂલ રહેવુ, એ બધુ ય લોકોત્તર માર્ગની અપેક્ષાએ શુ ઓછુ હિતાવહ છે? હિતકારી હોવાથી જ કષ્ટ સહન કરવા છતા ધર્મઘેલો યાત્રિક તે સર્વ કષ્ટોમા આત્મિક આનદ અને કૃતકૃત્યતા જ માને છે

## યાત્રાસઘના યાત્રિકોની કસોટી

તે ઉપરાત અમુક વસ્તુ ખલાસ થઇ ગઇ હોય, ગામમા અથવા આજુબાજુ ન મળતી હોય તો તે વસ્તુ વિના ચલાવી લેવુ અને ત્યાગશક્તિ કેળવવી વખતે માથુ દુખવુ, તાવ આવવો, શરદી થવી, કયાઇક વાગી જવુ આદિ નાના મોટા રોગની સામે પણ શિર ઉચકવુ અને યાત્રામા ન કટાળવુ એમ છતા ધર્મભક્તિ એટલી જ રાખવી એ વગેરે લાભો ધર્મદૃષ્ટિએ વિચારાય તો શુ ઓછા છે? કોઇ વખતે માર્ગે ચાલતા ગાડાઓનુ સાથમાથી છૂટા પડી જવુ અને માર્ગ ભૂલી જવો, વળી ખેતરમા આડબીડ પડી માર્ગ શોધવો રસ્તામા આવતા સકટો સહન કરવા, ચોરની બીક, હિસક પશુઓનો ડર, વિગેરે આકસ્મિક પ્રસગોમા પણ સચેત રહેવુ આવા અનેક પ્રકારના શિક્ષણથી વિટાઇને રહેવુ એ શુ ઓછી કસોટી છે? આવી કસોટીમાથી પસાર થયા સિવાય જ્ઞાન શક્તિ તથા સયમ ન જ કેળવાય અને પરિણામે મોક્ષમાર્ગ ન સધાય કાયરો તો આવુ વાચતા પણ કમ્પે કોઇ માર્ગમા ઢાળ આવે, ઊચા નીચા ખાડા ટેકરાઓવાળા રસ્તાઓ આવે, નદીઓ, પર્વતો, જગલો આદિ ભયકર સ્થળો આવે, આનામા ગાડાઓને ચાલવુ, એક બીજા સાથે એક બીજા ગાડાઓ અથડાય, બળદીઆઓ ચમકે, કોઇ વાર ગાડા ઊધા પણ પડી જાય તેમાથી ઉગરવુ, નાના છોકરાઓ સ્ત્રીઓ વૃદ્ધો આદિ સર્વની સભાળ રાખવી અને આવી આવી ઉપાધિઓ છતા ધર્મનુ અગ હોઇ જાણે હૃદયમા કશો પણ ત્રાસ ન હોય તેવુ વર્તન અમલમા મૂકવુ એ યાત્રિકોની કસોટી સબધી પરાકાષ્ઠા છે આથી જ આવા યાત્રાસઘના અનુભવીઓને ઢઢેરો પીટાવીને જાહેર કરવુ પડે છે કે-'હાલ સ્કાઉટના શિક્ષણ પાછળ જે લાખો રૂપીયા ખર્ચાય છે તેના કરતા આ શિક્ષણ ઘણુ ઊંચુ છે સ્કાઉટના શિક્ષણમા ભલે ધાર્મિકતાના નાશનો ઉદ્દેશ ન હોય, પણ ધાર્મિક સસ્કારોના નાશનુ પરિણામ જોવાય છે, જ્યારે આ યાત્રાસઘમા સ્કાઉટથી પણ વધુ પ્રમાણમા શરીર સુદૃઢ બને છે, ચારિત્ર ખીલે છે, અને અનુભવોની એરણ ઉપર જીવન ટીપાઇને અનુભવી બને છે તેમજ ધાર્મિકતા ઘણી જ પુષ્ટ થાય છે

## સામાન્ય જનતાને થતા લાભો

આવા પવિત્ર ભાવનાવાળા પાદચારી યાત્રાસઘના કેટલા ફાયદા વર્ણવવા? આવા સઘમા

હજારો માણસોને રોજી મળે, જેવા કે મજૂરો, ગાડાવાળાઓ, પખાલીઓ, ઘોડા સાચવનારા, ઘાટીઓ તેમજ ગરીબ યાચકવર્ગ; આ સર્વને પેટનું સાધન મળે છે. આ સર્વ કામદારવર્ગને નોકરી પેટે પગાર મળે, સારું ભોજન પ્રાપ્ત થાય, તદુપરાંત તેઓ પણ નવા નવા દેશો જુએ, વચ્ચે આવતાં પોતાના યાત્રાસ્થલોની યાત્રાઓ કરે, સંઘમાંના સત્સંગથી તેઓનું ચારિત્ર પણ અમુક અંશે વિકાસ પામે, રાત્રે ભજનમંડલીમાં ભજનીયાની ધૂન મચાવી ઓઘથી પ્રભુભક્તિ કર્યાનો આત્મસંતોષ અનુભવે એ શું ઓછા ફાયદા છે ? વળી જે ગામમાં સંઘ જાય ત્યાંના મજૂરોને, વેપારીઓને અને બીજાઓને પણ પાંચસો હજારનો વકરો થાય, એક બીજાના વેપાર-ધંધાની માહિતી મળે, આટલા આટલા ધાર્મિક સામાજિક-નૈતિક તેમજ રાજકીય લાભોની ભાવનાથી સંકળાયેલી રચનાવાળી સંઘયાત્રાની વર્તમાનમાં આવશ્યકતા નથી, એવું કહેનારા ગંભીર ભૂલ કરે છે એમ પ્રાજ્ઞ પુરુષોને તો જરૂર કબૂલ કરવું જ પડશે.

### કળા કારીગરીને ઉત્તેજન.

જે જે દેશમાં સંઘનું પર્યટન થાય તે તે વિભાગમાં વખણાતી કલામય વસ્તુઓની ખરીદી માટે યાત્રિકો તીડની માફક દોડ્યા જાય, સંઘપતિ પાસે પણ ઘણાય કારીગરો પોતાની કળાના સર્વોત્તમ નમૂનાઓ લઇ ભેટ ધરવા આવે, સંઘપતિ તેનો સ્વીકાર કરી, કળા-કારીગરીને ઉત્તેજન આપવા માટે કિંમતથી પણ વધુ દામ અર્પણ કરે, એ રીતે કળા અને કારીગરોને સન્માન મળે, ભારતની પ્રાચીન કળાઓ જીવંત રહે એ પણ ઘણું જ લાભપ્રદ છે.

### કાવ્યસરિતામાં સ્નાનનો આનંદ

આ સંઘરચના કાંઇ શુષ્ક નથી, હંમેશા પ્રભુમંદિરમાં ભાવનાઓ બેસે, પૂજાઓ ભણાવાય, આમાં સંગીત ગાયે આત્માને પણ આનંદ મળે, વળી તે તે ગામોમાં વસતો કાવ્યકુશળ કવિવર્ગ આવા સંઘની ભવ્યતા નિરખી તેના પર મનમોહક કાવ્યો રચી સંઘપતિ પાસે કચેરીમાં આવી કાવ્યોની ભેટ ધરે, સંઘપતિ કવિતાની કદર કરી કવિને રાજી કરે, વળી કોઇ સંગીતના શોખીન ગવૈયાઓ ભૈરવી અથવા માલકોશના મધુર ગુંજન કરી જાય અને સંઘપતિના સન્માન ચાખતા જાય, કોઈ ભાટ-ચારણ દુહા લલકારી સંઘપતિના ગુણ ગાઇ બે પાંચ દુહામાં પોતાનો સ્વાર્થ સાધી જાય,આ બધાય એકથી એક ચઢિયાતા લાભોની પરંપરાનો આસ્વાદ સંઘ યાત્રાનો અનુભવ કરનાર જ બરાબર જાણી-સમજી શકે અને આનંદ માણી શકે. નિશદિન વૈભવમાં મ્હાલતા અને ગરીબાઇ તથા મુસીબત અને કસોટીના કષ્ટોનો જેને સ્વપ્ને પણ ખ્યાલ નથી તેવા શ્રીમંત કુટુંબો આવા યાત્રાસંઘમાં જ સામાન્ય જીવનનો ખ્યાલ હૃદયમંદિરમાં લાવી શકે અને દયા, પરોપકાર તેમજ ફરજનાં તત્ત્વો સમજવાનો સુઅવસર મેળવે.

### આજના કહેવાતા સુધારકોની માન્યતા

જૈન સમાજમાં આજે પોતાને સુધારક તરીકે ઓળખાવનારી ગણીગાંઠી કેટલીક એવી પણ વ્યક્તિઓ છે, કે જેઓને તીર્થયાત્રા વિગેરે શુભ પ્રસંગોમાં ખર્ચાતી લક્ષ્મી ઉપર અણગમો હોય છે, આવા કાર્યોને તેઓ પૈસાનું આંધણ માને છે. તદુપરાંત તેઓનું એ કથન છે કે 'ભૂત કાળમાં જે અવસરે રેલ વિગેરેનાં સાધનો ન હતા, જે સમયે માર્ગો ભયંકર અરણ્યોથી ઢંકાયેલા હતા, હિંસક પશુઓ તેમજ હત્યારાની ભીતિને અંગે તીર્થયાત્રાનો સુપ્રસંગ જે સમયે ઘણોજ દુર્લભ હતો તેવા સમયમાં આવા વિશાળ સમુદાય સાથે પગપાળી જાત્રા કરવી તે સાર્થક લેખાતી;

પરંતુ જે જમાનામાં રેલ્વે વિગેરેના સંપૂર્ણ સાધનો ને યાંત્રિક યુગનું જ સર્વત્ર પ્રાધાન્ય છવાઇ રહ્યું છે તેમજ તે તે રાજ્યની વ્યવસ્થિત રાજ્ય પ્રણાલિકાને અંગે હિંસક પશુઓ તેમજ હત્યારાઓના ભય નષ્ટપ્રાય થય છે તેવા સમયમાં ટૂંકે ખર્ચે થતી તીર્થયાત્રા નિમિત્તે લાખો રૂપીઆનું ઇંધન મૂકવું, ચાર દિવસની તીર્થયાત્રામાં ચાર ચાર મહિનાઓ સુધી હાડમારીઓ ભોગવવી એ નરી અંધશ્રધ્ધા જ છે; બેકારીના આજના જમાનામાં ગરીબાઇ દૂર કરવા માટે લક્ષ્મીનો સદુપયોગ થવો જોઇએ તે વ્યાજબી કે આવા આંધળીયા ખર્ચો થાય તે વ્યાજબી ગણાય ?"

### એ સુધારકો માટે સંક્ષિપ્ત જવાબ

ઉપર મુજબ યદ્વાતદ્વા બોલનાર વ્યક્તિ માટે બહુ લંબાણથી લખવું તે અમારી ઇચ્છા નથી, આ ચાલુ પ્રકરણમાં આ બાબત રીતસર કહેવાયલી છે. વળી જગતનો અનાદિ સ્વભાવ છે કે—સજ્જન—દુર્જન, જ્ઞાન—અજ્ઞાન સમ્યકત્વ—મિથ્યાત્વ એમ પ્રતિપક્ષીઓ તો જેમ રહેવાના જ, એ પ્રમાણે શુભ કાર્યો માટે યથેચ્છ પ્રલાપ કરનારાઓ તો રહેવાના જ, તો પણ તેવું બોલનારાઓના સંસર્ગમાં આવતા અન્ય ભદ્રિક આત્માઓને સાચી વસ્તુનો અમુક પ્રમાણમાં ખ્યાલ આવે તેટલા પૂરતું સંક્ષિપ્ત લખાણ કરવાની ઇચ્છા અસ્થાને નાહંજ ગણાય. શાસ્ત્રકારોએ મુખ્યત્વે છ'રી', પાળીને જ તીર્થયાત્રાનું વિધાન ફરમાવ્યું છે.

**एकाहारी १ भूमिसंस्थारकारी २, पद्भ्यां चारी ३, शुद्धसम्यक्त्वधारी ४ ।**
**यात्राकाले सर्वसचितहारी ५, पुण्यात्मा स्याद् ब्रह्मचारी विवेकी ॥ १ ॥**

'એક વખત ભોજન કરવું, ભોંયસંથારો—જમીન ઉપર સૂવું, પગે ચાલવું, શુધ્ધ[1] સમ્યક્ત્વ ને ધારણ કરવું, સર્વ સચિત્તનો ત્યાગ કરવો, અને બ્રહ્મચર્ય પાળવું, આ છ વિધાન યાત્રાના પ્રસંગે વિવકી પુણ્યાત્માઓએ જરૂર સાચવવા.' આ છએ પ્રકારો શાસ્ત્રીય સંઘયાત્રામાં જ સચવાશે, પરંતુ રેલ, મોટર અથવા એરોપ્લેઇનમાં થતી યાત્રાઓમાં કોઇ પણ રીતે સચવાશે નાહં, કદાચ બધું ય સાચવવાનો પ્રયત્ન કરવામા આવે તો પણ 'પાદચારી' નામનો પ્રકાર તો અપૂર્ણ જ રહેવા પામશે, એ શાસ્ત્રીય વિધિવિચારને બાજુમાં રાખી આત્મિક તેમજ સામાજિક લાભ સંબંધી વિચારીએ તો પણ પગપાળી સંઘ યાત્રાઓમાં જે આત્મકલ્યાણ અને લોકકલ્યાણના સાધનો સન્મુખ દેખાય છે, જે બાબત આ પ્રકરણમાં ઘણું લખાયું છે, તે કલ્યાણના સાધનો દોડધામવાળી રેલમાં થતી યાત્રાઓ પ્રસંગે નાહંજ દેખાય. **વર્ષોના વર્ષો સુધી સાંસારિક જીવનમાં મશગુલ રહેનાર માનવ, આવી સંઘયાત્રાના સમયમાં આત્મકલ્યાણનો અનુપમ લાભ મેળવે છે, સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીની આરાધના આ સંઘયાત્રામાં થાય છે, અરિહંતાદિનવપદનું આરાધન કરવાનો યોગ પણ આ તીર્થયાત્રામાં મળે છે. દાન, શિયલ, તપ અને ભાવરૂપ ચારે પ્રકારના ધાર્મિક અંગોની ઉપાસના કરવાની અભિલાષા આ તીર્થયાત્રામાં**

૧. કોઇ સ્થળોમા આ જગ્યાએ 'ઉભય કાળ પ્રતિક્રમણ કરવું' તેમ જણાવેલ છે.

**પૂર્ણતાને પામે છે અને જરૂરિયાત પ્રમાણે સાતે ક્ષેત્રોને પોષણ આપતો ચતુર્વિધ સંઘની અપૂર્વ ભક્તિનો લાભ મેળવે છે. જો આવડત હોય અને ઉપયોગપૂર્વક વર્તન કરે તો એક પણ એવું ધાર્મિક અંગ નથી કે જે આ યાત્રામાં ન સચવાય.** એ તો આત્મકલ્યાણની વાત થઇ.

## સંઘયાત્રાથી સ્થળે સ્થળે થતા લાભો

તે ઉપરાંત સંઘયાત્રા દરમ્યાન માર્ગમાં આવતા નાના મોટા ગામો તથા શહેરોની સ્થાનિક જૈન–જૈનેતર પ્રજાની આર્થિક પરિસ્થિતિથી માહિતગાર થઇ જે ત્રુટિઓ દૃશ્યમાન થાય તેને યથાશક્તિ દૂર કરવાની અમૂલ્ય તક પ્રાપ્ત થાય છે, એ જૈન બન્ધુઓને દેખવાથી પરસ્પર સાધર્મીભાઈ તરીકેનું વાત્સલ્ય ઉભરાઇ જતાં 'કૌટુંબિક સ્નેહ કરતાં પણ ધાર્મિક સ્નેહ સર્વોત્તમ છે' તેની ખાત્રી થાય છે, મહાનુભાવ! આ બધાય અલભ્યલાભો શું રેલમાં થતી તીર્થ યાત્રામાં મળે ખરાં કે? સંઘયાત્રા સાથે ચાલતા આચાર્યમહારાજાદિ મુનિવરોની ધર્મદેશના દ્વારા–સ્થળે સ્થળે ધર્મનો પ્રચાર થાય છે, જ્યાં જ્યાં સંઘના પગલા થાય તે તે મુકામે તેમજ માર્ગમાં સંઘપતિના, દેવમંદિરના, સાધુમહાત્માઓના તેમજ ગજરાજના દર્શન કરવા માટે આજુબાજુના તેમજ દૂર દૂરથી આવેલા હજારો માનવો ધન્ય હો! ધન્ય હો! એમ એક સરખી ધાર્મિક ભાવનામય આંતર ઉદ્‌ગારો કાઢી અનુમોદન દ્વારા સમ્યગ્‌દર્શનાદિનો દુષ્પ્રાપ્ય લાભ મેળવે છે, એ શું જેવો તેવો લાભ છે? ધાર્મિકદૃષ્ટિના લાભો ઉપરાંત આર્થિક દૃષ્ટિએ વિચારીએ તો જ્યાં જ્યાં સંઘનો પડાવ થાય ત્યાં જગ્યાવાળો જગ્યાના ભાડાથી સંતોષ પામે છે, દૂધવાળો દૂધના વેચાણથી, શાકભાજીવાળો શાકભાજીના વેચાણથી, એમ ઘી, તેલ, અનાજવાળા તે તે વસ્તુઓના વેચાણથી થતા લાભોને અંગે આત્મસંતોષ અનુભવે છે. એક નાના શહેરમાં એક જ ચા–દૂધની હોટલમાં સંઘયાત્રાના દર્શનાર્થે આવેલ મનુષ્યો દ્વારા લગભગ ૧૦૦ રૂપીયાનો વકરો એક જ દિવસમાં થયો હોવાનું સાંભળ્યું છે એ જો સાચું હોય તો તે દુકાનદાર સદાય આવા સંઘોની પધરામણી શા માટે ન ચાહે? ગામડે ગામડે પગપાળા ફરવામાં જ સ્વરાજ્યનો પ્રચાર મનાવનાર ગાંધીજીની જેમ ધર્મપ્રચાર માટે આવી મહાન્ સંઘયાત્રાઓ ખાસ જરૂરી છે એવું માનવામાં સુધારકો કેમ અચકાતા હશે? એ સંઘના દર્શનથી શહેરો તથા ગામોમાં જે ઉલટ અને ધર્મ-ભાવનાનો રંગ જોવાયો છે તે આલેખન કરવું એ માનવની શક્તિથી બહાર છે.

## સંઘયાત્રાથી માર્ગમાં આવતા શહેરોને શું ખર્ચના બોજામાં ઉતરવું પડે છે?

કોઇક સુધારક મહાશયો (?) તો એવું પણ ચલાવ્યે રાખે છે કે સંઘ આવવાથી તે સ્થળની સ્થાનિક પ્રજાને ખર્ચના મોટા બોજામાં ઉતરવું પડે છે, પરંતુ એવા હંબક ચલાવનારાઓને એ ભાન નથી હોતું કે સંઘપતિ જ્યારથી તીર્થયાત્રાનો પ્રવાસ શરૂ કરે છે ત્યારથી જ કુલ ખર્ચની જોખમદારી શિર ઉપર રાખીને જ નીકળે છે, પોતાનું સન્માન કરવાના સંદેશાઓ તે તે સ્થળોમાં તેમને મોકલવા પડતા નથી, પરંતુ આર્યાવર્તની આર્ય પ્રજાના જુગ જુગજૂના સંસ્કારો જ એવા છે કે ધર્મવીર પુરુષોની ધર્મભાવનાને દેખતાં ધર્મકાર્યોનો સત્કાર કરવા શક્તિ ઉપરાંત ભોગ આપવા તૈયાર રહે છે. આ સંઘયાત્રાના પ્રસંગમાં પણ એવું જ બને છે. મહિના મહિના અગાઉ સંઘના આવાગમનની રાહ જોવા ઉપરાંત સંઘના સ્વાગતની તૈયારીઓ થાય છે.



**વિદ્વદ્વર્ય પંન્યાસવર્ય શ્રીમાન ધર્મવિજયજી મહારાજ.**

જેઓશ્રીની ઉદાત્ત પ્રેરણાથી "શ્રી સૌરાષ્ટ્ર તીર્થ સંઘયાત્રા"નું અમર સ્મારક પુસ્તકરૂપે કાયમી પ્રગટ કરવામાં આવ્યું છે અને વિવિધ સામગ્રીની છણાવટપૂર્વક સંગીન સંકલનાનો સાદ્યન્ત સુયશ પણ તેઓશ્રીને ફાળે જાય છે.

આનંદ પ્રેસ–ભાવનગર.

આ બધું ય થવામાં કારણ આર્યભૂમિનો જ પ્રતાપ છે, એમાં ખર્ચના બોજાનો વિચાર જ અસ્થાને છે. આશ્ચર્ય તો એ છે કે આર્યભૂમિમાં જન્મ લીધા છતાં પાશ્ચાત્ય-અનાર્યોના સંસ્કારોનો ચેપ એ સુધારકોને ક્યાંથી લાગતો હશે !

આ શાસ્ત્રીય તીર્થયાત્રાના કરનાર યાત્રિક તીર્થયાત્રાના આદર્શ પૂરા પાડે છે. એ યાત્રિક લક્ષ્મીવંત હોવા છતાં, સંપૂર્ણ એશઆરામમાં ઉછરેલો હોવા છતાં, તીર્થયાત્રાના પ્રસંગમાં ભૂખ, તરસ, થાક કે ભય ગણતો નથી, એટલું જ નહિં પરંતુ યાત્રાની ઉન્નત ભાવનાને અંગે એ પરિસહોની સામે ચાલે છે. એ યાત્રિક દુઃખ કે સંતાપથી ગભરાતો નથી, કષ્ટ માત્રને પોતાના દાસ બનાવવાની તૈયારી તેનામાં દેખાય છે. આ પણ જેવો તેવો લાભ નથી. ટૂંકમાં કહીએ તો ચાલુ યાંત્રિક યુગમાં પણ આવી છ'રી' સહિત તીર્થયાત્રાઓ સર્વોત્તમ હોય એ નિઃસંશય છે.

## એક લેખકના આ બાબતમાં સદ્‌વિચારો

પૂર્વોક્ત બાબતમાં એક જાણીતા લેખક એક ગ્રન્થમાં જણાવે છે જે-" આજના સાધન-ભૂત વાતાવરણમાં રંગાયેલા સુધારકો કહે છે કે-' રેલ્વેનાં સાધનો હોવા છતાં શામાટે ગાડા રસ્તે આવી હાડમારી ભોગવતાં જવું અને પૈસાનું પાણી કરવું ?' પરંતુ એ ભાઇઓને કયાં ખબર છે કે રેલ્વેના સંઘો એ સંઘ જ ન ગણાય, એ તો મુસાફરી ગણાય, સંઘ તો એના નિયમ પ્રમાણે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચારે ય શક્તિઓના સમૂહથી જ નીકળવો જોઇએ. આવી રીતે જે સંઘ નીકળે તે જ સંઘ કહેવાય. રેલ્વેના સંઘમાં ન ધાર્મિકતા પોષાય કે ન માનવ જીવનનો અનુભવ મળે; ન પ્રકૃતિનું નિરીક્ષણ થાય કે ન પરોપકારના બીજા મહાન્ કાર્યો કરવાની તક મળે. અરે ! રેલ્વેની યાત્રા તે ખરી યાત્રા પણ ન ગણાય. એ તો આવી કસોટીમાં મન, વચન અને કાયાને નિર્મળ રાખવી તથા ધર્મભાવના દ્રઢ રાખવી એ જ ખરી યાત્રા કહેવાય. એમાં જ યાત્રાળુઓના જીવન રીઢા બને, અભ્યાસી બને, દુઃખ વખતે કંટાળે નહિં, મુસીબતોની સામે થઇ શકે; આવી કસોટીથી જ યાત્રાળુઓના જીવનમાં નૈતિકતા અને ચારિત્ર્યની પ્રબલતા જન્મે ત્યારે જ તેને મોક્ષ મેળવવાની ઇચ્છા થાય."

વ્હાલા વાચકો ! આ બધું ય વાંચી-વિચારી, તમો પણ તમારા અંતઃકરણમાં સંઘયાત્રાના લાભો સંબંધી સદ્‌ભાવનાને સ્થાન આપો અને શિવસુખની પ્રાપ્તિમાં અસાધારણ કારણભૂત સંઘની સેવામાં તન્મય બનો એ જ અભ્યર્થના.





# સંઘયાત્રાની સદ્ભાવના.

## નિર્ણય અને તૈયારી.

અગાઉના પ્રકરણમા જણાવી ગયા મુજબ શ્રી પોપટભાઇના જીવનમા વાસ્તવિક રીતે વિચારીએ તો જન્મથી જ ધર્મભાવનાના બીજ રોપાયા હતા, આદર્શ માતા અને ગુણવાન પિતાના સદ્ગુણોનો વારસો આ ભાગ્યશાલી નરને બાલ્યવયમાથી જ પ્રાપ્ત થયો હતો શુકલપક્ષના ચન્દ્રની કળા પ્રતિદિન જેમ ખીલતી જાય, વૃદ્ધિ પામતી જાય, તેમ આ ધમભાવનાનો ગુણ શેઠશ્રીના હૃદયમા પ્રતિદિન ખીલતો ગયો એ સદ્ગુણના પ્રતાપે જ લક્ષ્મીદેવીએ પણ તેમના કઠમા વરમાળા આરોપી એ તો જગતનો સનાતન નિયમ છે કે– 'જ્યા હૃદયની વિશુદ્ધતા, જ્યા ધર્મપ્રેમ, જ્યા દયાના ઝરણા અને પરોપકારવૃત્તિ પ્રમુખ સદ્ગુણોરૂપી સુગધી કમલોનો વાસ હોય, લક્ષ્મીદેવી હસતી હસતી ત્યા જાય છે, એવા પ્રતાપી પુરુષના કરકમળમા નાચે છે અને રમે છે' મળેલી લક્ષ્મીનો પુણ્યમાર્ગે વ્યય કરવો એવી સદ્ભાવના શેઠના અતઃકરણમા વારવાર જાગૃત થતી અને તેથી સામાજિક તેમજ ધાર્મિક કાર્યોમા શેઠ છૂટે હાથે અનર્ગલ લક્ષ્મીનો સદ્વ્યય કરતા ગયા જેમ લક્ષ્મીનો સત્કાર્યમા વ્યય થતો ગયો તેમ તેમ શેઠને ત્યા લક્ષ્મીની પણ અતિવૃષ્ટિ જ થવા લાગી

## સંઘયાત્રાની સદ્ભાવના અને નિર્ણય

સંવત ૧૯૯૧ માં રાજનગરનિવાસી ધર્મરસિક પુણ્યાત્મા શેઠ **શ્રી માણેકલાલ મનસુખભાઇએ** હજારો માનવસમૂહ સહિત–બાદશાહી ઠાઠ સાથે શ્રી ગિરનારજી તેમજ સિધ્ધાચલજી મહાતીર્થનો છ'રી' પાળતો સંઘ કાઢયો, અને એ સંઘ ગ્રામાનુગ્રામ ફરતો ફરતો શ્રી ગિરનારજી મહાતીર્થની તલાટીમાં આવી પહોંચ્યો. ત્યારે શેઠ પોપટભાઇએ સ્વામિવચ્છલાદિ શુભ કાર્યોથી સંઘભક્તિ કરી, એટલું જ નહિં પણ કેટલા ય વર્ષોથી સંઘપતિ થવાની સદ્ભાવનાના અંતરના ઉંડાણમાં જાગૃત થયેલા મનોરથો પ્રત્યક્ષ સંઘ દેખીને નવપલ્લવ થયા અને થોડા જ વખત બાદ ઉજમણાના મહાન્ મહોત્સવ પ્રસંગે આગ્રહભરી વિનંતિથી પોતાને ત્યાં પધારેલા પરમતારક આગમોધ્ધારક આચાર્યદેવ **શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી** મહારાજ સમક્ષ શેઠશ્રીના મુખમાંથી એ મનોરથો વચનરૂપે પ્રગટ થયા,ગુરૂદેવ તરફથી એ પુણ્ય કાર્યમાં ખુબ પ્રોત્સાહન મળતાં "જ્યાં સુધી છ'રી' પાળતો સંઘ ન કાઢી શકાય ત્યાં સુધી ભાત અને બાજરી બન્ને બંધ " એવા આકરા અભિગ્રહ લેવાની ભાવના ઉપર શેઠ આવી ગયા, શારીરિક સ્થિતિના સંજોગોને અંગે લાભાલાભ વિચારી બેમાંથી એક વસ્તુ સંબંધી ગુરૂદેવે અભિગ્રહ આપ્યો, આ પ્રમાણે ઘણા વખતથી જાગેલા સંઘપતિ થવાના કોડનો મક્કમ વિચારોદ્ભવ અહિં ચોક્કસ થયો, પોતાના ભત્રીજા શ્રીયુત ચુનીભાઈ પણ આ ભાવનામાં જોડાયા અને વડિલ વર્ગને આ બાબતમાં વધુ ઉત્તેજત કર્યા, ત્યારથી તે લગભગ એક વર્ષ પછી સંઘનું જ્યાં સુધી પ્રયાણ જામનગરમાંથી થયું ત્યાં સુધી સંઘ કેવી રીતે કાઢવો ? કયા કયા તીર્થસ્થળો યાત્રામાં લેવા ? કોણ વ્યવસ્થાપકો ગોઠવવા ? કેવી રીતએ આચાર્ય મહારાજાદિ મુનિવર્ગને નિમંત્રણ આપવું ઇત્યાદિ સર્વ યોજનાઓ ઘડાવા લાગી. રાત્રિ દિવસ તે જ વિચારો આવ્વા લાગ્યા અને શ્રીયુત ચુનીલાલ લક્ષ્મીચંદના ઉજમણા પ્રસંગે અત્યંત આગ્રહપૂર્વક ઠેઠ ગુજરાતમાંથી શાસનસમ્રાટ્ તીર્થોદ્ધારક આચાર્યમહારાજ **શ્રી વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજાદિ વિશાલ મુનિમંડલની જામનગરમાં પધરામણી અને તેમાં પણ તે પૂન્ય મહાપુરુષનું ત્યાં જ ચાતુમાસ થવાનો સુપ્રસંગ ઉપસ્થિત થતાં સંઘ કાઢવાની યોજનામાં શેઠશ્રીને ખુબ જ બલ મલ્યું. એ શાસનસમ્રાટ્ની અધ્યક્ષતામાં સંખ્યાબંધ છ'રી' સાહત સંઘ યાત્રાઓ નીકળેલી હોઇ તેઓશ્રીની અનુભૂત સૂચનાઓએ સંઘયાત્રાની યોજનામાં જબ્બર સહકાર આપ્યો.

## સંઘયાત્રાનો ભવ્ય સરંજામ

શેઠશ્રીની સુવિખ્યાત ઉદારતાને અંગે સંઘયાત્રામાં યાત્રિક સમૂહ ઘણા જ મોટા પ્રમાણમાં થશે એવી સહુને આગાહી થતી ગઇ, હજાર–પાંચ હજાર કે પચીસ હજાર માણસને હંમેશા એક જ સ્થાને જમાડવા, એ કાંઇ એટલું મુશ્કેલીભર્યું ન ગણાય, પરંતુ હંમેશા જુદું જુદું સ્થલ, હંમેશ નવી સામગ્રી વસાવવી, પડાવ ઊભા કરવા અને હંમેશા હજારો માણસોને વ્યવસ્થિત રીતે મિષ્ટાન્ન આપવું એમાં કેટલી મુશ્કેલી અને જવાબદારી રહેલી છે ? તે તો એકાંતમાં બેસીને વિચારાય તો જ ખ્યાલ આવી શકે. જૈનોની પ્રબલ ધર્મભાવના જ એ સગવડતા પૂર્ણ કરી શકે, બીજા ધર્મવાળાનું એ ગજું ન હોય; આ તેમજ હરકોઇ પ્રકારની સગવડતા માટે મહિનાઓ અગાઉ તૈયારીઓ થવા લાગી. સ્થાનિક શહેરીઓ તેમજ સેવાભાવી મંડલો ઉપરાંત અમદાવાદ, મુંબઈ, સુરત, વિગેરે મોટા શહેરોમાંથી લાગવગવાળા તેમજ વ્યવસ્થાશકિતવાળા બાહોશ ભાઇઓને બોલાવવામાં આવ્યા અને દરેકને તેમની યોગ્યતાનુસાર કાર્ય સોંપવામાં

આવ્યું. જામનગર સ્ટેટમાંથી તંબુ રાવટીની જેટલી સામગ્રી ઉપલબ્ધ થઇ તે ઉપરાંત ધાંગધ્રા, લીંબડી, ભાવનગર વિગેરે રજવાડાઓમાંથી લાગવગ તેમજ લક્ષ્મીના બલથી મોટી સંખ્યામાં તંબુ રાવટી અને સમીયાણાનો સંગ્રહ કરવામાં આવ્યો. સંખ્યાબંધ રાવટીઓ તેમજ તંબુઓ પોતાનાં સ્વતંત્ર ખર્ચે નવા પણ તૈયાર કરાવ્યા.

## સંઘમાં સુશોભિત જિનમંદિર

સંઘયાત્રામાં પ્રભુભક્તિ એ મુખ્ય ધાર્મિક અંગ હોવાથી નવું જ તૈયાર થયેલ ચાંદીનું નકશીદાર ભવ્ય સમવસરણ અને અમદાવાદથી મળી આવેલ ધાતુના લગભગ પંદર પંદર આંગળના પાર્શ્વનાથ પ્રભુની ચૌમુખજીની જોડ સાથે લેવાની યોજના થઇ. આ ઉપરાંત એક સાથે બબે ત્રણ ત્રણ ઠેકાણે સ્નાત્ર ભણાવી શકાય તે માટે ચાંદીના પાટલા અને સિંહાસનોની બબે જોડીઓ રાખવાનું નક્કી કર્યું અને બધાય તંબુ સમીયાણા કરતા પ્રભુજીના દેરાસરનો સમીયાણો સર્વથી સુંદર અને સુવિશાલ હોવો જોઇએ એ વિચારણાથી જિનમંદિર માટે ઘણો જ આકર્ષક ગર્ભમંડપ સાથેનો ભવ્ય તંબુ સમીયાણો ખાસ નવો જ બનાવવામાં આવ્યો. દેરાસરમાં પ્રભુજીની જરા પણ આશાતના ન થાય, એક પડાવેથી બીજા પડાવે પ્રભુજી તેમજ સમવસરણને લઇ જવામાં જરા પણ મુશ્કેલી ન પહોંચે, યાત્રિકો હજુ મુકામે પહોંચે તે અગાઉ તો ત્યાં દેરાસર તૈયાર થઇ જાય, આ બધી યોજનાઓ માટે ખાસ ભક્તિપૂર્ણ શ્રાવકો, પૂજારીઓ તેમજ સારા માણસોની વ્યવસ્થા કરવામાં આવી.

## સંઘયાત્રામાં ભિન્ન ભિન્ન યોજનાઓ

પૂ. આચાર્યાદિ મુનિવર્ગ, સાધ્વીજી મહારાજાઓ, 'છરી' પાળતા ભાઇઓ બ્હેનો અને આમન્ત્રિત સદ્ગૃહસ્થોના તંબુઓ તેમજ રાવટીઓની વ્યવસ્થા માટે પણ અમુક કુશલ માણસોની યોજના થઇ. કચેરીનો, સંઘપતિ–સંઘવણોના આચાર્યમહારાજાદિમુનિવર્ગના, સાધ્વીજી મહારાજાઓના, છરી પાળતા ભાઇઓ બ્હેનો અને આમન્ત્રિત સદ્ગૃહસ્થોના પાલો આગલા મુકામે આગલા દિવસે જ તૈયાર થઇ જવાની યોજના અને તેને અંગે તંબુ રાવટીની ડબ્બલ સામગ્રીની સગવડતાઓ ખૂબજ વિચારવામાં આવી. તે ઉપરાંત કચેરીખાતુ, વૈયાવચ્ચ ખાતુ, આયંબિલ ખાતુ, સાજા માંદાની માવજત ખાતુ, બન્ને સંઘવીઓના સ્વતંત્ર રસોડા, ચોકી પહેરો, વિગેરે અનેક ખાતાઓમાં કાર્યશક્તિવાળા માણસોને રોકવામાં આવ્યા અને દરેક કાર્યમાં ધ્યાન આપી શકે, જરૂર પડયે ગમે ત્યાં દોડી જઇ સેવાધર્મ બજાવી શકે તેવી ઓસવાલ જૈન વોલંટીયરકોરને પણ સાથે રાખવાનું નક્કી થયું. કયાખાતામાં કોની નિમણુક કરવામાં આવી હતી તેનું સ્વતંત્ર લીસ્ટ આગળના પ્રકરણોમાં અથવા તો ઉપોદ્ઘાતમાં આપવાનું ધાર્યું છે.

## આચાર્યાદિ મુનિવર્ગને આમંત્રણ

આ પ્રમાણે એક બાજુએથી જામનગરને આંગણે સંઘયાત્રાની તડામાર તૈયારીઓ ચાલુ થઇ, જ્યારે બીજી બાજુ શેઠ શ્રી પોપટભાઇ પોતે જ પૂ. આચાર્યાદિ મુનિમહારાજાઓ સાધ્વીજીઓ વિગેરે ચતુર્વિધસંઘને આમંત્રણ કરવા માટે ગુજરાત કાઠિઆવાડના નાના મોટા શહેરોમાં ફરી વળ્યા. રાજકોટમાં પૂ. આચાર્ય **શ્રી વિજયમોહનસૂરીશ્વરજી** આદિને, વાંકાનેરમાં પૂ. આચાર્ય શ્રી વિજયપ્રભસૂરિજી આદિને, એમ જ્યાં જ્યાં જે જે મુનિવરોનો યોગ થતો ગયો ત્યાં ત્યાં તેઓએ તે સર્વને સંઘમાં પધારવા માટે ઘણો જ આગ્રહ કર્યો અને મુનિવર્ગે



[illegible]માં સાથે રાખવામાં આવેલ સંઘપતિજીનું મોટર સલુન-તીજોરી



સંઘમાં સાથે રાખેલ સમવસરણાકારનું ચાંદીનું વિશાલ જિનમંદિર.

આનંદ પ્રેસ-ભાવનગર.

પણ સાધુધર્મની મર્યાદા મુજબ ક્ષેત્રસ્પર્શનાદિ શબ્દો કહેવાપૂર્વક તેમના પુણ્યકાર્ય માટે ઘણું અનુમોદન આપ્યું. નિમંત્રણ માટે તેઓ અમદાવાદ પાટણ મ્હેસાણા ખંભાત સુરત અને ઠેઠ મુંબઇ સુધી ફરી વળ્યા. સાધુ સાધ્વી પ્રમુખ ચતુર્વિધ સંઘને આમંત્રણ ઉપરાંત પ્રતિષ્ઠિત ધર્મબંધુઓને ખાસ આગ્રહ પૂર્વક નિમંત્રણો અપાયાં અને સમગ્ર હિંદના નાના મોટા શહેરોમાં નીચે મુજબ કંકોત્રીઓ મોકલવામાં આવી.

॥ ॐ अर्हं नमः ॥

*अनन्त तीर्थंकरगणधरादिसमलङ्कृताय परमपावनाय सकलतीर्थसार्वभौमाय*

तीर्थाधिराजाय श्री सिद्धगिरिभगवते नमो नमः ॥
॥ श्रीरैवतगिरिश्रीकदम्बगिरितीर्थराजाभ्यां नमः ॥
॥ सकललब्धिनिधानाय श्रीगौतमस्वामिने नमः ॥

## श्री जामनगर (नवानगर) थी तीर्थाधिराज श्री रैवताचल (गिरनार) अने श्रीकदम्बगिरिराज–श्रीहस्तगिरिराज तथा तरणतारण परम-पावन तीर्थाधिराज श्री सिद्धगिरिजी भगवाननी यात्रा निमित्ते

## श्री संघ निमंत्रण पत्रिका.

यो ध्येयो यतिभिः श्रयन्ति विबुधा यं येन भूर्भूषिता,
यस्मै प्राज्ञगणा नतिं विदधते यस्मात् सुखं शाश्वतम् ॥
यस्य ज्ञानमनन्तमावकलितं यस्मिन् गुणाः प्रोज्ज्वलाः,
स श्री सिद्धगिरिः श्रियं वितनुतात् तीर्थाधिराजः सताम् ॥ १ ॥

गिरिरेव तीर्थरूपो, दर्शनस्पर्शनेन यः ।
भुक्तिमुक्तिसुखास्वाद-दाताऽसौ सेव्यते न कैः ? ॥ २ ॥

प्रत्यहं पुण्डरीकाद्रिं, ध्यायेद्यस्तु सुत्रामनः ।
संसारतापमुन्मूल्य, स प्राप्नोति परं पदम् ॥ ३ ॥

तीर्थे यत्र महामहिम्नि भगवान् श्रीनेमितीर्थेश्वरः,
दीक्षां केवलमुत्तमं शिवपदं लेभेऽमलं लीलया ॥
सम्प्राप्स्यन्त्यथ पद्मनाभप्रमुखा मुक्तिं जिना भाविनः,
स श्रीरैवततीर्थराड् विजयते सौराष्ट्रचूडामणिः ॥ ४ ॥

सम्प्राप्तो जिनसम्प्रवेर्गतचतुर्विंशस्य यत्राचले,
निर्वाणं मुनिकोटिभिर्गणधरः श्रीमान् कदम्बाभिधः ॥
श्रद्धाराधनतन्मयैकमनसां योऽचिन्त्यचिन्तामणिः,
श्रीकादम्बगिरिः शिवं स तनुतां प्रौढप्रभावान्वितः ॥ ५ ।

" अट्ठावए य उज्जंते "–त्यादिवाक्यैर्महर्षिभिः ।
श्रुतकेवलिभिः पूज्यैः, सूरिभिर्भद्रबाहुभिः ॥ ६ ॥

चूलाया भावनाख्याया, निर्युक्तावुपवर्णितम् ।
रैवताद्रिं स्तुमो नित्यं, परमानन्ददायकम् ॥ ७ ॥

आरम्भाणां निवृत्तिर्द्रविणसफलता सङ्घवात्सल्यमुच्चै–
र्नैर्मल्यं दर्शनस्य प्रणयिजनहितं जीर्णचैत्यादिकृत्यम् ॥
तीर्थौन्नत्यं जिनेन्द्रोदितवचनकृतिस्तीर्थकृत्कर्मबन्धः,
सिद्धेरासन्नभावः सुरनरपदवी तीर्थयात्राफलानि ॥ ८ ॥

तैरात्मा सुपवित्रितो निजकुलं तैर्निर्मलं निर्मितं ।
तैः संसारमहान्धकूपपततां हस्तावलम्बो ददे ॥
लब्धं जन्मफलं कृतं च कुगतिद्वारैकसंरोधनं,
ये शत्रुञ्जयमुख्यतीर्थनिवहे यात्रासु कृतोद्यमाः ॥ ९ ॥

धन्यास्ते भरतादयो नृपतयः श्रीविक्रमार्कादयः ।
श्रीमन्त श्रकुमारपालप्रमुखाः श्रीवस्तुपालादयः ॥
ये सिद्धाचलतीर्थराजप्रभृतौ श्रीसंघयात्रां व्यधु–
श्चार्हद्धर्मप्रभावनां विदधिरे सद्दर्शनाराधनाम् ॥ १० ॥

एकाहारी दर्शनधारी, यात्रासु भूशयनकारी ।
सचित्तपरिहारी, पदचारी ब्रह्मचारी च ॥ ११ ॥

श्राद्धानां श्रीजिनेन्द्रोक्तं, वर्षकृत्यमिदं परम् ।
विस्तरस्तस्य विज्ञेयः, परमर्षिवचनात्पुनः ॥ १२ ॥

कल्पोर्वीरुहसन्ततिस्तदजिरे चिन्तामणिस्तत्करे,
श्लाघ्या कामदुधाऽनघा च सुरभी तस्यावतीर्णा गृहे ।
त्रैलोक्याधिपतिरत्नसाधनसहा श्रीस्तन्मुखं वीक्षते,
सङ्घो यस्य गृहाङ्गणं गुणनिधिः पादैः समाक्रामति ॥ १३ ॥

संसारेऽसुमता नरामरभवाः प्राप्ताः श्रियोऽनेकशः ।
कीर्त्तिस्फूर्त्तिमदर्जितं च शतशः साम्राज्यमप्यूर्जितम् ॥
स्वाराज्यं बहुधा सुधाभुजचयाराध्यं समासादितं,
लेभे पुण्यमयं कदापि न पुनः सङ्घाधिपत्यं पदम् ॥ १४ ॥

સ્વસ્તિ શ્રી સકલશ્રેયોમંગલમણિમણ્યાકરાન્ અનુપમાપ્રમેયગુણગણમકરન્દાકૃષ્ટ-સુરાસુરનરગણનાયકન્દિન્દિરોપાસ્યચરણેન્દીવરાન્ ચતુસ્ત્રિંશદતિશયસમ્પત્સમન્વિતાન્ નિખિલાન જિનાધીશાન્ ગણાધીશાન્ પરમગુરૂંશ્ચ પ્રણમ્ય સમસ્તાનન્દાલયે ભવાર્ણવતરણ્ડ-જિનચૈત્યોપાશ્રયધર્મશાલાપૌષધશાલાદિધાર્મિકાસ્પદોપશોભિતે સન્માર્ગોપદર્શકપવિત્રપંચાચારસમારાધકગુરુગણાગમનપવિત્રિતમેદિનીતલે ધર્મપ્રવૃત્તપરાયણ શ્રી સંઘચરણામ્ભોજભૂષિતે તત્ર શ્રીમતિ ________________ નગરે ત્રિકાલાબાધ્યસ્યાદ્વાદમુદ્રાંકિતપવિત્રસદ્ધર્મારાધક નિરૂપમામેયપ્રભાવપ્રભાવિત શ્રી વીતરાગપારગતોપાસક પરમપાવનાવિચ્છિન્નપ્રભાવમુક્તિસૌધસરણિ શ્રી સર્વજ્ઞશાસનસમુપાસક શાશ્વતશિવશર્મૈકાવન્ધ્યનિબન્ધનબન્ધુર સમ્યક્ત્વમૂલદ્વાદશવ્રતસમાધારક દેવગુરૂભક્તિકારક સમાનધાર્મિકબન્ધુવર્ગવાત્સલ્યધારક મૈત્ર્યાદિશુભભાવનાભાવિતન્તઃકરણ માર્ગાનુસારિત્વાદિગુણકદમ્બકરમ્બિત સુશ્રાદ્ધસદ્ગુણસમન્વિત સમસ્તશ્રમણોપાસક શ્રી સંઘચરણાન્ પ્રતિ શેઠજી શ્રી વિગેરે સંઘ સમસ્ત યોગ્ય

**શ્રી જામનગર (નવાનગર) થી લી. વોરા ધારશીભાઇ દેવરાજના** સબહુમાન પ્રણામપૂર્વક વિજ્ઞાપન વાંચશોજી. વિ. અત્રે શ્રી સંઘમાં શ્રી દેવગુરૂ ધર્મકૃપાએ આનન્દમંગલ વર્તે છે. આપ શ્રી સંઘના પણ નિરન્તર આનન્દમય સમાચાર ઈચ્છીએ છીએ.

વિશેષ વિજ્ઞપ્તિ સાથે આપશ્રી સંઘને નિવેદન કરવાનું જે, અમારા શ્રી સંઘના પ્રબલપુણ્યોદયથી વર્તમાન ચાતુર્માસમાં પરમપૂજ્ય પરમોપકારી સકલસિદ્ધાન્તતર્કવ્યાકરણાદિ વિવિધશાસ્ત્રવાચસ્પતિ નિખિલભવ્યોપકારપ્રણીત ન્યાયપ્રભાતત્ત્વપ્રભા–પ્રતિમામાર્તણ્ડ–ન્યાયસિન્ધુ–સપ્તભઙ્ગ્યુપનિષદ્–નયોપનિષદ્–સ્વોપજ્ઞવૃત્તિસમેત અનેકાન્તતત્ત્વમીમાંસા–બ્રહદ્હેમપ્રભા–લઘુહેમપ્રભા–પરમલઘુહેમપ્રભાદિ અનેકગ્રન્થસન્દર્ભ, વિહિતવ્યાખ્યાપ્રજ્ઞપ્ત્યાદિયોગોદ્વહનપ્રભૃતિપ્રવચનોક્તક્રિયાકલાપ, સમારાધિતવિદ્યાપિઠાદિપંચપ્રસ્થાનમય શ્રીસૂરિમંત્ર, સર્વતંત્રસ્વતંત્ર, શાસનસમ્રાટ્, સૂરિચક્રચક્રવર્તિ, જગદ્ગુરૂ પરોપકારૈકાર્પિતકરણ, તીર્થપ્રભાવનૈકબદ્ધલક્ષ્ય, પ્રાતઃસ્મરણીય તપાગચ્છાધિપતિ સુગૃહીતનામધેય ભટ્ટારક

પુજ્યપાદ આચાર્યમહારાજાધિરાજ **શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમાન્ વિજયનેમિ. સૂરીશ્વરજી મહારાજસાહેબ** પોતાના -પટ્ટધરો-સિદ્ધાન્તવાચસ્પતિ ન્યાયવિશારદ આચાર્ય મહારાજશ્રી વિજયોદયસૂરીશ્વરજી મહારાજ, ન્યાયવાચસ્પતિ, સિદ્ધાંતમાર્તંડ શાસ્ત્રવિશારદ, કવિરત્ન વિજયનન્દનસૂરીશ્વરજી મહારાજ તથા આચાર્ય મહારાજશ્રી વિજયવિજ્ઞાન સૂરીશ્વરજી મહારાજ આદિ શિષ્યપ્રશિષ્ય મંડળ પરિવાર સમેત તથા શાસનપ્રભાવક, આગમોદ્ધારક, આગમવાચનાદાતા, શૈલાનાનરેશપ્રતિબોધક, તપાગચ્છાધિરાજ આચાર્ય મહારાજ **શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમત્ સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજ સાહેબ** તથા આચાર્ય મહારાજશ્રી માણિક્ય સાગરસુરીશ્વરજી આદિ સ્વશિષ્ય મંડળ સાહત તથા પરમપૂજ્ય મુનિ મહારાજશ્રી વિનોદવિજયજી મહારાજાદિ તથા પરમ પૂજ્ય અંચલગચ્છીય મુનિરાજશ્રી ગૌતમસાગરજી મહારાજાદિ તથા ખરતરગચ્છીય મુનિરાજશ્રી વિવેકસાગરજી આદિ તથા તપાગચ્છીય સાધ્વીજી મહારાજશ્રી ગુણશ્રીજીના શિષ્યા સાધ્વીજી મહારાજશ્રી દેવશ્રીજી તથા સાધ્વીજી મહારાજશ્રી હેતશ્રીજી આદિ તથા સાધ્વીજી મહારાજશ્રી મુક્તિશ્રીજી આદિ તથા સાધ્વીજી મહારાજ નીતિશ્રીજી આદિ તથા અંચલગચ્છીય સાધ્વીજીશ્રી ગુલાબશ્રીજી આદિ ચાતુર્માસ બિરાજમાન છે. તેઓ સાહેબજીની અમોઘદેશનાધારાથી પૂજ્યગુરૂમહારાજાઓના અનેક પ્રસંગે સીંચાયેલ ઉપદેશામૃતથી અમારા હૃદયમાં પ્રગટેલી **તીર્થયાત્રાની** પરમભાવના પ્રફુલ્લિત થવાથી પરમપાવન તીર્થાધિરાજ–કે જે ભવ્ય જીવોને સમ્યક્ત્વપ્રાપ્તિ–દૃઢતા અને બોધિ બીજાંકુરોત્પત્તિનું આદિ નિદાન છે, તેમજ કઠિન પાપકર્મોને તોડવામાં વજ્ર સમાન છે, જેનો અનુપમ મહિમા શ્રી મહાવિદેહક્ષેત્રમાં સંપ્રતિ વિચરતા શ્રી સીમન્ધરસ્વામિભગવંતે શક્રેન્દ્રસમક્ષ વર્ણવ્યો છે, તેમજ મોક્ષપ્રાસાદ ચઢવાની નીસરણીસમાન અનેક ભવ્યમન્દિરોથી જેનું મુખ્ય શિખર શોભી રહ્યું છે અને ભવ્ય મન્દિરોની શોભાથી હાલમાં પાશ્ચાત્યો પણ ( સીટી ઓફ ટેમ્પલ્સ ) ના નામથી જેને સંબોધે છે.

ભવસમુદ્રને તરવામાં નૌકાસમાન સકલતીર્થ સાર્વભૌમ તે તીર્થાધિરાજશ્રી સિદ્ધગિરિજી ભગવાન કે જેના ઉપરના ભાગમાં યાત્રાએ પાલીતાણાથી રસ્તે આવતી જયતલાટીવાળી પાજ તેમજ ઘેટી રસ્તે થઇને આવતી આદપરની પાજ કે જેને શાસ્ત્રોમાં આદિપુર નામથી ઓળખાવે છે અને જ્યાંથી શ્રેષ્ઠીવર્ય જાવડશા ચઢેલા છે એ પાજ તથા રોહશાલાની પાજ કે જેના પાદરમાં શત્રુંજયી નદી વહી રહી છે તેમજ ભઠ્ઠિના વીરડાની પાજ આ દરેક પાજોએ પાલીતાણાથી ચઢતાં જયતલાટીની જેમ પાજની શરૂઆતમાં જ ઘણાજ પ્રાચીનકાલથી દહેરીઓ વિદ્યમાન છે, જે જ્યાંથી



—. સાહિત્યકલારસિક મુનિવર્ય શ્રી યશોવિજયજી મહારાજ :—

જેઓશ્રીએ આ પુસ્તકને સર્વાંગ સુંદર બનાવવાનો તેમજ યાન્ત્રિક સાધની વિવિધ સામગ્રીને એકઠી કરી આપવામાં યશસ્વી ફાળો આપ્યો છે.

આનંદ પ્રેસ—ભાવનગર

અનેક ભવ્ય જીવો ચૈત્યવન્દન કરી કાયમથી યાત્રાઓ કરી રહ્યા છે, વળી જે તીર્થાધિરાજની દોઢ ગાઉ, ત્રણ ગાઉ, છ ગાઉ અને બાર ગાઉની પ્રદક્ષિણાની સ્પર્શના કરી ભવ્ય જીવો કર્મનિર્જરા સાધી રહ્યા છે. છ ગાઉની પ્રદક્ષિણામાં આવતા **ચેલ્લન** તલવાડી પાસે જ્યાં શ્રીઅજિતનાથ, શ્રીશાંતિનાથ ભગવાનની દહેરીઓ અને જ્યાં સિદ્ધશિલા જેવું પવિત્ર સ્થાન છે ત્યાં અનેક જીવો કાઉસગ્ગની આરાધના કરી આત્મકલ્યાણ સાધે છે, આ પવિત્ર સ્થળ ગણધોલ રસ્તે થઇને શ્રીગિરિરાજની યાત્રાએ ચઢનારાઓને વચમાં આવે છે, તેમજ ભાડવાનો ડુંગર જ્યાં શામ્બ–પ્રદ્યુમ્ન કુમારો અનશન કરી મોક્ષે પધારેલા તેમની દહેરીઓ છે તેમજ ત્યાંથી યાત્રા કરી આવતા સિદ્ધવડની દહેરી વિગેરે અનેક પવિત્ર સ્થાનો જે કર્મનિર્જરાનાં કારણભૂત જ્યાં વિદ્યમાન છે તે શ્રી **સિદ્ધગિરિજી ભગવાન્** પ્રતિ–તેમજ જે મહાન્ તીર્થ ઉપર બાવીશમા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિભગવાનના સકલ જગત્‌માં ઉદ્યોત કરનાર, સર્વ જીવોને સુખ આપનારા દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ એ ત્રણ પરમકલ્યાણસ્વરૂપ કલ્યાણકો થયાં છે અને ભાવી ચોવીશીમાં પણ શ્રી પદ્મનાભ ભગવાન વિગેરે અનેક તીર્થંકરોના પરમાનન્દપદપ્રાપ્તિ આદિ કલ્યાણકો થશે, જે તીર્થરાજનું વર્ણન ચૌદ પૂર્વધર ભગવાન્ પંચમશ્રુતકેવલી શ્રીમાન્ ભદ્રબાહુસ્વામિમહારાજે શ્રી આચારાંગનિર્યુક્તિમાં કર્યું છે તે **શ્રી ગિરનારજી ( રૈવતાચલ )** તીર્થની તેમજ શ્રી સિદ્ધગિરિજી ભગવાનની બાર ગાઉની પ્રદક્ષિણામાં આવેલા તીર્થાધિરાજના ૧૦૮ કૂટો ( શિખરો ) પૈકીના જ્યાં ગઇ ચોવીશીના ચોવીશમા તીર્થંકર શ્રી સમ્પ્રતિભગવાન, કદમ્બ નામના ગણધર ભગવાન ક્રોડ મુનિઓના પરિવાર સાથે અનન્ત સુખમય શાશ્વતપદ–મુક્તિપદ પામ્યા છે, સજીવન કૂટોમાં જે મહાન્ શિખરને શ્રી આદીશ્વર ભગવાનની ટુંકવાળા શિખરની જેમ ઉભયલોક હિતાવહ વર્ણવ્યું છે, સંઘપતિશ્રી ભરતચક્રવર્તીએ પૂછેલા પ્રશ્નના પ્રત્યુત્તરમાં શ્રીનાભગણધર ભગવંતે જે તીર્થરાજનું અનુપમ વર્ણન કર્યું છે તે **શ્રીકદમ્બગિરિરાજ તીર્થ** તથા શ્રી ભરતચક્રવર્તીની હસ્તિ આદિ સેનાએ જ્યાં અનશન આરાધી દેવગતિ પ્રાપ્ત કરી હતી તે શ્રી **હસ્તગિરિ તીર્થ** વિગેરે આ પરમપવિત્ર તારક તીર્થરાજોની અનેક સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકારૂપ ચતુર્વિધ શ્રી સંઘ વિગેરે મહાન્ પરિવાર સાથે આ અવસર્પિણીના ત્રીજા આરામાં પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવંતના શાસનકાળમાં ભરતચક્રવર્તી મહારાજાઓએ તેમજ આ પંચમ આરામાં પણ પૂર્વધર સિદ્ધસેન દિવાકર ભગવાનના સમયમાં વિક્રમાદિત્ય રાજાએ તથા શ્રી વજ્રસ્વામિજી ભગવાનના કાલમાં જાવડશા આદિ પૂજ્ય પુરુષોએ, કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય ભગવંતના સમયમાં પરમાર્હત્ મહારાજ શ્રી કુમારપાલ તેમજ "પૂજ્ય શ્રી સંઘના ચરણકમલની રજશ્રેણીથી

મારા ઘરના આંગણાની ભૂમિ કયારે પાવન થશે?" આવી નિર્મલ ભાવના સહિત પ્રતિ વર્ષ ત્રણ ત્રણ વખત શ્રી સંઘનું પૂજન કરી જન્મની કૃતાર્થતા માનનારા મહામંત્રી વસ્તુપાલ તેજપાલ, મંત્રીરાજ પેથડ–ઝાંઝણદેવ આદિ અનેક મહાપુરુષોએ તીર્થયાત્રાઓ કરી હતી તે જ પૂજ્ય મહાપુરુષોના પગલે એ સર્વ તીર્થોની યાત્રા નિમિત્તે અમારા તરફથી શ્રી સંઘ લઈ જવા નિર્ણય થયો છે, તેના પ્રયાણનું મંગલકારી શુભ મુહૂર્ત;—

**સંવત ૧૯૯૪ ના માગશર શુદિ ૪ મંગળવાર**

**તા. ૭–૧૨–૧૯૩૭.**

આ શુભ નિમિત્તે અમારી આપ પૂજ્ય શ્રી સંઘ તથા આપ શ્રીમાનો પ્રતિ સવિનય નમ્ર પ્રાર્થના છે, કે આપશ્રી સહકુટુમ્બ સાધર્મિક બન્ધુવર્ગ મિત્રમંડલ પરિવાર સમેત સંઘમાં પધારી શાસનશોભામાં વૃદ્ધિ કરવા સાથે અમારા આનન્દમાં પણ વૃદ્ધિ કરશોજી. આપ શ્રીમાનોને પણ શ્રી સંઘમાં પધારવાથી અશુભારંભોથી થતા પાપકર્મબન્ધની નિવૃત્તિ, સદ્દ્રવ્યની સફળતા, શ્રી સંઘનું વાત્સલ્ય, સમ્યગ્ દર્શનની નિર્મલતા, સ્નેહી વર્ગનું હિત, જીર્ણચૈત્યોદ્ધારાદિ શુભ કાર્યો, તીર્થની ઉન્નતિ, શાસનપ્રભાવના, શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞાની આરાધના, પરમપુણ્ય તીર્થંકરનામકર્મનો બન્ધ–મુક્તિનું નજીકપણું, દેવમનુષ્યની ઉચ્ચ પદવીઓની પ્રાપ્તિ વિગેરે જેના શુભ ઉચ્ચ ફલો પ્રતિપાદન કર્યાં છે તે શ્રી તીર્થયાત્રાના મહાન્ ફલોનો લાભ તથા કેટલાક ઉચ્ચ કોટિના ભવ્ય જીવો કે જેઓ શ્રી તીર્થયાત્રાના પવિત્ર દિવસોમાં એકાશન કરવું ૧. વિશુદ્ધ સમ્યગ્દર્શન આરાધવા સાથે ઉભય ટંક પ્રતિક્રમણ કરવું. ૨. સંથારે શયન કરવું. ૩. સચિત્ત વસ્તુના ભોગોપભોગનો ત્યાગ કરવો. ૪. ઇર્યાસમિતિ સાચવવાપૂર્વક નિર્મલ તીર્થધ્યાન સાથે પગે ચાલવું. ૫. પરબ્રહ્મ(મોક્ષ)નું અદ્વિતીય સાધન બ્રહ્મચર્ય ધારણ કરવું ૬. એ છ 'રી' સ્વરૂપ ઉત્તમ રીતિનું આરાધન કરશે તેઓને તેના પાલનનો લાભ તથા આરાધનાને અશક્ત શ્રદ્ધાવંત અન્ય ભવ્ય જીવોને તેની અનુમોદનાના લાભ સાથે માર્ગમાં આવતા ગામોનાં તીર્થસ્વરૂપ ચૈત્યોના દર્શન, પૂજા, ભક્તિ, પ્રતિગામના શ્રી સંઘના દર્શન તેમજ પૂજ્યપાદ પરમારાધ્ય શ્રીમાન્ સૂરીશ્વરજી મહારાજાઓ, પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજાઓ, પંન્યાસજી મહારાજાઓ, પ્રવર્ત્તકજી મહારાજાઓ પણ પધારવાના છે તેઓ સર્વેના દર્શન, ઉપદેશશ્રવણ, ભક્તિ આદિ અનેક લાભો મળશે. ઉપરની અમારી વિનંતિ લક્ષમાં લઇ આ શુભ પ્રસંગે અવશ્ય પધારવા કૃપા કરશોજી.

**શુભં ભવતુ શ્રીશ્રમણસંઘસ્ય**

વીર સંવત્ ૨૪૬૪
વિક્રમ સંવત્ ૧૯૯૪
જ્ઞાનપંચમી
તા. ૮–૧૧–૩૭.

લી. સંઘચરણ કમલસેવક,
**વોરા ધારશીભાઇ દેવરાજ**
દા. પોપટલાલ ધારશીભાઇ
ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ.



સંઘની અવિરત સેવા બજાવનાર શ્રી જામનગર જૈન ઓશવાલ વોલેન્ટીયર કોર

આનંદ પ્રેસ–ભાવનગર.

વિશેષ સૂચના:—શ્રી સંઘ પ્રથમ શ્રી ગિરનારજી તીર્થયાત્રા કરી શ્રી સિદ્ધગિરિજી ભગવાનની યાત્રાએ પધારશે, ત્યારબાદ બાર ગાઉની પ્રદક્ષિણામાં કદમ્બગિરિજી–શ્રી હસ્તગિરિજીની યાત્રા કરશે. —સમસ્ત પરમપવિત્ર આચાર્ય મહારાજાઓ, ઉપાધ્યાયજી મહારાજાઓ, પંન્યાસજી મહારાજાઓ, પ્રવર્તક મહારાજાઓ વિગેરે પૂજ્ય મુનિમહારાજાઓ તથા સાધ્વીજી મહારાજાઓને અમારી સબહુમાન વંદનાસહ સવિનય નમ્ર પ્રાર્થના છે કે આપ સાહેબજી પણ અમારા ઉપર અનુગ્રહ કરતા સાથે શ્રી સંઘમાં પધારી શાસનશોભામાં વૃદ્ધિ કરશોજી.

---

## સૌરાષ્ટ્રના સર્વ તીર્થોની યાત્રાને અંગે થયેલો નિર્ણય.

પ્રથમ તો શેઠ પોપટભાઈતથા શ્રીયુત ચુનીભાઇનો આમંત્રણ પત્રિકામાં જણાવ્યા મુજબ જામનગરથી સંઘનું પ્રયાણ થયા બાદ શ્રી ગિરનારજી મહાતીર્થની યાત્રા કરી ત્યાંથી સીધા બારોબાર શ્રી શત્રુંજય તીર્થાધિરાજની યાત્રાએ જવાનો હતો, પરંતુ આવો પુણ્યપ્રસંગ વારંવાર આવવો મુશ્કેલ છે, કેટલા કેટલા વર્ષોની ભાવનાઓ આજે કેવા સંજોગોમાં ફલિભૂત થવા પામી છે, માટે હવે અપૂર્ણ લાભ શા માટે લેવો ? શા માટે સૌરાષ્ટ્રનું લગભગ એક પણ તીર્થ યાત્રા વિનાનું રહી જાય? એવી પવિત્ર ભાવનાઓ હૃદયકમલમાં થવા લાગી, ગુરુમહારાજ તરફથી ઉપદેશામૃતનું સિંચન થયું, પરિણામે શ્રી ગિરનારજી મહાતીર્થથી સીધો શત્રુંજય તીર્થાધિરાજનો રસ્તો લેવાની જે ધારણા લગભગ નક્કી કરી હતી, એટલું જ નહિ પણ તે રસ્તે આવતા મોટામોટા શહેરોના સ્થાનિક સંઘો સાથે વ્યવસ્થા સંબંધી પત્રવ્યવહારો પણ થઈ ચૂકયા હતા, તેનો પલટો કરી ગિરનારજીથી વંથલી, માંગરોલ, વેરાવલ, પ્રભાસપાટણ, ત્યાંથી કોડીનાર થઈ ઉના–અજાહરા, દીવ–દેલવાડાની પંચતીર્થીની સ્પર્શના કરી, ત્યાંથી મહુવા, દાઠા, તલાજા થઈ શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રાર્થે જવાનો નિર્ણય કર્યો. અહીં ખ્યાલ રાખવાની જરૂર છે કે–જેઓ ભાગ્યશાલી છે અને અલ્પ કાળમાં જેઓનું કલ્યાણ થવાનું છે એવા લઘુકર્મી આત્માઓને પુણ્યોદયે સદ્‌ગુરુની સુસેવનાથી આવી સદ્‌ભાવનાઓ કયાં સુધી વૃધ્ધિ પામવા સાથે આત્માને સ્વપરકલ્યાણનો કેટલો ભોક્તા બનાવે છે. ! જે સંઘયાત્રામાં લગભગ મહિના સવા મહિનાનો રસ્તો નિર્ધારેલો, ખર્ચનો અંદાજ પણ તેટલા પ્રમાણનો લગભગ મનથી નક્કી કરેલો, પરંતુ વીતરાગ ધર્મના પ્રભાવે વૃધ્ધિંગત થયેલી પુણ્યભાવનાએ સવા મહિનાને બદલે અઢી મહિના ઉપરાંત સંઘયાત્રા ચાલુ રહી અને ખર્ચ પણ ધાર્યા કરતા દ્વિગુણ થયો છતાં હૃદયમાં સંકોચ વૃતિ તો ન આવવા દીધી બલકે ઔદાર્યના પુર રેલાવી, જૈન શાસનની લોકોત્તર પ્રભાવના કરી, તીર્થંકરનામકર્મના બંધની યોગ્યતાએ તે સંઘપતિના આત્માને પહોંચાડ્યો એ કેટલા પુન્યાનુબંધી પુણ્યોદયની વાત કહેવાય !

### સારા ય શહેરમાં સંઘયાત્રાનું જ વાતાવરણ

સંઘપ્રયાણના શુભમુહૂર્ત અગાઉનું એક પખવાડીઉં–જામનગરમાં અને તેની આજુબાજુના પ્રદેશમાં સંઘયાત્રાના વાતાવરણમય જ બન્યું હતું. જ્યાં જુઓ ત્યાં સંઘયાત્રાની જ વાતો થતી હોય, સંઘમાં સાથે લેવાના ખટારાઓ તેમજ મોટરબસો શહેરમાં દોડાદોડ કરતી હોય, સંઘમાં સાથે ચાલનાર ગાડાઓની લંગાર ને લંગાર આજુબાજુના પ્રદેશોમાંથી જામનગરમાં પ્રવેશ કરતી હોય, સંઘયાત્રાની મુખ્ય શોભાનું સ્થાન શ્રી ગજરાજ (હાથી) ચાંદીના નકશીદાર હોદ્દા સાથે ઠેઠ બજાણાસ્ટેટમાંથી જામનગરમાં આવી આમતેમ આંટા મારતો નવાનગરના રાજમાર્ગને શોભાવતો હોય, કાર્યવ્યવસ્થા માટે કેટલાય બહારગામોના સદ્‌ગૃહસ્થો જતા આવતા હોય, સંઘયાત્રામાં સાથે પધારવા માટે નિમંત્રિત આચાર્યમહારાજાદિની પધરામણીના ભવ્ય સામૈયા થતાં હોય, લક્ષ્મી આશ્રમ

અને દેવબાગના મંડપમાં સંઘની યોજનાઓ સંબંધી રાત્રિના બાર, એક અને બબે વાગ્યા સુધી વિચારણાઓ ચાલતી હોય, સંઘયાત્રામાં સાથે ચાલનાર યાત્રિકો બબે અઢી મહિનાના પગપાળા અને તેમાં પણ શીઆળાની ઋતુના પ્રવાસ માટેની તૈયારી અર્થે દોડધામ કરી રહ્યા હોય. આ બધું દૃશ્ય પ્રેક્ષકોને તાજુબી ઉત્પન્ન કરાવે તેવું હતું, તે ઉપરાંત જૈન ધર્મ માટે હૃદયમાં માનની લાગણી ઉત્પન્ન કરાવવા માટેનું ખાસ કારણ બન્યું હતું. હજારો લોકોના મુખમાંથી એ ઉદ્ગારો નીકળતા સાંભળ્યા છે: ' **ધન્ય હો** આ ભાગ્યશાળી નરરત્નોને, ધન્ય હો તેમના માતા-પિતાને ! ધન્ય હો તેમના કુલને ! ધન્ય હો તેમની સુકૃતના માર્ગે વપરાતી લક્ષાવધિ લક્ષ્મીને અને ક્રોડો વાર ધન્ય હો તેમના કલ્પવૃક્ષથી પણ ઉત્તમ **શ્રી જૈન ધર્મને** કે જે ધર્મના પ્રતાપે આવા લોકોત્તર સત્કાર્યો કરવાની શુભ ભાવનાઓ આ ભાગ્યવાનોના આત્મામાં જાગૃત થઈ છે.'

## રાજ્યો તથા સદ્‌ગૃહસ્થોનો સહકાર.

શેઠ શ્રી પોપટભાઈએ સ્વધર્મમાં હજારો નહિં કિંતુ લાખોની રકમનો સદ્વ્યય જેમ કર્યો છે તે પ્રમાણે લોકકલ્યાણના વ્યવહારુ ઉપયોગી સાધનોમાં પણ તેઓની અનર્ગલ લક્ષ્મી વપરાયેલી છે, અને તેથી જ એક ઉદાર અને દાનવીર શહેરી તરીકે જામનગરના મહુમ મહારાજા જામરણજીતસિંહજી તેમનું ઘણું માન સાચવતા. રાજકચેરીમાં પણ તેમની ખુરશી પ્રથમ પંક્તિમાં મુકાતી ને હાલ પણ મુકાય છે. આ બધાય સંજોગોને અંગે પોતાની પ્રજા એક આવું સુંદર ધર્મ-કાર્ય કરે એ દૃષ્ટિએ રાજ્યની ફરજ તરીકે કહો અથવા શેઠ શ્રી પોપટભાઈની યોગ્યતાને અંગે કહો-જામનગર સ્ટેટ તરફથી જે જોઈએ તે સર્વ સહકાર મળે તેમાં તો કાંઈ આશ્ચર્ય ન હોય, પરંતુ વડોદરા, જુનાગઢ, ધ્રાંગધ્રા, ગોંડળ, વઢવાણ, લીંબડી અને ભાવનગર રાજ્યોએ પણ સંઘ-પતિના સૌજન્યને અંગે આ શુભ કાર્યમાં અનેક પ્રકારના સાધનો પૂરા પાડી શેઠને ઘણી રાહત આપી હતી. તે ઉપરાંત રાજનગર-અમદાવાદના નગરશેઠ કસ્તુરભાઈ મણિભાઈ તથા સંઘપતિ શેઠ માણેકલાલ મનસુખભાઈ, અને સંઘપતિ શેઠ નગીનદાસ કરમચંદ, શેઠ પ્રતાપસિંહ મોહો-લાલભાઈની સ્વાનુભૂત કિંમતી સલાહો તેમજ તંબુ-રાવટી વિગેરે સાધનોની મદદથી શેઠ શ્રી પોપટભાઈને વધુ પ્રમાણમાં અનુકૂલતાઓ થવાનો સુપ્રસંગ સાંપડ્યો હતો.

## સંઘયાત્રાની સામગ્રીઓમાં વિશિષ્ટતા.

પાટણ તથા અમદાવાદથી નીકળેલી બન્ને સંઘયાત્રાઓની અપેક્ષાએ આ સંઘમાં જો કે ઘણીઘણી વિશેષતાઓ-સગવડતાઓ હતી, અને એક વખત પછી બીજું કાર્ય થાય ત્યારે તેમાં સગવડતા થાય તેમાં ખાસ આશ્ચર્ય કે અજાયબી જેવું પણ ન ગણાય, પરંતુ જોનારની દૃષ્ટિએ એક ખાસ વિશિષ્ટતા જણાઈ આવતી હતી અને તે એ જ કે સાથે રાખેલ ઇલેક્ટ્રીક રોશની. પાણીના સાધન માટે તેમજ રાત્રે પ્રકાશ માટે હજારોના ખર્ચે ઇલેક્ટ્રીક મશીનો સાથે રાખવાની યોજનાઓ નક્કી થઈ હતી. સંઘયાત્રાનું નિર્વિઘ્નપણું રહે તે નિમિત્તે સંઘપ્રયાણના શુભ દિવસ અગાઉ આઠ દિવસ સુધી દેવબાગના ભવ્ય મંડપમાં ચાંદીના સમવસરણની દિવ્ય રચનાપૂર્વક અઠ્ઠાઈ મહોત્સવ-કુંભસ્થાપન-નવગ્રહ-દશદિક્પાલપૂજન-શાંતિસ્નાત્રાદિક વિશિષ્ટ ધર્મકાર્યો કરવામાં આવ્યા હતા. આમ લગભગ બધી તૈયારીઓ થઈ ગઈ અને સંઘપ્રયાણના શુભ મુહૂર્તનો મંગલમય દિવસ આવી પહોંચ્યો. એ મંગલ દિવસે કેવા બાદશાહી ઠાઠથી સંઘયાત્રાનું મંગલ પ્રયાણ થયું ? અને જામનગરની સ્થાનક પ્રજાએ આ સંઘપતિ કાકા-ભત્રીજા તથા સંઘવણના યુગલને હૃદયના કેવા ઉલ્લાસભર્યા આભિનન્દન અર્પણ કર્યા ? તે હવે પછીના પ્રકરણમાં વિચારીએ.



જામનગરથી સંઘનુ પ્રયાણ : વરઘોડાનુ દ્રશ્ય : ૧



જામનગરથી સંઘનુ પ્રયાણ : વરઘોડાનું દ્રશ્ય : ૨

આનંદ પ્રેસ-ભાવનગર.



# સંઘયાત્રાનું શુભ પ્રસ્થાન

## સંઘ યાત્રા પ્રયાણનો પુન્ય દિવસ

વિ. સંવત ૧૯૯૪ ના માર્ગશીર્ષ શુકલ ૪ ભોમવારનો મંગલ દિવસ જામનગરના ધાર્મિક ઇતિહાસમાં બલ્કે સારાય સોરાષ્ટ્રના ધાર્મિક ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરાયો છે. આ ધન્ય દિવસે જામનગરની જૈન તથા જૈનેતર પ્રજાનો આનંદ અવર્ણનીય હતો. આ દિવસ એ સામાન્ય દિવસ ન હતો, પરંતુ વર્ષના ત્રણુસોને સાઠ દિવસોનું તારણ હતું. એ તારણમાં ધર્મભાવનાનું ઉજ્જવલ નૂર ઝળકતું, ઉદ્દારતાના ઓજસ અને જામનગરની જાહોજલાલીનાં મીઠાં સંસ્મરણો તેમાં ઝળહળી રહ્યાં હતાં. એ મંગળ દિવસનો દિવાકર પણ જૈનત્વના લાલ ખમીરની ખુમારીથી અવનવું નૃત્ય કરી રહ્યો હતો, એનાં નૃત્યમાં, એના હાસ્યમાં અરે ! એના પ્રત્યેક કિરણમાં જૈન ધર્મના 'વિજય રણકાર' ધર્મ ભાવનાથી પુનિત બનેલા સમીરની મંદ લહરીઓ સાથે અદ્વિતીય ગાન ઉપજાવી રહ્યા હતા, જામનગરની જયવંતી જૈન પ્રજા એ દિવ્ય ગાનથી ડોલી રહી હતી, અને પ્રત્યેક વ્યક્તિના વદન પર એ દિવ્ય ગાને અજબ આનંદ પાથર્યો હતો. આ ધન્ય દહાડે નવાનગરના નવરંગી આંગણે ધર્મ ભાવનાના ઉત્સવ મંડપો રચાયા હતા, હરકોઇનાં હૃદય-મંદિરમા ધર્મપ્રેમની વીણા વાગી રહી હતી ચૌટે અને ચોકે બજારે અને પોળે માનવમેદનીના ઝુંડો, વીર વસ્તુપાળ–તેજપાળ, બાહડમંત્રી અને ભામાશાહ, કર્માશાહ અને સમરાશાહ, આભૂશેઠ અને પેથડકુમાર વિગેરે ધર્મવીર નરપુંગવોએ કાઢેલી સંઘયાત્રાના ગૌરવની અને દાનધર્મના

મહિમાની કથાઓ ઉચ્ચારી રહ્યા હતા. ભગવતી દેવી સરસ્વતીએ પણ આ પુણ્ય દિવસે માનવ-મુખે જાણે વાસ જ કર્યો હોય તેમ સૌના મનોમંદિરમાં એક જ કાવ્યનું ગુંજન થતું કે:—

' ઘણું જીવો વિજયવંતા, અમારા સંઘવી શાણા. '

### સારાય શહેરમાં સંઘયાત્રાનાં આંદોલનો

સારાય શહેરની જ્યારે આ સ્થિતિ હતી ત્યારે એ નવાનગરની જૈન પ્રજા આત્મકલ્યાણ અને કુદરતી રમણીયતાનો અપૂર્વ આનંદ લૂંટવા તેમજ પવિત્ર તીર્થસ્થળોને ભેટવા ઉલટભર તૈયારી કરતી હતી, સંઘયાત્રામાં સાથે ચાલવાને અંગે વિવિધ તૈયારીઓ આજે કરવાની હોઇ જૈનોને આંગણે જ્યાં જુઓ ત્યાં સંઘમાં જવાના આંદોલનો અને વિવિધ સમારંભો વહેલી સવારથી શરૂ થઇ ચૂકયા હતા. શ્રીમંત સંઘપતિ શેઠ પોપટભાઇ તથા તેમના ભત્રીજા સંઘપતિ શેઠ ચુનીભાઇ તેમજ તેમના અ. સૌ. સહધર્મચારિણી ઉજમબ્હેન તથા ચંચળબ્હેનનો આનંદ તો અનિર્વચનીય હતો એ તેમના પ્રફુલ્લ મુખારવિંદો ઉપરથી જ પ્રેક્ષકોને જણાઇ આવતું હતું. પુણ્યાનુબંધીપુણ્યના યોગે પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો સદુપયોગ કરી માનવ અવતાર સફળ કરવા આજે તેઓ કમર કસી સજ્જ થઇ ગયા હતા. સાતે ક્ષેત્રોમાં યથાયોગ્ય લાખોની સખાવતો કરનાર આ પુણ્યાત્માઓ હજારો યાત્રિકોને સર્વોત્તમ તીર્થોની વિધિપૂર્વક યાત્રા કરાવવા નિમિત્તે આજે પણ લાખોની રકમનો ખર્ચ કરવા ખડે પગે તૈયાર થયા હતા.

### સંઘ યાત્રા નિમિત્તે નવગ્રહાદિ પૂજન.

આ પવિત્ર દિવસે પ્રભાતમાં જ જિનમંદિરોમાં નવગ્રહાદિકના પૂજનો સંઘયાત્રાની નિર્વિઘ્નતા તેમજ શાંતિ માટે શરૂ થઇ ગયાં હતાં, સંઘપતિ તથા સંઘવણો ખુબ ઉલ્લાસથી આરાધ્ય દેવાધિદેવની પૂજા–અર્ચા કરી પ્રસ્થાન અંગેની તૈયારીમાં પડ્યા હતા, જ્યારે બીજી બાજુથી સંઘ-યાત્રામાં સાથે આવનારી સર્વ રીયાસત તેમના ઘર આંગણે એકત્ર થતી અને ક્રમશઃ ગોઠવાતી હતી. બહારગામથી આવેલા ધનકુબેર સરિખા શ્રીમંત મહેમાનો પોતપોતાના ઉતારામાંથી મોટરો મારફત સંઘયાત્રાની સફળતા ઇચ્છવા શેઠની પાસે હર્ષભર આવતા માલૂમ પડતા હતા. યુવાનવર્ગ પણ યુવાવસ્થાને યોગ્ય દેહવિભૂષાની તૈયારીમાં મશગૂલ હતો. આ પ્રમાણે ઉપર મુજબ જ્યારે એક બાજુ સર્વ સામગ્રીઓ તૈયાર થતી હતી ત્યારે પૂ. આચાર્ય મહારાજાદિ જૈન મુનિરાજો લક્ષ્મી આશ્રમ તથા દેવબાગમાંથી નીકળી સંઘપ્રયાણનો વિધિ સાચવવા માટે સંઘપતિના ધવલમંદિર તરફ પગલા માંડી રહ્યા હતા.

### સંઘપતિપદનું તિલક અને સંઘપતિ પદની પ્રતિષ્ઠા

બરાબર પોણા અગીઆર વાગતાં સૂરિસમ્રાટ્ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી, આગમોધ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી તથા શાસનપ્રભાવક આચાર્ય શ્રી મોહનસૂરીશ્વરજી પોતપોતાના વિશાલ મુનિમંડલ સાથે સંઘપતિને ઘેર પધારતાં બેન્ડની સલામી તેમજ જયનાદોની ગગનભેદી ગર્જનાથી તેમને વધાવી લેવામાં આવ્યા હતા. સંઘવણોને તિલક કરવાના શુભ મુહૂર્ત અગાઉ જૈનાચાર્યોએ પોતાને કરવા યોગ્ય મંત્રાદિ વિધિવિધાન કર્યું હતું. શેઠ શ્રી પણ એકાગ્રચિત્તે પ્રભુસ્મરણ કરતા હતા. બરાબર તિલક કરવાનું શુભ લગ્ન આવતાં વિકસિત-વદના કિશોરકુમારિકાએ ઉભય સંઘપતિ તથા ઉભય સંઘવણોના લલાટપ્રદેશમાં ઘણા જ



જામનગરથી સંઘનુ પ્રયાણ વરઘોડાનુ દ્રશ્ય. ૩



જામનગરથી સંઘનું પ્રયાણ: વરઘોડાનું દ્રશ્ય: ૪

હર્ષોલ્લાસથી કુંકમનું તિલક કરી તે ઉપર અક્ષતભર્યા, હાથમાં શ્રીફળો અર્પણ કર્યા અને કંઠમાં પચરંગી સુગંધી પુષ્પોના ફૂલહાર પહેરાવ્યા. તે જ અવસરે હજારોના માનવસમૂહે '**સંઘપતિકી જય**' એ બુલંદ અવાજેથી સંઘપતિપદની જાહેરાત પણ કરી. અમદાવાદથી સંઘયાત્રા માટે ખાસ બોલાવેલા પ્રસિધ્ધ મુસ્તફા બેન્ડે પણ તે જ અવસરે સલામી આપી.

## દેશ-દેશાન્તરથી આવેલા મ્હેમાનો.

**સં**ઘયાત્રાના આ શુભ પ્રસંગે સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રી માણેકલાલ મનસુખભાઇ, નગરશેઠ કસ્તુરભાઇ મણિભાઇ, શેઠ પ્રતાપસિંહ મોહોલાલ, શેઠ ભગુભાઇ ચુનીલાલ, શેઠ ચીમનલાલ લાલભાઇ, શેઠ મયાભાઇ સાકળચંદ, શેઠ ચીમનલાલ મંગળદાસ, શેઠ સોમચંદ મંગળદાસ, શેઠ સારાભાઇ હઠીસંગ, શેઠ ગીરધરલાલ છોટાભાઇ, શેઠ જેસીંગભાઇ ઉગરચંદ, શેઠ ધોળીદાસ ડુંગરશી ( અમદાવાદ ), સંઘપતિ શેઠ નગીનદાસ કરમચંદ ( પાટણ ), શેઠ ચીમનલાલ પરશોતમ, શેઠ મુલચંદ બુલાખીદાસ ( ખંભાત ), ગવૈયા મોહનભાઇ પાનાચંદ ( સુરત ), કાગદી હીરાચંદ પરશોતમ, વકીલ ઉજમશી શિવલાલ ( રાજકોટ ), શેઠ કેવળચંદ કાનજીભાઇ ( ગોંડળ ), શેઠ ઝવેરચંદ પનાજી ( બુહારી ) વિગેરે સંખ્યાબંધ સદ્‌ગૃહસ્થો દૂર-દૂરથી આવી પહોંચ્યા હતા. અમદાવાદવાળા દાનવીર શેઠ માણેકલાલ ચુનીલાલ પોતાના મિત્રો પટવા બાલાભાઇ મગનલાલ વિગેરે સાથે મુંબઇથી ખાસ એરોપ્લેઇનમાં આ મંગલ પ્રસંગે આવ્યા હતા. સંઘપતિ પદનું તિલક થતાં સ્થાનિક આગેવાન શેઠ જવાભાઇ, તથા વકીલ સાકળચંદભાઇ વિગેરે સદ્‌ગૃહસ્થો તરફથી શેઠ પોપટભાઇ વિગેરેને ફૂલહારાદ તેમજ આભનંદન ક્રિયા થયા બાદ બહારગામથી આવેલા ઉપર જણાવેલા પ્રત્યેક સદ્‌ગૃહસ્થોએ સંઘપતિ તથા સંઘવણના ઉભય યુગલને ફૂલહાર તેમજ સોના રૂપા નાણાથી અભિનંદન અર્પણ કર્યા હતા. આચાર્યમહારાજાદિ મુનિમંડલે એ ચારેય ધર્મી આત્માના મસ્તક ઉપર પવિત્ર વાસક્ષેપ નાખી આ પુણ્ય કાર્યની સફલતા ઇચ્છી હતી. આ સર્વ કલ્યાણકારી વિધિ-વિધાન થયા બાદ સંઘપતિ, સૂરીશ્વરો તેમજ સદ્‌ગૃહસ્થાદિ સર્વ સમૂહ ઘરની પાસે જ બહારના ભાગમા ખાસ તૈયાર કરેલા આલિશાન સુશોભિત મંડપમાં પધાર્યા. અહિં પણ ફૂલહાર તથા ચાંદલા કરવાનો પ્રવાહ એક સરખો ચાલુ હતો. સૌ વ્હેનોએ ધવલમંગલના ગીતોથી મંડપને ગજાવી મૂકયો હતો.

## સૂરિસમ્રાટ્‌ની ધર્મદેશના અને નાo દિવાન સાહેબનું આવાગમન.

**મં**ડપના એક બાજુએ આવેલા ઉચ્ચસ્થાન ઉપર આચાર્યમહારાજાદિ મુનિમંડલે બેઠક લીધી હતી, તેમની સામે જ બરાબર મધ્યભાગમાં સંઘપતિ શ્રી પોપટભાઇ તથા ચુનીભાઈ, બાજુમાં તેમની જોડે જ સંઘપતિ શેઠ માણેકલાલ મનસુખભાઇ તથા રાજનગર-અમદાવાદના નગરશેઠ કસ્તુરભાઇ મણિભાઇ બેઠેલા હતા. માણેકલાલ ચુનીલાલ, સંઘપતિ નગીનદાસ કરમચંદ વિગેરે પણ બરાબર એક બાજુ ગોઠવાઇ ગયા હતા. જ્યારે બીજી બાજુ સાધ્વીમંડલ, સંઘવણો તથા શ્રીવર્ગ બરાબર પોતપોતાના ઉચિત સ્થાને બેસી ગયો હતો. અહિં પણ સંઘપતિના કંઠમાં હારતોરાનો વરસાદ વરસતો હતો. આ પ્રસંગે સૂરિસમ્રાટ્ તીર્થોધ્ધારક પૂ. આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજે અસરકારક વ્યાખ્યાન શુરીલી અને ઓજસ્વિ ભાષામાં આપ્યું હતું. સખ્ત ગીરદી અને ઘોઘાટ છતાં તેઓશ્રીનો સિંહગર્જના સરખો પહાડી અવાજ સહુ કોઇ શ્રવણ કરી શકતું. દરમ્યાન નવાનગર સ્ટેટના બુઝર્ગ દિવાન સાહેબ બરાબર આ જ ટાઇમે પોતાની

મોટરમાં આવી પહોંચતા સજ્જડ ગીરદીમાંથી પણ જનતાએ તુર્તજ તેમને માર્ગ આપ્યો. આચાર્યાદિ મુનિમંડલને નમસ્કાર કરવાપૂર્વક તેઓ પોતાના ઉચિત સ્થાને બેઠા. મહારાજશ્રીએ તત્ત્વજ્ઞાનભરી જૈન ધર્મની તેમજ દાનધર્મની મહત્તા ઉપર પ્રકાશ પાડતી બાકી રહેલી દેશના પૂર્ણ કરી. મહારાજજીની અપૂર્વ વિદ્વત્તા માટે દિવાન સાહેબે પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો,એટલું જ નહિ પરંતુ 'આપ જેવા મહાત્માઓના દર્શનથી આજે હું કૃતાર્થ થયો,' ઇત્યાદિ સુમધુર શબ્દોથી પોતાનો આનંદ જાહેર કર્યો, તે ઉપરાંત 'મારી પ્રજાના એક આગેવાન શહેરી શેઠ પોપટભાઇ સંઘયાત્રાનું સ્તુત્ય કાર્ય કરવા તૈયાર થયા છે, આજે તે સંઘયાત્રાના પ્રસ્થાનનો પવિત્ર દિવસ છે, હું તેમની સંઘયાત્રા સફળ અને નિર્વિઘ્નતયા સંપૂર્ણ થાઓ, અને ધર્મનો વિજય ડંકો સ્થલે સ્થલે વગડાવી શીઘ્ર અહિં પધારો એમ હાર્દિક અભિનંદન આપું છું'' ઇત્યાદિ ઉચિત શબ્દોથી સત્કાર કરી 'રાજ્યની કોઇપણ સામગ્રીની જરૂર પડે તો તુર્ત અમને ખબર આપશો' વિગેરે ભલામણ સાથે ફૂલહારનું સન્માન સ્વીકારી મોટર દ્વારા ના. દિવાન સાહેબે રજા લીધી હતી. આ પ્રસંગે સ્ટેટના બીજા ઘણા મોટા મોટા અમલદારોની હાજરી દેખાઇ આવતી હતી. ધર્મદેશનાની સમાપ્તિ થયા બાદ મુનિમંડળ પણ દેવબાગ લક્ષ્મીઆશ્રમ તરફ ચાલી નીકલ્યું હતું.

## શ્રી ઓસવાલ જૈન વોલંટીયર કોરે ઉઠાવેલી સખ્ત જહેમત

ઉપર લખેલા વર્ણન મુજબ સંઘપતિના ગૃહાંગણમાં સંઘપતિપદનો સમારંભ ચાલતો હતો. તે જ અવસરે **ઓસવાળ જૈન વોલંટીયરકોરના** સેવાભાવી યુવકો તેમજ કોરના કમાન્ડર શ્રીયુત **ન્યાલચંદભાઇ** ખાખી ડ્રેસમાં સજ્જ થઇ વરઘોડાની સામગ્રીને લાઇનસર ગોઠવવાની સખ્ત જહેમત ઉઠાવી રહ્યા હતા, ન્યાલચંદભાઈ તો અશ્વારૂઢ થઇ અશ્વને આમથી તેમ દોડાવી સંઘપ્રયાણના વરઘોડાની કેમ શોભા વૃદ્ધિ પામે તે માટે ખૂબ પ્રયત્નશીલ જણાતા હતા. વોલંટીયર કોરના દરેક મેમ્બરોના હાથમાં લાલ લીલા વાવટાઓ આપવામાં આવ્યા હતા. બરાબર સાડાબાર વાગતાં વરઘોડાનો ભવ્ય સરંજામ લાઇનસર ગોઠવાઇ ગયો અને હજારો માણસોની સખ્ત ગીરદી વચ્ચે સંઘપતિના ગૃહાંગણથી વરઘોડાની શરૂઆત થઇ.

## સંઘયાત્રા પ્રયાણનો બાદશાહી ઠાઠથી નીકળેલો વરઘોડો

**સં**ઘયાત્રા પ્રયાણના વરઘોડાના પ્રારંભમાં જૈન ધર્મની વિજય પતાકા ફરકાવતો ઇન્દ્રધ્વજ, ત્યારબાદ નિશાન ડંકો, સંઘમાં સાથે આવનારા ખટારાઓની લંગાર, પાણી માટે મોટર ટાંકી, વિકટોરીઆઓ તથા ફૂલથી ખૂબ શણગારેલી સંખ્યાબંધ મોટરોના સાબેલાઓ ચાલતા હતા, કેટલાક સાબેલાઓ તો સુશોભિત ઘોડાઓ ઉપર પણ કરવામાં આવ્યા હતા. ત્યાર પછી જરીથી ભરેલા જરીયાન છત્ર અને ચાંદીની અંબાડીથી દીપતો ગજરાજ પ્રેક્ષકોનું આકર્ષણ કરી રહ્યો હતો. ગજરાજ ઉપર સંઘપતિ શેઠ પોપટભાઇ તથા ચુનીભાઇના દેવકુમાર સમા ભાણેજો અને રાજનગર–અમદાવાદના સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રી માણેકલાલ મનસુખભાઇના ચિ. શ્રીયુત રાજેન્દ્રકુમાર બેઠેલા હતા. હાથીના અગ્રભાગમાં અમદાવાદનું સુપ્રસિદ્ધ મુસ્તફા બેન્ડ અને હાથીની પાછળ ધારીયા તથા બન્દુકો લઇને રખેવાળો તથા પોલીસોની ટુકડી ચાલતી હતી, તેની પાછળ ચાંદીની ભવ્ય પાલખી અને શહેરને સુંદર સરોદે ગજાવી મુકતું જામનગર સ્ટેટ બેન્ડ ચાલી ચાલી રહ્યું હતું. ત્યારબાદ હજારોની સંખ્યામાં ચાલતા સાજનના અગ્રભાગમાં રહેલા સંઘપતિ શેઠ પોપટભાઇ તથા સંઘપતિ શેઠ ચુનીલાઇ હાથમાં શ્રીફળ રાખીને સહુ કોઇના વંદન નમસ્કાર



-ર મહારાજ જામ શ્રી રણજીતસિંહજી સાહેબ,
જી સી એસ આઈ, જી. બી ઈ.
નવાનગર.

વેઃ પ્રિ પ્રેસ-જામનગર.

સત્કારને ઝીલતા હતા. તેઓ બન્નેના મસ્તક ઉપર રક્તવર્ણી જામનગરી પાઘડી, ઢગલાબંધ કંઠમાં પુષ્પોના હાર ઉપરાંત તેઓનો યશસ્વી પુણ્યદેહ, કદાવર બાંધો, ગજરાજ સરખી પ્રૌઢગતિ, અને ગંભીર ભાવોથી તેમજ અજબ તેજથી ભરેલી મુખાકૃતિ કેટલીયે પ્રભાવશાલી વ્યક્તિઓને પણ આંજી નાખતી હતી, તેમની બન્ને બાજુમાં કાયમ તેમની સાથે રહેવા માટે નિયુક્ત થયેલા અંગરક્ષકો ખાખી ડ્રેસમાં સજ્જ થઈને શસ્ત્રબદ્ધ ચાલતા હતા. આજુબાજુમાં અમદાવાદી, સુરતી, ખંભાતી, જામનગરી, કાઠિઆવાડી એમ રંગબેરંગી પાઘડીઓથી શોભતો શ્રીમંત વર્ગ તેમજ બાલગોપાલ વર્ગ વિશાલ સંખ્યાવાળા સાજનને શોભાવી રહ્યો હતો, આ સાજનની પાછળ,પોતાના સુંદર રણુરણાટથી રસ્તાને ગજાવી મૂકતો, ત્રિલોકનાથ ત્રિભુવનપતિ પરમાત્માની ભવ્ય પ્રતિમાથી અલંકૃત ચાંદીનો સુંદર રથ, ચાંદીની નાજુક પાલખી, અને અ. સૌ. સંઘવણ શ્રીમતી **ઉજમબ્હેન ચંચળબેન,** સંખ્યાબંધ સાધ્વીજી મહારાજાઓ અને ઘણા મોટા ઠાઠથી અલંકૃત થયેલો સ્ત્રીવર્ગનો મોટો સમુદાય સંઘપ્રયાણના સુંદર ગીતો મધુર સ્વરે ગાતો ગાતો ચાલી રહેલો હતો. સર્વથી છેલ્લા સંઘયાત્રામાં સાથે આવનારા ધ્રાંગધ્રા સ્ટેટના સાંઢણી સ્વારો વરઘોડાની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા હતા. સંઘયાત્રા પ્રયાણના વરઘોડાનું આખુંય દશ્ય એવું સુંદર અને ભવ્ય-સામગ્રીસંપન્ન હતું કે સમગ્ર જામનગર તેમજ જામનગરની આજુબાજુ દશ પંદર ગાઉના ગામડાઓની પ્રજા આ ધર્મપ્રસંગ જોવા ઉલટી પડી હતી. સહુકોઈના મુખમાંથી આ પ્રશસ્ત ધર્મકાર્યની પ્રશંસામય ઉદ્ગારોના પુષ્પો વેરાતાં હતા.

વરઘોડામાં પૂ. આચાર્ય મહારાજાદિ મુનિમંડલ.

પૂર્વોક્ત એક એકથી ચઢીયાતી સામગ્રી સહિત દબદબાભર્યો યાત્રાપ્રયાણનો આ વરઘોડો માંડવી ચોક પાસે આવી પહોંચતા, સંઘયાત્રામાં સંઘપતિની વિનંતિથી સાથે પધારનાર પૂ.શાસન-સમ્રાટ આચાર્યમહારાજ શ્રીમાન્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ, પૂ. આગમોધ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ, પૂ. શાસનપ્રભાવક આચાર્યશ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજ પૂ. આચાર્ય શ્રી વિજયપ્રભસૂરિજી મહારાજાઓ પોતાના શિષ્ય-પ્રશિષ્યાદિ વિશાલ મુનિમંડલ સાથે વરઘોડામાં સામેલ થતાં તેઓને હજારો મુખારવિંદોએ 'આચાર્યદેવકી જય' 'જૈન શાસનકી જય' નીગર્જનાઓથી વધાવી લીધા હતા. લગભગ પોણોસોની સંખ્યામાં વર્તતું મુનિમંડલ વરઘોડામાં પધારતા વરઘોડાની શોભા ખૂબ વધવા પામી હતી. લગભગ એક માઈલની લંબાઈવાળો આ ભવ્ય વરઘોડો માંડવીચોકમાંથી આગળ વધી, દરબાર ચોક, દેરા-સરજીનો ચોક, ગર્લ્સ હાઇસ્કૂલ, શાકમારકીટ, આશાપુરા મંદિર પાસે અનુક્રમે આવી ફેર દરબાર ચોકમાં થઈને કાલાવડ દરવાજેથી દોઢ બે ફર્લાંગ દૂર નાખવામાં આવેલા સંઘના કેમ્પમાં જઈ પહોંચ્યો હતો. સંઘના કેમ્પને **દેવનગરનું** ઉપનામ આપવામાં આવ્યું હતું. સંઘપતિના ઘેરથી સાડાબારે લગભગ રવાના થયેલું આ ધાર્મિક સરઘસ લગભગ અઢી વાગતાં દેવનગરમાં આવી પહોંચ્યું હતું.

હિંદુ-મુસ્લીમોએ સંઘપતિનુ કરેલું અપૂર્વ સન્માન.

સંઘયાત્રા પ્રસ્થાનનો આ ભવ્ય વરઘોડો જે જે માર્ગેથી પસાર થયો તે તે માર્ગે સંખ્યાબંધ સ્થળોએ સેંકડો વ્યક્તિઓએ ફૂલહાર-ગજરા અને ચાંદલાના રૂપીઆથી સંઘપતિ

તથા સંઘવણોનું સન્માન કર્યું હતું. આ સત્કાર-સન્માન કરવામાં મુસ્લીમ ભાઇઓ પણ બાકી રહ્યા ન હતા. તેઓએ પણ ફૂલહારાદિ અર્પણ કરી શેઠને વધાવી લીધા હતા. દેરાસરજીના ચોક પાસે વરઘોડો આવતાં રાજરમણીઓની પર્દાયુક્ત મોટરો આ ભવ્ય દૃશ્ય નીહાળવા હાજર થઇ હતી. શહેરમાં જે જે રસ્તે વરઘોડો પસાર થયો તે દરેક રસ્તે હજારો માણસોની વિરાટ માનવમેદિની આ અલૌકિક દૃશ્ય નિહાળવા ઉલટી પડી હતી અને એ સર્વ માનવસમુદાય આ ધાર્મિક વરઘોડો જોવામાં તલ્લીન બની ગયો હતો. ભારતવર્ષની પ્રાચીન સમૃદ્ધિના નમૂનારૂપ આ ધાર્મિક દૃશ્ય આર્યાવર્તની પવિત્ર ભૂમિ ઉપર જન્મ ધારણ કરનાર આર્યમાનવોને મુગ્ધ કરતું હતું, અને '**કલિયુગમાં પણ આવા ધાર્મિક આદર્શો વિદ્યમાન છે**' તે માટે સર્વ કોઇ આર્યવ્યક્તિના અંતઃકરણમાં ગૌરવપૂર્વક હર્ષ પ્રાપ્ત થતો હતો. જેણે જેણે એ ધાર્મિક વિજયવંતું દૃશ્ય જોયું હશે તે કદી પણ એ શુભ પ્રસંગ ભૂલી શકશે જ નહિં. ભલે ગૃહસ્થોચિત લગ્નાદિ વ્યવહારના પ્રસંગોમાં રાજા-મહારાજાઓ અથવા શેઠ-શાહુકારોને ત્યાં આથી વધુ ખર્ચે તે વ્યવહારુ કાર્યો ઉજવાતા હશે, પરંતુ અર્થ અને કામના સાધનભૂત એ વ્યવહારુ કાર્યો કરતાં ઐહિક તેમજ આમુષ્મિક સુખના સાધન તરીકે જગમશહુર થયેલા આવા ધાર્મિક પ્રસંગે ધર્મ પ્રસંગ ઉજવનાર વ્યક્તિને આર્ય પ્રજા કેટલી અભિનંદે છે, સાચા અંતઃકરણથી કેટલી સન્માને છે-સત્કારે છે તે જાણવા માટે આજનો પ્રસંગ મૂર્તિમંત દૃષ્ટાંતરૂપ હતો. સારાએ વરઘોડાનો દબદબાભર્યો દેખાવ ઉપરાંત ભલભલા રાજવીઓને ન મળે તે સન્માન-સત્કારનો સાચો સ્વાદ અમારા સંઘપતિ તથા સંઘવણો ચાખી ગયા હતા. સંઘયાત્રાના આ વરઘોડામાં સંઘપતિ તરફ જેમ પ્રેક્ષકોની એકાગ્રદૃષ્ટિ બનતી હતી તેમ આચાર્યાદિમુનિમંડલની આગળી હરોલમાં પ્રસન્નવદને ચાલતા બે બાલમુનિવરો પણ પ્રેક્ષકોનું ધ્યાન ખેંચી રહ્યા હતા. વરઘોડો સંઘનો કેમ્પ કે જેનું દેવનગર નામ રાખવામાં આવ્યું હતું ત્યાં પહોંચતા કેમ્પના મધ્યભાગમાં ઊભા કરેલા રાજશાહી વિશાલ સમીયાણામાં સૂરિસમ્રાટે મંગલાચરણ કરવાપૂર્વક સંઘયાત્રાના મહિમાસંબંધી સુંદર પ્રવચન આપ્યુ હતું. પ્રવચનની પૂર્ણાહુતિ થતાં વિશાલ માનવસમુદાય વિખરાયો હતો.

## સંઘના પડાવની રચના.

સંઘનો પડાવ ઉપર જણાવ્યા મુજબ કાલાવડ દરવાજાથી ૦| માઇલ દૂર એક વિશાલ ખેતરમાં ઊભો કરવામાં આવ્યો હતો. કેમ્પમાં પ્રવેશ કરતાં પ્રથમ રંગબેરંગોથી રંગેલા તેમજ એલેક્ટ્રીક ફ્રીટીંગવાળા ત્રણ દરવાજાઓ ઊભા કરવામાં આવ્યા હતા. આ દરવાજાઓ ફોલ્ડીંગ બનાવવામાં આવેલા હોવાથી આગળના દરેક પડાવવામાં તેને ઊભા કરવાની તેમજ સંકેલવાની ઘણી જ સગવડતા રહેતી. દરવાજામાં પ્રવેશ કર્યા બાદ બન્ને બાજુએ વિશાળ તંબુઓની કતાર દૃષ્ટિપથમાં આવતી હતી અને દરવાજાની સામે જ કેમ્પના મધ્યભાગમાં જિનમંદિરનો રંગીન અને રસીયામણો સમીયાણો દૃષ્ટિગોચર થતો હતો. કેમ્પના મધ્યભાગમાં રહેલા જિનમંદિરના સમીયાણાની બન્ને બાજુમાં ગોઠવાયેલી તંબુઓની હરોલ પૈકી ડાબી લાઇનમાં આચાર્યમહારાજાદિ મુનિવર્ગના તેમજ ત્યારબાદ આમંત્રિત સદ્‌ગૃહસ્થોના તંબુઓ હતા, જ્યારે જિનમંદિરની અપેક્ષાએ જમણી બાજુની પંક્તિમાં સંઘકચેરીનો, સંઘપતિનો, સંઘવણોના અને તેમના કુટુંબીવર્ગના તંબુઓ ઉપરાંત સર્વથી છેલ્લો અને ત્રણ દરવાજામાં પ્રવેશ કરતાં સર્વથી પહેલો શ્રી ઓસવાલ જૈન વોલંટીયર કોરનો તંબુ ગોઠવાયેલો હતો. સંઘકચેરી સંઘપતિ તથા





જામનગર ચોરીવાળા જિનાલયનો અગ્રભાગ તથા તપગચ્છ ઉપાશ્રયનું એક દ્રશ્ય

આનંદ પ્રેસ-ભાવનગર

સંઘવણોના તંબુઓના અગ્રભાગે સોના રૂપાના કળશો ગોઠવવામાં આવ્યા હતા, એટલું જ નહિં પણ પૂ. આચાર્યાદિ મુનિવર્ગના તંબુઓ અને સંઘકચેરી, સંઘપતિ-સંઘવણો, વોલંટીયર કોર તથા આમંત્રિત ગૃહસ્થોના તંબુઓના અગ્રભાગમાં પેઈન્ટરો પાસે ચિત્રાવેલા તે તે નામવાળાં બોડો લટકાવવામાં આવ્યા હતા, જેથી પ્રેક્ષકવર્ગને કોઈનો પણ તંબુ શોધવામાં ઘણી જ અનુકૂલતા થતી. જિનમંદિરના સમીયાણાની બન્ને બાજુઓમાં ઉપર જણાવ્યા મુજબ તંબુઓની લાઇન ગોઠવવામાં આવી હતી તે પ્રમાણે તે દેવમંદિરની પાછળ-વ્યાખ્યાન, માન-પાત્રાદિ સમારંભ અથવા અન્ય કોઇ પણ તેવા પ્રસંગ માટે બેથી ત્રણ હજાર માણસો બેસી શકે તેવો એક આલિશાન સમીયાણો ઊભો કરવામાં આવ્યો હતો; તેની બાજુમાં છ-'રી' પાળનાર ભાઇઓ માટે સમીયાણો તેમજ તેની પાછળના ભાગમાં છ'રી' પાળનાર બ્હેનોની વિશાલ સંખ્યા સુખેથી રહી શકે તેને અંગે લગભગ ૧૦૦ ફુટ લાંબી બે ઘોડાશાળાઓ ઊભી કરવામાં આવી હતી, અને તેની પાછળ રખેવાળોની રાવટી વિગેરે હોવાથી સ્ત્રીવર્ગના સંરક્ષણ માટે વધુ સાનુકૂળતા થઇ હતી. સંઘપતિ તથા સંઘવણોના તંબુની પાછલી લાઇનમાં સાધ્વીજીઓ માટે તંબુ રાવટીઓ ગોઠવવામાં આવ્યા હતા, તે ઉપરાંત સંઘપતિના મોટા પાયા ઉપર સ્વતંત્ર રસોડાઓ માટે ત્યાં મંડપ ઊભા કરેલા હતા. જામનગરના સ્થાનિક છ'રી' પાળનાર ભાઇઓ બ્હેનો કે જેઓને સંઘપતિ તરફથી .રાવટીઓ તથા ગાડાઓની સગવડતા આપવામાં આવી હતી તે બધાયની રાવટીઓ લગભગ એક સાથે સગવડતાવાળી જગ્યાએ નાંખવામાં આવેલી હતી. એક બાજુમાં સર્વે જૈન ભાઇઓને જમવા માટે ચાદરો બાંધી મોટા મંડપ જેવી વ્યવસ્થા કરવામાં આવી હતી કે જેની નીચે પાંચ, સાત અને દશ-દશ હજાર માણસો બેસીને શાંતિપૂર્વક જમી શકે. એક તરફ ઉકાળેલા પાણીની સગવડતા માટે રાવટીઓ હતી તો તેની નજીકમાં બીજી બાજુએ આયંબિલ ખાતાની વ્યવસ્થા માટે રાવટીઓ ઊભી કરવામાં આવી હતી. એ મુજબ વૈયાવચ્ચ ખાતું, વૈદ્ય ડોકટર ખાતું, સ્ટોરખાતું, તંબુ ઠોકનારા બાવચાઓ માટે, ઇલેકટ્રીક રોશનીવાળા માટે, રખેવાળો ઘોડેસ્વારો સાંઢણીસ્વારો હાથી અને તેના મ્હાવત, મુસ્તફા બેન્ડ, દેવમંદિરના પૂજારી, સીધા સામાનનો સરંજામ વિગેરે દરેક કાર્યો અને તે તે કાર્યોના વ્યવસ્થાપકો માટે યોગ્યતા મુજબ તંબુ રાવટીઓ ઊભા કરવામાં આવેલા હતા. પડાવનું દૃશ્ય જોતાં ઉજ્જવલ ધવલમંદિરોની શ્રેણિથી શોભતું કોઇ એક સુંદર શહેર જ હોય તેવો આભાસ થઇ આવતો.

જિનમંદિરનો ભવ્યમંડપ અને જિનમંદિર

જિનમંદિર અને જિનમંદિરનો તંબુ ઘણા જ આકર્ષક હતા. પડાવના પ્રવેશદ્વાર ઉપર મોટા અક્ષરોથી જેમ ' દેવનગર ' નામ લખવામાં આવેલું હતું તે પ્રમાણે જિનમંદિરના સમીયાણા પાસે નાની પણ ઘણી રમણીય ત્રણ કમાનો ઊભી કરવામાં આવી હતી અને મધ્ય કમાનના અગ્ર ભાગ ઉપર '**દેવભુવન**' એવા સુવર્ણાક્ષરો અંકિત કરવામાં આવ્યા હતા. આ દેવભુવનનો સમીયાણો બે ભાગમા વિભક્ત હતો. એક ભાગ ગભારા તરીકે અને બીજો રંગમંડપ તરીકે. ગભારાના ભાગવાળા સમીયાણામાં બાર ફુટ લગભગ લંબાઇ પહોળાઇવાળું અને સત્તરથી અઢાર ફુટ ઊંચું ચાંદીનું ઘણું જ સુંદર નકશીદાર **સમવસરણ** ઊભું કરવામાં આવ્યું હતું. સર્વથી ઉપરનું શિખર કાપરડાજી તીર્થના દેરાસરજી ઉપર રહેલા ચાર માળના શિખર જેવું જ નમૂનેદાર અને કલામય કારીગરીથી શોભી રહ્યુ હતું. આ સમવસરણમાં **શ્રી પાર્શ્વનાથ પ્રભુના**-એક સરખા ચાર પ્રભુજી બિરાજમાન કરવામાં આવ્યા હતા. સોનેરી-રૂપેરી બાદલાની આંગીઓ

ઉપરાંત પુષ્પોના સુગંધી હારોની ભરચક ગોઠવણીથી અને ધૂપના ધમધમાટથી આખોય દેરાસરજીનો. મંડપ સુગંધથી મ્હેકી રહ્યો હતો. સમવસરણના અગ્રભાગમાં સામાન્ય રીતે શહેરોનાં દેરાસરોમાં હોય છે તે પ્રમાણે ત્રિગડું ભંડાર ઘંટ વિગેરે ગોઠવવામાં આવ્યા હતા. રંગમંડપની વિશાલતા એટલી બધી હતી કે પાંચસો ઉપરાંત સંખ્યામાં માનવસમુદાય શાંતિપૂર્વક બેસીને બપોરના ટાઈમે સારા ગવૈયાના સુમધુર કંઠે ભણાતી પૂજાઓ તથા ભાવનાનો લાભ લઈ શકે તેમ હતું, કેમ્પના પ્રવેશ દરવાજામાં દાખલ થતાં એક ઘણો જ ઊંચો સ્થંભ ઊભો કરવામાં આવ્યો હતો અને તેના ઉપર જૈન શાસનની વિજયપતાકા ફરકાવતો રેશમી **વિજયવાવટો** ફરકાવવામાં આવ્યો હતો. [ આ પ્રમાણે સંઘપડાવની રચનાનો ક્રમ સામાન્ય રીતિએ હંમેશ માટે એક સરખો જ ગોઠવવામાં આવતો હતો. ]

<u>જામનગર શહેર બહાર ત્રણ દિવસ સુધી સંઘનો કેમ્પ</u>

ઉપર જણાવ્યા મુજબ માર્ગશીર્ષ શુકલ ચતુર્થી ભોમવારના પ્રશસ્તમુહૂર્તે સંઘયાત્રાનું પ્રસ્થાન થયા બાદ ત્રણ દિવસ સુધી સંઘનો કેમ્પ શહેર બહાર રાખવાનું અગાઉથી જ નક્કી થયું હતું, તે પ્રમાણે ત્રણ દિવસ સુધી સંઘનો કેમ્પ જામનગર શહેર બહાર રહ્યો. દરમ્યાન ત્રણે દિવસમાં બે દિવસ **સંઘપતિ** તરફથી અને એક દિવસ **શેઠ ટોકરશી દેવશી** તરફથી સવાર–સાંજ જમણો આપવામાં આવ્યા, દેવભુવનમાં હંમેશાવિધવિધ પૂજાઓ ભણાવવામાં આવી, પ્રભુજીને ભવ્ય અંગરચના કરવામાં આવી તથા સારોએ પડાવ હજારો વિજળીની રોશનીથી ઝળહળી ઊઠ્યો, રાત્રિના વખતે દૂરથી જોનારને તો જાણે સ્વર્ગ લોક જ નીચે આવ્યું હોય તેમ દૃશ્ય દેખવામાં આવતું.

<u>બહારગામથી આવેલા સંઘની સફળતા ઇચ્છતા સંખ્યાબંધ તારો</u>

**સં**ઘપ્રયાણના શુભ સમયે સંઘયાત્રાના ઉત્તમોત્તમ કાર્યની સફળતા ઇચ્છનારા સંખ્યાબંધ તારો સંઘપતિ ઉપર તેમજ આચાર્ય મહારાજાઓ ઉપર હિંદના નાના મોટા જુદા જુદા શહેરોમાંથી મોટી સંખ્યામાં આવ્યા હતા. આ પ્રમાણે સંઘ ત્રણ દિવસ જામનગર બહાર રહી ચોથે દિવસે ફલાવાડ તરફ કેવી રીતે ઉપડ્યો ? કયાં કયાં મુકામો કર્યા ? વિગેરે હકીકત વાચકોની સમક્ષ આવતાં પ્રકરણમાં રજૂ કરીશું.





ઉભય સંઘપતિ તથા સંઘવણો સંઘપ્રયાણ પ્રસંગે સ્વગૃહમાંથી મંગલ-પ્રસ્થાન કરે છે.

આનંદ પ્રેસ–ભાવનગર.



# શ્રી સંઘનું ગિરનારજી તરફ પ્રયાણ

## સંઘની ભવ્ય સામગ્રી તથા વ્યવસ્થા

જામનગર શહેરમાંથી મંગલ ચોઘડીએ રવાના થયેલો યાત્રિક સંઘ શહેર બહાર ત્રણ દિવસ તા–૭–૮–૯ સુધી રહ્યો, દરમ્યાન હંમેશા હજારો પ્રેક્ષકોની આવકજાવક સંઘના કેમ્પમાં રહેતી, સારા સારા સદ્‌ગૃહસ્થો તેમજ મોટા અમલદારો સંઘના દર્શનાર્થે તથા સંઘપતિની મુલાકાત નિમિત્તે મોટી સંખ્યામાં આવતા હતા છેલ્લે દિવસે **દાજીબાપુ** તથા જાણીતા રાજ-કર્મચારીઓ પણ આવવાનું ભૂલ્યા ન હતા પ્રથમના બે દિવસોમાં સંઘપતિઓ તરફથી **વોરા ધારશી દેવરાજ**ના નામે તેમજ ત્રીજા દિવસે **શેઠ ટોકરશી દેવશી** તરફથી સાધર્મિક વાત્સલ્ય (જમણવાર) કરવામાં આવ્યા હતા. તા–૧૦–૧૨–૩૭ના રોજ વ્હેલી સવારે સંઘ જામનગરથી છ માઇલ દૂર **મોરકંડા** મુકામે જઇ પહોચ્યો હતો જામનગર શહેર બહાર ખારી વાડીથી ઉપડેલો સંઘ મોરકંડા શી રીતે પહોચ્યો ? સંઘનો કેમ્પ એક મુકામથી બીજા મુકામે કેવી રીતે પહોચતો ? આગળના મુકામે આગલા દિવસોથી કેવી કેવી તયારીઓ કરવામા આવતી હતી ? આ બધી બાબતો જાણવા યોગ્ય હોવાથી અહિં આલેખવી ઉચિત ધારી છે.

### અગાઉથી રસ્તાઓની તપાસ

આ યાત્રિક સંઘ જે જે ગામો તથા શહેરોના રસ્તે પસાર થવાનો હતો તે માર્ગે રસ્તાઓ કેવા છે ? મોટરો, ખટારાઓ, ગાડાઓ સુખેથી પસાર થઇ શકે તેમ છે કે કેમ ? યાત્રિકોને મુશ્કેલીમાં ઉતરવું પડે તેમ છે કે કેમ ? જ્યાં જ્યાં સંઘનો કેમ્પ નાખવાનો હોય ત્યાં ત્યાં વિશલ ખેતરની જગ્યાઓ તેમજ જેની સર્વથી પ્રથમ જરૂર પડે તે પાણીની સગવડતા થઇ શકે તેમ છે કે કેમ ? પાંચ પાંચ છ છ માઇલના અંતરે મુકામે રહી શકે તેવી યોજના થઇ શકવાની સગવડો થશે કે કેમ ? આ અને આને લગતી ઘણી બાબતોનો ઊકેલ કરવા માટે મહિના અગાઉથી મોટરો મારફત જાણીતા અને બાહોશ સદ્ગૃસ્થો દ્વારા તપાસ કરવામાં આવી હતી; છતાં યાત્રિકોને જરાપણ તકલીફ ન પડે તે માટે અમદાવાદના જાણીતા–કાર્યદક્ષ **નગરશેઠ કસ્તુરભાઈ મણિભાઇ** આગળ આવવાના ચાર ચાર પાંચ પાંચ મુકામોની અગાઉથી પોતે જાતે મોટરમાં જઇ તપાસ કરી આવતા. અમુક માઇલને અંતરે અમુક ગામમાં અમુક જગ્યાએ સંઘનો જે પ્રમાણે કેમ્પ નાખવાનું નક્કી થતું તે પ્રમાણે ત્યાં કેમ્પ તૈયાર કરવામાં આવતો. આ બાબતમાં નગરશેઠ કસ્તુરભાઇએ ઉઠાવેલી સેવા ઘણી પ્રશસનીય હતી

### સંઘના કેમ્પમાં તંબુ–રાવટી તથા જિનમંદિરની ગોઠવણ

આગલા પ્રકરણમાં જણાવી ગયા પ્રમાણે તંબુ, સમીયાણા અને રાવટીઓનો ડબલ સરંજામ હોવાથી જે દિવસે જ્યાં સંઘનું મુકામ થવાનું હોય ત્યાં પડાવની વ્યવસ્થા તથા તંબુ રાવટીઓની ગોઠવણી આગલે દિવસે જ થઇ જતી, એટલે સાધુમહારાજાઓ–સાધ્વીજીઓ છ'રી' પાળનો યાત્રિક વર્ગ તેમજ આમંત્રિત સદ્ગૃહસ્થોને મુકામે પહોંચતાની સાથે તુર્ત જ તંબુ રાવટીમાં ઉતરવાની સગવડતા મળતી, પરંતુ તે માટે રાહ જોવાનાં સ્થાનને અવકાશ ન હતો. સવારના પાંચ વાગતા પડાવમાં સર્વ કોઇ સાંભળી શકે તે પ્રમાણે ડંકાનો **મંગલ દુંદુભિ** થતો, આ મંગલ શબ્દ તેમજ દેવભુવન (જિનમંદિર) પાસે વાગતા મંગલમય ચોઘડીઆના કર્ણપ્રિય શબ્દથી સર્વ કોઇ જાગતું, પ્રતિક્રમણ, પ્રભુસ્તુતિ પ્રમુખ ધર્મક્રિયા કર્યા બાદ અજવાળું થતાં સર્વ કોઇ યાત્રિકો પંથે પડતા, સૂર્યોદય બાદ અર્ધા કલાકે ખાલી તંબુ રાવટી સિવાય ત્યાં કશું જણાતું નહિં, યાત્રિક વર્ગ એક બાજુથી જ્યારે ચાલવાની તૈયારીમાં પ્રગુણીભુત થયો હોય ત્યારે બીજી બાજુએ જિનમંદરને આગલા પડાવે લઇ જવા માટે વ્હેલી સવારે મોટર ખટારો હાજર થઇ જતો હતો, સમવસરણાદિ સર્વ સામગ્રીને વ્યવસ્થિત રીતે મોટર ખટારામાં ગોઠવી આગલા મુકામે પહોંચાડવામાં આવતી અને હજુ યાત્રિકો ચાલીને ત્યાં ન પહોંચે તે અગાઉ તો એ ચાંદીનું સમવસરણમય દિવ્ય જિનમંદિર આકાશમાંથી જ જાણે ઉતરીને આવ્યું હોય તેમ ખડું થઇ જતું. પ્રભુજીને મખમલથી જડેલા કરંડીયાના આકાર સરખી રમણીય પેટીમાં આશાતના ન થાય તે પ્રમાણે પધરાવી સ્નાનાદિકથી શુધ્ધ થયેલા અને પૂજા યોગ્ય વસ્ત્રોના પરિધાનવાળા પગે ચાલતા માણસો દ્વારા આગલા મુકામે પહોંચાડવામાં આવતા હતા

### છ'રી પાળનાર માટે સગવડતા, તેમના સામાનની વ્યવસ્થા.

છરી પાળનાર યાત્રિકવર્ગના સામાન માટે એવી સગવડતાભરી વ્યવસ્થા રાખવામાં આવી હતી કે–પ્રાતઃકાળમાં પોતપોતાના કાર્યથી પરવાર્યા બાદ આ સર્વ યાત્રિકવર્ગ પોતાનો સામાન બરાબર



જામનગરથી સંઘનુ પ્રયાણ, વરઘોડાનુ દશ્ય



જામનગરથી સંઘનું પ્રયાણ, વરઘોડાનું દૃશ્ય

આનંદ પ્રેસ-ભાવનગર

પેક કરી, તેની ઉપર પોતાને અપાયેલો નંબર લગાવી વોલંટીયર કોરને સોંપી આવતો. અર્ધા કલાકમાં તો વોલંટીયર કોરના તંબુ પાસે આ યાત્રિકોના સામાનનો એક નાનો સરખો ડુંગર બની જતો. આ બધાય સામાનને ખટારા મારફત આગલા મુકામે યાત્રિકો પહોંચે તે અગાઉ પહોંચાડવામાં આવતો. ચાર પાંચ વોલંટીયરો પણ અગાઉથી આગલા મુકામે પહોંચી જતા અને યાત્રિકવર્ગને સામાન સોંપી દેવામાં આવતો. સામાનનો અદલોબદલો ન થાય અને સામાન ગુમ ન થાય તે માટે વોલંટીયરો તરફથી ઘણું જ લક્ષ્ય આપવામાં આવતું. યાત્રિકવર્ગ પણ પોતપોતાનો સામાન લઈને અગાઉથી તૈયાર થઈ ગયેલા પોતાના પાલમાં પોતાનું સ્થાન સંભાળી લેતા, આવી વ્યવસ્થિત એકધારી બબે ત્રણ માસ સુધી સગવડ આવા જૈનયાત્રિકસંઘ સિવાય શું બીજે કયાંઇ દૃષ્ટિગોચર થાય ખરી!

માર્ગમાં સાથે ચાલતા શ્રાવકાદિ વર્ગ સાથે ધર્મચર્ચા કરતા કરતા મુનિ મહારાજાઓ આગલા મુકામે આવી પહોંચતા અને પોતાને યોગ્ય ધર્મકાર્યમાં પરોવાતા. યાત્રિકવર્ગ મુકામે આવતાની સાથે પ્રથમ તો દેવ તથા ગુરુને વંદન કરી ઉકાળેલું પાણી લાવવાની ધમાધમમાં પડતો, મોટી સખ્યામાં યાત્રિકવર્ગ હોવાથી તેમજ પાણીની સર્વથી પ્રથમ જરૂરીઆત હોવાથી તે કાર્યને સર્વ કોઇ પ્રથમ સ્થાન આપતું. સંઘના કેમ્પમાં પ્રવેશ કરતાં જ 'ઉકાળેલા પાણીનું સ્થાન કયાં છે?' તેની સર્વથી પ્રથમ તપાસ થતી, ત્યારબાદ પૂજા વિગેરે ધર્મકાર્યમાં યાત્રિક વર્ગ જોડાતો, છ'રી' પાળનાર સિવાયનો યાત્રિક વર્ગ ખાવા-પીવાની વ્યવસ્થામાં પણ પડતો. સંઘપતિ તરફથી ખાવા પીવાની તો એવી સુંદર જોગવાઇ અને છૂટ હતી કે સહુ કોઇ સંઘપતિની વાહ વાહ પોકારતા, સાંજે મિષ્ટજમણ તો હોય જ, તે ઉપરાંત બાર વાગે દાળ-ભાત-શાક આપવામાં આવતા, અને પોતાની મેળે કોઇ પણ જાતની રસોઇ કરવાનું કોઇ પણ યાત્રિકવર્ગને મન થાય તો સંઘપતિના કોઠાર ખુલ્લા હતા. ' જેને-જે જોઇએ તે લઇ જાઓ ' એવી ઉદ્‌ઘોષણા જેવું થયું હતું.

**'છ'રી પાળનારાઓ માટે ભોજનવ્યવસ્થા.**

લગભગ એક વાગ્યાના સુમારે છ'રી' પાળનાર ભાઈઓ બ્હેનોને એકાસણા કરાવવાની શરૂઆત થતી. તેમના માટે અન્ય વર્ગથી અલાયદી મંડપમાં બેઠક રાખવામાં આવી હતી. જમતી વખતે કોઇને તડકો ન લાગે તે માટે ખાસ ધ્યાન આપવામાં આવતું, એકાસણાવાળા માટે પાટલા, ઉકાલીને ઠારેલા પાણી, પીરસનારાઓની વ્યવસ્થિત યોજના ઉપરાંત મિષ્ટાન જમણ સાથે ચ્હા, ઉકાળો, દૂધ, રાબડી વિગેરેની સામગ્રીઓ ખાસ રાખવામાં આવતી હતી. સંઘમાં પધારેલા સારા સદ્‌ગૃહસ્થો આ ભાઇઓની સેવાનો લાભ ઉઠાવતાં એટલું નહિ પરંતુ સંઘપતિ અને સંઘવણો પોતે પણ આ પ્રસંગે ઘણી વખત હાજરી આપતા. જમવાનું પૂર્ણ થયા બાદ મુખવાસથી સ્વાગત કરવાનું ભુલાતું ન હતું, પોતાના ઘરમાં પણ જે સગવડતા ન સચવાય તેથી કંઇક અધિક ગુણી સગવડતા સાચવવામાં આવતી, તેમાં કાંઇ પણ નિમિત્ત હોય તો સંઘપતિની સધ્ધર્મભાવનાનો અતિરેક જ હતો.

**સાધુ સાધ્વીઓ અને ગોચરી.**

સાધુ-સાધ્વીઓને વ્હોરવા માટે સંઘપતિના રસોડાઓ, આમંત્રિત સદ્‌ગૃહસ્થોના રસોડાઓ ઉપરાંત એક વિશાલ સ્થાન પણ હતું. એક જ સ્થાનેથી આહાર લેવો પડે તેમ નહિં થતાં ગામ અથવા શહેરમાં જુદી જુદી જગ્યાએ ફરીને ગોચરી લાવવામાં આવે છે તે પ્રમાણે ગોચરી

લાવી શકાય તેવી વ્યવસ્થા હતી. આમંત્રિત સદ્‌ગૃહસ્થોમાંથી ઘણો મોટો ભાગ એવો હતો કે સુપાત્રદાનનો લાભ મળે તે ઇરાદાથી પોતાના તંબુઓમાં રસોઇની વ્યવસ્થા કરાવીને પોતે ત્યાં જ જમતા હતા. નોકર ચાકર વર્ગ, ગાડાવાળાઓ, તંબુ ઠોકનારા બાવચાઓ, રખેવાળો વિગેરે હરકોઇ સંઘમાં સાથે આવેલ વ્યક્તિને જમવા માટે પૂર્ણ સગવડતા રાખવામાં આવી હતી. આ નોકર–ચાકર વિગેરે વર્ગ પણ ચ્હા–પાણીથી બચત ન રહેતો. યદ્યપિ સંઘપતિની બાહોશી, અસીમ ઉદારતા તથા વ્યવસ્થાપક માણસોની અનુકૂલતાને અંગે કોઇને કોઈ પણ વાતની પ્રતિકૂલતા ન હતી છતાં બહોળો સમુદાય હોવાથી નહિ જેવી અગવડતા હોય તો તે પણ જમવા–ખાવા–પીવાની સુવ્ય વસ્થામાં ઢંકાઇ જતી. સાધુ મુનિરાજો તથા સાધ્વીજીઓ પોતાનો પાત્રા વિગેરે સામાન સ્વય ઉપાડી લેતા છતાં કોઇ તેવા વૃધ્ધ ગ્લાન માટે ખાસ માણસોની યોજનાઓ કરવાનું પણ સંઘપતિ ચૂકયા ન હતા.

## ધાર્મિક વ્યાખ્યાન તથા પ્રભુપૂજા

બપોરના ત્રણ વાગતા એક વિશાલ સમીયાણામાં નિયુક્ત થયેલ વિદ્વાન્ આચાર્ય મહારાજશ્રીના વિદ્વત્તાપૂર્ણ રસભર્યા વ્યાખ્યાનનો પ્રારંભ થતો, જ્યારે બીજી બાજુ દેવભુવનના સુરમ્ય સમીયાણામાં અનેક ગવૈયાઓ જુદા જુદા વાજિંત્રો સાથે પૂજા ભણાવવાનો પ્રારંભ કરતા. વ્યાખ્યાન તો કોઇ કોઇ વખતે અનિયમિત રહેતું પણ પૂજા ભણાવવાનું તો બરાબર નિયમિત ચાલતું. પૂજા ભણાવવા માટે સુપ્રસિધ્ધ ગવૈયા સુરતનિવાસી **મોહનલાલ પાનાચંદ** ઉપરાંત વડનગર વીસનગરના ઉસ્તાદ ભોજકોને રોકવામાં આવ્યા હતા. હારમોનીયમ–સતાર–સારંગી અને દિલરુબના સૂર–મૃદંગ અને ખંજરીના રણકારમાં એક સરખા એવા મળી જતા કે શ્રોતાઓને ઘણો આનંદ આવતો. ભક્તિપૂર્ણ ગાયક શ્રી મોહનભાઇનો પહાડી સૂર એવો ચારે બાજુ વિસ્તાર પામતો કે સંઘનો પડાવ નિરખવા આવેલા સેંકડો ગ્રામ્યવાસીઓનું દેવભુવનની આજુ બાજુ મોટી સંખ્યામાં ટોળું જમા થતું. વ્યાખ્યાન માટે શરૂઆતના દિવસોમાં વ્યાખ્યાનવિશારદ પૂ૦ આચાર્યશ્રી **વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજની યોજના થઇ હતી. તેઓની આકર્ષક વ્યાખ્યાનશૈલીને અંગે થાકયાપાકયા છતાં સેંકડો શ્રોતાઓ એક સરખો લાભ લેતા. ત્યારબાદ કેટલાક દિવસો સુધી ન્યાયવિશારદ પૂજ્યપાદ આચાર્યમહારાજ શ્રીમદ્ **વિજયોદયસૂરીશ્વરજી** મહારાજના વિદ્વત્તાપૂર્ણ તત્ત્વજ્ઞાનભર્યા વ્યાખ્યાનનો લાભ જનતાને મળતો હતો. કોઇ કોઇ મોટા શહેરામાં શ્રાવકોની અતિશય આગ્રહભરી વિજ્ઞપ્તિને અંગે **સૂરિસમ્રાટ્** વ્યાખ્યાનમાં પધારતા. તેઓશ્રીનું જે દિવસે વ્યાખ્યાન થતું તે દિવસે વિશાલ સમીયાણો પણ ખીચો ખીચ ભરાઈ જતો. એક બાજુ વ્યાખ્યાન, બીજી બાજુ પ્રભુપૂજા એમ બન્ને કાર્યોનો ટાઇમ લગભગ સાથે રહેવાથી જે જે તરફ વધુ પ્રેમ હોય તેનો તે તે ભાઇઓ લાભ લેતા.

## નવકારશીનું જમણ અને તેની વ્યવસ્થા

**સાંજના** ચાર સાડાચાર લગભગ નોકારશીના જમણની શરૂઆત થતી. રસોઇઆઓ મોટી સંખ્યામાં રાખવામાં આવ્યા હતા. રસોઇયા રાણાજી જેવા કાર્યદક્ષ માણસોની યોજનાથી સગવડતા સારી જળવાતી. સૂર્યાસ્ત અગાઉ તો નોકરચાકર વિગેરે સર્વ જમીને પરવારી જતો એટલે સામુદાયિક રાત્રિભોજનદોષને સ્થાન ન રહેતું. ત્યારબાદ પ્રતિક્રમણની ક્રિયાઓ જુદી જુદી જગ્યાએ શરૂ થતી. એ ક્રિયાની સમાપ્તિ થયે દેવભુવનમાં ભાવનાના સૂર એક બાજુ છુટતા

જ્યારે ખુલ્લા મેદાનમાં મુસ્તફા બેન્ડ પોતાના સુંદર સરોદથી સમગ્ર કેમ્પને ગજાવી મૂકતું, ચોઘડીયા તો ટાઇમે ટાઇમ બરાબર ચાલુજ રહેતા.

સંઘપતિની કચેરીનો તંબુ અને તેમાં થતા કાર્યો.

રાત્રિના નવ વાગતાં કચેરીના તંબુમાં સંઘપતિ, તેના મંત્રીઓ, સંઘમાં સાથે રહેલા સદ્‌ગૃહસ્થો સર્વ કોઇ ભેગા થતા હતા અને કયા દિવસે કયાં મુકામ કરવું ? કયા ખાતામાં કઇ અગવડતા છે ? તેની સગવડતા શી રીતે થાય ? ઇત્યાદિ બાબતોનો મોડી રાત સુધી વિચાર કરવામાં આવતો. કોઇ ફરિયાદ લઇને આવેલ હોય તેની ફરિયાદ સાંભળવામાં આવતી, અને તેનો યોગ્ય ન્યાય અપાતો. જે ગામમાં સંઘનો મુકામ હોય તે ગામના તેમજ આજુબાજુના ગામના ભાઇઓ ધાર્મિક સંસ્થાઓ માટે મદદ લેવા નિમિત્તે આવેલા હોય તેની વિગતો પૂરેપૂરી સાંભળવામાં આવતી, અને લગભગ તે જ વખતે યોગ્યતા મુજબ યોગ્ય રકમ આપી દરેક ભાઇઓને સંતોષવામાં આવતા હતા. કેટલાક સદ્‌ગૃહસ્થો તો પોતાના મુકામે સંઘને પધારવાની વિનંતિ કરવા માટે આવતા હતા, જ્યારે કેટલાક ઉદાર દિલવાળા સદ્‌ગૃહસ્થો પોતાના તરફથી સંઘજમણનું આમંત્રણ સ્વીકારવા માટે પુષ્કળ મહેનત કરતા અને સંઘપતિને વિનવતા. પાંચસોથી વધુ માણસો બેસી શકે તેવો કચેરીનો વિશાળ તંબુ, તેમાં બીછાવેલા ગાદી તકીયા અને ભાતભાતના બેનમુન ગાલીચાઓ, જુદી જુદી દિશામાં ગોઠવાઇ ગયેલા જુદા જુદા કાર્યકરો અને ઉપર જણાવેલો સંઘનો વ્યવહાર આ બધું એવું યોજનામય બન્યું હતું કે કોઇ રાજા–મહારાજાની જાણે વિશાળ છાવણી જ ન હોય !

ટપાલ તથા વૈદ્ય દાકતરની યોજના.

કચેરીના તંબુ પાસે ટપાલની પેટી રાખવામાં આવી હતી. ટપાલની આવક જાવક નિયમિત રહે તે માટે પોસ્ટખાતા સાથે સીધો સંબંધ થઇ ગયો હતો અને કોઇ પણ ગામનું નામ ન લખતાં ' **જામનગર જૈન યાત્રિસંઘ**' એટલું જ ઠેકાણું લખે તો પણ ટપાલ ટાઇમસર આવી જતી. આવેલી ટપાલ સ્વયંસેવકો દ્વારા જેની હોય તેને પહોંચાડવામાં આવતી. દાક્તર–વૈદ્યની સગવડતા સાથે હતી. દેશી વૈદ્ય તરીકે સારામાં સારી સેવા બજાવનાર બુહારીના ધર્મપરાયણ શ્રીમંત સદ્‌ગૃહસ્થ **ઝવેરભાઇ પનાજી** હતા, જ્યારે ડોકટર તરીકે પરીક્ષામાં પાસ થયેલા તેમજ અનુભવી શ્રીયુત **નવલચંદભાઇ** ડોકટરને રોકવામાં આવ્યા હતા. આ ઉપરાંત હજામ–ધોબી–લુહાર–સુતાર–દરજી–મોચી વિગેરે સર્વ કારીગરોને અમુક સંખ્યામાં સાથે રાખ્યા હતા, જેથી કોઇ વખતે કોઇ પણ કાર્યમાં હરકત આવવાનો પ્રસંગ બહુ જવલ્લે જ ઉપસ્થિત થતો.

વિજળીની અસંખ્ય રોશની અને કેમ્પનું દ્રશ્ય.

**સાંજના** વખતે તેમજ રાત્રિએ આખો ય પડાવ વિજળીની અસંખ્ય રોશનીથી ઝળહળી ઊઠતો, વિજળીના ફીટીંગ કરનાર પાછલા મુકામેથી આગલા મુકામે આવી પહોંચતા અને શરૂઆતના ત્રણ દરવાજાઓ, દેવભુવન, દેવભુવનની આર્કાઓ, કચેરીનો પાલ, સંઘપતિ–સંઘવણોના પાલને ભરચક વિજળીની બત્તીઓ ગોઠવવામાં આવતી, અકસ્માતને અંગે એકદમ અંધારૂં ન થઇ જાય તે કારણે પચાસ ઉપરાંત પેટ્રોમેક્સ પણ ચાલુ રહેતી. રાત્રિના વખતે દૂરથી સંઘના

પડાવનું દશ્ય અસંખ્ય તારાઓથી ઝગઝગતા આકાશની જેમ ઘણું રળીયામણું લાગતું. આ વિજળીની રોશનીનું કાર્ય જામનગરની **મહેતાની કંપનીને** કોન્ટ્રાકટથી આપવામાં આવ્યું હતું.

પ્રત્યેક સ્થળે સંઘનું સામૈયુ.

જે મુકામે પડાવ હોય તે ગામમાં જો દેરાસર હોય તો સંપૂર્ણ રીયાસત સાથે સકલ સંઘ ગામમાં દર્શન કરવા જતો, દેરાસરવાળા પ્રત્યેક ગામમાં તો સંઘનું સામૈયું અવશ્ય કરવામાં આવતું, તે ઉપરાંત કાલાવડ–કોડીનાર–રાજુલા જેવા દેરાસર વિનાના ગામોમાં સંઘનું ભવ્ય સામૈયું થતું અને હાથી–ડંકો–નિશાન–ઇન્દ્રધ્વજની ઘાડી–મોટર–સલુન–મોટરબસ–મોટરો વિગેરે સંઘની સંપૂર્ણ રિયાસત સાથે આખા ય શહેરમાં સામૈયું ફરતું ત્યારે હજારો લોકો આ ધાર્મિક વરઘોડો જોવા રસ્તામાં ઉભરાઇ જતા હતા. જે દિવસે જે મુકામે સંઘનો પડાવ રહેતો તે સ્થળનું તેમજ આજુબાજુ દશ દશ ગાઉ સુધીના ગામોનું વાતાવરણ ધર્મમય બની જતું, સંઘની ભવ્ય સામગ્રી દેખી એ ગ્રામ્યપ્રજા હર્ષઘેલી બની જતી. આજુબાજુના ગામોમાંથી કાંસી–કરતાલ સાથે ભજન મંડલીની ધૂન લગાવતા સેંકડો માનવોના ટોળાઓ સંઘના દર્શનાર્થે ઉતરી પડતા અને સંઘપતિને પ્રભુની માફક પૂજવા તૈયાર થઈ જતા.

હંમેશા રાત્રે આગલા મુકામની તથા નોકારશીની ટેલ

હંમેશા રાત્રે સંઘમાં ટેલ પડાવવામાં આવતી અને આગલે દિવસે જે મુકામ થવાનું હોય તેમ જ જેના તરફથી સંઘજમણનું નિયત થયું તેની જાહેરાત કરવામાં આવતી હતી. રાત્રિના બાર બાર વાગ્યા સુધી સંઘ–કેમ્પના મેદાનમાં ભજનમંડલીઓની ધૂન ચાલતી ત્યારે કોઇ કોઇ વાર બ્હેનોનો વિશાળ સમુદાય રાસમંડળ જમાવી પ્રભુભક્તિમાં તલ્લીન થતો અને આ પ્રસંગે સંઘપતિ–સંઘવણો તરફથી પ્રભાવનાઓ પણ કરવામાં આવતી હતી.

સંઘ વિદાય થયા બાદ તે સ્થળનો શૂન્ય દેખાવ.

હંમેશનો લગભગ ઉપર મુજબ વ્યવસ્થાક્રમ રહેતો હતો, જે સ્થળે આજે સંઘનો કેમ્પ હોય, જ્યાં હજારો માણસોની આવકજાવક અને ધમાલ ચાલતી હોય ત્યાં બીજે દિવસે સવારે એક પ્રહર બાદ, તંબુ, રાવટી કે સમીયાણાનું નામનિશાન પણ રહેતું નહિં. સવારમાં સાત વાગતા સુધીમાં તો સવ સમુદાય રસ્તે પડી જતો, ત્યારબાદ ખાલી પડેલ તંબુ–રાવટીઓને સંકેલવામાં ખાવચાઓ સપાટાબંધ વળગી જતા, કલાક બે કલાકમાં તો બધુ સંકેલાઈ જતું અને મોટર ખટારાદ્વારા સીધો તે સરંજામ આગલા દિવસના મુકામે પહોંચાડવામાં આવતો હતો, થોડા કલાક પહેલા હજારો માનવોથી ગાજતું તે સ્થળ પુનઃ પ્રથમની માફક શૂન્ય બની જતું. આવી હરકોઇ પ્રકારની વ્યવસ્થાને અંગે સાથે ચાલનાર યાત્રિકાદિ વર્ગને સુખ–સગવડતા, શાંતિ અને આરોગ્ય રહેતું હતું તેમજ સર્વ કોઇ યથાશક્તિ સ્વધર્મકાર્યમાં મશગુલ બનતું હતું.

છ'રી' પાળનાર તથા કુલ યાત્રિકોની સંખ્યા અને સંઘનો સરંજામ.

સંઘમાં સાથે ચાલનાર યાત્રિકો પૈકી છ'રી' પાળનાર યાત્રિકોની સંખ્યા લગભગ ૫૦૦ ઉપરાંત હતી, કુલ યાત્રિક સંખ્યા લગભગ અઢી હજારની ગણાતી હતી. મારવાડ, કચ્છ, ગુજરાત-કાઠિઆવાડ વિગેરે જુદા જુદા દેશના યાત્રિકો તીર્થયાત્રા નિમિત્તે દૂર દૂરથી પણ આ સંઘમાં



સંઘમાં રાસમંડળ અને દાંડીયાલેતી યાત્રિક બ્હેનો



જુનાગઢના સામૈયામાં સાધ્વીજીઓ તેમજ સંઘવણો.

આનંદ પ્રેસ–ભાવનગર.

આવ્યા હતા. ૪૦૦ ગાડાઓ, ૬ મોટર ખટારાઓ, ૧ મોટરબસ, દશ મોટરો, એક તીજોરી માટે ખાસ તૈયાર કરાવેલું અને આરબોની ચોકીવાળું સહુન, બજાણા સ્ટેટમાંથી આવેલો ચાંદીની અંબાડી સાથેનો હાથી, ઇન્દ્રધ્વજની ફરતી પુતળીઓવાળી ગાડી વિગેરે સામગ્રી સંઘમાં કાયમ સાથે રાખવામાં આવી હતી. સંઘના સરંક્ષણ માટે જામનગર સ્ટેટની ૧૨ પોલીસ, ધ્રાંગધ્રા સ્ટેટના પાંચ સાંઢણી સ્વારો અને પાંચ પોલીસ, અને એકાવન તલવાર-ધારીયાવાળા રખેવાળો રાખવામાં આવ્યા હતા. દિવસે બરાબર ચોકી કરવા ઉપરાંત રાત્રે પણ આલબેલ બોલવાપૂર્વક સંઘનું બરાબર સરંક્ષણ કરી પોતાની ફરજ બજાવતા હતા. આ સંઘમાં ૪૦ તંબુઓ, ૨૦૦ રાવટીઓ, ૭ મોટા સમીયાણા, અને ચાર લાંબી ઘોડાશાળા સાથે લેવામાં આવી હતી. આ તંબુ રાવટી વિગેરે ઊભા કરવા તથા સંકેલવા માટે પચાસ બાવચાઓ રોકવામાં આવ્યા હતા, જેની હંમેશા એક ચાલુ મુકામે તથા એક આગળના મુકામે એમ બે ટુકડીઓ રહેતી.

## મોરકંડા

ઉપર્યુક્ત વિશાલ રસાલા સાથે તા. ૧૦-૧૨-૩૭(માગસર સુ. ૭)ની સવારે જામનગર-ખારીવાડીમાંથી નીકળેલો સંઘ દશ વાગતા લગભગ **મોરકંડા** જઇ પહોંચ્યો. સંઘના શુભ પ્રયાણ અવસરે નહિ પહોંચેલા એવા ધ્રાંગધ્રા સ્ટેટના મુખ્ય કારભારી એકાઉન્ટ જનરલ શ્રીયુત **ભુરજીભાઇ ખીમચંદ** સ્પેશીયલ મોટરદ્વારા સંઘના દર્શનાર્થે અહિં આવી પહોંચ્યા હતા, જામનગરની જૈન-જૈનેતર પ્રજાની આવકજાવક અહિં પણ પુષ્કળ પ્રમાણમાં ચાલુ હતી. વ્યાખ્યાન, પ્રભુ-પૂજા, ભવ્ય અંગરચના પ્રમુખ હંમેશના નિયમિત ધર્મકાર્યો થયા હતા અને તે દિવસે **ઝવેરી ખેતશી શીરાજ** જામનગરવાળા તરફથી છુટી બુંદીની નોકારશી કરવામાં આવી હતી. આજુબાજુની ગ્રામ્ય પ્રજા મોટા સમુદાય સાથે ભજનમંડળી લલકારતી સંઘના દર્શનાર્થે આવેલ હતી.

## વિજરખી, મોટીમાટલી અને ખંડેરા; ખંડેરામાં મૌનએકાદશી.

**તા** ૧૧-૧૨-૩૭(માગસર સુદ ૮)ના દિવસે મોરકંડાથી ઉપડેલો સંઘ **વિજરખી** આવી પહોંચ્યો. બારમી તારીખે **મોટીમાટલી** અને તા. ૧૩-૧૨-૩૮(માર્ગ. સુ. ૧૦)ના દિવસે સંઘનો પડાવ **ખંડેરા** મુકામે નાખવામાં આવ્યો. અગીઆરમી તારીખે સુરતવાલા **ઝવેરી રૂપચંદ ઘેલાભાઇ** તરફથી મોહનથાળની નોકારશી કરવામાં આવી. બારમી તારીખે **શાહ નથુભાઇ ખીમજી** તરફથી બરફી ચુરમાની અને તેરમી તારીખે **ઝવેરી મોનજીભાઇ મૂલજી** તરફથી અડદીઆની અનુક્રમે નોકરશીઓ થઇ. બીજે દિવસે મૌનએકાદશીનું મહાન પર્વ હોવાથી સંઘનો કેમ્પ ખંડેરામાં બે દિવસ રાખવાનું અગાઉથી જ નક્કી કરવામાં આવ્યું હતું એટલે મૌન એકાદશીની વહેલી સવારથી તંબુ, રાવટી તેમજ સામાન સંકેલાવાની જે તડામાર તૈયારીઓ અને ધમાલ હંમેશા સવારમાં દેખાતી તેને બદલે આજે આખોય કેમ્પ શાંત વાતાવરણવાળો હતો. પ્રાતઃકાલે વહેલા ઊઠીને સહુકોઇ ભાવુક ભવ્યાત્માઓ પ્રતિક્રમણ, પૌષધાદિ ધર્મક્રિયામાં જોડાયા હતા. સેંકડોની સંખ્યામાં આજે ભાઇઓ-બ્હેનોએ પૌષધગ્રહણ કરેલ હતો. અને પૂ. આચાર્ય **શ્રી વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજાએ મૌન એકાદશી પર્વના મહિમા સંબંધી તેમજ સંઘપતિ અને સંઘમાં સાથે ચાલનાર યાત્રિકોની ફરજ એ વિષય ઉપર ઘણું જ રોચક

તથા મનનીય પ્રવચન બે કલાક સુધી આપ્યું હતું. સંઘવી નગીનદાસ કરમચંદ, સંઘપતિ શ્રીમાન્ પોપટભાઇ તથા બુહારીવાલા ઝવેરભાઇ વિગેરે સદ્‌ગૃહસ્થો તરફથી થતા પ્રશ્નો અને પૂ. વ્યાખ્યાનકાર તરફથી અપાતા શાસ્ત્રીય ઉત્તરોને અંગે વ્યાખ્યાન ઘણું જ રસમય બન્યું હતું. પ્રથમ મંગલાચરણ બાદ મૌન એકાદશીનો મહિમા વર્ણવતાં મહારાજશ્રીએ જણાવ્યું હતું કે—

## પૂ. આચાર્યશ્રીનું વ્યાખ્યાન.

**શ્રી** *જિનેશ્વર* મહારાજાના *નિર્મળ શાસનમાં મોક્ષમાર્ગની આરાધના માટે અનેક પર્વો કહેલાં* છે જે જગજાહેર છે. તેમાં પણ જ્ઞાનપચંમી, સંવચ્છરી અને મૌન એકાદશી એ ત્રણ પર્વો તો સર્વોત્તમ છે. મોક્ષપ્રાપ્તિના મુખ્ય કારણભૂત સમ્યગ્‌જ્ઞાનની આરધના માટે જ્ઞાનપંચમીનો દિવસ સર્વશિરોમણિ છે. कषायमुक्ति: किल मुक्तिरेव એ સિધ્ધાંત પ્રમાણે કષાયની મુક્તિ તેમજ ક્ષમા ધર્મની આરાધના માટે સંવચ્છરી પર્વ સર્વશ્રેષ્ઠ છે અને એક સાથે એક જ દિવસે દશક્ષેત્રમાં અતીત, અનાગત અને વર્તમાન ચોવીશીની અપેક્ષાએ નેવું જિનના દોઢસો કલ્યાણકો જો કોઈ પણ દિવસ થયેલા હોય તો તે આજનો મૌન એકાદશીનો મંગલ દિવસ જ છે. પ્રભુના પાવનકારી લોકોત્તર શાસનમાં વર્તનાર શ્રાવકને ગમે તે ભોગે આ ત્રણ દિવસોની આરાધનાથી વંચિત ન જ રહેવું જોઇએ. યદ્યપિ જે જે પર્વો મહાનિશીથાદિ સૂત્રમાં પ્રતિપાદન કરવામાં આવ્યા છે તે સર્વ પર્વો આત્મકલ્યાણાભિલાષી જીવો માટે આરાધ્ય છે, છતાં સંસારની વાસના તેમજ શારીરિક વિગેરે કારણે અન્ય પર્વોની આરાધના ન્યૂનાધિક થાય તો પણ આ ત્રણ સર્વોત્તમ પર્વોની આરાધના અને તેના આદર–બહુમાનથી ચૂકનાર આત્મા શ્રી જિનેશ્વર મહારાજના શાસનમાં રહેવા યોગ્ય ગણાય કે કેમ એ વિચારાસ્પદ છે. [ આ ત્રણ પર્વોની આરાધના માટે પૂ. આચાર્યશ્રી તરફથી ઘણું જ સુંદર નિરૂપણ થતાં સંખ્યાબંધ ભાઇઓબ્હેનોએ આ ત્રણ પર્વનું ઉપવાસાદિ તપશ્ચર્યાથી યાવજ્જીવ આરાધન કરવાની પ્રતિજ્ઞાઓ કરી હતી. ત્યારબાદ પ્રસંગોપાત્ત સંઘપતિ તથા યાત્રિકોની ફરજ સમજાવતાં આચાર્યશ્રીએ જણાવ્યું હતું કે– ]

## સંઘપતિની સાચી ફરજ.

રાજા–મહારાજા તથા ચક્રવર્તીની પદવીઓ પ્રાપ્ત થવી એ સુલભ છે, પરંતુ સર્વકલ્યાણના કારણભૂત શ્રી સંઘપતિનું પદ પ્રાપ્ત થવું એ અત્યંત મુશ્કેલ છે. નિકટ મોક્ષગામી આત્માઓને જ આ પદની પ્રાપ્તિ થાય છે, જે શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ મહાનુભાવ તીર્થંકર મહારાજાઓને પણ આરાધ્ય છે, જેને સિદ્ધાન્તોમા પરમતારક તીર્થરૂપે સંબોધવામા આવેલ છે, શ્રી નંદીસૂત્ર પ્રમુખ શાસ્ત્રોમાં મેરૂગિરિ–પદ્મ–કમલ–નગર–ચન્દ્ર–સૂર્ય ઇત્યાદિ અનેક ઉપમાઓથી જે શ્રી સંઘનુ અનુપમ વર્ણન કરવામાં આવ્યું છે, અને ઇન્દ્રાદિ દેવો પણ જે શ્રી સંઘનું હૃદયમાં હંમેશા બહુમાન ચાચવે છે તે ત્રિભુવનપૂજ્ય ગુણરત્નાકર શ્રી સંઘના પતિ થવું અથવા તો બહુવ્રીહિ સમાસની અપેક્ષાએ પૂર્વોક્ત ગુણસંપન્ન શ્રી સંઘનું સ્વામિત્વ સ્વીકારવું એ પ્રબલ પુન્યોદય સિવાય તેમજ લઘુકર્મીપણા સિવાય કોઇ રીતે ન જ સંભવી શકે. પ્રકૃષ્ટ પુન્યોદયથી કદાચ આવું ઉત્તમોત્તમ સંઘપતિ પદ પ્રાપ્ત થઇ જાય, પરંતુ પ્રાપ્ત થયા બાદ એ સંઘપતિ પદની સફલતા કરવી એ તો અત્યંત મુશ્કેલ છે. સંઘપતિ તરીકે પોતાનું શું કર્તવ્ય છે? આ સર્વોત્તમ સંઘાધિપતિપણાને અંગે મારી શી શી ફરજો છે? તેને પ્રથમ યોગ્ય



સંઘમાં સંઘપતિ વિગેરે સદ્‌ગૃહસ્થો ભોજનમંડપમાં

ગુરુદ્વારા સમજવી જોઇએ અને સમજણુ થયા બાદ એ ફરજોનું યથાયોગ્ય પાલન કરવામાં આત્માને જોડવો જોઇએ. એ પ્રમાણે થાય તો જ સંઘપતિ પદની વાસ્તવિક સાર્થકતા છે અને સંઘયાત્રારૂપી ધર્મારાધનના સંપૂર્ણ ફળોનો ભોક્તા તે પવિત્ર આત્મા થઈ શકે છે. સંઘપતિના સ્વકર્તવ્યો વિચારીએ તો સર્વથી પ્રથમ તેમણે કષાયની મંદતા રાખવી જોઇએ. ગમે તેવા સંજોગોમાં પણ આત્મા કલુષિત પરિણામી ન બને તેને માટે ખાસ જાગૃતિ હોવી જોઇએ. પ્રાતઃકાલમાં પંચ પરમેષ્ઠિના સ્મરણ સાથે શીઘ્ર ઉત્થાન થયા બાદ શૌચાદિ ક્રિયાથી પરવારી પ્રતિક્રમણ–પ્રભુદર્શન–ગુરુવંદન યથાશક્તિ પચ્ચક્ખાણાદિ નિયમોના પાલનમાં પરાયણ રહેવું જોઇએ. હંમેશા પરબ્રહ્મની પ્રાપ્તિનું મુખ્ય કારણ બ્રહ્મચર્યની સેવના, પાદવિહાર, એકાસણું, સચ્ચિત્ત પદાર્થોના ભોજનનો ત્યાગ, ઉભયકાળ આવશ્યક, અને ભૂમિશયન, એ છ પ્રતિજ્ઞાઓ પણ સંઘયાત્રાનો પ્રસંગ જ્યાં સુધી ચાલુ રહે ત્યાં સુધી સાચવવી જોઇએ. શરીરાદિ કારણે કદાચ એ નિયમો ન્યૂનાધિકપણે સચવાય તો પણ તે ધાર્મિક નિયમો પ્રત્યે આદર–બહુમાન તો અવશ્ય રાખવું જ જોઇએ. કોઇ પણ વખતે આત્મામાં કાંઇ પણ વિપરીતભાવ પેદા થાય તે વખતે આત્માને શિક્ષણ આપવું જોઇએ કે 'વર્ત્તમાનમાં તું કયા પદ ઉપર બેઠો છે? સમાજ તને કયા ઉત્તમ સંબોધનથી ઓળખે છે?' આવા પ્રકારની વિચારણા કરીને મલિન પરિણતિમાં દાખલ થતા આત્માને રોકી, વિશુદ્ધ પરિણામી બનાવવા ખાસ લક્ષ્ય રાખવું જોઇએ. સંઘમાં સાથે પધારેલા પૂ. આચાર્યાદિ મુનિવર્ગ, પૂ. સાધ્વીજી મંડલ તેમજ યાત્રિક શ્રાવક શ્રાવિકાઓના સમૂહને જરા પણ તકલીફ ન પહોંચે, આહારવિહારાદિ આનુકૂલ્ય સાથે સર્વ સમૂહની સ્વસ્થતા સચવાય અને સર્વ કોઈ યથાશક્તિ નિરાબાધપણે આત્મ આરાધન કરી શકે તેને માટે લક્ષ્ય રાખવું જોઇએ. ધાર્મિક સામાજિક પ્રત્યેક ક્ષેત્રોમાં જ્યાં જેવા પ્રકારની જરૂરિયાત હોય તે પ્રમાણે તે ક્ષેત્રને પોષણ આપવું, પ્રભુભક્તિ, ભવ્યપૂજા મહોત્સવો, વરઘોડાઓથી શાસનપ્રભાવના કરવી, ઇત્યાદિ ઉચિતકરણીમાં જરા પણ ક્ષતિ ન પહોંચે, ઔદાર્યમાં લેશ પણ ખામી ન આવે, બલકે 'સુકૃતના માર્ગે વપરાયેલ લક્ષ્મી તે જ સાર્થક છે' ઇત્યાદિ ચિન્તન સાથે અનુમોદન કરી દાન ગુણનું યાથાત્મ્ય ફળ સંપાદન કરવા માટે અમારા સંઘપતિઓએ અવશ્ય કટિબદ્ધ થવું જોઇએ. ઉપર જણાવ્યા પ્રમાણે યથોચિત આચરણા કરનાર અને શાસનોન્નતિ માટે બરાબર લક્ષ્ય આપનારા સંઘપતિઓ યાવત્ તીર્થંકરનામકર્મ પણ બાંધે છે. જે માટે શાસ્ત્રોમાં કહ્યું છે કે:—

अपुव्वनाणगहणा, सुयभत्ति पवयणप्पभावणया ।
एएहिं कारणेहिं, तित्थयरत्तं लहइ जीवो ॥ १ ॥

"અપૂર્વ જ્ઞાનનું ગ્રહણ, શ્રુતભક્તિ અને પ્રવચન–શાસનની પ્રભાવના એ કારણોવડે આત્મા તીર્થંકરપણું પ્રાપ્ત કરે છે."

## સંઘમાં સાથે ચાલનાર યાત્રિકોની ફરજ.

જેમ ઉપરના ફકરામાં સામાન્ય રીતે સંક્ષેપમાં સંઘપતિની ફરજો બતાવવામાં આવી તે જ પ્રમાણે સંઘમાં સાથે ચાલનાર યાત્રિકોની ફરજો ઓછી નથી. ઘરને આંગણે મનાયેલી શાંતિને છોડીને રણવગડાના કષ્ટો સહન કરવાની તૈયારી આત્મામાં જે આવેલ છે તે ધર્મારાધનાના લક્ષ્યને ઉદ્દેશીને જ આવેલ છે. એ ઉદ્દેશ પણ ત્યારે જ સફળ થાય કે લક્ષ્ય–ધ્યાનમાં રાખવા સાથે

ઉપર જણાવેલ છે—એ પ્રકારના નિયમોનું સંપૂર્ણપણે કિંવા યથાશક્તિ પાલન થાય તો જ, પરંતુ એમ ન થતાં સંઘયાત્રા–તીર્થયાત્રાના શુભ નિમિત્તે નીકળ્યા પછી પણ ખાવું–પીવું–મોજમજાહ ભોગવાતી હોય, રાત્રિભોજન—કંદમૂળાદિના ભક્ષણો થતાં હોય, ચાર સરખે સરખા ચોવટીયા ભેગા થઇને નિંદા–કુથલીમાં અથવા રમતગમતમાં કલાકોના કલાકો પસાર કરાતા હોય, તીર્થયાત્રાના હેતુથી નીકળ્યા બાદ બ્રહ્મચર્ય ન પળાતું હોય, ઇન્દ્રિયોરૂપી ચપલ ઘોડાઓની લગામો યથેચ્છ છૂટી મૂકવામાં આવતી હોય તો તો સમજી લેવું જોઇએ કે–આત્મકલ્યાણ થવું તો દૂર રહ્યું પરંતુ આત્મા વધુ પ્રમાણમાં બંધનનો અધિકારી બને છે. લગ્નની જાનમાં આવેલા જાનૈયાની માફક સંઘમાં સાથે આવેલા યાત્રિકો જરા નહિં જેવી અગવડતામાં કોઇ વાર ધમાધમ મચાવી મૂકે છે, એ પણ યોગ્ય નથી થતું. જે અગવડતા વાસ્તવિક દેખાતી હોય તેને દૂર કરવાની સંઘપતિની અવશ્ય જો કે ફરજ છે, તોપણ તેટલી જ અથવા તેથી પણ વધુ સાથે ચાલનાર યાત્રિકની એ ફરજ છે કે અગવડતા યતકિંચિત્ હોય તો તેને સહન કરવી, ખમી ખાવી અને સંઘપતિના કાન સુધી તે વાત ન પહોંચે તે દરમ્યાન સ્વયં જાતે જ તે અગવડતાને દૂર કરવાનો પ્રયત્ન કરી, સંઘપતિના કાર્યમાં સહકાર આપવો. આવા પ્રસંગે પ્રત્યેક વ્યક્તિઓએ વિચારવું જોઇએ કે 'આપણે ઘેર જ્યારે કોઇપણ પ્રસંગ હોય છે ત્યારે ઘરને આંગણે આવેલા પાંચ–પચીશ ભાઇઓની પણ આપણે કેટલી સગવડતા સાચવી શકીએ છીએ ?' તો પછી જે સાથમાં હજારો માણસો હોય, તેમાં પણ ગામડાનું કિંવા જંગલનું સ્થાન હોય અને હંમેશા ચાલુ પ્રવાસ હોય ત્યાં કોઇ વખતે નાની મોટી પ્રતિકૂળતાઓ આવે તો પણ તેને માટે સહનશક્તિ પેદા કરવી જોઇએ. યાત્રિકમાંનો કેટલોક વર્ગ અણસમજથી પ્રભુપૂજા વિગેરે ધાર્મિક પ્રસંગમાં પણ ઘણી વાર ઉતાવળને અંગે ધમાધમ કરી મુકે છે, પરંતુ તે ધમાધમ ન કરતાં ઘણી શાંતિપૂર્વક એ પરમાત્માના પૂજાદિ ધર્મકૃત્યો થવા જોઇએ તે જ પ્રમાણે ભોજન પાણી વિગેરે સર્વ વસ્તુઓ માટે, તેમજ તંબુ રાવટીઓમાં ઉતારા માટે ઘણી વખત ઉતાવળો થાય છે, પરંતુ જો શાંતિ રાખવામાં આવે તો આપોઆપ પાંચ મિનિટ વ્હેલું કે મોડું પણ સર્વ વ્યવસ્થિત બની જાય છે. સંઘપતિ તરફથી સર્વ સગવડતા છતાં યાત્રિકોની ઉતાવળ ઘણી વાર સંઘના વ્યવસ્થાપકોને મુશ્કેલીમાં ઊતારી મૂકે છે. જો આ બધીય પરિસ્થિતિ શાંતિપૂર્વક વિચારાય, હું કયા ઉદ્દેશથી આ કાર્યમાં દાખલ થયો છું ? એ લક્ષ્યમાં લેવાય અને પ્રભુના પવિત્ર શાસનમાં પ્રદર્શિત કરેલા સંઘયાત્રા–તીર્થયાત્રાના વિધાનો સચવાય તો કોઇ વાર સંઘપતિ કરતાં પણ સંઘમાં સાથે ચાલનાર યાત્રિક વધુ લાભ પ્રાપ્ત કરી જાય, એ બનવાજોગ છે."

### વ્યાખ્યાનનો ઉપસંહાર.

આ બન્ને વિષયો ઉપર મહારાજશ્રીએ ઘણું વિદ્વત્તાપૂર્ણ રસભર્યું વિવેચન કર્યું હતું. બીજા પણ પ્રાસંગિક ઘણા વિષયો રમુજી દૃષ્ટાંતો સાથે ચર્ચાયા હતા, જેથી સંઘપતિ તથા શ્રોતાઓને ઘણો જ આનંદ થયો હતો. પ્રાન્તે ઉપસંહાર સાથે મહારાજશ્રીના વ્યાખ્યાનની પૂર્ણાહૂતિ થઇ. નવ વાગે શરૂ થયેલું વ્યાખ્યાન લગભગ સાડાઅગીઆર પછી સમાપ્ત થયું, બપોરે પ્રભુપૂજા, દેવવંદન, સાંજે પ્રતિક્રમણ અને રાત્રે ભાવનામાં ભાઇઓ બ્હેનોએ આજના મંગલ દિવસે ઘણી મોટી સંખ્યામાં લાભ લીધો. પૂ૦ સાધુ–સાધ્વીઓ તેમજ યાત્રિકોમાંનો ઘણો મોટો વર્ગ આજે ઉપવાસવાળો હતો. આ ઉત્તમ દિવસનું આરાધન યથાશક્તિ થયા બાદ રાત્રે

સર્વ કોઇ નિદ્રાદેવીની છાયામાં સ્વાધીન થયું અને એકાદશીની ઉજ્વળ નિશાએ ગગનમંડળના તિલક સમાન ચન્દ્રની કાન્તિદ્વારા સારા ય વિશ્વ ઉપર રૂપેરી ચાદર બીછાવી દીધી, તેમાં સફેદ દૂધ જેવાં તંબુઓ એ ચન્દ્રના રૂપેરી ચાદર જેવા ઉજ્જવળ કાંતિમય ઉદ્યોતથી અવનવા શોભી ઉઠ્યા.

## કાલાવડમાં સંઘનો કેમ્પ.

તેર અને ચૌદ એ બન્ને તારીખોએ ખંડેરામાં મુકામ કરી તા. ૧૫–૧૨–૩૭ ની વ્હેલી પ્રભાતે સંઘ આઠ માઇલ દૂર આવેલા **કાલાવાડ** તરફ જવા રવાના થયો. આગલા દિવસે સંઘના મોટા ભાગને ઉપવાસ અને આજે આઠ માઇલનો પ્રવાસ એ જરા યાત્રિકોને આકરૂં લાગે તે ઇરાદાથી ખંડેરાથી ત્રણ માઇલ દૂર રસ્તામાં જ આવતી વાવ પાસે ઉપવાસના પારણા માટે સંઘપતિ તરફથી સર્વ વ્યવસ્થા કરવામાં આવી હતી એટલે ત્રણ માઇલ ચાલી ઉપવાસાદિ તપસ્યાનું શાંતિપૂર્વક પારણું કરી, સમગ્ર સંઘ કાલાવાડના રસ્તો પડયો અને એકંદર આઠ માઇલનો પ્રવાસ છતાં અગીયાર વાગતાં લગભગ પૂ. સાધુસાધ્વીજી તેમજ સંઘાળુઓનો વિશાળ સમુદાય કાલાવડની સીમમાં રહેલા સુંદર નદીકિનારે આવી પહોંચ્યો.

## કાલાવડમાં ભવ્ય સામૈયું.

જામનગરથી નીકલ્યા બાદ માર્ગમાં જે જે ગામો આવ્યા ત્યાં કોઇ પણ સ્થાને શ્રાવકોની વસતી ન હતી તેમજ મંદિર પણ ન હતું. આકાલાવડ આજ સુધી આવેલા ગામોની અપેક્ષાએ મોટું હતું, સામાન્ય રીતે નાનું શહેર કહેવામાં આવે તો પણ તે અતિશયોકિત ન ગણાય. આ શહેરમાં મૂર્તિપૂજક જૈન ભાઇઓનો નિવાસ ન હતો, પરંતુ સ્થાનકવાસી ભાઇઓના જુજ ઘરો હતાં, જિનમંદિર પણ અહિં ન હતું, સંઘમાં સાથે લીધેલા સુંદર જિનમંદિર સિવાય સ્થાનિક જિનમંદિરના દર્શન તો સંઘને જામકંડોરણા પહોંચ્યા બાદ જ થવાના હતા; કારણુ કે ત્યાં સુધી માર્ગમાં ન તો શ્રાવકોની વસતીવાળું ગામ આવવાનું હતું તેમ જ કોઇપણ સ્થળે દેરાસર પણ ન હતું. આમ છતાં આ ધર્મઘેલી આર્ય પ્રજાની ધાર્મિક ભકિત જરા પણ ન્યૂન ન હતી. કાલવાડમાં શ્વે. મૂ. ભાઇઓની વસતી નહિં છતાં આખુંય ગામ ધ્વજા–પતાકાથી શણુગારવામાં આવ્યું હતું, શહેરમાં સંઘનો પ્રવેશ થયો તે સમયે નદીના કાંઠે હજારો માનવોના ટોળાં એકત્ર થયાં હતાં, અને સહુ કોઇ સંઘપતિ તથા ગજરાજને નિરખી રહ્યા હતા. સંઘમાં સાથે રહેલો સર્વે સરંજામ સામૈયામાં સામેલ હોવાથી સામૈયાનો ઠાઠ અપૂર્વ આવ્યો હતો. શહેરના રસ્તાઓમાં માણુસોની એટલી સખ્ત ગીરદી જામી હતી કે સામૈયાને પસાર થવું પણ બહુ મુશ્કેલીભર્યું થયું હતું શહેરની પૂર્વ દિશાએ સુંદર અને સ્વચ્છ મેદાનમાં જ્યાં સંઘનો કેમ્પ નાખવામાં આવ્યો હતો ત્યાં સામૈયું જઇ પહોંચતા સૂરિસમ્રાટના મંગલાચરણુ બાદ સહુ કોઇ વિખરાયા હતા. બપોરે પ્રભુ–પૂજા, પ્રભુની ભવ્ય અંગરચના, વિજળીની રોશની, રાત્રે ભાવના અને હજારો માણુસોની આવક–જાવક એ તો હંમેશના કરતાં આજે વધુ પ્રમાણુમાં ચાલુ હતી. શેઠ **લાલજી હરજી** જામનગરવાલા તરફથી આજે સંઘને નોકારશીનું જમણુ આપવામાં આવ્યું હતું અને જમણુમાં મોતીચુર લાડુ તેમજ બીજી ભાત–ભાતની વાનીઓથી સુંદર સંઘભકિત કરવામાં આવી હતી.

## શણોસરા, ટોડા અને સાંતોદડ, માવઠું છતાં સંઘમાં શાંતિ.

તા. ૧૬મીએ **સણોસરા** તા ૧૭મીએ **ટોડા** અને તા. ૧૮મીએ **સાંતોદડ** સંઘનો મુકામ થયો. હર્ષ ઘેલી ગ્રામ્ય પ્રજાની ભજનમંડળીની ધૂન, આજુબાજુના અસંખ્ય ગામડીઆઓનું સંઘના દર્શનાર્થે આવવું અને પ્રભુપૂજનાદિ હંમેશના ધર્મકૃત્યો રાબેતા મુજબ અહિં શાંતિપૂર્વક થયા હતા. સણોસરા મુકામે માવઠાએ જરા સંઘને તકલીફ પહોંચાડી હતી, છતાં ખૂબી તો એ હતી કે સંઘના પડાવથી બબ્બે માઇલ દૂરના પ્રદેશમાં વૃષ્ટિથી માર્ગો કાદવમય બની ગયા હતા; જ્યારે સંઘનો પડાવ અને તેની આજુબાજુના થોડા પ્રદેશમાં ફક્ત નહિં જેવા છાંટા ફેંકી એ માવઠું દૂર પલાયન કરી ગયું હતું અને તંબુ–રાવટીઓ ખાસ ભીંજાવા પામ્યા ન હતા. પવનનું સજ્જડ જોર અને તેને અંગે છ'રી'વાળા બ્હેનોનો પાલ ઉખડી જવા છતાં કોઇને લેશ પણ આંચ આવી ન હતી. એમાં કારણ જો કોઇ હોય તો ધર્મનો પ્રભાવ જ માની શકાય. બાકી સંઘપતિ તેમજ સંઘમાં સાથે રહેલા આગેવાન ગૃહસ્થો, વ્યવસ્થાપકો તેમજ વોલંટીયર કોરની એવી અજોડ સેવા ભાવના હતી કે કોઇને કાંઇ આંચ આવે તેવા સંજોગો જ પ્રાયઃ ઊભા થવાનો પ્રસંગ આવતો નહિં, અને તેવું જરા પણ દેખાય ત્યાં સંઘપતિ પોતે ઉઘાડે પગે દોડી અગવડ દૂર કરવા માટે ધ્યાન આપતા. સણોસરામાં **શેઠ સારાભાઇ હઠીસંગ** અમદાવાદવાળા તરફથી, ટોડામાં શેઠ **વાડીલાલ દેવચંદ** અમદાવાદવાળા તરફથી અને સાંતોદડમાં **ઝવેરી કપુરચંદ અજરામર** જામનગરવાળા તરફથી નોકારશીઓ કરવામાં આવી હતી. સાંતોદડથી તીર્થપતિ **શ્રી ગિરનાર** ગિરિવરના ઘણાં જ સુંદર દર્શન થતા હોવાથી પૂ. આચાર્ય મહારાજાદિ સર્વ સાધુઓ–સાધ્વીઓ તેમજ સંઘપતિ પ્રમુખ સર્વ યાત્રિકવર્ગ એ તીર્થના દર્શનાર્થે વાજતેગાજતે નીકળ્યો હતો સંઘના પડાવથી થોડે દૂર તીર્થાધિરાજની સન્મુખ જઇ સકલસંઘે ત્યાં ચૈત્યવન્દન કર્યું હતું. ગવૈયા મોહનભાઇએ મધુરકંઠે ખુબ સુંદર સ્તવનો ગાઇ શ્રોતાઓને પ્રભુભક્તિમાં લીન કર્યા હતા. સંઘપતિએ એ મહાતીર્થપતિને સુવર્ણપુષ્પાદિથી વધાવ્યા હતા. જામકંડોરણાથી પણ આગેવાન સદ્-ગૃહસ્થોનું ડેપ્યુટેશન સંઘને આમંત્રણ કરવા તા. ૧૨મીએ સાંતોદડ મુકામે આવી પહોંચ્યું હતું.

## જામકંડોરણા.

**સાંતોદડ**થી ઉપડેલો સંઘ તા. ૧૯–૧૨–૩૭( માગસર વદિ ૨ )ના દિવસે **જામકંડોરણા** આવી પહોંચ્યો. જામનગરથી સંઘનું પ્રયાણ થયા બાદ યાત્રિકવર્ગને સ્થાનિક જિનમંદિરના દર્શનનો લાભ આજ આઠ દશ દિવસે મળવાનો હોવાથી હંમેશ કરતાં યાત્રિકોના મુખારવિંદ ઉપર આજે કાંઇક વધુ ઉલ્લાસ દૃષ્ટિગોચર થતો હતો, જામકંડોરણા એ ગિરનારજીની દિશા તરફ જામનગર રાજ્યની હદનું લગભગ છેલ્લું ગામ છે, આ ગામ ઘણું સુંદર છે. કિલ્લેબંધી હોવા સાથે કિલ્લાની નજદીકમાં જ નદી વહેતી હોવાથી દેખાવ ઘણો સારો લાગે છે. ઘણી ઊંચાઇમાં આવેલું ગગનચુંબી શિખરબંધી જૈન દેરાસર તો પાંચ પાંચ ગાઉ દૂરથી દેખાય છે, અને આખા ય ગામની શોભાનું આ અદ્વિતીય સ્થાન છે, લગભગ પચાસ મૂર્તિપૂજક ભાઇઓના અને તેથી કાંઇક ઓછા સ્થાનકવાસીઓના ઘરો છે, પરસ્પર બન્નેને રીતસર મેળ છે. વિશાળ ઉપાશ્રય, પાંજરાપોળ વિગેરે ધાર્મિક સંસ્થાઓ ઉપરાંત દવાખાનું, પોસ્ટઓફિસ વિગેરે લોકોપયોગી સ્થાનોની સગવડના સારી છે અને પ્રજા માયાળુ તથા રીતસર સુખી છે, જૈનોમાં તો એકાદ કુટુંબ શ્રીમંત તેમજ પરદેશમાં મોટી પેઢીવાળું પણ છે. બપોરના બે વાગ્યા



ખાતમુહૂર્ત પ્રસંગે શ્રીમાન્ ના. જામસાહેબ તથા સંઘપતિ પોપટભાઇ.

બાદ સંઘપતિ–સંઘવણો, મુનિરાજો તેમજ નિખિલ યાત્રિકગણ જામકંડોરણામાં આવેલ સુંદર જિનાલયના દર્શનાર્થે ભવ્ય રસાલા સાથે વાજતેગાજતે ગયો હતો, નિશાન–ડંકો, ઇન્દ્રધ્વજ હાથી, પોલીસપાર્ટી–તીજોરીનું–સલુન–મોટરો અને મુસ્તફાબેન્ડ તથા પ્રભુજીની પાલખી વિગેરે સંઘની સર્વ રીયાસત વરઘોડામાં સામેલ હતી, હજારો માણુસો તેમાં જોડાયા હતા, ગામમાં વરઘોડાની બન્ને બાજુના રસ્તાઓમાં એવી તો સખ્ત ગીરદી જામી હતી કે વરઘોડાને પસાર થતાં ઘણી મુશ્કેલી પડતી હતી, સેંકડો અને હજારો માણસોએ સંઘપતિને વધાવી લીધા હતા. કંડોરણાની જૈન પ્રજાએ પુલના હારતોરાદિથી શેઠનો ખુબ સત્કાર કર્યો હતો, દર્શન કરી સહુકોઇ પાછા કેમ્પમાં આવી ગયા હતા. સવારથી માંડીને મોડીરાત સુધી હજારો પ્રેક્ષકોની આવક જાવક કેમ્પમાં ચાલુ જ હતી અને સંઘમાંના અવનવા દશ્યો જોઇ સહુ કોઇ ખુબ હરખાતા હતા.

## આદર્શ ચિત્રશાળા

**સંઘ** જામકંડોરણા આવતા એક દર્શનીય વસ્તુનો સંઘની સામગ્રીમાં વધારો થયો હતો, અને તે દર્શનીય વસ્તુ '**આદર્શ ચિત્રશાળા**' હતી, સંઘપતિ શેઠ પોપટભાઇએ જામનગરમાં કરાવેલ ભવ્ય ઉદ્યાપન મહોત્સવ પ્રસંગે શાસ્ત્રીય દશ્યો રજુ કરતા કેટલાક સુંદર પટો તૈયાર કરાવ્યા હતા, તે ચિત્રપટો સંઘમાં સાથે રાખવાની વિચારણા થતાં જામકંડોરણા મુકામે તે ચિત્રપટો આવી પહોંચ્યા અને દેરાસરજીના રમણીય સમીયાણાની કનાતની દીવાલો ઉપર તે બધાયે ચિત્રપટો ટાંગવામાં આવ્યા. દેરાસરજીની શોભામાં પણ આથી ઘણી વૃદ્ધિ થઇ. પ્રથમતીર્થંકર શ્રીઋષભદેવજી મહારાજના ભવોના વર્ણનની માહિતી, શ્રીપાલ અને મયણાસુંદરીનું આખુંય જીવન ચરિત્ર વિગેરે અનેક વિષયોથી આ ચિત્રપટો સુંદર કારીગર પાસે તૈયાર કરાવેલા હોઇ પ્રેક્ષકોને અન્ય વસ્તુઓની માફક આ પણ એક દર્શનીય વસ્તુ થઈ પડી હતી અને લોકોનાં ટોળેટોળાં તે ચિત્રો જોવા એક સરખા ઉભા રહેલા નજરે પડતા હતા.

## જામકંડોરણાના ઉપાશ્રયમાં રૂા. ૧૦૦૦ ની ઉદારતા.

જે અવસરે જામકંડોરણાના જૈન દેરાસરના દર્શન કરવા માટે ભવ્ય વરઘોડા સાથે શ્રી સંઘનું જવાનું થયું તે અવસરે દર્શન કર્યા બાદ પાસેના ઉપાશ્રયમાં પૂ. આચાર્યાદિમુનિવર્યો તેમજ સંઘપતિએ થોડો ટાઇમ સ્થિરતા કરી હતી, આ અવસરે ત્યાંના સ્થાનિક જૈન આગેવાનોએ ઉપાશ્રયનો ભાગ વધારવાની અને તેને અંગે આર્થિક મદદની ખાસ જરૂર જણાવતાં તેજ દિવસે રાત્રે સંઘના કેમ્પમાં કચેરીના તંબુમાં ભરાયેલી મીટીંગ પ્રસંગે ઉપાશ્રયમાં રૂા. ૧૦૦૦) ની રકમ સંઘપતિ તરફથી આપવાનું જાહેર કરવામાં આવ્યું, તે ઉપરાંત રૂા. ૧૦૦ બીજા જુદા જુદા ખાતામાં અર્પણ થયા. આ પ્રમાણે યોગ્ય સ્થળે જાતે મુલાકાત લઇ યોગ્ય મદદ અર્પણ કરવાની પ્રથા ઘણીજ ઉત્તમ છે. સંઘપતિ તેમજ સંઘના સદ્‌ગૃહસ્થો ઉપર મુજબ સાતેય ક્ષેત્રોમાં જ્યાં જરૂરીયાત જણાય ત્યાં ઉદારતા વાપરતા જાય, દીન દુ:ખી નિરાધારના ઉદ્ધાર માટે યથાયોગ્ય ધ્યાન ખેંચતા જાય, સીદાતા સાધર્મિબન્ધુઓની મદદ માટે યથોચિત દાનપ્રવાહ ખુલ્લો મુકી સાધર્મિકવાત્સલ્યના સાચા લાભને પ્રાપ્ત કરતા જાય અને સાર્વજનિક ખાતાઓમાં ઉચિત રકમો અર્પણ કરી સર્વપ્રજામાં જૈન શાસનની વાહવાહ બોલાવતા જાય એ સંઘપતિ તેમજ સંઘમાં સાથે ચાલતા સદ્‌ગૃહસ્થો માટે ઘણું જ પ્રશંસનીય છે. સંઘમાં આવી

રીતે ઔદાર્ય થાય તોજ આવી સંઘયાત્રા દીપી નીકળે છે અને તે તે ગામની પ્રજાઓ ચિરકાલ સુધી તે સંઘ યાત્રાને હૃદયપટ ઉપર સ્મરણ તરીકે કોતરી રાખે છે. જામકંડોરણામાં સંઘમાંના મુખ્ય વ્યવસ્થાપક અને સલાહકાર અમદાવાદ નિવાસી **શેઠ ધોળીદાસ ડુંગરશી** તરફથી નવકારશી કરવામાં આવી હતી. ધોરાજી સોરઠ વંથલી વિગેરે સ્થળેથી સંઘના આગેવાન સદ્‌ગૃહસ્થોનાં ડેપ્યુટેશનો સંઘને આમંત્રણ આપવા માટે આહું આવી પહોંચ્યા હતા. વંથલીના સંઘ તરફથી નવકારશી જમાડવાની આગ્રહભરી માગણી થતા તેમની માગણીનો સ્વીકાર થયો હતો.

સંઘપતિ તરફથી ઠંડી દૂર કરવાનાં સાધનો.

ઠંડી કાંઇક વધુ પડતી હોવાથી સંઘમાં વર્તતા નોકર–ચાકર વર્ગ માટે અઢીસોથી ત્રણસો જેટલા ઓવરકોટ સંઘપતિ તરફથી તે વર્ગને આપવામાં આવ્યા હતા, તેથી તે વર્ગ દ્વિગુણ ઉલ્લાસથી કામમાં તત્પર રહેતો હતો. છરીવાળા ભાઇઓ–બ્હેનોને માટે પણ ધુંસા વિગેરે ઓઢવાના પાગરણથી યથોચિત વ્યવસ્થા કરવામાં આવી હતી અને સાધુ સાધ્વીઓને ગરમ કામળ તથા ધુંસાઓ વહોરાવવામાં આવ્યા હતા. તા. ૨૦–૧૨–૩૭ ના દિવસે વ્હેલી સવારે સંઘ **રાયલી** મુકામે પહોંચ્યો. જામનગર સ્ટેટની હદ અહિંથી પુરી થતી હતી. ગોંડળ સ્ટેટની હદ અહિંથી હવે શરૂ થવાની હતી. સંઘ નીકળવા અગાઊ જે જે સ્ટેટોની હદમાંથી સંઘને પસાર થવાના પ્રોગ્રામો ઘડાયા હતા તે તે સ્ટેટોમાં અગાઉથી ખબર અપાયેલી હોઇ, ખુદ હજુરની સહીથી તે દરેક સ્ટેટોના ગામોમાં સંઘ આવે ત્યારે તેની સંપૂર્ણ સગવડ સાચવવાના અને સંઘના જાનમાલનું સંરક્ષણ કરવાના લેખિત હુકમો નીકળ્યા હતા, એટલે સંઘ ગમે તે સ્ટેટની હદમાં જાય તો પણ તેના સંરક્ષણના પ્રશ્નને અવકાશ જ ન હતો. રાયલી મુકામે ઝવેરી **ગલાલચંદ હંસરાજ** જામનગરવાલા તરફથી નવકારશી કરવામાં આવી હતી.

ગોંડલ સ્ટેટ અને ધોરાજી.

કાઠિયાવાડના અનેક દેશી રાજ્યોમાં ગોંડળ રાજ્યની પ્રસિદ્ધિ તે રાજ્યના કુશળ રાજકર્ત્તાને અંગે અન્ય દેશી રાજ્યોની અપેક્ષાએ ઘણી જ વધારે છે. કૃષિ તેમજ કેળવણી આ બે વસ્તુ બાપુ તરીકે પોતાના રાજ્યમાં મશહુર થયેલા રાજવી સર. **ભગવતસિંહજીને** વધુ પ્રિય છે અને તેથી તેમના રાજ્યમાં લગભગ કૃષિકાર તરીકે ગણાતી નાની મોટી સર્વ કોઇ પ્રજા ઘણી જ સુખી અને પોતાના પ્રિયતમ રાજવીને સદા આશીર્વચન અર્પણ કરનારી છે, તે સાથે એ ગોંડળ સ્ટેટનું નાનું કે મોટું એક પણ ગામ અથવા શહેર એવું નથી કે જ્યાં શિક્ષણ શાળા ન હોય! રાજકર્ત્તા રાજવીને ભલે અન્ય વસ્તુઓ ઉપર ન્યૂનાધિક પ્રેમ હોય પરંતુ સમગ્ર પ્રજાના જીવનનો જેના ઉપર આધાર રહેલો છે તે ખેતી તથા કેળવણી આ બે વસ્તુ ઉપર યથાર્થ રૂચિ હોવાસાથે તેનું કાર્યક્ષેત્ર વિશાળ થવાની યોજનાઓ અમલમાં મુકાતી હોય તો રાજા તરીકેની તે પોતાની ફરજ અદા કરે છે અને 'પ્રજાવત્સલ' ના પ્રિય બિરૂદને મેળવી જાય છે. ગોંડળ રાજ્યના ગોંડળ, ધોરાજી, ઉપલેટા વિગેરે મુખ્ય શહેરોમાં પણ ધોરાજીનો નંબર સર્વથી પ્રથમ આવે છે. આ ધોરાજીમાં આફ્રિકા અરબસ્તાન જેવા દૂર દેશમાં વસનારી અને વ્યાપાર કૌશલ્યથી લાખો તેમજ ક્રોડોની લક્ષ્મીને મેળવનારી મેમણ કોમની મોટી વસ્તી છે. આ શ્રીમંત મેમણ કોમની આલિશાન ઉંચી ઇમારતોથી ધોરાજી એક મોટા શહેર જેવું ભાસે છે તેમાં પણ

સ્ટેશનથી શહેરમાં આવતા વિશાલ રસ્તાની બન્ને બાજુએ રહેલા ભવ્ય ભુવનોની પંક્તિ મુંબઇની પ્રિન્સેસ સ્ટ્રીટના લતાની યાદી કરાવે છે. મેમણુ કોમની મોટી વસ્તી સાથે હિંદુવર્ગની સંખ્યા પણુ સારા પ્રમાણુમાં છે. તેમાં અમુક ગણીગાંઠી વ્યક્તિઓને બાદ કરતાં બીજી પ્રજા લગભગ સામાન્ય છે, તોપણુ આર્યભૂમિને અંગે ધર્મપ્રેમ તો હજુ તેવો ને તેવો જ તીવ્ર છે એમ અમુક અમુક પ્રસંગોએ પુરવાર કરી આપેલ છે. જેતલસર જંકશનથી પોરબંદર તરફ જતી રેલ્વે લાઇનમાં ધોરાજીનું સ્ટેશન આવે છે અને વ્યાપારની વિશાલતાને અંગે જેતપુર, ઉપલેટા, જુનાગઢ વિગેરે મોટા શહેરો સુધીની પાકી સડકો પણુ બંધાયેલી છે. એક બાજુ શ્રીગિરનારજીમહાતીર્થનાં સુરમ્ય પવિત્ર ગિરિશૃંગો જ્યારે બીજી બાજુ ઢાંક અને ઉપલેટાના ડુંગરાઓની હારમાળાઃ આ બન્ને વચ્ચે ચોમેર વનરાજી થી ઘેરાયેલું આ ધોરાજી શહેર કુદરતી દર્શનમાં પણુ ઘણું સોહામણું લાગે છે.

ધોરાજીમા જૈન ધર્મસ્થાનો.

**આ** શહેરની ત્રીશ હજાર ઉપરાંત ગણાતી વસતીમાં જૈનોની વસતી સારી સંખ્યામાં છે. દેરાવાસીના લગભગ દોઢસો એન લગભગ તેટલા જ સ્થાનકવાસી ભાઇઓનાં ઘર છે. પ્રાચીન ઘણું જ સુંદર શિખરબંધી દેરાસર, મૂલનાયકજી શ્રી **શાંતિનાથજી** પ્રભુ, વિશાલ ઉપાશ્રય, જૈન પાઠશાલા વિગેરે ધર્મસ્થાનો પણુ સારા પ્રમાણુમાં છે, એટલું જ નહિં પરંતુ વકીલ મોહનભાઇ જેવા સ્થાનિક જૈન ગૃહસ્થો રાજ્યસાથે સારી લાગવગ ધરાવનારા છે. શહેરમાં પૂર્વોક્ત શિખર બંધી દેરાસર સિવાય સ્ટેશન તરફ પ્લોટમાં પણુ હમણા ગૃહ દેરાસર જેવું નાનું દેરાસર તે ભાગમાં વસતા ભાઇઓ તરફથી પ્રભુભક્તિ નિમિત્તે કરાવવામાં આવ્યું છે. જૈન ભાઇઓની ધર્મ પ્રત્યે અભિરૂચિમાં વૃદ્ધિ કરવાની તેમ જ સ્થાનિક પાઠશાલામાં ભણુતા વિદ્યાર્થીઓના અભ્યાસ તરફ વધુ લક્ષ્ય આપવાની જરૂર નિરીક્ષણુને અંતે અવશ્ય જણાય છે.

સંઘનો ધોરાજીમાં દબદબાભર્યો પ્રવેશ.

**આજે** સારાય ધોરાજી શહેરમાં આનંદ આનંદ છવાઇ રહ્યો,હતો. કેટલાય દિવસોથી જે યાત્રિક સંઘના આવાગમનની રાહ જોવાતી હતી તે સંઘનો આજે ધોરાજીમાં પ્રવેશ થવાનો હોઇ વ્હેલી સવારથી જ જૈન-જૈનેતર સમગ્ર પ્રજા પોતાના કાર્યથી નિવૃત્ત થઇ સંઘનાં સામૈયાના દર્શનાર્થે આતુર નેત્રે રસ્તાઓમાં ઉભી હતી, જૈન ભાઇઓએ પોતાના વસવાટના શહેરના વિભાગો ધ્વજાપતાકાથી શણુગાર્યા હતા અને સર્વ કોઇ સામૈયાની ધામધુમમાં પ્રવૃત્તિમય બની ગયું હતું, રાયલીથી મત્તારમાં ઉપડેલો સંઘ છ માઇલનું અંતર કાપી લગભગ દશ વાગતા શહેર બહાર આશ્રમમાં આવી પહોંચ્યો, ધોરાજીની સ્થાનિકપ્રજા તરફથી સમગ્ર સંઘ માટે ચ્હા-પાણીની વ્યવસ્થા અહિં કરવામાં આવેલી હોઇ ગાડાઓની હારમાળા તો સંઘના કેમ્પમાં પહોચી ગઇ, પરંતુ પૂ. સાધુ સાધ્વીજીઓ તેમજ સંઘપતિ પ્રમુખ સકલ સંઘ સ્થાનિક જૈન સંઘના અત્યાગ્રહથી અહિં રોકાયો, અગાઉથી નક્કી થયેલા પ્રોગ્રામ મુજબ એક બાજુએ ચ્હા દૂધ નાસ્તો વિગેરે સામગ્રીથી સંઘનું સ્વાગત થતું હતું જ્યારે બીજી બાજુએ સંઘના સામૈયાની ચારે બાજુએથી પુરજોસમાં તૈયારીઓ ચાલી રહી હતી. બાર વાગતા લગભગ સામૈયું શેઠશ્રીની મોટરો, ડંકો, નિશાન ઇન્દ્રધ્વજ, હાથી, ઘોડેસ્વારની પલટન તેમજ બેન્ડ વિગેરે સામગ્રી સાથે ગોઠવાઇ ગયું અને તુર્ત જ આશ્રમમાંથી જયનાદોની ગગનભેદી ગર્જનાઓ સાથે કાઠિઆવાડી દરવાજે આવી પહોંચતા સંઘમાં સાથે પધારેલા પૂ. આચાર્ય વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ, શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી

મહારાજ તથા; વિજયમોહનસૂરીશ્વરજી મહારાજાદિ વિશાલ મુનિમંડળ જયનાદના પોકારો વચ્ચે વરઘોડામાં સામેલ થયું હતું, સામૈયું શહેરમાં દાખલ થઇ શ્રી જિનમંદિરે આવતા સહુએ પ્રભુના દર્શન ચૈત્યવંદનાદિ કર્યા હતા, ત્યાર બાદ મોટી બજારમાં ફરી જુનાગઢ દરવાજેથી શહેર બહાર નીકળી પ્લોટમાં થઇ હજારો માણસોના વંદન નમન અને સત્કારને ઝીલતો સંઘ અને સંઘપતિ તે સામૈયા સાથે સ્ટેશન પાસે તૈયાર કરેલા કેમ્પમાં આવી પહોંચ્યા. લગભગ બાર વાગે રવાના થયેલું સામૈયુ અઢી વાગે સંઘના કેમ્પમાં આવ્યું હતું આજ સુધીમાં થયેલા સામૈયાની અપેક્ષાએ આજનું સામૈયુ તથા આજનો ધોરાજીની પ્રજાએ કરેલો સત્કાર વધુ પ્રમાણમાં હતો, રસ્તામાં ઠેરઠેર સંઘપતિને હાર તોરા તથા રેશમી પવિત્રાઓ કંઠમાં પહેરાવવામાં આવતી હતી. સંઘપતિના દર્શન માટે હજારો માણસો રસ્તામાં તલપાપડ થઇ રહ્યા હતા. વરઘોડાની સાથે હજારો માણસો:ચાલતા હતા, પરંતુ વરઘોડાને જોવા માટે તો એટલો જબ્બર ધસારો થતો હતો કે વરઘોડાને ચાલવામાં બહુ જ સાવધાનપણું રાખવું પડતું હતું. એકંદર રીતે વરઘોડાનો દેખાવ દબદબાભર્યો અને અપૂર્વ હતો.

બહાર ગામથી આવેલા સંખ્યાબધ ગૃહસ્થો

સંઘપ્રયાણની શરૂઆત જામનગરથી થઇ ત્યારથી જ હાલ અમદાવાદ રહેનાર ભાવનગરી ફોટોગ્રાફર શ્રીયુત રતિલાલ પરભુદાસની સંઘ પ્રયાણના વરઘોડાના સંઘના સ્થળે સ્થળે થતા સામૈયાના અને અન્ય તેતે પ્રસંગોના ફોટાઓ તેમજ ફીલ્મ ઉતારવાની યોજના નક્કી થઇ હતી, તે પ્રમાણે

શ્રી મહાવીરાય નમઃ

## માનપત્ર

**સ્વધર્માનુરાગી, શાસનોન્નતિકર, દાનવીર જામનગર નિવાસી સંઘપતિ શેઠ શ્રી પ શેઠ પોપટલાલ ધારશીભાઈ તથા શેઠ ચુનીલાલ લખમીચંદભાઇ,**

**મહોદય સાધર્મિ બંધુઓ !**

ધર્મપ્રવર્તક, શાસનપ્રભાવક, તીર્થોન્નતિકારક, સૂરિસમ્રાટ્ આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજી તથા આચાર્ય શ્રી સાગરાનંદ સૂરીશ્વરજી તથા આચાર્યશ્રી વિજયમોહન સૂરીશ્વરજીના સદુપદેશથી પ્રેરાઇને પરમપવિત્ર તીર્થાધિરાજ શ્રી ગીરનાર તથા શ્રી શત્રુંજયની યાત્રા નિમિત્તે ઉના–દીવના વિકટ રસ્તે થઇને પૂજ્ય શ્રી મુનિવરો તથા હજારો સ્વામીભાઇઓના શ્રી ચતુર્વિધ સંઘ સહિત આપ પધારો છો એ જાણી અમારૂં હૃદય હર્ષથી ઉભરાઈ જાય છે.

આપના આ યાત્રાવિહારમાં જેતપુરમાં આવવાનો પ્રોગ્રામ નહતો, એટલે પૂજ્યશ્રી મુનિવરો, સાધ્વીજીઓ તથા હજારો સાધર્મિભાઇઓ સહિત ચતુર્વિધ-સંઘનાં દર્શન કરવાને અમે ભાગ્યશાળી થઇ શકયા નથી, છતાં પણ અમારા જેતપુરના સંઘની વિનંતિને માન આપી આપે ધોરાજીથી ઉડતી મુલાકાતરૂપે અહીં સુધી પધારવાની તકલીફ લઇ અમોને દર્શન આપ્યાં છે, તે ખાતર ખરેખર અમે આપના અહેશાનમંદ છીએ.

સહુ કોઇ જાણે છે કે પૂર્વના પુણ્યનો પુરેપુરો ઉદય હોય તોજ લક્ષ્મી અને બીજા દરેક પ્રકારનાં સાધન સંપત્તિ પ્રાપ્ત થાય છે, પરંતુ તે પ્રાપ્ત થયા પછી તેનો સદુપયોગ કરવાની ભાવનાનો ઉદય તો કોઈ વીરલા મહા પુણ્યશાળી આત્માઓના ભાગ્યમાં લખાયેલ હોય છે. આપ પોતે ધારો તો અનેક પ્રકારની સાહેબીવાળી યાત્રાઓ કરી શકો છો, પરંતુ હજારો સ્વધર્મીઓને યાત્રાનો લાભ આપી મહાન પુણ્ય ઉપાર્જન કરવાની શુભ ભાવ-

જેઓએ નવાનગરથી નીકળેલા શ્રી જૈન યાત્રિક સંઘને પોતાની ધોરાજી વિગેરે હદમાંથી પસાર થતી વખતે જકાત માફ કરવા ઉપરાંત સંરક્ષણાદિ સંપૂર્ણ સહાય આપી હતી તેઓશ્રી



**પ્રજાવત્સલ ના. ગોંડલનરેશ સર ભગવતસિંહજી.**

જી સી એસ આઈ, જી સી આઈ ઈ, એમ ડી, એલ એલ ડી, એફ, આર સી પી, ઓફ એડિનબરા (એડીનબરો), ડી સી એલ (ઓક્સફર્ડ), એમ. બી. આર., (મુંબઈ), એફ સી પી એસ, (મુંબઈ) વિગેરે વિગેરે . .

આર્ટ પ્રેસ—ભાવનગર

નાથી પ્રેરાઇને આપે આ અપૂર્વ સંઘની યોજના કરી છે, તે ખરેખર ધન્યવાદને પાત્ર છે.

એ તદ્દન સાચું છે કે ધર્મના કાર્યમાં અનેક વિઘ્નો આવે છે અને તે મુજબ આપને નડેલી અને હજુ હવે નડતી મુશીબતો તથા મુશ્કેલીઓ પણ કાંઇ જેવી તેવી નહીં હોય, કડકડતી થંડી, અને હીમ પડવાના આ દીવસો ખરેખર વિપત્તિસમાન ગણાય, છતાં એ બધી મુશ્કેલીઓને ન ગણકારીને આપથી ગિરનારજી તથા શત્રુંજયના દર્શને છરીપાળતાં મુસાફરી કરો એ કાંઇ જેવું તેવું તપ નથી.

શ્રી સંઘની દિનચર્યાના અહેવાલ અમે છાપામાં વાંચીએ છીએ અને આપની સાથે જે પ્રવાસ કરનારા સાધુસાધ્વીએ તેમજ અન્ય સ્વધર્મી ભાઇબહેનોની બધી સગવડના સાચવવામાં આપ શ્રીમાન્ પુરતી સગવડ કરવામાં લેશમાત્ર પણ કચાશ રહેવા દેતા નથી એ હકીકત સાંભળીને આવા કળીકાળમાં પણ આપણા જૈન સમાજમાં આપના જેવા પુણ્યશાળી નરરત્નો અસ્તિત્વ ધરાવે છે એ વિચારથી અમો ગર્વ લઇએ છીએ.

અંતમાં આપ શ્રીમાનની અને સાધુસાધ્વી સમુદાય સહિત શ્રી ચતુર્વિધ સંઘની મહાન્ તીર્થાધિરાજ શ્રી શત્રુંજય તથા શ્રી ગીરનારજીની યાત્રા ક્ષેમ કુશળતાપૂર્વક પૂર્ણ થાઓ એવી પરમ કૃપાળુ પરમાત્મા પાસે ખરા અંતઃકરણની પ્રાર્થના સહ અત્રે અમો વિરમીએ છીએ.

સં. ૧૯૯૪ ના માગસર વદ ૫ બુધવાર તા.
૨૨-૧૨-૧૯૩૭. જેતપુર-કાઠીયાવાડ.
લી૦ આપના ગુણાનુરાગી
શ્રી જૈન તપગચ્છ સંઘ

| | |
|---|---|
| શા. ભીમજી પ્રાગજી | મેતા કપુરચંદ હેમચંદ |
| વસા નરભેરામ મુળજી | શા. ગુલાબચંદ વેલજી |
| લખમીચંદ હરખચંદ | મગનલાલ છગનલાલ |
| જગજીવન હરખચંદ | પોપટલાલ ચત્રભુજ |

સામૈયાના ઘણા ફોટાઓ તથા ફીલ્મ રતિલાલ પરભુદાસ ફોટોગ્રાફર તરફથી લેવામાં આવી હતી. ધોરાજીમાં સંઘના પ્રવેશવખતે રાજકોટથી શેઠ ચકુભાઇ વખતચંદ, આંખના ડૉ. રતિલાલ શાહ, વકીલ ઉજમશી શિવલાલ, જુનાગઢ-ભોજનાલય કમિટી, જેતપુરના સદ્‌ગૃહસ્થો, જુનાગઢથી રા. રા. ડાહ્યાભાઇ હુકમચંદ, શેઠ દેવચંદ લક્ષ્મીચંદની પેઢીના મુનીમ સાકળચંદભાઇ તથા વકીલ મનસુખલાલ ધરમશી વિગેરે સંખ્યાબંધ સદ્‌ગૃહસ્થો આજુબાજુના શહેરોમાંથી આવી પહોંચ્યા હતા. ધોરાજીના સેવાભાવી જૈન યુવાનોએ તેમજ જામનગરની ઓસવાલ વોલંટીયરકોરે સંઘની પ્રશંસનીય વ્યવસ્થા જાળવી હતી. પ્રભુપૂજા, ભવ્યઅંગરચના રોશની તેમજ રાત્રે પ્રભુ પાસે ભાવનાદિ શુભ કાર્યો રાબેતા મુજબ આજે વિશેષ પ્રમાણમાં ચાલુ હતા, વિજળીની રોશની આજે વધુ સંખ્યામાં હોઇ રાત્રે સંઘનો કેમ્પ દર્શનીય બન્યો હતો. આજે સંઘપતિ તરફથી **શેઠ ધારશીભાઇ દેવરાજના** નામે સવાર સાંજ બન્ને ટંકની નવકારશી કરવામાં આવી હતી. રાત્રે સંઘની કચેરીના તંબુમાં જેતપુરના આગેવાનોનું એક ડેપ્યુટેશન સંઘને જેતપુર લઇ જવા માટે ઘણો જ આગ્રહ કરી રહ્યું હતું, પરંતુ જેતપુર બાજુમાં હોવાથી જો કે સમગ્ર સંઘનો આવવાનો સ્વીકાર ન થયો તો પણ બન્ને સંઘપતિ બંને બંધવણો તેમજ સંભાવિત સદ્‌ગૃહસ્થોને જેતપુર જવાનો નિર્ણય થયો અને એટલે અંશે પણ જેતપુરના ડેપ્યુટેશનની વિનંતિ સ્વીકારવામાં આવી. બીજે દિવસે પ્રાતઃકાલમાં સંઘ **માખીઆલા** તરફ રવાના થયો જ્યારે ઉપર જણાવ્યા મુજબ સંઘપતિ વિગેરે જેતપુર પધારતા તેમનું ભવ્ય સામૈયાથી સ્વાગત કરવામાં આવ્યું.

શ્રી જૈનદેરાસરજીમાં દર્શન કર્યા બાદ પાંજરાપોળ વિગેરે સંસ્થાઓનું અવલોકન કરવામાં આવતાં તે સંસ્થામાં સંઘપતિ તરફથી અઢીસો રૂપીઆની ઉદાર રકમ અર્પણ કરવામાં આવી. બપોરના બે વાગતા એક મેળાવડાની યોજના થઈ અને હજારો માણુસોની મેદની વચ્ચે સંઘપતિની સંઘ યાત્રાના શુભ કાર્યને અંગે તેમને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું.

સંઘપતિ વિગેરે સાંજે તો પાછા મોટર દ્વારા માખીઆળા મુકામે સંઘના કેમ્પમાં આવી પહોંચ્યા. પ્રભુપૂજા આંગી ભાવના વ્યાખ્યાનાદિ ધર્મકાર્યો ઉપરાંત સંઘના કાર્યમાં ખુબ જાતમહેનત લેનાર અમદાવાદનિવાસી શેઠ **સોમચંદ મંગળદાસ** તરફથી નવકારશી કરવામાં આવી, જુનાગઢનું સેંકડો માણુસ અહિં આવી પહોંચ્યું હતું, માખીઆળાથી જુનાગઢ શહેર આઠ, માઇલ દૂર હતું અને સંઘનો કેમ્પ જુનાગઢ શહેરથી ત્રણ માઇલ દૂર ગિરનારજીની તલાટીએ નાખવાનો હતો. આમ એક સાથે અગીયાર માઇલનો પંથ યાત્રિકોને લાંબો પડે એ ઇરાદાથી જુનાગઢ મજેવડી દરવાજાથી લગભગ બે માઇલ દૂર **વિઠ્ઠલવાડી** પાસે સંઘનો કેમ્પ વચ્ચે નાખવાનું નક્કી થયું, તે મુજબ તા. ૨૪–૧૨–૩૭ ના દિવસે સંઘનો પડાવ ત્યાં નંખાયો. લગભગ જુનાગઢનો સમગ્ર જૈનસંઘ અહિં આવી પહોંચ્યો હતો, હંમેશના રિવાજ મુજબ ચાલતા પૂજા–ભાવનાદિ ધર્મકાર્યો જો કે થયા હતા, પરંતુ આ કેમ્પ અણધાર્યો નક્કી થવાથી આજે કાંઇક અવ્યવસ્થિત જણાતું. યાત્રિકોમાંનો કેટલોક વર્ગ તો શ્રી ગિરનારજીની તલાટીએ પણ પહોંચી ગયો હતો. **શાહ ગુલાબચંદ હેમરાજ** જામનગરવાલા તરફથી મોહનથાળ વિગેરે સુંદર સામગ્રી યુક્ત નવકારશી કરવામાં આવી હતી.





# શ્રી રૈવતગિરિ મહાતીર્થની યાત્રા

અને

# તીર્થમાળ

### શ્રી ગિરનારજી મહાતીર્થ

"જગમાં તીરથ દો વડા, શત્રુંજય ગિરનાર
એક ગઢ ઋષભ સમોસર્યા, એક ગઢ નેમકુમાર" (૧)

આ સુપ્રસિદ્ધ દુહા પ્રમાણે જૈનોના મોટામા મોટા બે તીર્થો પૈકી એક તીર્થાધિરાજને ભેટવાનો આજે અમૂલ્ય લાભ મળવાનો હોવાથી યાત્રાસંઘના યાત્રિકોના અંતઃકરણો આજે અતિ ઉલ્લાસમા હતા. જે પવિત્ર ગિરિરાજ ઉપર આ અવસર્પિણીમાં થયેલા બાલબ્રહ્મચારી બાવીશમા તીર્થંકર **શ્રી નેમીશ્વર પ્રભુના** દીક્ષા કેવલજ્ઞાન અને મોક્ષ એ ત્રણ કલ્યાણકો થયા છે, તેમજ આગામી ચોવીશીના ચોવીશે તીર્થંકરો જે ગિરિરાજ ઉપર મોક્ષ પામવાનો પ્રઘોષ સંભળાય છે, જે ગિરિવરના અણુએ-અણુ પવિત્રતમ હોઈ રાજા-મહારાજા અને ચક્રવર્તિઓએ પણ જેને શિરસાવંદ્ય ગણેલ છે, તે ઉજ્જયંત ગિરિ-રૈવતગિરિમહાતીર્થની સ્પર્શના થવાની હોઇ સહુકોઇના મુખારવિંદો આજે હર્ષભર્યા જણાતા હતા,

જે કાર્ય કષ્ટસાધ્ય હોય, જેને અંગે માનસિક વાચિક કાયિક તેમજ આર્થિક સાધનોનો યત્નપૂર્વક ભોગ અપાયો હોય તે કાર્ય જે અવસરે સંપૂર્ણ કિંવા અર્ધાંશે પણ સફલ થવાની તૈયારીમાં આવે છે તે અવસરે કાર્યસાધકોને કેવો અપૂર્વ ઉલ્લાસ હોય છે તે તેનો અંતરગ આત્મા જ જાણી શકે છે. એ પ્રમાણે આત્મકલ્યાણના શુભ ઉદ્દેશથી લગભગ એક પખવાડીઆ સુધી પાદવિહારાદિ જે કષ્ટો સહન કરવામાં આવ્યા હતા તે તીર્થયાત્રા રૂપ શુભ ઉદ્દેશ અમુક અંશે આજે સફળ થવાનો હોઇ યાત્રિકોનાં હૃદયો આનંદોર્મિઓથી ઉછળતા હોય તેમાં કાંઇ આશ્ચર્ય જેવું ન ગણાય.

## શ્રી ગિરનારજી ઉપરનાં જૈન દેરાસરો અને જીર્ણોદ્ધાર

શ્રી ગિરનારજી મહાતીર્થની પવિત્રતા હિંદ અને દરિયાપારના દેશોમાં જગ જાહેર છે. પૂર્વકાલમાં આ તીર્થ જૈનોની માલિકીનું જ હતું, પરંતુ કાલક્રમે જૈનોનું પરિબલ હાનિ પામતાં આજે જૈનોના ધર્મસ્થાનો ઉપરાંત અનેક ધર્મસ્થાનોએ એ ગિરિશૃંગો ઉપર તેમજ નીચે પોતાનું સ્થાન જમાવ્યું છે, તોપણ વર્તમાનમાં એ ગિરનારજી ઉપર જૈનોના તીર્થસ્વરૂપ જૈનમંદિરોની જે જાહોજલાલી તેમજ ઉન્નતતા છે તે અપેક્ષાએ અન્યધર્મિઓનાં ધર્મસ્થાનોની ઉજ્વલતા સોમાં અંશે પણ નથી દેખાતી. છેલ્લા કેટલાય વર્ષોથી આ તીર્થરૂપ રહેલાં શ્વે. જૈનમંદિરોના જીર્ણોદ્ધારનું કામ ચાલી રહ્યું છે અને તેમાં પૂ. આચાર્ય મહારાજાદિ મુનિવરોના સદુપદેશથી આજ સુધીમાં લાખો રૂપીઆ ખર્ચાયા છે, એથી એક અપેક્ષાએ આતીર્થનાં બાહ્ય સૌન્દર્યમાં યદ્યપિ વૃદ્ધિ થઇ છે તો પણ કળાની દષ્ટિએ જૈનોનું જે સ્થાપત્ય ત્યાં હતું તેમાં ફારફેર જે કરવામાં આવ્યો છે તેટલે અંશે–કલાપ્રિય અનુભવી પ્રેક્ષકને દુઃખ થયા સિવાય પણ રહેતુ નથી. વ્યવસ્થાપકોએ ઘણી ખંતથી જેમ જીર્ણોદ્ધારનું શુભકાર્ય કર્યું છે તેજ પ્રમાણે જૈન–કલા સ્થાપત્યના સંરક્ષણ તરફ ધ્યાન રાખીને જો જીર્ણોદ્ધારનું કાર્ય કર્યું હોત તો આ કાર્ય વધુ પ્રશંસનીય બનત એમ સુજ્ઞ વ્યક્તિને લાગ્યા વિના નથી રહેતું.

## જિનમંદિરોમાં કળા યુકત કોરણી.

આ પવિત્ર તીર્થધામ મુખ્યત્વે જે બાવીશમાં તીર્થંકર શ્રી **નેમિનાથસ્વામિના** દીક્ષાદિ ત્રણ કલ્યાણકોની અપેક્ષાએ જ ઉત્તમોત્તમ મનાય છે તે નેમીશ્વરભગવંતના ગગનચુંબી ભવ્ય દેરાસરજીની ગિરિરાજ ઉપર આવી રહેલી ટુંક ઘણી જ સુંદર છે, વચ્ચે નેમીશ્વર ભગવંતનું મંદિર છે, તેમાં મહા ચમત્કારી આત્માને અત્યન્ત આહ્લાદ ઉત્પન્નકારી શ્યામવર્ણની શ્રીનેમીશ્વરપ્રભુની ભવ્ય પ્રતિમા છે, આ પ્રતિમાજી રત્નમય કહેવાય છે, આ પ્રતિમાજીની ઉત્પત્તિનો ઇતિહાસ ઘણો લાંબો છે, લંબાણ થવાના ભયથી એ ઇતિહાસ એમ અત્રે રજુ ન કરતાં અન્યગ્રન્થોમાંથી જાણી લેવાની વાંચકોને ભલામણ કરીએ છીએ, તોપણ એટલું તો ચોક્કસ છે કે હજારો વર્ષોની આ પ્રાચીન પાવનકારી શ્રીનેમિપ્રભુના પ્રતિમાજી મહારાજના આલમ્બનથી સંખ્યાબંધ આત્માઓ આત્મકલ્યાણ સાધી ગયા છે. મૂલનાયકજીના દેરાસર ફરતો દશપંદર હજાર માણસો બેસી શકે તેવો વિશાલ ચોક છે અને તેને ફરતી સંખ્યાબંધ દેરીઓ આવેલી છે, ગિરનારજી ઉપર આવેલી સર્વટુંકોમાં આ ટુંક સર્વથી મોટી અને મુખ્ય છે, તે ઉપરાંત **સંગ્રામસોનીની, સંપ્રતિમહારાજાની, કુમારપાલ મહારાજાની, વસ્તુપાળ તેજપાલની એમ** અનેક ટુકો આવેલી છે. જે ઘણી જ દર્શનીય તથા આરાધ્ય મૂર્તિઓથી અલંકૃત હોવા સાથે કલા કારીગરી અને વિશાલતાને અંગે પ્રેક્ષકોને હેરત પમાડે છે, વસ્તુપાળ તેજપાળની ટુંકોના રંગમંડપોમાં જે કોરણીનું કામ કર્યું છે તેમાં તો દર્શન કરનારાઓની અક્કલ પણ પહોંચતી નથી. કલાના ઉત્તેજન માટે તેમજ આ જિનેશ્વર મહારાજના મંદિરોનાં સૌન્દર્ય માટે ધર્મપરાયણ રાજા મહારાજા મંત્રીશ્વરો



શ્રી ગિરનારજી ઉપરના જૈનમંદિરો—જુનાગઢ



શ્રી ગિરનારજી ઉપર સંગ્રામસોનીની ભવ્ય ટુંક

આનંદ પ્રેસ-ભાવનગર.

તથા શેઠ શાહુકારોએ લાખો અને કરોડોની મિલકત વાપરી જગતને જૈન ધર્મની સર્વોત્તમતા બતાવી આપી છે, એટલું જ નહિં કિંતુ "કલા-અને સ્થાપત્યના સંરક્ષણ માટે જૈનોનો પ્રથમ નંબર છે." એમ પાશ્ચાત્યોએ પણ અનેક વખત જાહેર કર્યું છે. સંપ્રતિમહારાજાની ટુંકનો રંગમંડપ, સંગ્રામ સોનીની ટુંકની બહારની ચોકી તે પણ તેવાજ કળા અને કારીગરીથી ભરપુર છે. વસ્તુપાળ તેજપાળની તેમજ સંપ્રતિમહારાજની ટુંકો ગઢની બહારના ભાગમાં છે જ્યારે લગભગ બીજી બધી મોટી ટુંકો ગઢની અંદરના ભાગમાં છે, આ સિવાય બીજા નાના મોટા દેરાસરો પણ આગળ વધતાં નજરે પડે છે.

## સહસ્રામ્રવન તથા પાંચમી ટુંક

જે સ્થાનમાં પ્રભુજીની દીક્ષા થઈ છે, જ્યાં એ પરમાત્માને લોકાલોકવ્યાપિ કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ થઇ છે તે **સહસ્રામ્રવનનું** સ્થાન ઘણુંજ સુંદર અને આત્મકલ્યાણનું અલૌકિકસાધન છે. તે સ્થાનમાં જતાં ત્યાંનું પવિત્ર વાતાવરણ એવું મ્હેકી ઊઠે છે કે આત્માને પરમાત્માના ધ્યાન સિવાય તેમજ આત્મકલ્યાણની ભાવના સિવાય બીજા વિચારો પ્રાયઃ આવતાજ નથી, આ પ્રમાણેજ સર્વથી ઊંચામાં ઉંચી પાંચમી ટુંકની ટેકરી કે જ્યાં શ્રીનેમીશ્વરપ્રભુનું મોક્ષકલ્યાણક માનવામાં આવે છે, તે સ્થળ પણ ઘણું રમણીય છે. તે ઊંચી ટેકરી ઉપર ચઢ્યા બાદ નિર્મળનેત્રવાળાઓ ત્યાંથી પૂર્વદિશામાં તિર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિરાજના પણ દર્શન કરી શકે છે. આ ઉપરાંત રાજુલની ગુફા, હાથી પગલાનું દેરાસર, પ્રેમચંદજી યતિની ગુફાનું સ્થાન વિગેરે સ્થળો દર્શન કરવા લાયક છે. ઇતર ધર્મનાં ઘણા સ્થાનોમાંથી પણ કોઇ કોઇ પ્રેક્ષણીય છે. અહિં સખેદ જણાવવું પડે છે કે-તીર્થાધિરાજ શ્રીશત્રુંજયગિરિરાજના અણુએ અણુ પવિત્ર માનવા સાથે ત્યાં કોઇ પણ જાતની આશાતના ન થાય તેને માટે સકલ જૈન સઘ લગભગ સારી જાગૃતિ રાખી છે, જ્યારે એ વિષયમાં અહિં લગભગ તદ્દન અંધારૂં છે, અર્થાત્ ટુંકોને ફરતી કોટની દિવાલેજ એટલી ગંદકી થાય છે કે જેથી અનેક આશાતનાઓ સહેજે થઇ જવાનો સંભવ છે. ઇતર ધર્મીઓ કદાચ ભલે એ આશાતનાના પાપથી દુર્લક્ષ્યવાળા હોય પરંતુ સમગ્ર તીર્થને પવિત્ર માનનાર હરકોઇ જૈન વ્યક્તિ એ આશાતનાથી પોતાનો બચાવ કરવાનું જરૂર લક્ષ્ય રાખે એ આત્મકલ્યાણની દૃષ્ટિએ ઘણું જ હિતાવહ છે. શ્રીગિરનારજી મહાતીર્થ અને તે ઉપર આવેલી ટુંકો વિગેરેનુ સંક્ષિપ્ત વર્તમાન વર્ણન ક્રમશઃ આ પ્રમાણે છે.—

## ગિરિરાજનો પ્રભાવ—તીર્થયાત્રાનો ઉદ્દેશ.

ગિરનાર (રૈવતાચલ) એ સિદ્ધગિરિનું પાંચમું શિખર છે અને તે ગિરનારજીનાં નામથી ઓળખાય છે. તે સર્વ મનુષ્યને સેવા કરવા લાયક સર્વ પર્વતોના આભૂષણ રૂપ અને પોતાની સેવા કરનાર જનોના દુઃખને હરનાર એવો આ ગિરિરાજ જયવંતો વર્ત્તે છે. ત્યાં ઉચિત દાન અને અનુકંપાદાનથી ભક્તિ કરી હોય તો તે આ લોક અને પરલોકમાં મનોવાંછિત ફળને આપનાર થાય છે. આ ગિરિરાજના સ્મરણથી સર્વે દુઃખો નાશ પામે છે, દર્શનથી આહ્લાદ ઉત્પન્ન થાય છે અને સ્પર્શ કરવાથી મનોવાંછિત ફળની પ્રાપ્તિ થાય છે.

## આ તીર્થ સંબંધી મુખ્ય મુખ્ય સ્થળોની ટૂંક હકીકત.

ગિરિરાજ ઉપરના દર્શનીય દેવાલયો, ગુપ્ત ગુફાઓ, અસલી શિલાલેખો, ચમત્કારિક ઔષધિઓ સુવર્ણરજ ઇત્યાદિ વસ્તુઓ જ્યાં જોવામાં આવે છે એવો આ ગીરનારગિરિ સૌરાષ્ટ્ર દેશમાં જુનાગઢ શહેર પાસે આવેલો છે, જુનાગઢ એ રેલ્વે સ્ટેશન છે, સ્ટેશનથી નજીકમાં જ શહેર છે, શહેરની મધ્ય

ભાગમાં પૌરાણિક ઉપરકોટ નામનો કિલ્લો છે, તે કિલ્લા નજીક જૈન દેરાસરો અને દેરાસર લગતી જ ધર્મશાળાઓ આવેલી છે, જ્યાં ઉતરવા રહેવા વિગેરેની તમામ પ્રકારની સગવડતા છે, તેમજ આ તીર્થની પેઢી પણ દેરાસરની બાજુમાં જ છે. તે પેઢીનો વહીવટ શેઠ **દેવચંદ લખમીચંદ**ના નામથી ચાલે છે, સદરહુ ધર્મશાળામાં વિશ્રાન્તિ લઇ વાહનોથી ડુંગરની તળેટી સુધી જવાય છે અને તળેટીમાં ધર્મશાળા તથા દેરાસર છે. આ તળેટી શહેરથી બે માઇલ દુર છે. તળેટીમાં યાત્રાળુઓને ઉતરવાની ધર્મશાળા છે. ત્યાં ઠામ, વાસણ તથા પાગરણ રહે છે અને પેઢી તરફથી યાત્રાએ આવનારને ભાતું અપાય છે, એક દેવાલય છે, આ ઉપરાંત કમિટી મારફતે શ્રી ગિરિરાજની યાત્રા કરીને આવતા યાત્રિકોને જમાડવા માટેના રસોડાનું વિશાળ મકાન છે, ત્યાં જમાડવામાં આવે છે અને મકાનમાં ઉતરવા સુવાની બધી જાતની સગવડતા છે. તળેટીથી ગિરિરાજ ઉપર ચડવાનું શરૂ થાય છે. રસ્તો કાળા પત્થરનાં પગથીયાંનો છે, એટલે સહેલાઇથી ચડી શકાય તેવું છે. ચડાવ પહેલી ટુંક સુધી બે માઇલનો છે રસ્તામાં વિશ્રામસ્થાનો (વિસામા) તથા પાણીનાં પરબો છે. પહેલી ટુંકને ફરતો કિલ્લો (કોટ) છે. કોટને લગતા બહારના ચોકમાં દાખલ થતાં પ્રથમ દરવાજા ઉપર શેઠ કેશવજી નાયકે બંધાવેલ બંગલો અને કોટડીયો છે. બહારના ભાગમાં યાત્રાળુ માટે જાજરૂખાનાં છે અને ભંગીને રહેવાને એક ઓરડી છે, અને તેને લગતા ખુગદાવાળા ઓરડાઓ ચોકીદારોને રહેવા માટે બનાવેલા છે. તેની આગળ સાતીજ હનુમાન ભૈરવની બે દહેરીઓ છે. તેથી પૂર્વદિશા તરફ માનસંઘ ભોજરાજના નામથી ઓળખાતી ટુંક છે.

## માનસંઘ ભોજરાજની ટુંક તથા કુંડ.

આ ટુંકમાં એક દેરાસરજી છે, એમાં મુળનાયક શ્રી **સંભવનાથજી**ની પ્રતિમા છે તથા સદરહુ ટુંકના પ્રથમ ચોકમાં સુરજકુંડ નામે એક સુંદર કુંડ છે, તે કચ્છ માંડવીના વીશા ઓશવાળ વણીક માનસંઘ ભોજરાજે બંધાવ્યાનું કહેવાય છે તથા તેમણે દેરાસરજી સમરાવ્યું તેથી તેના નામથી આ ટુંક ઓળખાય છે. તે પછી સંવત ૧૯૨૯ થી ૧૯૩૨ સુધી નરસી કેશવજી હથુ જીર્ણોદ્ધારનું કામ ચાલ્યું ત્યારે તેમણે પણ આ કુંડ સમરાવ્યો છે. તેમજ માનસંગ ભોજરાજે જુનાગઢ તલપદમાં આદીશ્વરજીના દહેરાની પ્રતિષ્ઠા સંવત ૧૯૯૧ માં કરાવેલી છે.

## શ્રી નેમનાથજીની ટુંક.

ડાબી બાજુએ શ્રી નેમનાથજીની ટુંકમાં જવાનો દરવાજો છે, ત્યાં ચોકીદારો પહેરો ભરે છે અને રહેવાની ઓરડીયો છે. દરવાજામાં પેસતાં ડાબી બાજુ અને દક્ષિણ દિશામાં ચૌદ ઓરડાને નામે ઓળખાતી ધર્મશાળા છે અને ટુંકમાં જતાં પ્રથમ એક ચોક અને ઓરડીઓ આવે છે. આ ચોકમાં ઇન્સ્પેકટરની ઓફીસ છે, તે પછી બીજો ચોક આવે છે. તે ચોકમા પણ યાત્રાળુઓને ઉતરવાની ઓરડીઓ છે. તે પછી નેમનાથજી મહારાજના દેરાસરવાળો ભાગ જેમાં મૂળ દેરાસરજી અને ફરતી ભમતી છે. આ નેમનાથજીના દેરાસરજીનો ઉદ્ધાર નેમનાથજીના નિર્વાણ પછી ૬૦૯ વર્ષે કાસ્મીર દેશમાં આવેલા કાંપીલ (કપીલ) નગરના રહેવાશી શેઠ રત્નશાહે નેમનાથજીની પ્રતિમા અધિષ્ઠાયિકા દેવી અંબાજીની આરાધના કરી મેળવી અને તેની પ્રતિષ્ઠા કરી જિનાલય કરાવ્યું, તેથી સદરહુ દેરા–સરજી હાલ પણ રતનશા ઓશવાળના નામથી ઓળખાય છે. તે પછી પાટણનો રાજા કરણ ઇ. સ. ૧૦૭૨ થી ઇ. સ. ૧૦૯૪માં થયો. તેમણે નેમનાથજીનું દેરાસર બંધાવ્યાનો સંવત ૧૧૧૩ (ઇ સ. ૧૦૫૭) ના લેખ ઉપરથી જણાય છે. નેમનાથજી દેરાસરજીની પાછળ જગમાલ ગોરધનનું પૂર્વદ્વારનું દેરાસરજી છે. તેમાં મૂળનાયક આદીશ્વરજી છે. સંવત ૧૮૪૮ ના વૈશાક વદિ ૬ શુક્રવારે વિજય

જિનેંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરાવેલી છે. આ ટુંકમાં ભમતીમાં શ્રી અમીઝરા પાર્શ્વનાથનું ભોંયરૂ આવેલું છે. તે ભોંયરામાં જતાં પ્રથમ સન્મુખ જીવિતસ્વામીજીની પ્રતિમાના દર્શન થાય છે. મૂળનાયકજીના દેરાસરજીમાં દાખલ થતાં ડાબી બાજુ શ્રી નેમનાથજીના પગલાંની દેરી તેમજ દ્વારની જમણી બાજુમાં શ્રી નેમનાથ પ્રભુની અધિષ્ઠાયિકા અંબિકા દેવીની મૂર્તિ એક દેરીમાં છે.

## મેરકવશીની ટુંક.

શ્રી નેમનાથજીની ટુંકમાં થઇને મેરકવશીની ટુંકમાં જવાય છે. સદરહુ ટુંકમાં દાખલ થતાં પહેલાં ડાબા હાથ તરફ પંચમેરૂનું દેરાસર તથા જમણા હાથ તરફ અદબદજીનું દેરાસરજી છે, ત્યાંથી ટુંકમાં દાખલ થવાય છે. આ ટુંક સિદ્ધરાજના મંત્રી સજ્જને આ તીર્થના જીર્ણોદ્ધારમાં પૈસા રાજ્યની ઉપજના વાપરેલા હતા તે ભરી આપવા માટે ટીપ કરેલી પણ સદરહુ રૂપીયા સિદ્ધરાજે નહિ લેવાથી ટીપના પૈસાનો ઉપયોગ આ ટુંક પાછળ કર્યાનું કહેવાયછે. મુળ દેરાસરજીમાં સહસ્ત્રફણા પાર્શ્વનાથજી છે, ફરતી ભમતી છે, દક્ષિણ તરફમાં અષ્ટાપદજીનું દેરાસરજી છે અને ઉત્તરની ભમતીમાં ચૌમુખજીનું દેરાસરજી છે. આ ટુંકના રંગમંડપમાં તેમજ દેરાસરોના અંદરના ભાગની ભમતીમાં કોતર કામ ઘણું જ સુંદર અને જોવાલાયક છે. આ ટુંકમાં પ્રભુજીની પૂજાના પાણીનું એક ટાંકું છે. તેમાંથી પખાલનું પાણી લેવાય છે.

## સંગ્રામ સોનીવાળી ટુંક.

મેરકવસીની ટુંકમાંથી બહાર આવતાં ઉત્તરાદિ તરફ આ ટુંક આવેલી જોવાય છે. આ ટુંકમાં દેરાસરજીમાં સહસ્ત્રફણા પાર્શ્વનાથજી બીરાજે છે. આ દેરાસરજી ઘણું જ સરસ છે. રંગમંડપની શોભા રમણીય છે એ માળનું છે. ઉપરમાં બેસવાની ગોઠવણ પણ છે. ફરતી ભમતી છે. ભમતીમાં ત્રણ દેરાસરજી છે, ગીરનારજી ઉપરના સઘળા દેરાસરોમાં આ દેરાસરજી સૌથી ઉંચામાં ઊંચુ છે. આ સંગ્રામ સોની બાદશાહ અકબરના વખતમાં થયેલો છે એમ ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે.

## કુમારપાળની ટુંક.

પાંચ કોડીને ફુલડે પામ્યા દેશ અઢાર,
કુમારપાળ રાજા થયો વર્ત્યો જય જય કાર.

આ કુમારપાળ સને ૧૧૪૩ થી સને ૧૧૭૪ સુધીમાં ગુજરાતના રાજા હતા તેમના નામથી આ ટુંક ઓળખાય છે. તેમાં મુળ દેરાસરજીમાં શ્રી અભિનંદન સ્વામી બિરાજે છે. આ દેરાસરનો બહારનો રંગમંડપ મોટો અને જોવાલાયક છે. ફરતી ભમતી હોય એવાં નિશાનો જોવામાં આવે છે, પણ હાલ ભમતી નથી. આ ટુંકના કમ્પાઉંડમાં બગીચો છે અને બગીચાની બાજુમાં દેડકી વાવ છે. આ વાવના પાણીનો ઉપયોગ પૂજામાં પખાલના પાણી તરીકે થાય છે. આ ટુંકના ઉત્તર તરફના કીલ્લામાં એક બારી છે તે બારીએથી ભીમકુંડમાંથી પાણી લાવવા માટે જવાય છે. આ ભીમકુંડ ઉપરની પૂર્વાદિ દીવાલમાં ગુલરના ઝાડ નીચે ભીમકુંડના રીપેર કરાવવા બાબતનો સંવત ૧૬૮૫ નો લેખ છે.

## વસ્તુપાલ તેજપાલની ટુંક.

ગઢની બહાર શ્રી નેમનાથજીની ટુંકની સામે પૂર્વાદી બાજુમાં અને માનસંગ ભોજરાજની ટુંકની બાજુમાં આ ટુંક આવેલી છે. આ ટુંકમાં ત્રણ દેરાસરો છે. વચલા

દેરાસરજીમાં ગર્ભાગાર છે. તેમાં મૂળનાયક શામળા પાર્શ્વનાથજી છે તથા તેની બાજુમાં એક દેરાસરજીમાં સમનોરમ સમવસરણુ અને એકમાં વૃત્ત–ગોળ સમોવસરણુની રચના છે. તે પીળા પત્થરમાંથી કોતરીને બનાવેલા છે. થાંભલા સલીના પત્થરના છે. આ દેરાસરોની અંદરની તથા બહારની કોતરકામની કારીગરી ઘણી જ ઉત્તમ અને જોવાલાયક છે. રાજા વીરધવળ ઇ.સ. ૧૨૧૪ થી સને ૧૨૪૩ સુધીમાં થયા, તેમના વખતમાં મંત્રી વસ્તુપાલ તેજપાલે આ ટુંકનું દેરાસરજી બંધાવેલું છે, તથા બાજુમાં ધર્મશાળા બંધાવી છે. લેખ સંવત ૧૨૮૮ તથા સંવત ૧૨૮૯ ના છે. દેવેન્દ્રસૂરિજી ૧૨૭૦ થી ૧૩૨૭ સુધીમાં હતા તેમને વસ્તુપાલ-તેજપાલની આગેવાની નીચે સૂરિપદ આપવામાં આવ્યું હતું. આ ત્રણ દેરાસરજીની પાછળના ભાગમાં વસ્તુપાળ-તેજપાળના ગુમાસ્તાનું એક દેરાસરજી છે.

## શ્રી સંપ્રતિ રાજાની ટુંક.

આ રાજા ઇ. સ. ની પૂર્વે ત્રીજા સૈકાની આખરે થયા તેમણે પૂર્વે ભવે ભિક્ષુકપણું તજી દઈ ચારિત્રનો સ્વીકાર કર્યો, ઘણું ભોજન કરવાથી રોગગ્રસ્ત થઈ ચારિત્રની અનુમોદના કરતાં મૃત્યુવશ થયા. ચારિત્રની અનુમોદનાના પુણ્યથી સંપ્રતિ રાજા થયા. આર્યસુહસ્તિસૂરિના ઉપદેશથી જૈન ધર્મ ગ્રહણ કરી તેમણે સવાલક્ષ દેવાલયો નવા કરાવ્યાં, સવા કોટી અર્હત્ પ્રતિમા ભરાવી, પંચાણું સહસ્ર ધાતુના બિંબ ભરાવ્યાં, તેમણે આ ટુંક બંધાવી જેમાં હાલ એક દેરાસરજી મોજુદ છે ભમતીનો નાશ થઇ ગયાનું જણાય છે. આ દેરાસરની અંદર તથા બહારના ભાગનું કારીગરી કામ ખાસ જોવાલાયક છે.

સંપ્રતિ રાજાની ટુંકની ઉત્તરે જ્ઞાનવાવ તથા તેની બાજુમાં એક દેરાસરજી છે. તેમાં મુળનાયક શ્રી સંભવનાથજીનું ચૌમુખજીવાળું દેરાસર છે. ઉપર મુજબની ટુંકો ગઢ ( કીલ્લા ) ની અંદર છે. ગઢની પશ્ચિમ દીવાલમાં એક બારી છે, આ બારીનો રસ્તો કુમારપાળની ટુંક અને સંગ્રામ સોની-વાળી ટુંક વચ્ચે છે. ત્યાંથી બહાર જતાં હાથીપગલાંકુંડ જવાની રસ્તાની બાજુમાં એક દેરાસરજી છે, તેમાં મુળનાયકજી ચંદ્રપ્રભુજી બિરાજે છે. શ્રી સંપ્રતિરાજા અને વસ્તુપાળ-તેજપાળની ટુંક વચ્ચેના રસ્તે જતાં ગઢનો બીજો દરવાજો આવે છે. અહીં ગીરનારજીનું દરીયાની સપાટીથી ૩૧૦૦ ફીટની ઉંચાઇનું લેવલ એક પથ્થરમાં કોતરેલું છે. અને ત્યાં પગથીયાંની સંખ્યા ૪૦૦૦ ની થાય છે આગળ ચાલતાં રસ્તાની ડાબી તરફ એક દેરાસરજી આવે છે. તેમા મુળનાયક શ્રી શાંન્તિનાથજી મહારાજ છે. આ દેરાસર માંગરોળવાળા શેઠ ધરમશી હેમચંદના નામથી ઓળખાય છે રસ્તાની જમણી બાજુ એક ગુફા આવે છે, તેમાં શ્રી રાજુલા માતાજીની તથા રહનેમિજીની મૂર્તિ છે. ત્યાંથી આગળ જતાં રસ્તાની જમણી બાજુ ચોમુખજીનું દેરાસરજી આવે છે તેને ફરતું કમ્પાઉન્ડ છે. આ દેરાસરજીની પ્રતિષ્ઠા સંવત ૧૫૧૧ માં જિનહર્ષસુરિએ કરેલી છે. ત્યાંથી આગળ ચાલતાં ગૌમુખીની જગ્યા આવે છે. તે જગ્યામાં ચોવીસ ભગવાનના પગલાં છે, આ જગ્યા પાસે બે રસ્તા છે, એક સહસ્રાવન તરફ જવાનો અને એક અંબાજી તરફ જવાનો. તે અંબાજી વાળે રસ્તે જતાં આ દેરાસરજીમાં મૂળ નાયક શ્રીરહનેમિજી છે. ત્યાંથી આગળ ચાલતાં સંઘવીના સાચા કાકાની જગ્યા રસ્તા ઉપર આવે છે. ત્યાંથી આગળ ચાલતાં અંબાજીનું દેરાસરજી ત્યાંથી નીચે ઉતરતાં ત્રીજી ટુંક આવે છે, ત્યાં નેમનાથજીના પગલાની દેરી અને ચોથી ટુંકે કાળી શીલામાં નેમનાથજી મહારાજની પ્રતિમાજી કોતરેલાં છે અને એક શીલા ઉપર પગલાં છે. ત્યાં સંવત્ ૧૨૪૪ નો લેખ છે. ત્યાંથી આગળ ચાલતાં પાંચમી ટુંક આવે છે, ત્યાં દેરીમાં શ્રી નેમનાથજીના પગલાં છે અને પાછળ કોતરેલી મૂર્તિ છે.



હીઝ હાઈનેસ કેપ્ટન સર મહાબતખાનજી

જી. સી. આઈ. ઇ., કે. સી. એસ. આઇ.

નવાબ સાહેબ બાબી બહાદુર જુનાગઢ સ્ટેટ. જુનાગઢ.

Mahavir P. P-JND.

ગિરનારજી ઉપર અંબિકાજીનું દેવલ સૌથી ઉંચાણવાળા શીખર ઉપર આવેલું છે. આ દેવળની બાંધણી ઉપરથી સંપ્રતિ રાજાએ બંધાવેલું હોય એમ અનુમાન થાય છે કેમકે ગીરનારપરના ગઢમાં સંપ્રતિરાજાના નામથી જે દેવળ અત્યારે ઓળખાય છે તેની તથા શહેરમાંથી ગીરનાર આવતાં રસ્તામાં દામોદરકુંડ ઉપર જે દેરાસરજી હાલ મોજુદ છે તેની બાંધણી એક બીજાને મળતી આવે છે.

આ સંપ્રતિ રાજાએ પાંચ દેવળો બંધાવેલાં, જેમાં ( ૧ ) ગીરનારજીના ગઢમાં તેમના નામથી ઓળખાય છે તે તથા ( ૨ ) અંબાજીનું તથા ( ૩ ) દામોદરજી કુંડ ઉપરનું ( ૪ ) તળ જુનાગઢમાં માહીગઢેચીનું તથા ( ૫ ) કસાઇવાડમાં જૂની સંગીવાવ પાસેની મસીદ જ્યાં છે ત્યાં બંધાવ્યાની હકીકત નીકળે છે.

હાલ જુનાગઢમાં દેરાસરજીમાં મૂળનાયક **શ્રી મહાવીર સ્વામીની** જે પ્રતિમા છે તે સંવત ૧૮૯૭ ના અરસામાં માહીગઢેચી જેને હાલ બાર મૈયદની જગ્યા કહે છે ત્યાંથી નીકળ્યા હતા.

ગોમેધ યક્ષના દેરાસરજીના સંબંધમાં તેનું અપભ્રંશ નામ થઇ તે જગ્યાને લોકો હાલ ગઉમુખીની જગ્યા કહે છે અને તેમ થવાનું એમ પણ અનુમાન થાય છે કે ત્યાં કુંડ છે તેમાં ગાયના મુખમાંથી ઝરણ આવે છે. ( જેની પાસે હજુ પણ ચોવીશ તીર્થંકરનાં પગલાં છે અને દરેક પગલાંની જોડ પાસે અરિહંતનું નામ બાળબોધમાં કોતરેલું છે ) તે ઉપરથી તેમ થયું હોય એમ પણ અનુમાન થાય છે.

આ બન્ને દેવળોનો કબજો અતીત અને બ્રહ્મચારીઓનો છે, પરંતુ હકીકત ઉપર મુજબની છે.

## સહસ્રાવન.

ગૌમુખીની જગ્યાથી નીચાણમાં ડાબી બાજુવાળા રસ્તેથી સહસાવનમાં જવાય છે. સહસાવનમા શ્રી નેમનાથજી મહારાજના પગલા છે, તેને ફરતું કમ્પાઉન્ડ છે, તથા બહારના ભાગમા રાજુલમાતાની પગલાની દેરી છે. અહીં પારસ કુંડ તથા કમંડલ કુંડ છે તેના પાણીથી પખાલ થાય છે, અને યાત્રાળુઓને પીવાના ઉપયોગમા આવે છે. ગોડી તથા યાત્રાળુઓ માટે બુગદાવાળી ધર્મશાળા છે. આ સિવાય બીજાં જાણવા લાયક ઘણાં સ્થળો છે.

## જુનાગઢ શહેર.

આ ગિરનારજી મહાતીર્થની છાયામાં જુનાગઢ મોટું શહેર આવેલ છે. ઊના–ઘુના અને જૂના એ ત્રણ જુનામાં જુના એ અલૌકીક કહેવત પ્રમાણે આ શહેર ઘણું જ પ્રાચીન છે. પૂર્વકાળમા અહિં હિંદુરાજવીનો અમલ હતો જેનો ઇતિહાસ જગ પ્રસિદ્ધ છે. હાલમા મુસલમાની નવાબી રાજ્ય અમલ છે છતા હિંદુ મુસ્લીમ સર્વ પ્રજા એક સરખી સામાન્યત: શાંતિ અનુભવે છે. આ શહેરમા લગભગ પચાશ હજાર માણસની વસતી છે. મૂસ્લીમ રાજ્યની અપેક્ષાએ અન્ય રાજ્યો કરતા અહિં મુસ્લીમ પ્રજા વધુ દષ્ટિગોચર થાય છે તો પણ હિંદુઓની વસતી કાંઇ ઓછા પ્રમાણમા નથી. જુનાગઢ રાજ્ય સમગ્ર કાઠિયાવાડના રાજ્યો પૈકી સર્વથી મુખ્ય રાજ્ય છે. લગભગ અન્ય સર્વ સૌરાષ્ટ્રના દેશી રાજ્યો આ જુનાગઢ રાજ્યને ખંડણી ભરનારા છે. શહેરમાથી તલાટી જતા રસ્તામા અશોકના શિલાલેખો ઊપરકોટ, અને તેમા આવેલા નોઘણ કુવો, અડીકડીની વાવ તથા ભોંયરા વિગેરે સ્થાનો અને સિંહ વાઘ વિગેરે જાનવરોવાળો બગીચો ઇત્યાદિ સ્થળો જોવા લાયક છે. શહેરની બાંધણી ઘણી સુરમ્ય છે આ શહેરમા શ્વે. મૂ. જૈનોની વસતી સારા પ્રમાણમા છે લગભગ અઢીસો ઘર દેરાવાસી સંપ્રદાયના અને તેટલા જ સ્થાનકવાસી સંપ્રદાયના ઘરો છે. શ્વે. મૂ. સંપ્રદાયમા ડૉ. ત્રિભોવનદાસના સુપુત્ર શેઠ પ્રભુદાસભાઇ, તથા રેલ્વે ઓડીટર શ્રીયુત ડાહ્યાભાઇ હુકમચંદ (હમણા જ જેઓ દેવગત થયા છે,) વિગેરે મુખ્ય તેમ ધર્મપરાયણ શહેરીઓ છે. તીર્થનો વહીવટ કરવા માટે શેઠ આણંદજી કલ્યા

ણજી હસ્તક ચાલતી શેઠ દેવચંદ લક્ષ્મીચંદની પેઢી છે. તે ઉપરાંત ત્રણ શિખરબંધી ઘણું જ રમણીય શ્રી મહાવીર પ્રભુનું દેરાસર, શેઠ હેમાભાઇની તથા બાબુની વિશાળ ધર્મશાળાઓ, શેઠ દેવકરણ મૂલજી જૈન બોર્ડીંગ, તલાટી ભોજન શાલા ખાતું, શ્રી ગિરનારજી જીર્ણોદ્ધાર ખાતુ, કન્યાશાળા હુન્નર ઉદ્યોગશાળા, જૈન પાઠશાળા અને લાયબ્રેરી વિગેરે અનેક ધર્મસંસ્થાઓ આવેલી છે.

**શ્રી સંઘનું દબદબાભર્યું સામૈયું, સામૈયામાં દિવાન શ્રી મોન્ટીથ સાહેબ.**

તા. ૨૫-૧૨-૩૮ના દિવસે જામનગર જૈન યાત્રિક સંઘનો શ્રી જુનાગઢમાં પ્રવેશ થવાનો હોઇ જુનાગઢની જૈન જૈનેતર સમગ્ર પ્રજા આજે ઉલ્લાસમાં હતી. જૈનોએ પોતપોતાના લત્તાઓ તેમજ દિવાન ચોક અને દેરાસર-ધર્મશાળાઓ પાસેના વિભાગો ધ્વજા પતાકા સ્વાગત બોર્ડોથી ખુબ સુશોભિત બનાવ્યા હતા, વિઠ્ઠલવાડીથી રવાના થયેલો સંઘ મજેવડી દરવાજે લગભગ નવ વાગે આવી પહોંચતા દરવાજા પાસે જ બેઠક ગોઠવવામાં આવી હતી શહેરમાંથી સ્થાનિક આગેવાનો સામૈયા સાથે આવી પહોંચતા શ્રી સંઘપતિ તથા સંઘવણોને ફુલહાર-ગજરા વિગેરે જુનાગઢ જૈનસંઘ તરફથી શેઠ પ્રભુદાસ ત્રિભોવનદાસે અર્પણ કર્યા હતા અગાઉથી નકી થયા પ્રમાણે જુનાગઢ સ્ટેટના દિવાન **સર. મોન્ટીથ સાહેબ** પણ સાડા નવ વાગતા આવી પહોંચ્યા અને સંઘપતિનો ઉચિત સત્કાર થતા સંઘપતિ તરફથી પણ તેમનું સન્માન કરવામાં આવ્યું. તેજ અવસરે નિશાન ડંકો, ઇંદ્રધ્વજ, હાથી મોટરની લંગાર, જુનાગઢ બોર્ડીંગના વિદ્યાર્થિઓ, જુનાગઢ સ્ટેટ બેન્ડ, મુસ્તફા બેન્ડ, પ્રભુજીની પાલખી વિગેરે સંપૂર્ણ રસાલા સાથે સામૈયુ શરૂ થયું. શ્રી મોન્ટીથ સાહેબ પણ સામૈયામાં થોડીવાર સાથે ચાલી મોટરદ્વારા વિદાય થયા હતા, સામૈયુ દિવાન ચોક વિગેરે શહેરના મુખ્ય મુખ્ય રસ્તાઓ ઉપર ફરી સાડા બાર લગભગ દેરાસર પાસે આવી પહોંચતા પૂ. આચાર્ય મહારાજાદિ સકલસંઘ પ્રભુના દર્શનાર્થે ગયો હતો. સામૈયુ તથા સંઘપતિને નીરખવા માટે જુનાગઢની સર્વ પ્રજાથી રસ્તાઓ ઉભરાઇ ગયા હતા. મુનિમહારાજાઓ પાસે સ્થળે સ્થળે સૌ. બ્હેનો તરફથી થતી ગુંહુલીઓ અને સંઘપતિના કંઠમાં જુદા જુદા સંખ્યાબંધ ગૃહસ્થો તરફથી થતા ફુલહારના સન્માનને અંગે સામૈયાને વારંવાર ઉભા રહેવાનો પ્રસંગ આવતો હતો. વિશાળ દિવાન ચોક પણ આ અવસરે માનવસમૂહથી સંપૂર્ણ ભરાઇ ગયો હતો. ફોટોગ્રાફર શ્રીયુત રતિભાઇએ જામનગર તથા ધોરાજીની માફક અહિં પણ સંખ્યાબંધ ફોટાઓ તથા ફીલમ લીધી હતી. પ્રભુના દર્શન કર્યાબાદ પૂ આચાર્ય મહારાજ શ્રી. વિગેરે મુનિવર્ગમાંનો મોટો ભાગ સ્થાનિક સંઘના અત્યાગ્રહથી ધર્મશાળામાં રોકાઇ ગોચરી પાણી કરી સાંજે તલાટીએ સંઘના કેમ્પમાં જઇ પહોંચ્યો હતો. જ્યારે સામૈયું તો તેજ અવસરે સંપૂર્ણ સામગ્રી સહિત દરવાજાથી બે માઇલ દુર તલાટી પાસે ભવનાથમાં નખાયેલા સંઘના કેમ્પમાં અઢી વાગે પહોંચી ગયું હતું. સંઘનો કેમ્પ હંમેશા વિશાલ ખેતરમાં જે વ્યવસ્થાથી ગોઠવાતો હતો તે વ્યવસ્થા આજના કેમ્પમાં ખુબઝાડીને અંગે જાળવી શકાય તેમ ન હોવાથી છુટક છુટક નખાયો હતો તોપણ સંઘપતિ-સંઘવણો સંઘકચેરી સૂરીશ્વરો તેમજ સંઘના દેરાસરજીના તંબુઓ તો સુંદર સ્થળે ગોઠવાયેલા હોઇ પ્રેક્ષકોને આનંદ આપતા હતા. આજે જુનાગઢ નિવાસી અને પોર્ટસુદાનમાં વ્યાપાર કરનારા **શ્રીયુત આણંદજીભાઇ મોતીચંદ** તરફથી નવકારશી કરવામાં આવી હતી.



સંઘપતિ વિગેરે જુનાગઢ-મજેવડી દરવાજા બહાર વિશ્રાંતિ લ્યે છે.



જુનાગઢ-મજેવડી દરવાજેથી સંઘનો ભવ્ય પ્રવેશ અને ગજરાજ [પૃષ્ઠ. ૭૮]

આનંદ પ્રેસ-ભાવનગર.

આ કડકડતી શીયાળાની ઠંડીમાં ટાઢ પવનનો પરિસહ સેવી, આ યુગમાં રેલ્વે આદિ યંત્રોના સાધનો હોવા છતાં ગામડાંઓના ધૂળવાળા કઠણ માર્ગે 'છરી'પાળી સંઘ સાથે શ્રી જામનગરથી પ્રયાણ કરી રસ્તામાં યાત્રાળુના મોટા સમુદાયને રોજીંદી આવતી મુશ્કેલીઓ ગમે તે પૈસાના ભોગે હસ્તે મુખે દૂર કરવામાં, સાધુસાધ્વીના મહાન સમુદાયની વૈયાવચ્ચ કરવામાં તેમજ યાત્રિકને રસ્તામાં સેવા પૂજા દર્શનાદિ માટે ચાંદીના સમવસરણ પાલખી આદી સામગ્રી પુરી પાડી તેમજ ઠંડુ ખાવાની પ્રથાથી શારીરિક સંપત્તિ બગડે તે સમજી દૂધ ચાપાણી સાથે બે વખત ગરમ રસોઇ કરાવવાની સગવડ રાખવામાં તેમજ રસ્તામાં આવતા સ્થળોમાં જ્યાં જૈન મંદિરો હોય ત્યાં પણ જઇ ત્યાંના લોકોની જરૂરીયાતો સમજી તેમાં પૈસાથી મદદ કરવામાં આપના અઢળક પૈસાનો ઉદાર દિલે વ્યય કરવા સાથે આપ શ્રીમંત છતાં, શાન્ત, સરળ સ્વભાવથી મહાન્ આત્મીય પુરુષાર્થ સેવી રહ્યા છો. તે માટે આપને ખરા હૃદયની મુબારકબાદી આપીએ છીએ.

આપશ્રી મેસાણા દેશવિરતિ ધર્મારાધક સમાજના અધ્યક્ષ તરીકે જે સેવા કરી રહ્યા છો તે અમારા માટે ઓછું ગર્વનું કારણ નથી.

ઉપરોક્ત સત્કાર્યો કરી આપશ્રીએ જે લોકપ્રિયતા મેળવી તે માટે શ્રી જામનગર રાજ્ય તરફથી આપશ્રીને " ઓર્ડર ઓફ મેરીટસ "નો માનવંતો ઇલ્કાબ એનાયત કરી રાજ્યે આપની કદર બુઝી છે તે ઘણું જ પ્રશંસનીય છે.

આપશ્રીએ અહીં પધારી ચતુર્વિધ સંઘના દર્શન તથા સેવાનો અમોને જે અલભ્ય લાભ આપ્યો છે તે માટે આપશ્રીના અમો રૂણી છીએ.

આપશ્રી આવો મોટો સંઘ લઇ અત્રે પધારવાના છો તેવા ખબર અમારા ખુદાવીંદ નેકનામદાર નવાબ સાહેબ કેપ્ટન સર મહોબતખાનજી જી. સી. આઇ. ઇ, કે સી, એસ. આઇ. સાહેબ બહાદુરને તેમજ મે. મુખ્ય દિવાન સાહેબ જે. મોન્ટીથ સી. આઇ. ઇ. આઇ. સી. એસ. સાહેબને મળતાં આ રાજ્યની હદમાંની આપની મુસાફરીમાં, બનતી બધી સગવડ આપવા તથા બંદોબસ્ત જાળવી જે ઉદારતા બતાવી છે તે માટે અમો નામદાર નવાબસાહેબના તથા મે. દીવાન સાહેબના આભારી છીએ, અને પરમકૃપાળુ પરમાત્મા તેઓ નામદારશ્રીના રાજ્યકુટુંબને દીર્ઘાયુષ્ય બક્ષે તેવી પ્રાર્થના કરીએ છીએ.

## માનપત્રનો

શ્રી જુનાગઢ મહાજનશ્રી તરફથી આજે અમારો જે સત્કાર કરવામાં આવ્યો છે તેને માટે અમે તેઓશ્રીના અત્યંત ઋણી છીએ. પણ અમારે એમ કહેવું જોઈએ કે એક શ્રાવક તરીકે જે કાંઇ અમારી ફરજ છે તેથી અમે કાંઈ વિશેષ કર્યું નથી. પોતાની શક્તિ અનુસાર શાસનની ઉન્નતિના કાર્યો કરવા એ દરેક શ્રાવકની ફરજ ગણાય અને તેવો સુયોગ પ્રાપ્ત થતાં શાસનોન્નતિના કાર્ય કરવાની તમન્ના થઇ તે અમારા અહોભાગ્યની નિશાની અમે માનીએ છીએ અને તેને માટે જે આચાર્યમહારાજેએ સદ્‌બોધ આપી અમને પ્રેરણા કરી તેમને ખરેખરૂં માન ઘટે છે. આપણા સાધુ સાધ્વીઓ પગે ચાલીને જ વિહાર કરી શકે અને તેથી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાનો બનેલો ચતુર્વિધ સંઘ છ ' રી ' પાળતાં યાત્રા કરે અને નિવૃત્તિના સમયમાં એકાગ્રતાથી ધર્મધ્યાન કરે તે આવશ્યક છે અને તેવી રીતે સંઘ કાઢી યાત્રા કરવી એ એક અણમોલ લ્હાવો છે. આવા સંઘ કાઢ-

॥ नमो नेमि जिनेश्वरम् ॥

# માનપત્ર

ॐकारं निन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः ॥
कामदं मोक्षदं चैव, ॐकाराय नमो नमः ॥

## સદ્દગુણાલંકૃત, ધર્મારાધક, દાનવીર, મહાપુન્યશાળી,
## શ્રી જામનગરનિવાસી સંઘપતિ
## શેઠ પોપટલાલ ધારસીભાઇ તથા શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારસીભાઈ

શ્રી બાલબ્રહ્મચારી તીર્થોન્નતિકારક શ્રી જૈનશાસન પ્રભાવક સૂરિસમ્રાટ આચાર્ય શ્રી વિજયનેમસૂરીશ્વરજી, આચાર્ય શ્રી સાગરાનંદ સૂરિજી, તથા આચાર્ય શ્રી વિજયમોહનસૂરિજીના સદ્દઉપદેશથી આપશ્રી અત્રેના પરમપવિત્ર તીર્થ શ્રી રૈવતગિરિમા બિરાજતા બાળબ્રહ્મચારી બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથજી ભગવાન કે જેમના દીક્ષા, કેવળજ્ઞાન તથા નિર્વાણ ત્યા થયેલા છે તે પરમપવિત્ર ગિરિરાજને ભેટવા સકળ સંઘ સાથે પધાર્યા છો તેમજ શ્રી અજારા પાર્શ્વનાથજીનુ ઘણુ જ પ્રાચીન તીર્થ, તીર્થાધિરાજ શ્રી સિદ્ધાચળજીની યાત્રા કરવા નિમિત્તે ચતુર્વિધ સંઘ સાથે પધારનાના છો તે જાણી અમોને બહુ આહ્લાદ થાય છે અને આ જીર્ણદુર્ગના પવિત્ર તીર્થમા આ મહામાંગલિક પ્રસંગે આપશ્રી સંઘપતિનુ અમારા અત્રેના મહાજન તરફથી આ માનપત્રદ્વારા આજે સ્વાગત કરતા અમારા હૃદયો હર્ષથી ઉભરાય છે

આપશ્રી આપના સાંસારિક કાર્યના અનેક વ્યવહારિક પ્રસંગોમા આપ ગુંથાયેલા હોવા છતા પ્રભુભક્તિ, ગુરુસેવા તથા બીજા ધાર્મિક કાર્યોમા અડગ શ્રદ્ધાળુ છો એટલુ જ નહિ પણ આયંબિલ પ્રમુખ દિક તપના ખરા ઉપાસક બની શ્રી જામનગરમા વીસ હજારની રકમ ખર્ચી શ્રી વર્ધમાનતપ આયંબિલ ખાતુ સ્થાપવામા, તેમજ સ્વામીભાઈ માટે ભોજનાલય બંધાવવામા ત્રીશ હજાર રૂપીયાની ઉદાર સખાવત કરી, અતિ મોટા ખર્ચે ઉજમણાના તથા સમવસરણના સુપ્રસંગો ઉજવી શ્રી જૈન ધર્મની જે શોભા વધારી છે, તેમજ દેવબાગ નામે ઉપાશ્રય બંધાવી શ્રી જૈનશાસનની જે સેવા કરી છે તે સાંભળી આપશ્રીને સહૃદય અભિનંદન આપીએ છીએ

આધુનિક ઉચ્ચ કેળવણીને ઉત્તેજન આપવા અર્થે જામનગરમા શ્રી જૈન વિદ્યાર્થી ભુવન તેમજ જ્ઞાનમંદિર સ્થાપવામા તેમજ થાણા જીલ્લામા બોર્ડીંગની ઉદ્દઘાટન ક્રિયામા પ્રમુખ તરીકે બિરાજી સારી રકમ આપવાની ઉદારતા બતાવવામા આપના સ્વોપાર્જિત દ્રવ્યનો જે સદ્દવ્યય કરી રહ્યા છે તે સાથે આ યુગમા ક્ષય જેવા કાતિલ દર્દની બીમારીથી પીડાતા દરદીઓને રાહત આપવા શ્રી જામનગરમા સેનીટોરીયમ બંધાવવામા રૂા પચાસ હજાર જેવી નાદર રકમ વાપરી સમાજસેવા કરી ગરીબોના આશીર્વાદ લઇ રહ્યા છો તે આપની ઉત્તમ દાનશ્રેણી જાણી આપ જેવા દાનેશ્વરી માટે અમોને ગર્વ પેદા થાય છે

## જ વા બ

વાથી સાધર્મી બંધુઓ અને બ્હેનો એક બીજાના નીકટ સંબંધમાં આવે અને પરસ્પરના સહકારથી શાસનની ઉન્નતિના કાર્યો સરલતાથી થાય તથા શાસનની ઉન્નતિ થાય, આ દષ્ટિબિંદુથી અમે આ છ 'રી' પાળતો સંઘ કાઢવા નિશ્ચય કર્યો અને તેને અમલમાં મૂકવા અમે ભાગ્યશાલી થયા તેને માટે અમે પરમાત્માનો પાડ માનીયે છીએ. અમારા બીજા કેટલાક કાર્યોની પ્રશંસા કરવામાં આવી છે પણ અમને જે કાંઇ કાર્યો કરવા જોઇએ તેથી વિશેષ અમે કાંઇ કર્યું નથી, છતા શ્રી જુનાગઢના મહાજનશ્રીએ અમારા કાર્યોની અનુમોદના કરી અમને જે પ્રોત્સાહન આપ્યું છે તેને માટે અમે તેઓશ્રીનો ઉપકાર માનીએ છીએ અને આવી અનુમોદનાને લીધે એમને તેમ જ અન્ય જૈન બંધુઓને શાસનની ઉન્નતિ કરવાની પ્રેરણા થાય એવી અમારી અંતરની અભિલાષા વ્યક્ત કરતાં આપ સર્વેનો અમે આભાર માનવા પ્રેરાઇએ છીએ.

આપશ્રી તથા આપનું કુટુંબ શ્રી સંઘ સાથે આરોગ્યતા અને સુખશાંતિથી આપની લાંબા વખતની ધારેલ મુરાદ બર લાવી આ મહાન યાત્રા પરિપૂર્ણ કરો, લોકોપયોગી અને જીવદયાના અનેક સત્કાર્યો કરી સમાજસેવામાં આપના આત્માનું કલ્યાણ સાધતા રહો તેવી ખરા જીગરની ભાવના સાથે પરમકૃપાળુ પરમાત્મા આપને દીર્ઘાયુષ્યવાળા કરે તેવી પ્રાર્થના કરી વીરમીએ છીએ.

શ્રી જીર્ણદુર્ગ ઉર્ફે જુનાગઢ, ભવનાથ તલાટી,
સં. ૧૯૯૪ના માગસર વદ ૯ તા. ૨૬-૧૨-૩૭

### લી. અમો છીએ આપના સ્નેહાભિલાષી

શેઠ માધવજી કાનજી હા. ચિત્તરંજનદાસ રૂઘનાથ
શેઠ પ્રભુદાસ ત્રિભોવનદાસ
શેઠ પ્રભુદાસ કરસનદાસ
શેઠ ન્યાલચંદ પ્રભુદાસ
શેઠ ગોવિંદજી ગિરધર હા. દેવચંદ ઝવેરચંદ
શેઠ કપુરચંદ નાથાભાઇ ચોકસી
શેઠ લખમીચંદ વીરચંદ
વકીલ જેઠાલાલ પ્રાગજી
વકીલ મનસુખલાલ ધરમશી
શેઠ ગીરધરલાલ મકનજી
શેઠ વીઠલદાસ નરભેરામ
શેઠ આણંદજી મોતીચંદ
દફીયા મુલચંદ હીરજી હા. જમનાદાસ મુલચંદ
દોશી નેમચંદ લવચંદ
પા. નારણજી પ્રેમજી હા. હરીદાસ નારણજી
શેઠ કાનજી પરસોતમ હા. પરમાણંદ કાનજી
ચોકસી કાનદાસ દેવચંદ હા. લવચંદ કાનદાસ
શા. રતીલાલ પ્રભુદાસ હા. પ્રભુદાસ ઝરવેચંદ
દોશી માધવજી રૂગનાથ હા. ભગવાનદાસ
દોશી દુલભજી નાનજી હા. પોપટલાલ

સંઘપતિને જુનાગઢ મહાજન તરફથી માનપત્ર.

તા. ૨૫-૨૬-૨૭ અને ૨૮ એમ ચારદિવસ સુધી સંઘનો કેમ્પ આ મહાતીર્થની છાયામાં રહેવાનું અગાઉથીજ નક્કી થયું હતું એટલે રોજેરોજના પ્રવાસથી કાંઇક શ્રમિત થયેલા યાત્રિકો શાંતિમાં દેખાતા હતા. યાત્રિકોનો કેટલોક ભાગ તો તા ૨૫ મીએ પણ એ તીર્થપતિની યાત્રાનો લાભ લેવા ભાગ્યશાલી બન્યો હતો, જ્યારે તા ૨૬ મીએ તો પૂ. આચાર્ય મહારાજાદિ સમગ્ર મુનિમંડલ સંઘપતિ-સંઘવણો તથા લગભગ સમગ્ર સંઘ બાલબ્રહ્મચારી -શ્રી નેમીશ્વર પ્રભુની યાત્રા માટે વ્હેલી સવારથી ગિરિરાજ તરફ રવાના થઇ ગયો હતો. સાંજે સંઘના કેમ્પમાંજ વિશાલ સમીયાણામાં ઉભય સંઘપતિને જુનાગઢ સ્ટેટ. કાઉન્સીલના સભ્ય. ધારાશાસ્ત્રી **શ્રીમાન્ શિવદત્તરાય** ના પ્રમુખ પણા નીચે **શ્રી જુનાગઢ મહાજન સમસ્ત** તરફથી માનપત્ર આપવાનો મેળાવડો ભરવામાં આવ્યો હતો. સંઘમાં સાથે રહેલા, સંઘના દર્શનાર્થે ખાસ બહાર ગામથી આવેલા, તેમજ સ્થાનિક શહેરના સંભાવિત સદ્ગૃહસ્થોની હાજરી મોટા પ્રમાણમાં દશ્યમાન થતી હતી. પ્રારભમાં પ્રભુસ્તુતિ વિગેરે મંગલાચરણ થયા બાદ શેઠ પ્રભુદાસ ત્રિભોવનદાસની દરખાસ્ત અને વકીલ જેઠાલાલભાઇના અનુમોદન પૂર્વક પ્રમુખ સાહેબે પોતાનું સ્થાન લીધું હતું. ત્યારબાદ અનુક્રમે વકીલ મનસુખભાઇ, વકીલ નવલચંદભાઇ, શ્રીયુત નરોત્તમદાસ, વિગેરેના વક્તવ્યો સંપૂર્ણ થતાં પ્રમુખશ્રી તરફથી સંઘપતિ ને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું જે વકીલ મનસુખભાઇએ સર્વસભાસમક્ષ ઉચ્ચસ્વરે વાંચી સંભળાવ્યું હતું. સંઘપતિ તરફથી તેનો યોગ્ય. જવાબ વાળવામાં આવ્યો હતો, તેમજ જુદા જુદા ખાતાઓમાં નીચે પ્રમાણે સંઘપતિ તરફથી ઉદાર રકમો અર્પણ કરવામાં આવી હતી.

સંઘપતિ તરફથી થયેલી ઉદાર સખાવતો.

રૂા. ૨૫૦૦) શેઠ દેવચંદ લક્ષ્મીચંદની પેઢી, ૧૫૦૦) શ્રીગિરનારજી જીર્ણોધ્ધાર, ૫૦૦ પાંજરાપોળ, ૧૨૫) વર્ધમાન તપ આયંબિલ ખાતુ, ૧૨૫) તલાટી ભોજન શાળા, ૧૦૦ જૈન બોર્ડીંગ, ૧૦૦, સ્રી ઉદ્યોગ શાળા, ૫૦ આશ્રમ. આ પ્રમાણે લગભગ પાંચ હજારની રકમ અર્પણ કરવાં ઉપરાંત તીર્થનાયક શ્રી નેમીશ્વર ભગવંતના કંઠમાં દાખલ કરવા માટે લગભગ દશ હજારની કિંમતનો હીરા માણિકનો હાર પણ તૈયાર કરાવેલો હતો. છેવટે પ્રમુખનો ઉપસંહાર તેમજ આભાર દર્શન અને પુલહાર ગજરાની પહેરામણી સાથે સભા વિસર્જન કરવામાં આવી હતી. આજે જામનગર નિવાસી **શેઠ જેઠાલાલ કશળચંદ** તરફથી નવકારશી કરવામાં આવી હતી.

તીર્થમાળારોપણ અને પ્રભુના કંઠમાં દશ હજારની કિંમતના હારની પહેરામણી.

તા. ૨૭. મી ( માર્ગશીર્ષ વદ ૧૦) ના રોજ સંઘપતિઓને **તીર્થમાળનું** આરોપણ કરવાનું હોઇ સંઘપતિ વિગેરે સમગ્ર સંઘ આજે વેલાસર ગિરિરાજ ઉપર ચઢી ગયો હતો, પૂ. આચાર્યદિ મુનિ મંડલ પણ ઉપર સારી સંખ્યામાં આવી પહોંચ્યું હતું. જુનાગઢની સ્થાનિક પ્રજા પણ મોટા પ્રમાણમાં આજે ગિરિરાજ ઉપર દષ્ટિગોચર થતી હતી, ચૈત્યવંદનાદિ પ્રભુભક્તિ થયા બાદ માળારોપણની ક્રિયાનો સમય થતાંનેમનાથજી મહારાજનાદે રાસરના પાછલા ચોકમાં વિશાલ ચંદની નીચે ગોઠવવામાં આવેલી પ્રભુજી યુક્ત શ્રી નંદી (નાણ) સમક્ષ પૂ. આચાર્ય **શ્રી વિજય નેમિસૂરીશ્વરજી** મહારાજે ક્રિયાનો પ્રારંભ કરાવ્યો હતો. પૂ. શ્રી સાગરાનન્દ સૂરીશ્વરજી તથા



શ્રી ગિરનારજી તીર્થ ઉપર સૂરિસમ્રાટ સંઘપતિ વિગેરેને તીર્થમાળારોપણનું વિધાન કરાવે છે.



શ્રી ગિરનારજી તીર્થ ઉપર યાત્રા કરવા જતા યાત્રિકો. [ પૃષ્ઠ. ૮૨ ]

આનંદ પ્રેસ-ભાવનગર.

પૂ. શ્રી વિજયમોહન સૂરીશ્વરજી મહારાજાએ પણ સૂરિસમ્રાટની બન્ને બાજુએ બેઠકો લીધી હતી.
માળારોપણનું બરાબર લગ્ન આવતાં શ્રી જામનગર જૈન ઓસવાળ વોલંટીયરકોરના કમાન્ડર
શ્રીયુત ન્યાલચંદભાઇના હસ્તે સંઘપતિ સંઘવણોના કંઠમાં તીર્થમાળાઓનું આરોપણ થયું હતું.
આ પ્રસંગે સકલસંઘે વાસચૂર્ણમિશ્રિત અક્ષતથી જયનાદો સાથે સંઘપતિને ખુબ વધાવ્યા હતા.
બેન્ડે પણ સલામી હતી, એક બાજુ આ મંગળ ક્રિયા ચાલતી ત્યારે ફોટોગ્રાફર પણ પોતાનું કાર્ય
કર્યે જતો હતો. માળારોપણ બાદ સૂરિસમ્રાટની ધર્મદેશના, શિખર ઉપર ધ્વજારોપણ અને પ્રભુના
કંઠમાં હીરાજડિત હારની પહેરામણી વિગેરે મંગલકાર્યો થયા બાદ સાંજના ચાર વાગતા લગભગ
સહુ કોઇ નીચે ઉતરીઆવ્યા હતા. આ દિવસે સંઘપતિ તરફથી નવકારશી કરવામાં આવી હતી.

યાત્રાના પરિશ્રમને અંગે સંઘપતિને તીર્થમાળારોપણ થયા બાદ પણ સંઘ એક દિવસ વધુ
રોકાયો, તે દિવસે જુનાગઢ ગિરનારજી રસોડા કમીટી તરફથી સંઘપતિને પાર્ટી આપવામાં આવી,
**શેઠ માણેકલાલ ચુનીલાલ** અમદાવાદવાળા અહિંઆવી પહોંચ્યા હતા અને આજે એટલે
તા. ૨૮મીએ તેમના તરફથી સકલ સંઘની નોકારશી કરવા દ્વારા ભક્તિ કરવામાં આવી હતી. શેઠ
માણેકલાલ ચુનીલાલ તરફથી શ્રી ગિરનારજી મહાતીર્થના જુદા જુદા ખાતાઓમાં પાંચથી છ
હજારની રકમ આપવામાં આવી હતી. સંઘનો ચાર દિવસ કેમ્પ રહ્યો દરમ્યાન શહેરથી તલાટી બે
માઇલ દૂર છતાં હજારો માણસો દર્શનાર્થે આવતું જતું અને તેથી તલાટીનો પ્રદેશ મોટા શહેર જેવો
બની ગયો હતો. પાંચમે દિવસે સંઘની વંથલી તરફ વિદાયગિરિ થતાં વચ્ચે પૂ. આચાર્યદેવ
શ્રીસાગરાનંદસૂરીશ્વરજી મહારાજની તબીયતના કારણે સર્જન ડો. શ્રીયુત માર્ટીન સાહેબને
બતાવવા માટે સ્ટેટ હોસ્પીટલમાં જતાં હોસ્પીટલના સર્વ દરદીઓ તથા સ્ટાફને સંઘપતિ તરફથી
એક દિવસના ભોજનનો ખર્ચ આપવામાં આવ્યો હતો. જામનગરથી નીકળ્યા બાદ આજ સુધી અનેક
ધાર્મિક તેમજ લોકોપયોગી ખાતાઓમાં સંઘપતિ તરફથી છુટે હાથે દાન આપવામાં આવતુ
હોઇ સંઘયાત્રાની કીર્તિમાં દ્વિગુણ વૃદ્ધિ થવા પામી હતી. મુસ્લીમો પણ તેમના દાનમાંથી બચી
ગયા ન હતા. વંથલી, માંગરોલ, વેરાવળ પ્રભાસપાટણથી આગેવાન સદ્ગૃહસ્થો સંઘને આમંત્રણ
આપવા તેમજ પોતાના તરફથી નવકારશીનું નિમંત્રણ સ્વીકારવાની વિનંતિ કરવા જુનાગઢમાં જ
આવી પહોંચ્યા હતા. જુનાગઢ ખાતે સંઘની શોભા ઘણી સારી આવી હતી. જુનાગઢના સ્થાનિક
દેશાવાસી સંઘની તેમજ યુવાન વર્ગની સેવા ઘણી જ વખાણવા લાયક હતી.

પૂ. શ્રી વિજયમોહન સૂરીશ્વરજી મહારાજાએ પણ સૂરિસમ્રાટની બન્ને બાજુએ બેઠકો લીધી હતી. માળારોપણનું બરાબર લગ્ન આવતાં શ્રી જામનગર જૈન ઓસવાળ વોલંટીયરકોરના કમાન્ડર શ્રીયુત ન્યાલચંદભાઇના હસ્તે સંઘપતિ સંઘવણોના કંઠમાં તીર્થમાળાઓનું આરોપણ થયું હતું. આ પ્રસંગે સકલસંઘે વાસચૂર્ણમિશ્રિત અક્ષતથી જયનાદો સાથે સંઘપતિને ખુબ વધાવ્યા હતા. બેન્ડે પણ સલામી હતી, એક બાજુ આ મંગળ ક્રિયા ચાલતી ત્યારે ફોટોગ્રાફર પણ પોતાનું કાર્ય કર્યે જતો હતો. માળારોપણ બાદ સૂરિસમ્રાટની ધર્મદેશના, શિખર ઉપર ધ્વજારોપણ અને પ્રભુના કંઠમાં હીરાજડિત હારની પહેરામણી વિગેરે મંગલકાર્યો થયા બાદ સાંજના ચાર વાગતા લગભગ સહુ કોઇ નીચે ઉતરીઆવ્યા હતા. આ દિવસે સંઘપતિ તરફથી નવકારશી કરવામાં આવી હતી.

યાત્રાના પરિશ્રમને અંગે સંઘપતિને તીર્થમાળારોપણ થયા બાદ પણ સંઘ એક દિવસ વધુ રોકાયો, તે દિવસે જુનાગઢ ગિરનારજી રસોડા કમીટી તરફથી સંઘપતિને પાર્ટી આપવામાં આવી, **શેઠ માણેકલાલ ચુનીલાલ** અમદાવાદવાલા અહિંઆવી પહોંચ્યા હતા અને આજે એટલે તા. ૨૮મીએ તેમના તરફથી સકલ સંઘની નોકારશી કરવા દ્વારા ભક્તિ કરવામાં આવી હતી. શેઠ માણેકલાલ ચુનીલાલ તરફથી શ્રી ગિરનારજી મહાતીર્થના જુદા જુદા ખાતાઓમાં પાંચથી છ હજારની રકમ આપવામાં આવી હતી. સંઘનો ચાર દિવસ કેમ્પ રહ્યો દરમ્યાન શહેરથી તલાટી બે માઇલ દૂર છતાં હજારો માણસો દર્શનાર્થે આવતું જતું અને તેથી તલાટીનો પ્રદેશ મોટા શહેર જેવો બની ગયો હતો. પાંચમે દિવસે સંઘની વંથલી તરફ વિદાયગિરિ થતાં વચ્ચે પૂ. આચાર્યદેવ શ્રીસાગરાનંદસૂરીશ્વરજી મહારાજની તબીયતના કારણે સર્જન ડૉ. શ્રીયુત માર્ટીન સાહેબને બતાવવા માટે સ્ટેટ હોસ્પીટલમાં જતાં હોસ્પીટલના સર્વ દરદીઓ તથા સ્ટાફને સંઘપતિ તરફથી એક દિવસના ભોજનનો ખર્ચ આપવામાં આવ્યો હતો. જામનગરથી નીકલ્યા બાદ આજસુધી અનેક ધાર્મિક તેમજ લોકોપયોગી ખાતાઓમાં સંઘપતિ તરફથી છુટે હાથે દાન આપવામાં આવતુ હોઇ સંઘયાત્રાની કીર્તિમાં દ્વિગુણ વૃદ્ધિ થવા પામી હતી. મુસ્લીમો પણ તેમના દાનમાંથી બચી ગયા ન હતા. વંથલી, માંગરોલ, વેરાવળ પ્રભાસપાટણથી આગેવાન સદ્‌ગૃહસ્થો સંઘને આમંત્રણ આપવા તેમજ પોતાના તરફથી નવકારશીનું નિમંત્રણ સ્વીકારવાની વિનંતિ કરવા જુનાગઢમાં જ આવી પહોંચ્યા હતા. જુનાગઢ ખાતે સંઘની શોભા ઘણી સારી આવી હતી. જુનાગઢના સ્થાનિક દેરાવાસી સંઘની તેમજ યુવાન વર્ગની સેવા ઘણી જ વખાણવા લાયક હતી.





# दे व स्थ ली अने मं ग ल पु र

[ वंथली ] [ मांगरोल ]

**શ્રી** ગિરનારજી મહાતીર્થની શીતલ છાયામાં પાંચ દિવસ સુધી રહીને એ પવિત્ર ગિરિરાજના અણુઓથી વિશેષ પવિત્ર બનેલો શ્રી જામનગર યાત્રિક સંઘ તા. ૨૯–૧૨–૩૭ ના દિવસે સોરઠ વંથલી તરફ રવાના થયો જૂનાગઢ–શ્રીગિરનારજીની તલાટીથી વંથલી લગભગ બાર માઇલ હોવાથી યાત્રિકવર્ગને વિશેષ પરિશ્રમ ન પડે તે શુભાશયથી જૂનાગઢ અને વંથલી વચ્ચે **ટીંબાવાડી** મુકામે એક દિવસ સંઘનો પડાવ નાખવામા આવ્યો જૂનાગઢ તથા વંથલીનો જૈન જૈનેતર વર્ગ તેમજ આજુબાજુના ગામડાઓમાંથી ઘણો વર્ગ સઘના દર્શનાર્થે અહિં આવી પહોંચ્યો. પૂજા, આંગી, રચના, ભાવના પ્રમુખ ધર્મકાર્યો હમેશના નિયમ મુજબ થયા અને **અચ્છારીવાળા રાયચંદ ગુલાબચંદ** તરફથી નવકારશી કરવામા આવી. જૂનાગઢ અને વંથલીનો ગાળો પાંચ ગાઉ જેટલો લાંબો હોઇ વચ્ચે આવતા આ ટીંબાવાડી ગામમા પૂ સાધુ સાધ્વીજી મહારાજાઓ વિશ્રામ કરી શકે તેમ છે, યદ્યપિ શ્રાવકોની વસ્તી નથી તો પણ ગામમા બ્રાહ્મણો તથા પાટીદારોના ઘરો ઘણા ભાવિક છે. ઉતરવા માટે ઉપાશ્રય જેવા સ્થાનની જરૂરીયાત છે તે માટે જૂનાગઢ તથા વંથલીનાં સંઘે લક્ષ્ય આપવાની આવશ્યકતા છે.

## વામનસ્થલી-દેવસ્થલી અથવા વંથલી.

વંથલીનું પ્રાચીન નામ **દેવસ્થલી** કિંવા **વામનસ્થલી** છે, આ વામનસ્થલી ઇતિહાસની અપેક્ષાએ સુપ્રસિદ્ધ અને ઘણું પ્રાચીન શહેર છે, તેમાં પણ જૈનોના ધર્મકથા ગ્રન્થોમાં આવતા ચરિત્રો આ વામનસ્થલીની પ્રાચીનતા તેમજ સમૃદ્ધિ માટે વધુ સાક્ષી આપે છે. આ વંથલી શહેર કિલ્લેબંધી ગામ છે. વેરાવલ તેમજ કુતીયાણા બન્ને લાઇનો તરફ સ્ટેશનવાળું અને લગભગ ૧૦૦૦૦ માણસોની વસતીવાળું શહેર છે. અહિંના તાંબા પિત્તળના વાસણો વખણાય છે. ગામની પ્રજા ઉજળી અને સામાન્ય રીતે સુખી છે. નવાબી રાજ્ય અમલની અપેક્ષાએ મુસ્લીમ વસ્તી પ્રમાણમાં વધુ દેખાય તો પણ હિંદુઓની વસ્તી કાંઇ ઓછી નથી. તેમાં જૈનોના ઘરો લગભગ સવાસો જેટલાં છે. દાનવીર તરીકે નામાંકિત થયેલા જૈન ધર્મપરાયણ **શેઠ દેવકરણ મુલજી** આ વંથલી શહેરનાજ વતની હતા. આજે એ દેવકરણ શેઠના કુટુંબીઓ જૈન સંઘમાં આગેવાન છે અને ધર્મકાર્યોમાં સારો રસ લ્યે છે. આ વંથલીમાં બે ઘણા જ સુંદર દેરાસરો છે, એક **પદ્મપ્રભુજી મહારાજનું** અને બીજું **શીતલનાથજી** મહારાજનું. આ બન્ને દેરાસરો તો છેલ્લા સૈકામાં જ થયેલા છે, તે અગાઉ એક નાનું દેરાસર હતું એમ કહેવાય છે અને તેમાંના મૂલનાયકજી હાલ મોટા દેરાસરજીમાં બાજુના ગભારામાં મૂલનાયકજી તરીકે જ પધરાવેલ છે. હાલ જે બન્ને દેરાસરો છે તે બન્ને દેરાસરોમાં **શીતલનાથ** પ્રભુનું દેરાસર ઘણું જ વિશાલ, રમણીય અને શિખરબંધી છે. શેઠ દેવકરણ મૂલજીભાઇ તરફથી આ દેરાસર બાંધવામાં આવ્યું છે. મૂલનાયકજી શીતલનાથ પ્રભુની ભવસંતાપહારિણી શીતલકારિણી અલૌકિક મૂર્ત્તિ ઘણી પ્રાચીન છે. સંપ્રતિ મહારાજા અથવા તેથી પણ અગાઉની હોય તેમ મૂર્તિની દિવ્યતેજોમયી આકૃતિ ઉપરથી જણાઇ આવે છે. બિંબ ઘણા જ મોટા છે. લગભગ ૭૧ આંગળના હોય તેમ અનુમાન થાય છે. આ પ્રભુની આકૃતિ એવી નમણી અને દર્શનીય છે કે દર્શન કરવા ગયા બાદ કલાકોના કલાકો સુધી એ પ્રભુ પાસેથી ખસવાનું ભાવક આત્માને મન થાય તેમ નથી. વધુ ખુબી તો એ છે કે આ [1]શીતલનાથ પ્રભુજી વંથલી શહેરના પૂર્વ દિશાના દરવાજા બહાર તદ્દન નજીકના ખેતરમાંથી છેલ્લા ચાલીશ વર્ષ પૂર્વે જ નીકળેલા છે અને તેથી આખાય ગામમાં જૈન-જૈનેતરો દરેક વર્ગને આ પ્રભુજી માટે ઘણું જ શ્રદ્ધાન છે. પદ્મપ્રભુજી મહારાજનું દેરાસર શીતલનાથ પ્રભુના દેરાસરથી જો કે કાંઇક નાનું છે અને પ્રતિમાજી મહારાજ પણ શીતલનાથ પ્રભુના કરતાં નાના છે, તો પણ કાંતિ અને તેજમાં શીતલનાથ પ્રભુના બિંબથી જરા પણ ઓછા નથી. ઘણા જ તેજસ્વી પ્રતિમાજી મહારાજ છે. મૂલનાયકજીની બાજુમાં મૂળનાયકજી જેવડા જ લગભગ એક પ્રતિમાજી છે તે પણ કાંતિમાં તેવા જ છે અને આ બન્ને પ્રતિમાઓ પણ ઘણી જ પ્રાચીન દેખાય છે, શિલાલેખ નથી; પરંતુ કોણીની નીચે નિશાની હોવાથી સંપ્રતિમહારાજાના ભરાવેલા હોય તેમ ભાસે છે. વળી શીતળનાથ પ્રભુજી જેમ છેલ્લા પચાશ વર્ષમાં ગામની નજીકમાંથી જ નીકળ્યા છે તે જ પ્રમાણે આ બન્ને પ્રભુજી પણ આ ગામની નજીકના ખેતરમાંથીજ છેલ્લા સૈકામાં

૧. શ્રી શીતલનાથજી મહારાજની પ્રતિષ્ઠા—સં. ૧૯૫૬ના આષાઢ માસમાં ઉગમણા દરવાજેથી ૧૦૦ કદમ દૂર સૂર્યકુંડ છે ત્યાં પચીશ-ત્રીશ ડગલાં દૂર એક ખેતરમાં કૂવો ખોદતાં નીકળેલ છે, જેને અંગે ઘણા ચમત્કારો સંભળાય છે.

પ્રગટ થયેલા[1] છે. આ ઉપરથી એવું પણ અનુમાન થઇ શકે છે કે અતિસમૃધ્ધિશાલી આ પ્રાચીન વામનસ્થલીમાં અનેક જિનમંદિરો પૈકી કોઇ વિશાલ દેરાસરમાં મૂળનાયકજી મહારાજ શ્રી શીતલનાથજી ભગવાન અને તેની બન્ને બાજુએ પદ્મપ્રભુજી તથા બીજા તેના જેવી જ કાંતિવાળા પ્રભુજી કેમ ન હોય! એટલું તો ઇતિહાસ પણ કહે છે કે—આ વંથલી-એક પ્રાચીન નગરી હતી અને તેમાં સમૃદ્ધિશાલી જૈનો મોટી સંખ્યામાં વસતા હતા. હાલમાં બે દેરાસરો ઉપરાંત વિશાળ ઉપાશ્રય, ધર્મશાલા, જૈન પાઠશાલા, લાયબ્રેરી, વર્ધમાન તપસંસ્થા વિગેરે અનેક ધર્મસ્થાનો છે, બધાય પાસે પાસે આવેલા છે, એથી સગવડતા સારી જળવાય છે. આ દરેક ધર્મસંસ્થાઓમાં શેઠ દેવકરણ મૂળજીનો સારો ફાળો છે.

## વંથલીમાં પ્રવેશ મહોત્સવ.

માગસર વદ ૧૩ના શુભ દિવસે વંથલીમાં સંઘનો પુરભપકાથી પ્રવેશ થવાનો હોઇ આખુંય ગામ આનંદમય બન્યું હતું. આખા ય શહેરને ધ્વજા, પતાકા અને સંઘપતિ તથા સૂરીશ્વરોના સ્વાગત–સન્માનસૂચકબોર્ડોથી ખૂબ અલંકૃત કરવામાં આવ્યું હતું. ઇન્દ્રધ્વજ, હાથી, મોટરો, બેન્ડ વિગેરે સંઘની તેમજ શહેરમાં મલતી સર્વ રીયાસતથી દબદબાભર્યું સામૈયું કરવામાં આવ્યું, જૂનાગઢથી બેન્ડ પણ મંગાવવામાં આવ્યું હતું. દરેક રસ્તાઓ પ્રેક્ષકોથી ઉભરાઇ ગયા હતા. આખા શહેરમાં ફરી દેરાસરે પ્રભુના દર્શન ચૈત્યવંદનાદિ કરી કેશોદની સડક તરફ ગામથી લગભગ અર્ધા માઇલ જેટલે દૂર નંખાયેલા સંઘના કેમ્પમાં સામૈયું આવી પહોંચ્યું. ગિરનારજીની યાત્રાઓનો થાક અને ચતુર્દશીનો દિવસ હોવાથી બીજે દિવસે સંઘનો કેમ્પ વંથલીમાં રહ્યો, દરમ્યાન વ્યાખ્યાન–પૂજા–ભાવના–સુંદર અંગરચનાઓ વિગેરે ધર્મકાર્યો ઉપરાંત પહેલા દિવસે **શેઠ દેવકરણ મૂળજી** તરફથી અને બીજા દિવસે પાટણવાળા **સંઘવી નગીનદાસ તરફથી** નવકારશી કરવામાં આવી. સંઘપતિ તરફથી અનેક ધર્મસંસ્થાઓમાં ૧૨૦૦થી ૧૩૦૦ રૂપીઆની જુદી જુદી ઉદાર સખાવતો થઇ, તે ઉપરાંત પ્રભુના કંઠમાં લગભગ એક હજારની કિંમતનો મોતીનો કંઠો ચઢાવવામાં આવ્યો.

## સંઘપતિના પ્રમુખપદે સંઘપતિને માનપત્ર.

માર્ગશીર્ષ વદિ. ૧૪ના દિવસે બપોરે ચાર વાગે **શ્રીવંથલી તપગચ્છ જૈનસંઘ** તરફથી સંઘપતિ શેઠ પોપટભાઇ તથા સંઘપતિ શેઠ ચુનીભાઇને માનપત્ર આપવાના ભવ્ય મેલાવડાની સંઘના કેમ્પમાંજ વિશાલ સમીયાણામાં યોજના કરવામાં આવી હતી. પ્રમુખસ્થાને અમદાવાદના સુપ્રસિદ્ધ સંઘપતિ સિદ્ધચક્રસમારાધક ધર્મપરાયણ **શેઠ માણેકલાલ મનસુખભાઇ** શોભી રહ્યા હતા. તેઓ કાર્ય પ્રસંગે પોરબંદર મહારાણા પાસે ગયેલા ત્યાંથી બરાબર મેળાવડાના ટાઇમે મોટરદ્વારા સહકુટુંબ હાજર થયા હતા. તપગચ્છ જૈન સંઘ તરફથી પ્રમુખશ્રીના શુભ હસ્તે સંઘપતિઓને ચાંદીના સુંદર કાસ્કેટમાં માનપત્ર આપવામાં આવતા પહેલાં તે માનપત્ર એક ભાઇએ ઉચ્ચ સ્વરે સભામાં વાંચી સંભળાવ્યું હતું, ત્યારબાદ જુદા જુદા વકતાઓના ભાષણો

---

૧. સં ૧૯૧૩ની સાલમાં ઉગમણા દરવાજા તરફ (જૂનાગઢના રસ્તે) ગામનો કિલ્લો બંધાતો હતો, તેનો પાયો ખોદતાં જીવતા નાગ–નાગણી સહિત શ્રી પદ્મપ્રભુજી મહારાજ અને શ્રી ચન્દ્રપ્રભુજી મહારાજ પ્રગટ થયા છે. તે જ અવસરે એક ગાય કે જે દૂધ આપતી ન હતી તે અચાનક ત્યાં આવી અને પ્રભુમૂર્ત્તિ ઉપર દૂધની ધારા વરસાવી. અનુક્રમે ગામમાં તે પ્રભુજીને લાવવામાં આવ્યા અને સંવત ૧૯૩૪ની સાલમાં હાલ જ્યાં બિરાજમાન [illegible] ...સીન કરવામાં આવ્યા.

ઉપરાંત પ્રમુખશ્રી તરફથી ટૂંકું પરંતુ મનનીય વકતવ્ય રજુ કરવામાં આવ્યું હતું. જાણીતા મુસ્લીમ નાગરિક શ્રીયુત કરીમભાઇએ પણ આ સંઘના પ્રસંગને ઉદ્દેશીને ઘણું છટાદાર ભાષણ આપ્યું હતું. પ્રાન્તે સંગીત તથા ફૂલહારની વિધિ સાથે મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો. મેળાવડામાં હિંદુ-મુસલમાન વિગેરે ભાઇઓ-બ્હેનોની બે હજાર ઉપરાંત હાજરી હતી.

॥ श्री शीतलनाथाय नमः ॥

# અભિનંદન પત્ર

मंगलं भगवान् वीरो, मंगलं गौतम प्रभुः ।
मंगलं स्थूलिभद्राद्या, जैनधर्मोऽस्तु मंगलं ॥

સરવે શુભોપમા લાયક સદ્દગુણી, ધર્મધુરંધર પુન્યશાળી
શ્રીજામનગર નિવાસી સંઘપતિ દાનવીર

## શ્રીમાન્ શેઠ પોપટલાલ ધારસીભાઇ તથા શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારસીભાઈ

શ્રી બાળબ્રહ્મચારી તીર્થોન્નતિકારક શ્રી જૈનશાસનનાયક સૂરિસમ્રાટ આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજી, આચાર્ય શ્રી સાગરાનન્દસૂરિજી તથા આચાર્ય શ્રી વિજયમોહનસૂરિજીના સદુપદેશથી આપશ્રી આપણા પરમપવિત્ર તીર્થ શ્રી રૈવતગિરિની યાત્રા કરી શ્રી પ્રભાસપાટણ, શ્રી અજારા પાર્શ્વનાથજી તથા તીર્થાધિરાજ શ્રી સિદ્ધાચળજીની યાત્રાએ જતાં અહિં દેવસ્થળીમાં સુપ્રસિદ્ધ વકતા પૂજ્ય મુનિશ્રી ચારિત્રવિજય મહારાજશ્રીના સદુપદેશથી અહિંના દાનવીર શેઠ દેવકરણ મૂળજીએ અતિ મોટા ખર્ચે બંધાવેલ ભવ્ય દેરાસરજીમાં બિરાજતા અહિંના જ સૂરજકુંડ પાસે કૂવો ખોદતાં તેમાંથી પ્રગટ થયેલ અતિ પ્રાચીન અલૌકિક શ્રી શીતલનાથ પ્રભુજીની પ્રતિમાજીને તથા અહિંના ઉગમણા દરવાજાના કિલ્લાનો પાયો ખોદતાં તેમાંથી પ્રગટ થયેલ શ્રી પદ્મપ્રભુજી તથા શ્રીચંદ્રપ્રભુજીની પ્રતિમાજીઓને ભેટવા ગઇ કાલે આ અતિ પ્રાચીન વામનસ્થળી શહેરમાં પધારતાં આપ શ્રીમાનોનો આજે આ માનપત્ર દ્વારા સત્કાર કરતાં અમો શ્રી સોરઠ વંથલી જૈન તપગચ્છસંઘને ઘણો જ હર્ષ થાય છે.

આપશ્રી આપના સાંસારિક વ્યવહારુ અનેક કાર્યોમાં ગુંથાયેલા હોવા છતાં પ્રભુભકિત, ગુરુ સેવા અને ધર્મક્રિયાઓમાં અડગ શ્રદ્ધાળુ છો એટલું જ નહિ પણ આપણા જૈન ધર્મના દાન, શિયલ, તપ અને ભાવ એ ચાર મુખ્ય સિદ્ધાન્તોનું આપના સદ્વર્તનથી જે પરિપાલન કરી રહ્યા છો તે સાંભળી અમોને અતિ આહ્લાદ થાય છે.

સખાવતે બહાદુર આપશ્રીએ શ્રી જામનગરમાં શ્રી વર્ધમાન તપ આયંબિલ ખાતું સ્થાપવામાં, આપણા સ્વામીભાઇઓ માટે ભોજનાલય બંધાવવામાં, દેવબાગ નામે ઉપાશ્રય બંધાવવામાં, ઉજમણા તથા સમવસરણના પ્રસંગો ઉજવવામાં ઉદાર દિલે આપના સ્વોપાર્જીત દ્રવ્યનો જે અતિ સુવ્યય કરી જૈન ધર્મની સેવા કરી જે શાસનની શોભા વધારી છે તે જાણી અમારાં હૃદયો હર્ષથી ઉભરાય છે.

આધુનિક ઉચ્ચ કેળવણીને ઉત્તેજન આપવા અર્થે શ્રી જૈન વિદ્યાર્થી ભુવન તેમજ જ્ઞાનમંદિર સ્થાપવામાં તેમજ થાણા જીલ્લામાં બોર્ડીંગની ઉદ્દઘાટન ક્રિયામાં પ્રમુખ તરીકે બિરાજી તેમાં નાદર રકમ વાપરી તથા ક્ષય જેવા કાતિલ દર્દની બીમારીથી પીડાતા દરદીઓને રાહત આપવા શ્રી જામનગરમાં

એક સુંદર આરોગ્ય ભુવન બંધાવવામાં પચાસ હજાર રૂપીયાની ઉદાર સખાવત કરી જે સમાજસેવા કરી રહ્યા છો તે માટે આપને સહર્ષ અભિનંદન આપીએ છીએ.

શીયાળાની કડકડતી ઠંડીમાં ટાઢ પવનનો પરિસહ સેવી આ યુગમાં રેલ્વે આદિ યંત્રોના સાધનો હોવા છતાં ગામડાંઓના ધૂળવાળા કઠીન માર્ગે છ'રી' પાળી સંઘ સાથે શ્રી જામનગરથી પ્રયાણ કરી રસ્તામાં યાત્રાળુના મોટા સમુદાયને રોજીંદી આવતી મુસ્કેલીઓ ગમે તે પૈસાના ભોગે હસ્તે મુખે દૂર કરવામાં, સાધુ-સાધ્વીના મહાન્ સમુદાયની વૈયાવચ્ચ કરવામાં તેમજ યાત્રાળુઓને રસ્તામાં સેવા, પૂજા, દર્શનાદિ માટે ચાંદીના સમવસરણ તથા પાલખી વગેરે સામગ્રીઓ તેમજ રોજંદી દૂધ ચાપાણી સાથે બન્ને વખત ગરમ રસોઇ બત્તી વગેરે તમામ જાતની સગવડતાઓ પૂરી પાડવામાં તેમજ રસ્તામાં આવતા સ્થળોમાં બીજે જ્યાં જ્યાં આપણાં જૈન દેરાસરો હોય ત્યાં પણ જઇ ત્યાંના લોકોની જરૂરીયાતો સમજી તેમાં પૈસાની મદદ કરવામાં આપના અઢળક પૈસાનો ઉદાર દિલે વ્યય કરવા સાથે આપ શ્રીમંત છતાં, શાન્ત સરળ સ્વભાવથી આપણા જૈન ધર્મની ઉન્નતિ કરવામાં જે મહાન્ પુરષાર્થ સેવી રહ્યા છે તે માટે આપને ખરા હૃદયથી મુબારક-બાદી આપીએ છીએ.

આપશ્રી મેસાણા દેશવિરતિ ધર્મારાધક સમાજના અધ્યક્ષ તરીકે જે સેવા કરી રહ્યા છો તે ખરેખર પ્રશંસાને પાત્ર છે.

ઉપરોક્ત સત્કાર્યો કરી આપશ્રીએ જે લોકપ્રિયતા મેળવી છે તે માટે શ્રી જામનગર રાજ્ય તરફથી આપશ્રીને ' આર્ડર આફમેરીટસ 'નો માનવંતો ઇલકાબ એનાયત કરી તે રાજ્યે આપની જે કદર કરી છે તે માટે સાધર્મિબંધુ તરીકે અમો ઘ[illegible] માન પ્રદ[illegible] કરીએ છીએ.

### માનપત્રનો

જૈન શાસનદીપક પ્રમુખ સાહેબ શ્રી માણેકલાલભાઇ અને વન્થલીના મારા સ્વધર્મી ભાઇઓ અને બ્હેનો: અને અન્ય મહાશયો,

સંઘપતીઓના ફરમાન અનુસાર પોતે આપવા ધારેલ માનપત્રનો જવાબ વાંચવા રજા લઉં છું.

શ્રી વન્થલી તપગચ્છ સંઘ તરફથી ગઇ કાલે જે અમારૂં સ્વાગત થયું અને આજે અમોને સત્કારાર્થે જે માનપત્ર એનાયત કર્યું તે માટે અમો તેઓનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે.

આ વન્થલી સોરઠમાં એક પ્રાચીન શહેર છે જેનો ઉલ્લેખ આપણા જૈન શાસ્ત્રોમાં દેવસ્થળી તરીકે છે અને ઐતિહાસિક તેનું નામ વામનસ્થળી હતું, અને વખતના વહેવા સાથે અત્યારે તે વન્થલી તરીકે મશહૂર છે.

અત્રેના દેરાસરજીમાં પધરાવેલ અતિ પ્રાચીન અલૌકિક શીતલતા આપતી શ્રી શીતલનાથ પ્રભુજીની પ્રતિમાજી જે આજના માનપત્રમાં જણાવ્યું છે તેમ સુરજકુંડ પાસે કુવો ખોદતાં આપોઆપ નીકળી આવેલ છે તેમના તેમજ શ્રી ચંદ્રપ્રભુજી અને શ્રી પદ્મપ્રભુજી ભગવાનની મોહક મૂર્તિઓના દર્શનથી અમારૂં હૃદય જે ઉલ્લાસથી ઉછળી રહ્યું છે તે અવર્ણનીય છે.

કાઠિયાવાડ અને મોહમયી નગરીની જૈન કોમમાં મશહુર થયેલ દાનવીર શેઠ દેવકરણ મૂળજીભાઇના વતનમાં આવવાથી અમો અનિવાર્ય આનંદ અનુભવીએ છીએ; અને તે અમારા [illegible] બાઇશ્રીની જુદી જુદી દિશાઓની નાદર [illegible]તો અમોને કાંઇ ઓર જ પ્રેરણા કરે છે.



જે. મોન્ટીથ એસ્કવાયર.

સી આઈ ઇ. આઇ. સી એસ, (રીટાયર્ડ)

પ્રેસીડન્ટ સ્ટેટ કાઉન્સીલ જુનાગઢ સ્ટેટ.

જુનાગઢ,

Mahavir P P JND

એક સુંદર આરોગ્ય ભુવન બંધાવવામાં પચાસ હજાર રૂપીયાની ઉદાર સખાવત કરી જે સમાજસેવા કરી રહ્યા છો તે માટે આપને સહર્ષ અભિનંદન આપીએ છીએ.

શીયાળાની કડકડતી ઠંડીમાં ટાઢ પવનનો પરિસહ સેવી આ યુગમાં રેલ્વે આદિ યંત્રોના સાધનો હોવા છતાં ગામડાંઓના ધૂળવાળા કઠીન માર્ગે છ'રી' પાળી સંઘ સાથે શ્રી જામનગરથી પ્રયાણ કરી રસ્તામાં યાત્રાળુના મોટા સમુદાયને રોજની આવતી મુશ્કેલીઓ ગમે તે પૈસાના ભોગે હસ્તે મુખે દૂર કરવામાં, સાધુ-સાધ્વીના મહાન્ સમુદાયની વૈયાવચ્ચ કરવામાં તેમજ યાત્રાળુઓને રસ્તામા સેવા, પૂજા, દર્શનાદિ માટે ચાંદીના સમવસરણ તથા પાલખી વગેરે સામગ્રીઓ તેમજ રોજદી દૂધ ચાપાણી સાથે બન્ને વખત ગરમ રસોઇ બત્તી વગેરે તમામ જાતની સગવડતાઓ પૂરી પાડવામાં તેમજ રસ્તામાં આવતા સ્થળોમાં બીજે જ્યાં જ્યાં આપણાં જૈન દેરાસરો હોય ત્યાં પણ જઇ ત્યાંના લોકોની જરૂરીયાતો સમજી તેમાં પૈસાની મદદ કરવામાં આપના અઢળક પૈસાનો ઉદાર દિલે વ્યય કરવા સાથે આપ શ્રીમંત છતાં, શાન્ત સરળ સ્વભાવથી આપણા જૈન ધર્મની ઉન્નતિ કરવામા જે મહાન્ પુરુષાર્થ સેવી રહ્યા છે તે માટે આપને ખરા હૃદયથી મુબારકબાદી આપીએ છીએ.

આપશ્રી મેસાણા દેશવિરતિ ધર્માધારક સમાજના અધ્યક્ષ તરીકે જે સેવા કરી રહ્યા છો તે ખરેખર પ્રશંસાને પાત્ર છે.

ઉપરોકત સત્કાર્યો કરી આપશ્રીએ જે લોકપ્રિયતા મેળવી છે તે માટે શ્રી જામનગર રાજ્ય તરફથી આપશ્રીને ' આર્ડર આફમેરીટમ 'નો માનવંતો ઇલ્કાબ એનાયત કરી તે રાજ્યે આપની જે કદર બુઝી છે તે માટે સાધર્મિબંધુ તરીકે અમો ઘણું જ અભિમાન પ્રદર્શિત કરીએ છીએ.

આપશ્રીએ અહીં પધારી ચતુર્વિધ સંઘના દર્શન તથા સેવાનો અમોને જે અલભ્ય લાભ આપ્યો છે તે માટે આપશ્રીના અમો ઋણી થયા છીએ.

આપશ્રી આવો મોટો સંઘ લઇ આ તરફ પધારવાના ખબર અમારા ખુદાવિંદ નેકનામદાર નવાબ

## માનપત્રનો

જૈન શાસનદીપક પ્રમુખ સાહેબ શ્રી માણેકલાલભાઇ અને વન્થલીના મારા સ્વધર્મી ભાઇઓ અને બ્હેનોઃ અને અન્ય મહાશયો,

સંઘપતીઓના ફરમાન અનુસાર પોતે આપવા ધારેલ માનપત્રનો જવાબ વાંચવા રજા લઉં છું.

શ્રી વન્થલી તપગચ્છ સંઘ તરફથી ગઇ કાલે જે અમારૂં સ્વાગત થયું અને આજે અમોને સત્કારાર્થે જે માનપત્ર એનાયત કર્યું તે માટે અમો તેઓનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે.

આ વન્થલી સોરઠમાં એક પ્રાચીન શહેર છે જેનો ઉલ્લેખ આપણા જૈન શાસ્ત્રોમાં દેવસ્થળી તરીકે છે અને ઐતિહાસિક તેનું નામ વામનસ્થળી હતું, અને વખતના વહેવા સાથે અત્યારે તે વન્થલી તરીકે મશહૂર છે.

અત્રેના દેરાસરજીમાં પધરાવેલ અતિ પ્રાચીન અલૌકિક શીતલતા આપતી શ્રી શીતલનાથ પ્રભુજીની પ્રતિમાજી જે આજના માનપત્રમાં જણાવ્યું છે તેમ સુરજકુંડ પાસે કૂવો ખોદતાં આપોઆપ નીકળી આવેલ છે તેમના તેમજ શ્રી ચંદ્રપ્રભુજી અને શ્રી પદ્મપ્રભુજી ભગવાનની મોહક મૂર્તિઓના દર્શનથી અમારૂં હૃદય જે ઉલ્લાસથી ઉછળી રહ્યું છે તે અવર્ણનીય છે.

કાઠિયાવાડ અને મોહમયી નગરીની જૈન કોમમાં મશહુર થયેલ દાનવીર શેઠ દેવકરણ મૂળજીભાઇના વતનમાં આવવાથી અમો અનિવાર્ય આનંદ અનુભવીએ છીએ; અને તે અમારા મુરબ્બી ભાઇશ્રીની જુદી જુદી દિશાઓની નાદર સખાવતો અમોને કાંઇ ઓર જ પ્રેરણા કરે છે.

આ માનપત્રમાં અમારી યથાશક્તિ મુજબ થયેલ કાર્યોની જે પ્રશંસા કરવામાં આવી છે તે વન્થલીના અમારા જૈન ભાઇઓની અમારા પ્રત્યેની માયા, મમતા અને લાગણીનો જ ધ્વનિ છે, પણ અમો જે કાંઇ કર્યું અને કરીએ છીએ તે અમારી ફરજ સિવાય વધારે કાંઇ



**જે. મોન્ટીથ એસ્કવાયર.**

મી આઈ ઇ' આઇ. સી એસ, (રીટાયર્ડ)

પ્રેસીડન્ટ સ્ટેટ કાઉન્સીલ જુનાગઢ સ્ટેટ.

જુનાગઢ,

જ વા બ

કર્યું નથી અને કરતાં નથી, એમ અમો માનીએ છીએ. કારણ જૈન શાસનની ઉન્નતિ અર્થે દરેક શ્રાવક કહેવાતા ભાઇઓએ પોતાને સુયોગ પ્રાપ્ત થતાં સુકાર્યો કરવા જ જોઇએ. આપે આ માનપત્ર દ્વારા અમોને માન આપ્યું છે તે બધું માન અમોને સત્કાર્યો કરવામાં પ્રેરનાર પૂજ્યપાદ શાસનનાયક અત્રે બિરાજતાં આચાર્યદેવોને ઘટે છે. આપના આ માનપત્ર માટે અમારો આભાર પ્રદર્શિત કરીએ છીએ.

ઢાલની બે બાજુઓ છે અને તે પ્રમાણે આજના વિજ્ઞાનમાં આગળ વધેલ જમાનો કે જેમાં મુસાફરીના ઘણા જ વેગી વાહનો મળી શકે છે તેવા જમાનામાં પણ શરીરને કષ્ટ થાય તેવી રીતે જૂની ગડેરમાં ચાલવું એ આજકાલના નવયુવકોને ન જ ગમે એ સ્વાભાવિક છે, પણ ધર્મની ઉન્નતિ, તેમજ ધર્મની જ્યોત્સ્ના જગાડવામાં, આવા સંઘ કાઢવાની જરૂરીયાત છે કે જેમાં વાદાવાદથી પણ મોટા સમૂહમાં ધાર્મિક કાર્યો પાછળ નિવૃત્તિને લઇ વધારે વખત ગાળી શકાય એમ માનનારામાંના અમો એક છીએ અને તેથી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓનો બનેલ ચતુર્વિધ સંઘ કે જ્યાં સમૂહમાં રહી યથા શક્તિ ધાર્મિક કાર્યો કરવા દેખાદેખીથી મન પ્રેરાય એમ માની આવા સંઘ કાઢવાની આવશ્યકતા છે અને તેવી અમારી મનોવૃત્તીઓને અમો વેગવાન કરવા પ્રેરાઇ છીએ તે અમારા અહોભાગ્ય માનીએ છીએ. અનેક ઉપાધિમય આ અસાર સંસારમાં આવો સુયોગ પ્રાપ્ત થતાં તેનો સદુપયોગ કરવો એ પણ જિંદગીનો અનેરો લ્હાવો છે.

જુનાગઢ રાજ્યના નામદાર શ્રીમાન્ નવાબ સાહેબ બહાદુરે તેમજ રાજ્યના સર્વ કર્મચારીઓએ અમારા સંઘની મુશ્કેલીઓ દૂર કરવા અનેક સગવડતા આપી છે તે માટે તેમનો પણ આ સ્થળે આભાર વ્યકત કરીએ છીએ.

છેવટે અમારા વન્થલીના જૈન બધુઓએ અમાઇ કરેલ આતિથ્ય માટે ફરી આભાર માનતાં અમારૂં વકતવ્ય બંધ કરીએ છીએ.

સાહેબ કેપ્ટન સર મહાબતખાનજી જી. સી. આઇ. ઇ. કે. સી. એસ. આઇ. સાહેબ બહાદુરને તેમજ મે. મુખ્ય દિવાન સાહેબ જે. મોન્ટીથ સી. આઇ. ઇ. આઇ. સી. એસ. સાહેબને મળતાં આ રાજ્યની હદમાં આપની મુસાફરીમાં બનતી બધી સગવડ આપવા તથા બંદોબસ્ત જાળવવા જે ઉદારતા બતાવી આ રાજ્યનું ગૌરવ વધાર્યું છે તે માટે અમો નામદાર નવાબ સાહેબ બહાદુરના તથા મે. દિવાન સાહેબના આભારી છીએ અને પરમકૃપાળુ પરમાત્મા તેઓ નામદારશ્રીને તથા રાજ્ય કુટુંબને દીર્ઘાયુષ્ય બક્ષે તેવી પ્રાર્થના કરીએ છીએ.

આપશ્રી તથા આપનું કુટુંબ શ્રી સંઘ સાથે આરોગ્યતા અને સુખશાંતિથી આપની લાંબા વખતની ધારેલ મુરાદ બર લાવી આ મહાન યાત્રા પરિપૂર્ણ કરો, લોકોપયોગી અને જીવદયા વગેરેના અનેક સત્કાર્યો કરી આપના આત્માનું કલ્યાણ સાધતા રહો તેવી ખરા જીગરની ભાવના ભાવી પરમકૃપાળુ પરમાત્મા આપને દીર્ઘાયુષ્ય બક્ષે તેવી પ્રાર્થના કરી વિરમીએ છીએ.

દેવસ્થળી ઊર્ફે વામનસ્થળી ઊર્ફે (સોરઠ-વંથલી) સંવત ૧૯૯૨ના માગશર વદ ૧૪ શુક્રવાર તા. ૩૧-૧૨-૩૭

## લી. અમો છીએ આપના સ્નેહાભિલાષી સંઘસેવકો

શેઠ દેવકરણ મૂલજી હસ્તે કાન્તિલાલ
વોરા ધારશી જુઠાભાઇ
વસા જેચંદ સવચંદ
શેઠ મકનજી જુણાભાઈ
વસા ફુલચંદ જાદવજી હા. શામળજી ફુલચંદ
મહેતા ખીમચંદ ધનજી
મહેતા અમેચંદ નથુ
વસા લવચંદ ઠાકરશી
દોશી ગુલાલચંદ રામજી
શેઠ સવજી રૂગનાથ હા. લીલાધર
મહેતા પ્રેમજી ઝીણાભાઇ હા. ચંદુલાલ
વસા પ્રેમચંદ હરખચંદ હા. દુલભજી
વોરા લાલજી પીતાંબર હા. ભગવાનજી
સંઘવી સોમચંદ મોતીચંદ
વસા શીરાજ પ્રેમજી
વોરા મગનલાલ હરજીવન

છત્રાસા તથા માણેકવાડા

તા. ૧-૧-૩૮ માર્ગશીર્ષ વદ ૦)) ના દિવસે વંથલીથી માંગરોલ તરફ રવાના થએલો સંઘ છ માઇલ દૂર **માણેકવાડા** મુકામે આવી પહોંચ્યો, જ્યારે સંઘપતિઓ તથા સંઘવી નગીનદાસ કરમચંદ વિગેરે સદ્ગૃહસ્થો **છત્રાસા**વાળાના અતિશય આગ્રહથી બે કલાક માટે ત્યાં પધાર્યા. છત્રાસાના જિનમંદિરના દર્શન કરી ત્યાંના જૈનસંઘનું ભાવભીનું સ્વાગત સ્વીકારી જુદા જુદા ખાતાઓમાં લગભગ ૬૦૦) રૂપીઆની સખાવત કરી, માણેકવાડા સંઘના પડાવમાં તેઓ આવી પહોંચ્યા હતા. માણેકવાડામાં મગરવાડાવાળા જૈનભાઇઓ તરફથી સવારના ચ્હા-પાણી નાસ્તાનું જમણ આપવામાં આવ્યું હતું. મગરવાડાવાળા ભાઇઓના આગ્રહથી સંઘપતિ ત્યાં પણ જઇ આવ્યા અને રૂા. ૧૦૧) ની સખાવત કરી આવ્યા હતા. માણેકવાડામાં જામનગરનિવાસી **શેઠ ચુનીલાલ ખેતસી** તરફથી નવકારશી કરવામાં આવી હતી.

કેશોદ અને નવાબ સાહેબ બહાદુર તરફથી સંઘપતિને પાર્ટી.

માણેકવાડાથી રવાના થયેલો સંઘ પોષ સુદ ૧ના દિવસે **કેશોદ** મુકામે આવી પહોંચ્યો, કેશોદ એ ગામ તો ઘણું નાનું છે, પરંતુ જૂનાગઢના નવાબસાહેબનો કેમ્પ અહિં વધુ પ્રમાણમાં રહેતો હોવાથી ગામની ઉજળામણ ઘણી સારી છે. સ્ટેશન ઉપર વિશાલ ધર્મશાળા ઘણી સગવડતાવાળી છે, અને વૃક્ષની ઘટાથી ગામ ઘણું સુંદર ભાસે છે. જૂનાગઢથી વેરાવળ જતાં આ સ્ટેશન આવે છે અને રેલરસ્તે માંગરોળ જનારને અહિં ઉતરવું પડે છે અહિંથી જૂનાગઢ, વેરાવળ અને માંગરોળની પાકી સડકો છે. સંઘનો કેમ્પ સ્ટેશનથી થોડે દૂર સુંદર મેદાનમાં હંમેશની ગોઠવણી મુજબ નાખવામાં આવ્યો હતો. પ્રભુપૂજા, દિવ્ય આંગી, ભાવના પ્રમુખ નિત્ય કાર્યો શાંતિપૂર્વક થવા ઉપરાંત બપોરે ચાર વાગે સંઘપતિને જૂનાગઢના નવાબસાહેબ નેકનામદાર ખુદાવિંદ **સર મહોબ્બતખાનજી** સાહેબ તરફથી પોતાના કેમ્પમાં જ પાર્ટી આપવામાં આવી હતી. આ પ્રસંગે પરસ્પર ઉચિત સન્માનો થયાં હતા. જૂનાગઢના નવાબસાહેબ પાર્ટીદ્વારા એક જૈન સંઘપતિનું સુંદર સન્માન કરે એ સમગ્ર જૈન તથા હિંદુ પ્રજાને ગૌરવનો વિષય હતો. તે દિવસે **પોપટલાલ પાનાચંદ** તરફથી નવકારશી કરવામાં આવી હતી. માંગરોળ, વેરાવળ, પ્રભાસના આગેવાનોની આવક જાવક પુષ્કળ પ્રમાણમાં અહિં ચાલુ હતી. પોષ શુદ ૨ **ડોકામરડી**ની વાવ અને પોષ શુદ ત્રીજના દિવસે **લોઇવાવ** પાસે સંઘનો કેમ્પ નાખવામાં આવ્યો. બીજના દિવસે પુનાવાલા **શેઠ ઇશ્વરલાલ ગુલાબચંદ** હ. વજુભાઇ તરફથી તેમજ ત્રીજના દિવસે સંઘપતિ **શેઠ માણેકલાલ મનસુખભાઈ** તરફથી નવકારશી જમાડવામાં આવી. બન્ને દિવસે નિત્ય નિયમ પ્રમાણે પ્રભુપૂજા, ભજનમંડલીઓના ગાનતાન અને સેંકડો માણસોનું સંઘના દર્શનાર્થે આવવું જવું ચાલુ હતું. માંગરોળની જૈન જૈનેતર પ્રજા આજે મોટી સંખ્યામાં અહિં સંઘના દર્શનાર્થે ઉતરી પડી હતી.

માંગરોળ.

**તા.** ૫-૧-૩૮ (પોષ શુદ ૪)ના દિવસે જામનગર જૈન યાત્રિકે સંઘનો માંગરોળમાં પ્રવેશ થયો, માંગરોળનું પ્રાચીન નામ **'મંગલપુર'** કહેવાય છે. આ નગર ઘણું જ પ્રાચીન છે તેમ ત્યાંના જૂના રાજમહેલ, જૈન દેરાસર તેમજ વિશાળ મસજીદો ઉપરથી જણાય છે. અહિંથી

સમુદ્રકિનારો ફક્ત ત્રણ માઇલ દૂર છે તેથી માંગરોળ એ બંદરી શહેર ગણાય છે. મુંબઇથી કચ્છ, કરાંચી તરફ જતી સ્ટીમરો અહિં ઊભી રહે છે. દરિયાની ઠંડી હવા આ શહેરમાં ઘણી જ સુંદર અનુભવાય છે. અહિંનો રાજમહેલ તેમજ જૈન દેરાસર ગુર્જરેશ્વર **કુમારપાળ** મહારાજના સમયના ગણાય છે અને રાજમહેલ તથા દેરાસરની બાંધણી અને કારીગરી જોતાં તે વાત સાચી હોય તેમ પ્રેક્ષકોને પણ લાગે છે. ગામમાં એક મસીદ અથવા પીર જેવી જગ્યા છે. આ જગ્યા અસલ **હેમચંદ્રાચાર્ય** મહારાજનો ઉપાશ્રય હતો એમ લોકો કહે છે, અને તેમના સમયનું એક જૂનું પાત્ર ત્યાં છે, જેને અંગે અવનવા ચમત્કારોની પણ ત્યાંની પ્રજા-જુદી રીતે વાતો કરે છે. ગામમાં એક વિશાલ મસજીદ છે તે ભૂતકાલમાં જૈનોનું ભવ્ય જિનમંદિર હતું એમ લોકવાયકા ચાલે છે. એકંદર આ શહેર પ્રાચીન છે તે વાત તો નિર્વિવાદ છે. હાલ ગામમાં બે દેરાસરો છે. મુખ્ય દેરાસર શ્રી નવપલ્લવ પાર્શ્વનાથજી મહારાજનું છે. મૂળનાયકજી **શ્રી નવપલ્લવ પાર્શ્વપ્રભુ** દિવ્ય તેજોમયી મૂર્તિ આત્માને નવપલ્લવ બનાવે છે. આ દેરાસર ઘણું વિશાળ તેમજ આજુબાજુમાં અનેક વિભાગોવાળું છે. દેરાસરજીના ઉપરના ભાગોમાં પ્રાચીન ચિત્રકળાના નમૂનારૂપે ભાવવાહી ઘણા જ રમણીય જયપુરી ચિત્રોના પટો છે. પ્રતિમાજી મહારાજનો ઘણો સારો પરિવાર હોવા છતાં દેરાસરની સ્વચ્છતા અને સુઘડતા ઘણી પ્રશંસનીય છે. આ દેરાસર અને જૂનો રાજમહેલ તદ્દન પાસે પાસે છે. કુમારપાળ મહારાજાના સમયનું જે દેરાસર કહેવાય છે તે આ દેરાસર જ છે. બીજું ગામના દક્ષિણ દિશાના દરવાજા પાસે વંડીનું દેરાસર છે. આ દેરાસરમાં મૂલનાયકજી **શ્રી સુપાર્શ્વનાથ** પ્રભુજી બિરાજમાન છે, દેરાસરના આગલા ભાગમાં વિશાલ ચોક તથા બગીચો હોવાથી દેરાસર ઘણું સુશોભિત લાગે છે. અહિં શ્રાવકોની વસતી સારા પ્રમાણમાં છે. દેરાવાસી, સ્થાનકવાસી અને લોંકાગચ્છ એમ ત્રણ વિભાગમાં જૈનો વસેલા છે, તેમાં દેરાવાસીની સંખ્યા સર્વથી વધુ પ્રમાણમાં છે. અહિંના જૈનોમાંનો કેટલોક ભાગ મુંબઇ-કલકત્તા અને એડન, પોર્ટ સુદાન જેવા દૂર દેશમાં વસનારો તેમજ ઘણો જ શ્રીમંત છે. તે માંગરોલમાં ટાવર પાસેથી શહેરમાં દાખલ થતા સડકની બન્ને બાજુમાં આવેલી જૈનોની વિશાળ વંડીઓ અને તેમાંના આલિશાન બીલ્ડીંગો જ બતાવી આપે છે. દેરાસરની નજીકમાં જ સાધુ-સાધ્વીઓના વિશાલ ઉપાશ્રયો, જૈન કન્યાશાળા, વર્ધમાન તપ આયંબિલ ખાતું વિગેરે ધાર્મિક સંસ્થાઓ આવેલી છે, તે ઉપરાંત દશાશ્રીમાળી જ્ઞાતિનું દવાખાનું, પાંજરાપોળ વિગેરે સંસ્થાઓ પણ વ્યવસ્થિતપણે ચાલે છે. મુંબઇમાં શેઠ જમનાદાસ મોરારજી જે. પી. કલકત્તામાં શેઠ નરોત્તમદાસ જેઠાભાઇ વિગેરે શ્રીમંત ગૃહસ્થો અસલ આ માંગરોલના જ વતની છે. શેઠ છોટાલાલ પ્રેમજી શેઠ છોટાલાલ અંદરજી, શેઠ ચત્રભુજભાઇ વિગેરે સ્થાનિક સદ્‌ગૃહસ્થોની કમીટી ધાર્મિક સંસ્થાઓની દેખરેખ સારી રીતે રાખે છે.

### પરદેશમાં વસતા માંગરોલવાસીઓનું માંગરોલમાં આગમન.

જામનગર જૈનયાત્રિક સંઘને જુનાગઢથી વેરાવલ પ્રભાસપાટણ જતાં માંગરોલ એ રસ્તાનું શહેર ન હતું. જૂનાગઢ વંથલીથી સીધી વેરાવલની સડકે જવાય તો માર્ગ ટૂંકો અને સુલભ હતો, પરંતુ સંઘનું જૂનાગઢમાં આવાગમન થતાં માંગરોલમાં વસતા તેમજ મુંબઇમાં વસતા માંગરોલી આગેવાનોનું ડેપ્યુટેશન જૂનાગઢ આવી પહોંચ્યું અને ખૂબ આગ્રહ કરી સંઘને માંગરોલ આવવાનો નિર્ણય કરાવ્યો હતો. સંઘનું આવાગમન થાય તે પ્રસંગે સંઘનો સુંદરમાં સુંદર સત્કાર કરવાની

પ્રેરણાઓ મુંબઈમાં વસતા માંગરોલી આગેવાનોએ માંગરોલ જૈન સંઘને કરી હતી. જેને અંગે દિવસો અગાઉથી સંઘના સ્વાગતની માંગરોલમાં તૈયારી થતી હતી. માંગરોલ સ્ટેટ તરફથી પણ સંઘના સ્વાગતમાં સંપૂર્ણ સહકાર હોવા સાથે જોઈતી હરકોઈ સામગ્રીઓ પૂરી પાડવામાં આવી હતી. મુંબઈ પોરબંદર વિગેરે સ્થળોએ વસતા શેઠ પ્રેમજીભાઈ નાગરદાસ વિગેરે માંગરોળવાસી ગૃહસ્થો સંઘના દર્શનાર્થે સ્વજન્મભૂમિમાં આવી પહોંચ્યા હતા.

## માંગરોલમાં ઠઠારાભર્યો પ્રવેશ મહોત્સવ.

સં. ૧૯૯૪ ના પોષ શુદ ૪ નો દિવસ માંગરોલ માટે ઘણો જ મંગલમય હતો. આ દિવસે એ મંગલપુર-માંગરોલના આંગણે જૈન યાત્રિક સંઘની પધરામણી થવાની હતી એટલે આખું ય શહેર પૂર્ણ ઉલ્લાસમાં હતું. શહેરમાં સ્થળે સ્થળે ધ્વજપતાકા અને સ્ટેટ તરફથી આપવામાં આવેલ વિશાલ આર્કાઓ, સ્વાગત બોર્ડો સાથે ઊભી કરવામાં આવી હતી, લોઈવાવથી વ્હેલી સવારે રવાના થયેલો સંઘ નવ વાગતા લગભગ માંગરોળની ભાગોળે આવી પહોંચ્યો. માંગરોળ સ્થાનિક જૈન સંઘ તરફથી શહેર બહાર જ ચ્હા-દૂધ-નાસ્તાની સગવડતા રાખવામાં આવી હતી તેથી માંગરોળના સ્વયંસેવકોએ સંઘના સર્વ યાત્રિકોને, પૂ. સાધુ-સાધ્વીજીઓને નિયત કરેલા સ્થાને લઇ જઇ સંઘભક્તિનો લાભ લીધો હતો. સંઘપતિ સંઘવણો વિગેરે માટે શેઠ પ્રેમજી નાગરદાસની વંડીનું સ્થાન નિયત કરવામાં આવેલું હોઇ સંઘપતિ વિગેરે સદ્‌ગૃહસ્થો ત્યાં પધાર્યા હતા. આ વંડીને-ધ્વજ-વાવટા-આસોપાલવના તોરણો તેમજ કેળની કમાનોથી ખૂબ શણગારવામાં આવી હતી. ચ્હા, પાણી થયા બાદ હાર-તોરા પ્રમુખ ઉચિત સામગ્રીથી સંઘપતિનું સ્વાગત કરવામા આવ્યું હતું. એક બાજુ આ પ્રમાણે ખાન-પાનની ધમાલ ચાલુ હતી ત્યારે બીજી બાજુ સામૈયા માટેની તૈયારીએ પૂરજોસમાં શરૂ થઇ રહી હતી. સંઘપતિનો હાથી વિગેરે સર્વ સરંજામ ઉપરાંત સ્ટેટ તરફથી આપવામાં આવેલી ચાર ઘોડાની વિકટોરીયા, ઇન્ફન્ટ્રી પોલીસ ટુકડી, ઘોડેસ્વારો, ઇન્ફન્ટ્રી સ્ટેટ બેન્ડ વિગેરે સંપૂર્ણ સામગ્રી તથા સ્થાનિક જૈનસંઘનો ભવ્ય રથ વિગેરે સંપૂર્ણ રસાલા સાથે સામૈયું અગિયાર વાગતા લગભગ શહેરમાં દાખલ થયું. સામૈયાની લંબાઇ ઘણી વધુ પ્રમાણમાં હતી. સામગ્રીની અપેક્ષાએ આજ સુધીના સામૈયામાં માંગરોળનો પ્રથમ નંબર હતો. રસ્તાઓ તો હજારો માણસોથી ઉભરાઇ ગયા હતા. હિંદુ મુસલમાન હરકોઇ વ્યક્તિઓ સંઘપતિને નિરખવા તન્મય બન્યા હતા અને સંઘપતિ-કાકા-ભત્રીજાના આ પ્રશંસનીય કાર્ય માટે ધન્ય શબ્દો ઉચ્ચારતા હતા. પૂ. આચાર્ય મહારાજાદિ વિશાલ મુનિમંડળ ઉપરાંત સંઘપતિઓ, સંઘપતિ શેઠ માણેકલાલ મનસુખભાઇ, સંઘપતિ શેઠ નગીનદાસ કરમચંદભાઇ, શેઠ પ્રતાપસિંહ મોહોલાલ, શેઠ સારાભાઇ હઠીસીંગ, શેઠ પ્રેમજીભાઇ નાગરદાસ, શેઠ રતિલાલ લીલાધર, શેઠ મોરારજી મૂળજી, શેઠ છોટાલાલ અંદરજી વિગેરે વિશાલ સંખ્યાનું અને રંગબેરંગી પાઘડીઓથી શોભતું સાજન વરઘોડાની પ્રશંસામાં વધુ કારણ બન્યું હતું. છેલ્લા દસકામાં સંઘયાત્રા રૂપી ઉત્તમોત્તમ ધર્મકાર્યદ્વારા જૈન શાસનની અભૂતપૂર્વ પ્રભાવના કરાવનાર અમદાવાદ, પાટણ અને જામનગરના સંઘપતિની ત્રિપુટી આજે વરઘોડામાં એક સાથે ચાલતી હતી એ માંગરોળ માટે ગૌરવનો વિષય હતો. બજારના ચોકમાં જામનગરની મોહનમંડલીએ દાંડીઆ રાસની રમઝટ બોલાવી હતી, ત્યારબાદ ખારવા લોકોની મંડલીએ પણ દાંડીઆ રાસની રમતથી પ્રેક્ષકોને મુગ્ધ કર્યા હતા. સ્થળે સ્થળે પૂ. આચાર્યાદિ મંડળ પાસે અક્ષતની ગંહુલીઓ તેમજ સંઘપતિને ફૂલહાર અર્પણ કરવાની વિધિ તો એક સરખી ચાલુ જ હતી. દિવાનસાહેબ વિગેરે



સંઘના કૅમ્પ દેવ-નગરમાં પ્રવેશ કરવાનો મુખ્ય દરવાજો-( માગરોલ )



માગરોલમાં સંઘનો કૅમ્પ

[ પૃષ્ઠ ૯૩ ]

આનંદ પ્રેસ-ભાવનગર

અધિકારી મંડલે વરઘોડામાં હાજરી આપી હતી. શહેરના બન્ને દેરાસરોમાં દર્શન ચૈત્યવંદનાદિ કરી. શહેર બહાર સ્ટેટના રમતગમત માટે રાખેલા ખાસ મેદાનમાં ગોઠવેલા સંઘના કેમ્પમાં લગભગ દોઢ વાગે સામૈયું આવી પહોંચ્યું. સૂરિશેખર તીર્થોધ્ધારક આચાર્ય મહારાજશ્રી વિજય-નેમીસૂરીશ્વરજીનું મંગલાચરણ-ધર્મદેશના સાંભળી સહુ પોતપોતાના કામમાં જોડાયા. પ્રભુપૂજા સુંદર અંગરચના વિગેરે ધર્મકાર્યો સારી રીતે થયાં અને **માંગરોલ જૈન તપગચ્છ સંઘ** તરફથી નવકારશીનું જમણુ આપવામાં આવ્યું.

**શ્રી સંઘપતિને માનપત્ર અને ના. શાહજાદાસાહેબનું પ્રમુખસ્થાનેથી વક્તવ્ય.**

જે દિવસે શ્રી જામનગર જૈન યાત્રિક સંઘનો માંગરોળમાં પ્રવેશ થયો તે જ દિવસે સાંજે સાડાચાર વાગે ઉભય સંઘપતિ તથા સંઘવણોને **શ્રી જૈન તપગચ્છ સંઘ, શ્રીલોંકાગચ્છ સંપ્રદાય** તેમજ **વૈષ્ણવ સંપ્રદાય** તરફથી જુદાં જુદા ત્રણ માનપત્રો ખાસ મુંબઇ તૈયાર કરાવેલા સુંદર ચાંદીના કાસ્કેટમાં અર્પણ કરવાનો સમારંભ ગોઠવવામાં આવ્યો હતો. માંગરોળની અખિલ પ્રજા એક જ ઉત્સાહમાં હોઇ માનપત્રના સમારંભ પ્રસંગે વિશાળ સમુદાય એકત્ર થવાની સંભાવના હોવાથી સ્ટેટનો ઘણો વિશાલ અને તદ્દન નવો જ સમીયાણો સંઘના કેમ્પની બાજુમાં જ ઊભો કરવામાં આવ્યો હતો, તે સમીયાણો ધ્વજા પતાકા, અને તોરણોથી ખૂબ શણગારવામાં આવ્યો હતો. ચાર વાગતા તો લોકોનાં ટોળે ટોળાં તે સમીયાણા તરફ ધસ્યા જતા હતા અને અલ્પ સમયમાં સ્ત્રી પુરુષોની મોટી સંખ્યાથી તે સમીયાણો ભરચક ભરાઇ જતાં સંખ્યાબંધ ભાઇઓ બ્હેનોને બહાર બેસવું પડયું હતું. અગાઉથી સંઘપતિ શેઠ પોપટ-લાલ ધારશીભાઇ, સંઘપતિ શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદભાઇ, સંઘપતિ શેઠ નગીનદાસ કરમચંદભાઇ, શેઠ પ્રેમજીભાઇ નાગરદાસ, શેઠ ઝવેરચંદ પનાજી, શેઠ છોટાલાલ અંદરજી, શેઠ રતિલાલ લીલાધર, શેઠ મોરારજી મુલજીભાઇ તથા સંઘના સેક્રેટરી સંઘવી ત્ર્યંબકલાલ હરગોવનદાસ વિગેરે સંખ્યાબંધ સદ્‌ગૃહસ્થો પોતપોતાના ઉચિત સ્થાને બેસી ગયા હતા. બરાબર સાડા-ચારનો સમય થતા માંગરોળના પ્રજાપ્રિય નામદાર **શાહજાદા અબ્દુલખાલિક વલીયદ** સાહેબ પધારતાં સ્ટેટ બેન્ડ તથા સંઘના બેન્ડે સલામી આપી, ભવ્ય સમીયાણામાં પ્રવેશ થતાં પોલીસ પાર્ટીએ તથા સભાજનોએ ઊભા થઇને સત્કાર કર્યો, અને અગાઉથી નક્કી થયા મુજબ તેઓ આજના માનપત્ર સંબંધી મેળાવડાને અંગે પ્રમુખસ્થાને બિરાજ્યા, દિવાનસાહેબ વિગેરે અધિકારી વર્ગ પણ આ પ્રસંગે હાજર હતો. પ્રથમ બાળાઓનું સંગીત, માંગરોળના બ્રાહ્મણ શાસ્ત્રીઓએ કરેલું સંઘપતિની સ્તુતિ સંબંધી મંગલાચરણ, અને જુદી જુદી વ્યક્તિઓના ક્રમશઃ વિવેચનો થયા બાદ શ્રી માંગરોળ જૈન તપગચ્છ સંઘ તરફથી અહિં પધારવા માટે સંઘપતિનો તેમજ સંઘના આગમન પ્રસંગે સંપૂર્ણ સાધનો ફ્રી ચાર્જથી અર્પણ કરનાર ના. શાહજાદાસાહેબનો આભાર માનવામાં આવ્યો હતો. અનુક્રમે શ્રીમાન્ રતિલાલ લીલાધરની દર-ખાસ્તથી ના. શાહજાદાના શુભ હસ્તે ઉપર જણાવેલા ત્રણેય માનપત્રો સુવર્ણથી રસેલા ચાંદીના જુદા જુદા રમણીય કાસ્કેટ સાથે શ્રીમાન્ સંઘપતિજીને અર્પણ કરવામાં આવતાં સંઘપતિ તરફથી એ ત્રણે ય માનપત્રોનો યોગ્ય જવાબ આપવા સાથે રાજ્ય તરફથી સંઘને અપાયેલી સગવડતા માટે પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો હતો. પ્રાન્તે પ્રમુખસ્થાને બિરાજમાન ના. શાહજાદાએ મોઢેથી જ સુંદર અને છટાદાર ભાષણ આપ્યું હતું. આખા ભાષણનો સાર એ હતો કે–

'આવા જમાનામાં પણ આવી ધાર્મિક સંઘયાત્રાની કેટલી જરૂરીયાત છે? તે આજના શુભ પ્રસંગથી જ ખ્યાલમાં આવી શકે છે. યદ્યપિ-રેલ્વેમાં થતી યાત્રામાં સગવડતાઓ સચવાય છે, સમય ઓછો વ્યતીત થાય છે તો પણ ભિન્ન ભિન્ન સ્થળોનો અનુભવ, તે તે દેશની પ્રજાનો પરિચય, બન્ધુત્વનો વિકાસ, કષ્ટો સહન કરવાની આવડત, ધાર્મિક નિયમોના પાલન સાથે સદાચારની પુષ્ટિ ઇત્યાદિ અનેકવિધ લાભોની અપેક્ષાએ આવી સંઘયાત્રાઓ જ હિતાવહ છે. ભલે આજની અણસમજુ વ્યક્તિઓ આવાં કાર્યમાં નિરર્થક લક્ષ્મીનો વ્યય માનતા હોય, પરંતુ તે વ્યક્તિઓ જ આવી સંઘયાત્રામાં સાથે રહીને પરિસ્થિતિ તપાસે, વિચારે અને અનુભવે તો તેઓ પણ આ શુભ કાર્યની અવશ્ય જરૂરીયાત છે એમ માન્યા સિવાય નહિં જ રહે. આજે આખા ય માંગરોલમાં સર્વત્ર આનંદ આનંદ છવાઈ રહ્યો છે, હજારો નરનારીઓ અહિં એકત્ર થયા છે એ બધું શાના માટે? મારે છાતી ઠોકીને કહેવું જોઇએ કે હિંદુ હોય અથવા મુસ્લીમ હોય, પરંતુ તે જો આર્યભૂમિમાં જન્મેલો હોય તો આર્યમહર્ષિઓના પાદન્યાસથી પવિત્ર થયેલી એ આર્યભૂમિનો જ પ્રભાવ છે કે-આર્યમાનવને ધર્મ પ્રત્યે. શુભ કાર્યો પ્રત્યે સહેજે સન્માન-સત્કારની ભાવના પેદા થાય છે. અંતમાં હું એટલું જ ઇચ્છું છું કે સંઘપતિ સદ્‌ગૃહસ્થ શ્રીમાન્ પોપટભાઇ તથા શ્રીમાન્ ચુનીભાઈ જે ઉલ્લાસથી સંઘયાત્રા નિમિત્તે પધાર્યા છે તેમનો તે ઉલ્લાસ પ્રતિદિન વૃદ્ધિ પામો અને આરંભેલું શુભ કાર્ય નિર્વિઘ્નપણે સમાપ્ત થાઓ.' આ પ્રમાણે પ્રમુખશ્રીનું સુંદર વક્તવ્ય સમાપ્ત થતાં તાલીઓના ગડગડાટ અને ફુલહાર અર્પણ કરવાની વિધિ સાથે સભા વિસર્જન થઇ હતી. ના શાહજાદા સાહેબ પણ સંઘના સમગ્ર કેમ્પમાં ફરી, જિનમંદિરનો દર્શનાદિ કરી એન્ડની સલામી સાથે વિદાય થયા હતા. આજનો આખો ય દિવસ ઘણા જ આનંદમાં અને ઉલ્લાસમાં પસાર થયો હતો. રાત્રે જૈન દેરાસરમાં મોહનભાઇ વિગેરે ગવૈયાઓએ ભાવનામાં ખૂબ ભક્તિરસ જમાવ્યો હતો. નવકારશીના જમણમાં માંગરોલવાસી યુવાનવર્ગની વ્યવસ્થા પણ ખાસ અનુકરણીય તેમજ પ્રશંસનીય હતી.

॥ अनन्तलब्धिनिधानाय श्रीमते गौतमगणधराय नमोनमः ॥

# શ્રી અભિનન્દન પત્રિકા.

मंगलं भगवान् वीरो मंगलं गौतमः प्रभुः ।
मंगलं स्थूलभद्राद्या जैनो धर्मोऽस्तु मंगलम् ॥ १ ॥

દેવગુરુભક્તિકારક પુણ્યપ્રભાવક શ્રાદ્ધગુણસંપન્ન દાનવીર જામનગરનિવાસી સંઘપતિ શ્રેષ્ઠિવર્ય

**શ્રીમાન્ પોપટલાલ ધારસીભાઇ તથા સંઘપતિ શ્રેષ્ઠિવર્ય**

**શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ સપરિવાર યોગ્યઃ—**

**અનન્તજ્ઞાની** શ્રી તીર્થંકર ભગવંતો તીર્થસ્વરૂપ જે ચતુર્વિધ સંઘને '**नमो तित्थस्स**' એ મંગલમય પદથી નમસ્કાર કરી જેની પૂજ્યતા પ્રદર્શિત કરે છે તે શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ સહિત તીર્થાધિરાજ શ્રી રૈવતગિરિ, અનન્તસિદ્ધસ્થાન શ્રી તીર્થશિરોમણિ શ્રી શત્રુંજયગિરિરાજ, મહાપ્રભાવક શ્રી કદમ્બગિરિરાજ, શ્રી તાલધ્વજગિરિ, શ્રી ચંદ્રપ્રભાસતીર્થ, શ્રી અજારાતીર્થ, તથા શ્રી મધુપુરીમંડન જીવિતસ્વામી (વર્ધમાનસ્વામી) વિગેરે સૌરાષ્ટ્રના સર્વોત્તમ તીર્થની છ 'રી' પાળવાપૂર્વક યાત્રાર્થે શ્રી જામનગરથી મંગલ મુહૂર્તે પ્રયાણ કરી અનુક્રમે પરમાર્હત-ગુર્જરેશ્વર કુમારપાલ ભૂપાલનિર્માપિત

શ્રી નવપલ્લવ પાર્શ્વનાથ પ્રભુના અતિ પ્રાચીન રમણીય જિનમંદિરના દર્શનાર્થે અમારા આગ્રહભર્યા આમંત્રણને માન આપી આજે આ મંગલપુર( માંગરોલ )માં આપશ્રીનું પધારવું થતાં અમો શ્રી સંઘના હૃદયકમળ નવપલ્લવ થાય છે. આજનો સુવર્ણમય દિવસ અમારે કલ્પવૃક્ષ–કામકુંભ અને ચિંતામણિ રત્નની પ્રાપ્તિથી પણ અધિક આનંદનો છે.

**ચાંદીનું** ભવ્ય સમવસરણ, જરીયાન છત્ર અને ચાંદીની અંબાડીથી શોભતો ગજરાજ, ચાંદીનો મ્યાનો, ઇન્દ્રધ્વજની ગાડી, શ્રી આદીશ્વર પ્રભુના પંચકલ્યાણ–૧૩ ભવ સંબંધી તથા શ્રીપાલ અને મયણાસુંદરીના પ્રસંગોની દર્શનીય ચિત્રશાલા, સેંકડો તંબુ–રાવટીઓ વિગેરે વૈભવશાલી અનુપમ સામગ્રી ઉપરાંત તપાગચ્છાધિપતિ પૂ. આચાર્ય શ્રી વિજયનેમીસૂરીશ્વરજી મહારાજ, આગમોદ્ધારક પૂ. આચાર્ય શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજ, શાસનપ્રભાવક પૂ. આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજાદિ નવ આચાર્ય મહારાજાઓ સહિત લગભગ સવાસો સાધુ–સાધ્વીઓ તેમજ સેંકડો યાત્રિકોથી પરિવરેલા આપ સંઘપતિ સેંકડો વર્ષો પહેલાં નીકળેલા શ્રી કુમારપાલ ભૂપાલ તથા મંત્રીશ્વર વસ્તુપાલ–તેજપાલના સંઘોની ઝાંખી કરાવો છો, એટલું જ નહિં પરંતુ છેલ્લા દશકામાં નીકળેલા શ્રેષ્ઠિવર્ય સંઘપતિ શ્રીમાન્ નગીનદાસ કરમચંદ ( કે જેઓ હાલ સંઘમાં સાથે રહી સંઘની અપૂર્વ સેવા બજાવી રહ્યા છે તે ) તથા શ્રેષ્ઠિવર્ય સંઘપતિ શ્રીમાન્ માણેકલાલ મનસુખભાઇના સમૃદ્ધિશાલી સંઘોનાં સંસ્મરણો આપશ્રીના આ શુભ કાર્યથી પુન: તાજાં થાય છે,

**જ્યાં** જ્યાં આ સંઘનો પડાવ થાય છે ત્યાં ત્યાં એક સુંદર નગર જેવો દેખાવ થઇ રહે છે, હજારો માણસો દૂર દૂરથી દર્શન કરવા ઉભરાય છે અને હિંદુ–મુસ્લીમ હરકોઇ વ્યક્તિ આપના આ મંગલમય કાર્યની એકસરખી પ્રશંસા કરે છે, એ જેની તેવી શાસન-પ્રભાવના નથી, ખરેખર આપ કાકા–ભત્રીજારૂપ ઉભય સંઘવીનું યુગલ આજે જૈનશાસનમાં પ્રભાવક શ્રાવકોત્તમ જેવું બન્યું છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

**આ** શુભ અવસર પહેલાં પણ હજારોના ખર્ચે કરેલું ઉજમણું, મંગલકારી ઉપધાનતપનું આરાધન, દેશવિરતિ સમાજની ભક્તિ, તાલધ્વજગિરિની પવિત્ર છાયામાં કરાવેલ શ્રીસિદ્ધચક્રભગવંતનું આરાધન, લક્ષ્મી આશ્રમ અને દેવબાગ જેવા જામનગરના કીર્તિસ્થંભરૂપ ધર્મસ્થાનો તેમજ આચાર્યપદારોપણ મહોત્સવાદિ પ્રસંગોમાં આપશ્રીએ લાખોની રકમનો સદ્વ્યય કર્યો છે તે ઉપરાંત લોકોપયોગી–વ્યવહાર માર્ગને પણ આપ ભૂલ્યા નથી એ આપશ્રીના સંપૂર્ણ ખર્ચે ચાલતું જિનમંદિર વિભૂષિત જામનગરનું જૈન વિદ્યાર્થીભુવન તેમજ સેનીટેરીયમમાં કરેલી ૫૦૦૦૦ ઉપરાંતની ઉદાર સખાવત સાક્ષીઓ આપે છે. ચાલુ સંઘ–યાત્રામાં પણ યોગ્ય ક્ષેત્રોમાં ઉદાર હાથે યોગ્ય દાન આપવાનું આપશ્રી ચૂકયા નથી. શ્રીમંતાઇ છતાં ગંભીરતા અને સાદાઇ એ ગુણો તો આપને સહજ વરેલાં છે.

**અમારા** આમંત્રણને માન આપી આપશ્રીએ શ્રી ચતુર્વિધ સંઘના દર્શનનો અમોને જે અમૂલ્ય લાભ મલ્યો છે તે માટે આપશ્રીનાં અમો ઋણી છીએ.

**આપ** જેવા દાનવીર શ્રાવકોથી જ આ જૈન શાસન જયવંતું છે. હજુ પણ આવા અનેક કલ્યાણકારી કાર્યો કરી આ શાસનને વિશેષ વિજયવંતું બનાવવા આપ ભાગ્યશાલી બનો, શાસનદેવ આપ તેમજ આપના પરિવારને ચિરાયુષ્ક બનાવે એ અમો અંતઃકરણથી ઇચ્છીએ છીએ. આપનો આ મહાન્ શુભ પ્રવાસ નિર્વિઘ્ન બનો એ અમારી ચાહના છે, અને આપના આ લોકોત્તર કલ્યાણકારી કાર્ય માટે અમારા આપને અંતઃકરણના અભિનન્દન છે.

માંગરોલ–( કાઠિયાવાડ ) તારીખ ૬-૧-૧૯૩૮. { ધર્મસ્નેહાધીન,
સં. ૧૯૯૪ ના પોષ સુદ ૫ ગુરુવાર વીર સં. ૨૪૬૪ } **શ્રી માંગરોલ જૈન શ્વેતામ્બર તપગચ્છ સંઘ.**

श्री मांगरोल जैन लोंकागच्छ संघ तरफथी

# અભિનંદન પત્ર.

શાસન પ્રભાવક દાનવીર જામનગરનિવાસી

**સંઘપતિ શ્રીમાન્ પોપટલાલ ધારશીભાઈ તથા**
**સંઘપતિ શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઈ**

જોગ:—

તીર્થસ્વરૂપ શ્રી ચતુર્વિધ સંઘને વંદન કરી અમે સવિનય નિવેદન કરીએ છીએ કે:—

આપ બંને સંઘપતિઓએ સંઘ સહિત તીર્થાધિરાજ રૈવતગિરિ, પ્રાચીન અને પવિત્ર તીર્થ શત્રુંજયગિરિ, કદંબગિરિ વગેરે ઇતિહાસ અને ધર્મપ્રસિદ્ધ સૌરાષ્ટ્રનાં તીર્થધામોની યાત્રા નિમિત્તે જામનગરથી જે પ્રયાણ આરંભ્યું છે તેના નિયત માર્ગમાં અમારું શહેર ન આવવા છતાં અહિંના તપગચ્છ સંઘના આમંત્રણને માન આપી અહિં જે આગમન કર્યું છે તેથી અમે માંગરોળ લોંકાગચ્છ સંઘ અને સર્વ જૈનજનતા અત્યંત આનંદ અને ઉપકાર અનુભવીએ છીએ.

ભવ્ય સમવસરણ, સુશોભિત ગજરાજ, સુંદર ચિત્રશાળા, સેંકડો તંબુ-રાવટીઓ વગેરે અમૂલ્ય અને વિશાળ સામગ્રી ઉપરાંત પૂ. આચાર્ય શ્રી **વિજયનેમીસૂરીશ્વરજી** મહારાજ પ્રધાન અનેક સાધુ સાધ્વીઓ તેમજ હજારો યાત્રિકો સાથે પુણ્યપ્રવાસ કરતા આપ સંઘપતિને જોઇ અમને પ્રાચીન અને અર્વાચીન સંઘયાત્રાઓ સ્મરણે ચડે છે.

આપની આ યાત્રાથી ગ્રામજનો, પુરવાસીઓ અને અન્ય સંપ્રદાયનાં અનુયાયીઓ પણ સંઘના દર્શનાર્થે આકર્ષાય છે એ આપ જૈનશાસનની જે ઉજ્જ્વલ કીર્તિગાથા રચી રહ્યા છો તેના પ્રત્યક્ષ પુરાવારૂપ છે.

આ સંઘયાત્રા પૂર્વે પણ આપે આપની ધર્મશ્રદ્ધા અને વ્યવહારદક્ષતા અનેક પ્રસંગોએ લાખો રૂપીઆની સખાવત કરી સિદ્ધ કરી છે, અને આજે પણ યોગ્ય સ્થાને આપ આપણા ઉદાર હાથે દાન આપતા આવો છો.

મુનિમહારાજોના, આપના અને સંઘના દર્શનથી અમે ઉપકૃત અને હર્ષાન્વિત બન્યા છીએ. અમે આપને અભિનંદન આપીએ છીએ અને આપને ઇશ્વર દીર્ઘાયુ બનાવે તેમ પ્રાર્થીએ છીએ.

આપની ભાવી યાત્રા માટે અમે ઇચ્છીએ છીએ કે:—

॥ शिवास्ते सन्तु पन्थानः ॥

સંવત ૧૯૯૪ના પોષ
શુદ ૫ ને ગુરુવાર
તા. ૬-૧-૩૮
માંગરોલ
(કાઠિયાવાડ)

લી૦ અમો છીએ આપના સ્નેહાભિલાષી

મોરારજી મૂલજી — કરસનદાસ ચંદેરજી
મોતીચંદ વસનજી ભાવ — દોશી સુંદરજી જેચંદ
દોશી ત્રીભોવનદાસ નાનજી — દોશી ગિરધરદાસ જેઠાભાઇ

॥ विजयते श्री बालकृष्णः प्रभुः ॥

## માંગરોળ વણિક વૈષ્ણવ સંપ્રદાય તરફથી

# અભિનંદન પત્ર

**શ્રીમજ્જીવદયા સદ્ધર્મપરાયણ દાનવીર, આદર્શ જીવન શ્રીમાન્ સંઘપતિ**

**શેઠ પોપટલાલ ધારશીભાઇ તથા શ્રીમાન્ સંઘપતિ શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ સહપરિવાર જોગ રહેવાસી શ્રી નવાનગર (કાઠિયાવાડ)**

આપણો આ હિન્દુસ્તાન દેશ પુરાતન કાલથી ધર્મપ્રાણ ગણાતો આવ્યો છે, આ દેશમાં અવર નવર પરમાત્માની કૃપાથી ધર્મપરાયણ વ્યક્તિઓ પ્રકટ થયા કરે છે, જેને લીધે આપણાં દેશનું ધર્મ પ્રાણપણું સુદૃઢ ટકી રહેલ છે;—

જગતમાં અનેક પ્રકારનું જીવન જનતા વ્યતીત કરે છે, તેમાં ધાર્મિક જીવન સર્વોપરિશ્રેષ્ઠ ગણાય, અનેક પ્રકારના ઉદયમાં ધાર્મિક ઉદય એજ ખરો ઉદય છે, ધર્મહીન મનુષ્યનો જન્મ પશુ તુલ્ય ગણાય છેઃ—

મનુષ્યો અનેક પ્રકારે ધર્માચરણ કરે છે, કોઇ ધનથી, કોઇ તનથી અને કોઇ મનથી, અમારા સાંભળવા પ્રમાણે આપમાં ત્રણેય ગુણો સમ્પૂર્ણપણે રહ્યા છે. ધનાઢ્ય લોકો કેવળ ધનથી ધર્મ કરી મુક્ત થાય છે પરન્તુ આપે તો સમ્પત્તિશાલી જીવન છતાં તપનો આદર્શ પણ પ્રકટ કર્યો છે.—

ધર્મ એ પાંગળો કહેવાય છે તેને મજબુત રીતે બેહાથ પકડીને ઉભો કરવામાં આવે તોજ ઉભો રહે છે હાલ ધર્મની શીથિલતાના જમાનામાં આપ જેવા ધનાઢ્ય જ્ઞાનગુણ યુકત સજ્જનો આવા સંઘો કાઢી ધર્મનો આદર્શ જનતા સન્મુખ ખડો કરે તોજ ધાર્મિક જીવન ટકી શકે —

આપનું સંઘ સહિત નવાનગરથી મંગળમય પ્રયાણ મુમ્બઇ સમાચારમાં વાંચી અમારૂં હૃદય આપ જેવા ધનાઢ્ય છતાં નિરભિમાની ધર્મપ્રાણ વ્યકિતને સંઘ સાથે જોવાને ઉત્સુક થઇ રહેલુ હતું તે આપનુ પ્રત્યક્ષ દર્શન અત્રેના શ્રી શ્વેતાંબર જૈન તપગચ્છ સંઘના આમંત્રણથી તથા જગન્નિયન્તાની કૃપાથી કાકતાલીયન્યાયે પ્રાપ્ત થયું છે તેને અમે અમારા મહાભાગ્ય માનીએ છીએઃ—

અમારા વૈષ્ણવોની વ્રજપરિક્રમા પ્રતિ વર્ષ ચોમાસામાં શ્રી મથુરાથી નિયમ લઇ નીકળે છે જેમાં ધર્મના આદર્શ નિયમોનું પાલન કરવું પડે છે તેમાં ભાગ લેનાર વૈષ્ણવ ભાઇઓ આ ગામમાં પણ ઘણા છે, આપના પવિત્ર સંઘના દર્શનથી અમોને તે યાત્રાનું પ્રત્યક્ષ સ્મરણ થઇ આવે છેઃ—

આવા આદર્શ ગુણોથી આકર્ષાઇ અત્રેનો વણિક વૈષ્ણવ સમ્પ્રદાય આદરપૂર્વક આપને અભિનંદન આપે છે, આપ જેવા ધર્મપ્રાણ સદ્‌ગૃહસ્થોને પરમાત્મા દીર્ઘાયુષ બક્ષો અને આપ આજીવન આવા ધાર્મિક સંઘો કાઢી જગતમાં ધર્મની જાગૃતિ કરતા રહો એમ ઇચ્છીએ છીએઃ—

સંવત ૧૯૯૪ પોષ શુદિ ૪ બુધ
તા. ૫-૧-૩૮
[ કાઠિયાવાડ ] માંગરોળ બંદર

સદ્ધર્મેચ્છુ
**શ્રી માંગરોલ વણિક વૈષ્ણવ સમ્પ્રદાય**



# માનપત્રનો જવાબ



કિશોરવયથી જ રાજ્યધુરાનો ભાર ઉપાડનાર નામદાર ખુદાવીંદ શ્રીમાન્ શાહજાદા સાહેબ બહાદુર, માંગરોલના તપગચ્છ, લોંકાગચ્છ અને વિષ્ણુ સંપ્રદાયના મારા વણિક બંધુઓ તથા બહેનો અને અત્રે બિરાજતાં અન્ય સુજ્ઞ મહાશયો,

'યથા નામા તથા ગુણા' મુજબ મંગલ સૂચવતાં માંગરોલ ઊર્ફે મંગલપુર જેવા ઘણા જ જૂના પુરાણા પ્રદેશમાં પ્રવેશ કરતાં અમારૂં હૈયું હર્ષથી ઉભરાઇ જાય છે. માત્ર બે કલાક પૂર્વે જ આપે અમારૂં કરેલ, અપૂર્વ ભાવભીનું સ્વાગત તેમજ અત્યારના સત્કારમાં તપગચ્છ, લોંકાગચ્છ અને વિષ્ણુસંપ્રદાયના અમારા ભાઇઓ તરફથી અમોને એનાયત કરવામાં આવેલ અભિનંદનપત્રો તેઓની અમારી આ સુકાર્યની સહાનુભૂતિ, અમારા પ્રત્યેની મમત્વતા અને શુભ લાગણીની ઘોષણા છે અને તેથી તે ભાઇઓએ અમોને ઘણા ઉપકૃત કર્યાં છે. અમારા જૈનભાઇઓના અતિશય આગ્રહી આમંત્રણને માન આપી અમારો નક્કી થયેલ પ્રોગ્રામ ફેરવવો પડતાં અમોને ઉઠાવવી પડવાની જહેમત, આપનો હાર્દિક ભાવભીનો સત્કાર અમો જોઇ રહ્યાં છીએ તેની આગળ કાંઇ વિસાતમાં નથી.

અમારા સત્કારમાં અમારા મુસ્લીમ ભાઇઓનો સહકાર જોતાં રાજ્યની પ્રજાની ઐક્યતા અને તેમાં સહાનુભૂતિએ અમોને વધારે તાજુબ કર્યાં છે.

જૈન શાસનપ્રભાવક, પુણ્યશ્લોક મહારાજા **શ્રી કુમારપાળ** મહારાજા સાહેબના સમયમાં બંધાયેલ અત્રેના જૈન મંદિરે અને તેમાં પધરાવેલ ભગવાન **શ્રી નવપલ્લવ પાર્શ્વનાથજી**ની અલૌકિક તેમજ ચમત્કારિક પ્રતિમાજીના દર્શને અમારા હૃદયની ધાર્મિક લાગણીઓને નવપલ્લવિત બનાવી છે. આ મંદિરની જ સમીપમાં અદ્યાપિ પર્યંત મહારાજા કુમારપાળના નામથી ઓળખાતા ચમત્કારી રાજ મહેલ, તેમજ પુજ્યપાદ શ્રી હેમચંદ્રાચાર્યજીના નામથી પ્રસિધ્ધ ઉપાશ્રય, જેના ચમત્કાર વિષે અનેક દંતકથાઓ પ્રચલિત છે તે મંગલપુર એટલે માંગરોલ શહેરની પ્રાચીનતાની સાબિતીરૂપ છે, તે પ્રાચીન સ્થળોને જોઇ અમોને થતો આનંદ .અવર્ણનીય છે.

ત્રણ જુદા જુદા ફીરકાઓના માનપત્રોમાં અમારા કાર્યોની પ્રશંસા કરેલી છે તે અતિશયોક્તિભરેલી છે. અમોએ જે કાંઇ કર્યું છે તે અમારી ફરજ અને ધર્મ પ્રત્યેની શ્રધ્ધાના અંગે કર્યું છે. અમારી એવી સજ્જડ માન્યતા અને ભાવના છે કે આત્માની ઉન્નતિ અર્થે તીર્થયાત્રા માટે કઢાતાં આવા ચતુર્વિધ સંઘથી ધાર્મિક દૃષ્ટિએ ધર્મની ઉન્નતિ થાય છે, અને ધર્મ જ્યોત્સ્ના જાગે છે તે નિર્વિવાદ છે. કોઇ પણ દર્શન પછી ભલે તે જૈન, હિંદુ, મુસ્લીમ કે ખ્રીસ્તી સંપ્રદાય હો તે બધા પોતપોતાના માની લીધેલ પવિત્ર તીર્થોની યાત્રા કરવાનું સ્વીકારતાં આવ્યા છે, બેશક તેની રીતમાં ફરક છે. અમોએ ઉપર જણાવ્યા મુજબ ધાર્મિક દૃષ્ટિએ આવા યાત્રાર્થે નીકળતા સંઘોથી અનેક લાભો રહ્યા છે, એટલું જ નહીં પણ વ્યવહારિક દૃષ્ટિએ વિચાર કરતાં પણ આવા સંઘોથી દેશાટન થાય છે જેના અગણિત લાભો જણાઇ આવ્યા વગર રહેતા નથી.



માગરોલના સદ્‌ગૃહસ્થોને ત્યાં પાર્ટી પ્રસંગે સંઘપતિજી વિગેરે



માગરોલમાં સામૈયા પ્રસંગે ચોકમાં જામનગર મંડળીએ લીધેલ દાંડીયારાસને
નીરખતા સૂરિસમ્રાટ વિગેરે મુનિવરો [પૃષ્ઠ ૯૯]

અત્રે બિરાજતા રાજ્યનીતિનિપુણ વિદ્યાવિભૂષિત નામદાર શ્રીમાન્ શાહજાદા સાહેબને પોતાની કિશોરવયથી જ રાજ્યકારભાર ઉપાડવો પડેલ હોવાથી તેઓશ્રીએ રાજ્યવહીવટનો પૂરો અનુભવ મેળવ્યો છે. તેઓશ્રીએ અમારા સંઘની સુખ-સગવડતા સાચવવા જે જે મદદ આપી છે તે માટે તેઓશ્રીના અમો અહેશાનમંદ છીએ. તેઓશ્રી તેમજ રાજ્યકુટુંબનું દીર્ઘાયુષ ઇચ્છીએ છીએ. રાજ્ય ધર્મ એ દરેક ધર્મવાળાને ઉત્તેજન આપવાનો છે અને તે હિસાબે અમો અત્યારે તેઓશ્રીનું વર્તન જોઇ રહ્યા છીએ તેથી અમોને તેઓશ્રીના પ્રત્યે ઘણું જ માન ઉત્પન્ન છે. અમો આ પ્રસંગે તેઓશ્રીને પ્રાર્થીએ છીએ કે ધર્મરૂપી વહાણ એ જ મનુષ્યજીવનને આ સંસારસાગરની અનેક ખડકોમાંથી સહીસલામત પાર ઉતારનાર સાધન છે માટે ધર્મ સાધન કરી પુર્વે ઉપાર્જીત કરેલ પુન્યને લઇ મેળવેલ રાજગાદી પરથી-દરેક ધર્મને પ્રોત્સાહન આપી પોતાનો રાજ્યધર્મ દિપાવશે.

ફરી અમોને આપવામાં આવેલ ત્રણ સંપ્રદાયવાળાઓના માનપત્રો માટે આભાર પ્રદર્શિત કરી અમારું બોલવું બંધ કરીએ છીએ.

---

### સંઘપતિશ્રી સંસ્થાઓની મુલાકાતે અને સૂરિસમ્રાટનું વ્યાખ્યાન.

માંગરોલમાં બે દિવસ સુધી સંઘનો પડાવ રાખવાનું અગાઉથી નક્કી થયેલું હોઈ આજે યાત્રિકોને વિશ્રાન્તિનો દિવસ હતો. સંઘપતિ વિગેરે સંઘના સદ્‌ગૃહસ્થોને સ્થાનિક જુદી જુદી સંસ્થાઓની મુલાકાતો લેવાની હોવાથી સવારથી જ તેમની મોટરો શહેરમાં દોડધામ કરી રહી હતી. પાંજરાપોળ, બાળમંદિર, શ્રીમાળીનું દવાખાનું, અધ્યારૂનું દવાખાનું વિગેરે અનેક સંસ્થાઓએ સંઘપતિની પધરામણી થતા સત્કાર કરવાપૂર્વક પોતાનો ઉદ્દેશ જાહેર કર્યો હતો. સંઘપાત તરફથી પણ દરેક સ્થળે ઉચત સૂચનાઓ સાથે યોગ્ય રકમો અર્પણ કરવામાં આવી હતી. સાડા નવ વાગતાં અગાઉથી કરવામાં આવેલ જાહેરાત મુજબ શાસનસમ્રાટ્ સૂરિપુરંદર પૂ. **શ્રી વિજયનેમીસૂરીશ્વરજી મહારાજનું** મનનીય વ્યાખ્યાન શરૂ થયું હતું. વ્યાખ્યાનસભામાં સંખ્યાબંધ સાધુ સાધ્વીઓ ઉપરાંત હિંદુ મુસલમાન હજારોની સંખ્યામાં હાજર હતા. જૈન સમાજમાં સૂરિસમ્રાટની વ્યાખ્યાનશક્તિ સંબંધી જે પ્રસધ્ધિ છે તેનો માંગરોલવાસી શ્રોતાઓને આજે સાક્ષાત્કાર થતો હતો. તેઓશ્રીની અસાધારણ વિદ્વત્તા, દાર્શનિક વિષયોમાં સુનિષ્ણાતપણું, પહાડી અવાજ, બોલવાની અલૌકિક છટા અને બ્રહ્મચર્યનું અદ્ભૂત તેજ આ બધું એક એકથી એવું ઉત્તરોત્તર ચઢીયાતું હતું કે શ્રોતાઓ તેમની વાણીમાં મુગ્ધ બની ગયા હતા. વ્યાખ્યાનમાં મુખ્ય વિષય યદ્યપિ દાન ધર્મ સંબંધી હતો, તો પણ પ્રાસંગિક શીલ, તપ, ભાવ, મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, માધ્યસ્થ્યાદિ ભાવનાઓ પ્રમુખ વિષયો સુંદર રીતે ચર્ચવામાં આવ્યા હતા. પ્રસંગે પ્રસંગે ગીતાજી તથા ઉપનિષદના શ્લોકો પ્રમાણ તરીકે વ્યાખ્યાનકાર તરફથી આપવામાં આવતા હોઈ ઈતર દર્શનવાળાઓને વધુ આનંદ આવતો હતો. એકંદર તત્ત્વજ્ઞાન સાથે રમુજી દૃષ્ટાન્તોથી ભરપૂર તેઓશ્રીનું વ્યાખ્યાન ઘણું જ રોચક બન્યું હતું. સંસ્થાઓની મુલાકાતે પધારેલા સંઘપતિ વિગેરે પણ ટૂંક સમયમાં વ્યાખ્યાનમાં હાજર થઇ ગયા હતા, સાડા નવે શરૂ થયેલા વ્યાખ્યાનની બાર વાગતા પૂર્ણાહૂતિ થવા પામી હતી.

### સ્નાત્ર મહોત્સવ અને માંગરોલ ખાતે સખાવત.

ત્યારબાદ સંઘપતિ પ્રમુખ સમગ્ર યાત્રિક વર્ગ શહેરના મુખ્ય દેરાસરે મોહનભાઇ વિગેરે

સંગીતરસિકો સાથે **સ્નાત્ર મહોત્સવ** ઉજવવા જતાં ઘણા જ ઠાઠથી સ્નાત્ર ભણાવવામાં આવ્યું. મૂળનાયકજી **શ્રી નવપલ્લવ પાર્શ્વનાથ** પ્રભુ વિગેરે પ્રતિમાને સોનેરી બાદલાની સુંદર આંગી રચવામાં આવી હતી, અષ્ટ પ્રકારી પૂજાની ઉછામણી બોલતા કુલ ૫૦૦) રૂા. લગભગનો ચઢાવો થયો હતો. સ્નાત્ર મહોત્સવ પૂર્ણ થયા બાદ બપોરના ચાર વાગતા લગભગ શેઠ રતિલાલ લીલાધર વિગેરે ગૃહસ્થો તરફથી સંઘપતિને આમંત્રણ હોવાથી ત્યાં પધારતાં ન્હા-પાણી વિગેરેથી સંઘપતિનું સ્વાગત કરવામાં આવ્યું હતું. સાંજે સંઘપતિઓ તરફથી **શેઠ ધારશીભાઇ દેવરાજ**ના નામે મોટા ખર્ચે બદામના મેસુબ વિગેરે વાનીઓથી નવકારશી કરવામાં આવી હતી. વેરાવલ, પ્રભાસ, જૂનાગઢ, વંથલીના ઘણા સદ્‌ગૃહસ્થો અહિં સંઘને લેવા મૂકવા પધાર્યા હતા. માંગરોલ ખાતે જૈન દેરાસર, પાઠશાળા, જૈન કન્યાશાળા પાંજરાપોળ, સરકારી દવાખાનું દશાશ્રીમાળી દવાખાનુ અધ્યારૂ દવાખાનું વિગેરે જુદી જુદી સંસ્થાઓમાં થઇને રૂા. ૧૭૦૦ લગભગની સખાવત સંઘપતિ તરફથી કરવામાં આવી હતી. રાજા પ્રજાએ એક સ્નેહથી ઓત-પ્રોત થઇ લીધેલો લાભ, હિંદુ-મુસ્લીમ પ્રજાનો આ શુભ કાર્યમાં જોવાયેલો સુંદર મેળ, રાજા તરફથી સંઘના સ્વાગત માટે મળેલો સંપૂર્ણ સહકાર અને હરકોઇ સામગ્રી, બે દિવસ સુધી કોમી તત્ત્વને અંગે તદ્દન અઢારે આલમમાં અભેદભાવ આ બધુંય માંગરોલ માટે આશ્ચર્ય-જનક ગણાતું હતું. સંઘના સંરક્ષણ માટે સ્ટેટ તરફથી પોલીસોની ગોઠવણ ઘણી જ સુંદર કરવામાં આવી હતી, રેસનું મેદાન અને ફરતી ધ્વજાઓ બાંધેલી હોવાથી. સંઘના કેમ્પનો દેખાવ અતિશય રમણીય લાગતો હતો. માંગરોલને આંગણે સંઘની પધરામણી થતાં થયેલા ઉત્તમ લાભોમાં જો કે સમગ્ર માંગરોલ સંઘ નિમિત્ત હતો તોપણ મુંબઇથી શેઠ જમનાદાસ મોરારજી જે. પી. તથા શેઠ પ્રેમજીભાઇ નાગરદાસની પ્રેરણાઓ મુખ્ય નિમિત્તભૂત હતી. સંઘપતિ શેઠ શ્રી પોપટભાઇના સસરા શેઠ ખેતશીભાઇ કે જેઓની ઉમર લગભગ સિત્તેર વર્ષ ઉપરાંત હતી, ઘણા વખતની દમની બીમારી છતાં તીર્થયાત્રાની શુભ ભાવનાથી-જેઓ સંઘમાં સાથે આવ્યા હતા, જેઓ છેલ્લા થોડા દિવસોથી વધુ બિમાર રહેતા હતા, તેઓ આજે (તા. ૬-૧-૩૮) સાંજે સાત વાગે પૂ. આચાર્ય મહારાજાઓએ કરાવેલી નિઝા-મણાપૂર્વક સ્વર્ગવાસી થયા હતા.

ચોરવાડ

તા. ૭-૧-૩૮ ના રોજ સંઘનો મુકામ **સેફા** ગામે રાખવામાં આવ્યો હતો. અને તા. ૮-૧-૩૮ ના દિવસે ચોરવાડ મુકામે સંઘ જઇ પહોંચ્યો હતો. સેફામાં અજીમગંજવાલા રાય-બહાદુર બાબુસાહેબ **વિજયસિંહજી દુધોડીયા** તરફથી નવકારશી કરવામાં આવી હતી. તેમજ નિયમ પ્રમાણે પ્રભુપૂજાદિ ધર્મકાર્યો કર્યા હતા. માંગરોલથી ચોરવાડ સુધીનો રસ્તો નદી નાળાને અંગે જરા વિકટ હતો, પગે ચાલનારાની અપેક્ષાએ ગાડાઓને જો કે જરા વધુ મુશ્કેલી હતી, તો પણ સહુ કોઇ નિરાબાધપણે પોષ શુદિ ૬ ના દિવસે **ચોરવાડ** આવી પહોંચ્યા. ચોરવાડ એ કાઠિયાવાડમાં હવા ખાવાનું સ્થળ છે. અહિંના હવા પાણી ઘણાં સારા ગણાય છે, અને તેથી શહેરની પૂર્વ દિશા તરફ ઘણા સેનીટોરીયમ તથા બંગલાઓ દૃષ્ટિગોચર થાય છે. વેરાવલવાળા શેઠ માણેકલાલ હરખચંદ રૂપીદાસ તરફથી પણ હમણા એક

૨૨૯૧



નવું જૈન સેનીટોરીયમ બાંધવામાં આવ્યું છે. જુનાગઢ નવાબ સાહેબનો બંગલો અહિંથી બે માઇલ દૂર દરિયા કિનારે ખાસ હવા માટે ઘણો જ વિશાલ બંધાવવામાં આવેલો છે, ત્યાંસુધી પાકી સડક છે. ચોરવાડ એ સ્ટેશનનું ગામ નથી પરંતુ જુનાગઢથી વેરાવળ જતી લાઇનમાં ગડુ સ્ટેશન આવે છે ત્યાંથી ચોરવાડ સુધી પાકી સડક છે અને પુરતા પ્રમાણમાં વાહનોની સગવડતા સ્ટેશને હાજર હોય છે, અહિં કેળાં પોપઇયાં તેમજ નાગરવેલી પાનની ઘણા મોટા પ્રમાણમાં ઉત્પત્તિ છે. અહિં શ્વે. મૂ. જૈનનું ઘર પ્રાયઃએક જ છે, જ્યારે સ્થાનકવાસી જૈનોની સખ્યા કંઇક વધુ પ્રમાણમાં છે, છતાં એક સુંદર દેરાસર ધર્મશાળા તથા ઉપાશ્રયની સગવડતા ઘણી સારી છે. દેરાસરમાં મૂળનાયકજી **શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથજી** મહારાજ છે, પ્રતિમાજી તેજસ્વી તેમજ પ્રાચીન જણાય છે, વેરાવળ પ્રભાસ તથા માંગરોલના જૈનોની અહિં થોડી ઘણી વસતી હવાફેર માટે લગભગ રહ્યા જ કરે છે. વેરાવલથી જુનાગઢ તથા માંગરોલ જતા આવતા સાધુઓને આ વિહારનું મુખ્ય મથક છે. દેરાસર–ધર્મશાળા વિગેરેનો કુલ વહીવટ માંગરોલ જૈન તપગચ્છ સંઘ તરફથી કરવામાં આવે છે, અને દેખરેખ સારી છે.

અહિં સંઘની પધરામણી થતાં સંઘનું સામૈયું ઠાઠથી કરવામાં આવ્યું હતું. આખું ય ગામ સામૈયામાં સામેલ હતું એમ કહીએ તો ચાલી શકે, હાથી વિગેરે સર્વ સંઘનો સરંજામ સામૈયામાં સાથે હતો અને શોભા સારી આવી 'હતી. દેરાસરમાં પ્રભુપૂજા માટે યાત્રિકોની પડાપડી હતી. બપોરે પૂજા અંગરચના વ્યાખ્યાનાદિ ધર્મકાર્યો ઉપરાંત આજે બુહારીવાલા ધર્મરસિક **શેઠ ઝવેરભાઇ પનાજી** તરફથી નવકારશી કરવામાં આવી હતી. સંઘની ભક્તિ માટે ખાસ સુરતથી તેઓએ ઘારીપુરી મંગાવીને સાધર્મિવાત્સલ્યનો લાભ લીધો હતો. સાધુ મુનિરાજમાંથી સૂરિસમ્રાટ્ વિગેરે કેટલોક વર્ગ ગામમાં હતો જ્યારે બાકીનો વિભાગ સંઘના કેમ્પમાં હતો. સંઘપતિ શેઠ માણેકલાલ મનસુખભાઇ જૂનાગઢથી આજ સુધી જેઓ સાથે હતા. તેઓ આજે શાસનસમ્રાટ્ને વંદન કરી સપરિવાર રવાના થયા હતા. સંઘપતિ તરફથી ચોરવાડ ખાતે રૂા. ૫૦૧) દેરાસરજીમાં તથા ૧૦૧) બીજા પરચુરણ ખાતામાં તે ઉપરાંત દેરાસરમાં એક જરીયાન ચંદરવો, પુંઠીયું અર્પણ કર્યા હતા.

ચોરવાડથી રવાના થયેલો સંઘ તા. ૯–૧–૩૮ ના દિવસે **આદરી** મુકામે આવી પહોંચ્યો. આદરી એ નાનું ગામ છે તો પણ જૈનોની વસતી આઠ દશ ઘરની છે અને તે પણ સાધનસંપન્ન છે. મુંબઇમાં વસતા આદરીવાળા શેઠ હરિદાસ સોભાગચંદ ખાસ સંઘભક્તિ માટે અહિં આવી પહોંચ્યા હતા. ગામમાં ઘણું જ રળીયામણું શિખરબંધી દેરાસર છે. મૂળનાયકજી મહારાજ **સુપાર્શ્વનાથ** પ્રભુની પ્રતિમા ઘણી કાંતિમય છે, દર્શન કરતાં આત્માને આહ્‌લાદ થાય છે. આજુબાજુમાં ઉપાશ્રય, ધર્મશાળા, પાણીની સગવડતા માટે કૂવો બગીચો, દેરાસરજીના આગલા ભાગમાં મોટો ચોક એમ જગ્યાની ગોઠવણી સારી છે. શાસનપ્રભાવક આચાર્ય મહારાજશ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર પૂ. આચાર્ય **શ્રી વિજયપ્રતાપસૂરિજી** મહારાજની આ જન્મભૂમિ છે. સંઘનું આગમન થવાનું હોઇ આખું ગામ ધ્વજાઓથી તેમજ સ્થળે સ્થળે ઊભી કરેલી કેળની કમાનોથી શણગારવામાં આવ્યું હતું. ચાલુ નિયમ પ્રમાણે સર્વ રસાલા સાથે સંઘનું સામૈયું થયું હતું. વેરાવલનું સેંકડો માણસ આવવા ઉપરાંત આજુબાજુના ગામડાનો કિસાનવર્ગ મોટી સંખ્યામાં અહિં નજરે આવતો હતો. સામૈયામાં પૂ. આચાર્ય-

મહારાજાદિ મુનિવર્ગની હાજરી આજે જરા ઓછી હતી કારણ કે આજનો પંથ લાંબો તેમજ વિકટ હોવાથી સાધુ મુનિરાજો કાંઇક વધુ પરિશ્રાન્ત જણાતા હતા એમ છતાં સ્નાત્રમહોત્સવ પૂજા અંગરચનાદિ ધર્મકાર્યોનો પ્રવાહ અસ્ખલિતપણે બરાબર સચવાયો હતો. અસલ આદરીના પણ વ્યાપાર અર્થે મુંબઇ વસતા **શેઠ હરિદાસ સૌભાગ્યચંદ** તરફથી અહિં નવકારશી કરવામાં આવી હતી, તેમજ સંઘના કેમ્પમાં સભા ભરી સંઘપતિને માનપત્ર આપવામાં આવ્યું હતું. આ પ્રસંગે સંઘપતિ તરફથી દેરાસરજી વિગેરે ખાતાઓમાં રૂા. ૨૫૧)ની રકમ અર્પણ કરવામાં આવી હતી. અત્રે ભાવના તથા મુસ્તફા બેન્ડના સરોદ પૂર્ણ થતાં થાકી ગએલા સર્વ યાત્રિકો વહેલા જંપી ગયા હતા અને રાત્રિના વખતમાં સંઘના ચોકીદારો તરફથી કલાકે કલાકે થતી હાલબેલ સિવાય સર્વ શાંત જણાતું હતું.

---

अनन्तलब्धिनिधानाय श्रीमते गौतमगणधराय नमोनमः

# શ્રી અભિનન્દન પત્રિકા.

मंगलं भगवान् वीरो मंगलं गौतमः प्रभुः ।
मंगलं स्थूलभद्राद्या जैनो धर्मोऽस्तु मंगलम् ॥ १ ॥

દેવગુરુભક્તિકારક પુણ્યપ્રભાવક દાનવીર જામનગરનિવાસી સંઘપતિ શ્રેષ્ઠિવર્ય

## શ્રીમાન્ પોપટલાલ ધારશીભાઇ તથા સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ સપરિવાર યોગ્યઃ—

અનન્તજ્ઞાની શ્રી તીર્થંકર ભગવંતો તીર્થસ્વરૂપ જે ચતુર્વિધ સંઘને नमो तित्थस्स એ મંગલમય પદથી નમસ્કાર કરી જેની પૂજ્યતા પ્રદર્શિત કરે છે તે શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ સહિત તીર્થાધિરાજ શ્રી રૈવતગિરિવર, અનન્તસિદ્ધસ્થાન તીર્થશિરોમણિ શ્રી શત્રુંજય ગિરિરાજ, મહાપ્રભાવક શ્રી કદંબગિરિરાજ, તાલધ્વજગિરિ, શ્રી ચંદ્રપ્રભાસતીર્થ, શ્રી અજારાતીર્થ, તથા શ્રી મધુપુરીમંડન જીવિતસ્વામિ (વર્ધમાનસ્વામિ) વિગેરે સૌરાષ્ટ્રના સર્વોત્તમ તીર્થોની છ'રી' પાળવાપૂર્વક યાત્રાર્થે શ્રી જામનગરથી મંગલ મુહૂર્તે પ્રયાણ કરી અનુક્રમે પરમાર્હત-ગુર્જરેશ્વર કુમારપાલભૂપાલ નિર્માપિત શ્રી નવપલ્લવ પાર્શ્વનાથ પ્રભુના અતિપ્રાચીન રમણીય જિનમંદિરના માંગરોલમાં દર્શન



કરી અમારા આગ્રહભર્યા આમંત્રણને માન આપી આજે આ આદરી ગામમાં શ્રી સુપાર્શ્વનાથજી પ્રભુના દર્શનાર્થે આપશ્રીનું પધારવું થતાં અમારા હૃદય-કમળ નવપલ્લવ થાય છે. આજનો સુવર્ણમય દિવસ અમારે આંગણે કલ્પવૃક્ષ, કામકુંભ અને ચિંતામણિ રત્નની પ્રાપ્તિથી પણ અધિક આનંદનો છે.

ચાંદીનું ભવ્ય સમવસરણ, જરીયાન છત્ર અને ચાંદીની અંબાડીથી શોભતો ગજરાજ, ચાંદીનો મ્યાનો, ઇન્દ્રધ્વજની ગાડી, સેંકડો તંબૂ-રાવટીઓ વિગેરે વૈભવશાલી અનુપમ સામગ્રી ઉપરાંત તપાગચ્છાધિપતિ પૂ. આચાર્ય શ્રીવિજયનેમીસૂરીશ્વરજી મહારાજ, આગમોદ્ધારક પૂ. આચાર્ય શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજ, શાસનપ્રભાવક પૂ. આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજાદિ નવ આચાર્ય મહારાજાઓ સહિત લગભગ સવાસો સાધુ સાધ્વીઓ તેમજ સેંકડો યાત્રિકોથી પરિવરેલા આપ સંઘપતિ





સેંકડો વર્ષ પહેલાં નીકળેલા શ્રી કુમારપાલ ભૂપાલ તથા મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલના સંઘોની ઝાંખી કરાવો છો, એટલું જ નહિં પરંતુ છેલ્લા દશકામાં નીકળેલા શ્રેષ્ઠીવર્ય સંઘપતિ શ્રીમાન્ નગીનદાસ કરમચંદ તથા શ્રેષ્ઠીવર્ય સંઘપતિ શ્રીમાન્ માણેકલાલ મનસુખભાઈના સમૃદ્ધશાલી સંઘોના સંસ્મરણો આપશ્રીના આ શુભ કાર્યથી પુન તાજાં થાય છે.

જ્યાં જ્યા આ સંઘનો પડાવ થાય છે ત્યાં ત્યાં એક સુંદર નગર જેવો દેખાવ થઇ રહે છે. હજારો માણસો દૂર દૂરથી દર્શન કરવા ઉભરાય છે અને હિંદુ મુસલીમ હરકોઇ વ્યક્તિ આપના આ મંગલમય કાર્યની એક સરખી પ્રશંસા કરે છે, એ જેવી તેવી શાસનપ્રભાવના નથી. ખરેખર આપ કાકા-ભત્રીજા-રૂપ ઉભય સંઘવીનું યુગલ આજે જૈનશાસનમાં પ્રભાવક શ્રાવકોત્તમ જેવું બન્યું છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.



## માનપત્રો

માનવંતા સભાપતિ, આદરીના અમારા જૈન બંધુઓ અને બ્હેનો તથા અત્રે બિરાજતાં અન્ય સુજ્ઞ મહાશયો:—

કાળના કુહાડાએ જેને છોડ્યું નથી એવા બે હજાર વર્ષ પૂર્વે વસાવેલ પ્રાચીન સમયના કિલ્લેબંધીવાળા ગામ આદરીમાં આગમન કરતાં અને જગતવંદનીય શ્રી સુપાર્શ્વનાથ પ્રભુજીની અલૌકિક પ્રતિમાજીના દર્શનથી અમોને થતો આનંદ અવર્ણનીય છે. અને અમારા જૈન બંધુઓ તેમજ અન્ય ગૃહસ્થો તરફથી અમારૂં તથા અમારા સંઘના યાત્રિકોનું જે સ્વાગત થયું છે તે માટે અમો તેઓના આભારી છીએ.

ઇતિહાસ એમ જણાવે છે કે બાસઠ વર્ષ પૂર્વે આદરી ગામે ચાલીશ જૈન ઘરોની વસ્તી હતી અને ઘર દેરાસરજીમાં શ્રી ચંદ્રપ્રભુજીના પ્રતિમાજી પધરાવેલ હતા. બાદ મુંબઇમાં પૂજ્યપાદ મહારાજશ્રી મોહનલાલજીના સદ્-ઉપદેશથી એક સારી રકમની ટીપ કરવામાં આવી અને આસપાસની સૌરાષ્ટ્ર દેશની બે હજાર જેટલી જૈન વસ્તીની હાજરીમાં શિખરબંધી દેરાસરજીની ઉદ્ઘાટન ક્રિયા થઇ અને શ્રી સુપાર્શ્વનાથજી પ્રભુજીની મૂળનાયકજી તરીકે સ્થાપના કરી. વખતના વહેવા સાથે ઘણી ઉથલપાથલ થઇ અને આદરી ગામમાંથી જૈન વસ્તી ઉદરનિર્વાહ અર્થે દેશાવરમાં ચાલી ગઇ છે. હાલમાં માત્ર ત્રણથી ચાર જ જૈન ઘરોની હૈયાતી રહી છે, છતાં શ્રી દેરાસરજીની સુવ્યવસ્થા જણાય છે તે અમોને હર્ષ ઉત્પન્ન કરે છે અને તે માટે શેઠ હરિદાસ સૌભાગ્યચંદ અને બીજા ભાઇઓને ધન્યવાદ ઘટે છે.

કોઇ પણ સંજોગોમાં શ્રી સંઘને પોતાના માદર વતનમાં પધરાવવાની શેઠ હરિદાસ



આ શુભ અવસર પહેલાં પણ હજારોના ખર્ચે કરેલું ઉજમણું, મંગલકારી ઉપધાનતપનું આરાધન, દેશવિરતિ સમાજની ભક્તિ, તાલધ્વજગિરિની પવિત્ર છાયામાં કરાવેલ શ્રી સિદ્ધચક્ર ભગવંતનું આરાધન, લક્ષ્મી આશ્રમ અને દેવબાગ જેવા જામનગરના કીર્તિસ્થભરૂપ ધર્મસ્થાનો તેમજ આચાર્યપદારોપણ મહોત્સવાદિ પ્રસંગોમાં આપશ્રીએ મોટી રકમોનો સદ્વ્યય કર્યો છે તે ઉપરાંત લોકોપયોગી વ્યવહાર માર્ગને પણ આપ ભૂલ્યા નથી, શ્રીમંતાઈ છતાં ગંભીરતા અને સાદાઈ એ ગુણો તો આપને સહજ વરેલાં છે.

આપશ્રીને આ રસ્તો ઘણો અગવડતાભર્યો હોવા છતા અથાગ પરિશ્રમ ઉઠાવીને અમારી આગ્રહભરી વિનતિને માન આપી આપ આ મુકામે પધાર્યા છો, તે માટે અમો આપનો



## જવાબ

સૌભાગ્યચંદની તીવ્ર ઈચ્છાને માન આપી શ્રી સંઘ સાથે અમો અત્રે આવતાં અમારાં સ્વાગત ઉપરાંત આજના તેમના માનપત્રદ્વારા જે સન્માન કર્યું છે તે તેમની અમારા પ્રત્યેની શુભ લાગણી અને ધર્મ પ્રત્યેની ભાવના અને શ્રદ્ધાને આભારી છે. અને સ્વાગત કરવામાં તેમણે ઘણી જ જેહમત ઉઠાવી છે તે માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. તેઓ તરફથી જૂનાગઢમાં પણ અમારા સંઘને જમણનું આમંત્રણ થયેલ એ જ્યારે અમે સાંભળ્યું ત્યારે તેમના માટે અમોને ઘણું જ માન ઉપન્ન થયું છે.

આ માનપત્ર દ્વારા અમારા કાર્યોની જે પ્રશંસા કરવામાં આવી છે તે ઘણી જ અતિશયોક્તિભરેલી છે. અમે અમારી ફરજ સિવાય વિશેષ કાંઇ કર્યું નથી. અમારી એવી દૃઢ માન્યતા છે કે ધર્મોન્નતિ અર્થે આવા "છ" રી પાળતા શ્રી ચતુર્વિધ સંઘો કાઢવામાં અનેક લાભો સમાયેલ છે અને તેવા કાર્યમાં સહાનુભૂતિ અને સહકાર આપવા દરેક ભાઇઓને અમારી વિનતિ છે.

અત્રેના રેવન્યુ અને પોલીસ પટેલ પુંજારાજા જે આસપાસના બત્રીસ ગામોના પટેલ છે અને અન્ય દર્શની છતાં આપણા ભાઇઓને તેમના કાર્યમાં હાર્દિક મદદ આપી પ્રોત્સાહન આપે છે તે પ્રશંસનીય છે એટલું જ નહિ પણ દરેકને આદરણીય છે. તેમને અમો ધન્યવાદ આપીએ છીએ અને અમારા આદરીના જૈનભાઇઓનો સન્માન માટે ફરી આભાર જાહેર કરતાં અમારૂં વક્તવ્ય બંધ કરીએ છીએ.



ઉપકાર માનીએ છીએ, અને અમારા જીવનને અમો સફળ લેખીએ છીએ.

આપ જેવા દાનવીર શ્રાવકોથી જ આ જૈનશાસન જયવંતુ છે. હજુ પણ આવા અનેક કલ્યાણકારી કાર્યો કરી આ શાસનને વિશેષ વિજયવંતું બનાવવા આપ ભાગ્યશાળી બનો. શાસનદેવ આપ તેમજ આપના પરિવારને ચિરાયુષ્ક બનાવે એમ અમો અંતઃકરણથી ઇચ્છીએ છીએ. આપનો આ મહાન્ શુભ પ્રવાસ નિર્વિઘ્ન બનો એ અમારી ચાહના છે, અને આપના લોકોત્તર કલ્યાણકારી કાર્ય માટે અમારા આપને અંતઃકરણના અભિનન્દન છે.

આપનો ધર્મસ્નેહાધીન

**હરિદાસ સૌભાગ્યચંદ,**

સંવત ૧૯૯૫ના

ફાગણ વદ ૮ સોમવાર

વીર સંવત ૨૪૬૫

તા. ૯-૧-૧૯૩૮

આદરી-(કાઠિયાવાડ)



## વંથલી ( વામનસ્થળી )




જ્યાં પહેલાં જૈન મંદિર હતું તેનો બહારનો તથા અંદરનો ભાગ અત્યારે તે મસજીદ તરીકે ઓળખાય છે.

## અજારા પાર્શ્વનાથ




( ૧ ) અજારા પાર્શ્વનાથના દેરાસરમાંના એક કાઉસ્સગીયા.
( ૨ ) અજારા પાર્શ્વનાથજી.

આનંદ પ્રેસ–ભાવનગર.



# શ્રી વેરાવલ અને પ્રભાસપાટણ

### શ્રી વેરાવલ બંદર

સૌરાષ્ટ્રના નાના મોટા અનેક શહેરો પૈકી **વેરાવલ** એ એક સુપ્રસિધ્ધ બંદરી શહેર છે સોરઠસરકારની રાજધાનીનું શહેર જૂનાગઢ હોવાથી વસતિમા તેમજ રાજમહેલ, દવાખાના, કચેરી, હાઈસ્કુલો–કોલેજ વિગેરેને અંગે વસતિ ક્ષેત્રફળ તથા રમણીયતામાં જૂનાગઢ પ્રથમ નંબરે આવે છે, પરંતુ વેપાર-ઉદ્યોગની ખીલવણી તેમજ ધન–સંપત્તિની અપેક્ષાએ સરખામણી કરવામાં આવે તો જૂનાગઢ કરતા વેરાવલ શહેર અનેકગુણુ વધી જાય તેમ છે. વેરાવલનો દરિયાકિનારો ઘણો સુંદર અને ખરાબા વિનાનો હોવાથી પરદેશમાંથી સ્ટીમરો તેમજ સંખ્યાબંધ વહાણો સીધા વ્યાપારાર્થે અહિં આવી શકે છે અને તેથી જ વેરાવલના દરિયાકિનારે દૃષ્ટિ ફેંકવામાં આવે તો સ્ટીમરો ઉપરાંત સેંકડો વહાણો નાંગરેલા નજરે પડે છે. તે ઉપરાંત જૂનાગઢ તરફ તેમજ ઊના દેલવાડા અને ગિરમાં જવાની રેલ્વેનું આ જંકશન હોવાથી વેરાવલ એ વ્યાપારનું જબ્બર મથક ગણાય છે. ગોદી ઉપર અનેક પ્રકારનો માલ કેટલાય વિસ્તારમાં પથરાયેલો પડેલો હોય છે. છેલ્લા દશ વર્ષમાં આ બંદરની પ્રગતિ માટે સોરઠસરકારે લાખો રૂપીઆનો વ્યય કર્યો છે, હમણા હમણા ફરતો બ્રીજ (પુલ) પણ બાંધવામાં આવ્યો છે તેમ હજુ પણ બંદરીકામ ચાલુ છે અહિં કુલ વસતિનું પ્રમાણ પચીશથી છવીશ હજાર લગભગનું

છે તેમાં જૈનોની વસતિ સારા પ્રમાણમાં છે શ્વે. મૂ. જૈનોના ૨૫૦ ઉપરાંત ઘર હોવા સાથે સ્થાનકવાસીના પણ લગભગ ૨૦૦ ઘરો છે, એટલું જ નહિં પરંતુ અહિંની જૈન પ્રજામાંથી કેટલોક વર્ગ મુંબઇ, એડન વિગેરે પરદેશમાં વસનારો હોઇ ઘણો સુખી છે. **શેઠ ખુશાલભાઇ કેરમચંદનું** કુટુંબ અહિંના સંઘમાં મુખ્ય ગણાય છે. એ કુટુંબ તરફથી ધર્મકાર્યો તેમજ ધાર્મિક સંસ્થાઓમાં લાખો રૂપીઆ આજ સુધીમાં વપરાયા હશે. બીજા પણ કેટલાક સદ્‌ગૃહસ્થો ઉદારદિલના અને સ્ટેટમાં સારી લગવગ ધરાવનારા છે. છેલ્લા કોમી રમખાણમાં નગરશેઠ **ગોવિંદજી ખુશાલ** કે જેઓની પ્રતિષ્ઠા સર્વત્ર વિસ્તાર પામેલી હતી તે પુન્યશાલી વ્યક્તિનું અવસાન થયા બાદ જૈન પ્રજામાં જરા શિથિલતા આવેલ છે તો પણ આ કંઠાળ પ્રદેશમાં આવેલા અને જૈનોની રીતસર વસતિવાળા પ્રભાસપાટણ, માંગરોલ અને પોરબંદરની અપેક્ષાએ વેરાવલની જૈન પ્રજામાં ધાર્મિક પ્રેમ સારો છે એમ અનુભવને અંગે કહ્યા સિવાય નહિં જ ચાલે. અહિં બે સુંદર જિનમંદિરો છે. ૧. બહારકોટમાં **શ્રીચિંતામણિ પાર્શ્વનાથજી** મહારાજનું અને બીજું માયલાકોટમાં **શ્રી સુમતિનાથ પ્રભુનું**, માયલા કોટનું દેરાસર પ્રાચીન અને મોટું છે; પરંતુ ઘર દેરાસર જેવું છે, છતાં દેરાસરની સ્વચ્છતા અને ચાંદીની નકશીદાર કમાનો, ભરચક હાંડી ઝુમર વિગેરે ફરનીચરને અંગે સૌન્દર્ય ઘણું સારૂં છે. બહારકોટનું દેરાસર ઘણું વિશાલ તેમજ શિખરબંધી છે. દેરાસરમાં દાખલ થતાં એક દિવ્યવિમાનમાં દાખલ થતા હોઇએ તેવો આભાસ થાય છે. શ્રી ચિંતામણિમહારાજની મૂર્તિ ઘણી જ પ્રાચીન અને તેજસ્વી છે, દર્શન કરનારને ઘણો જ આહ્‌લાદ થાય છે, બન્ને દેરાસરોની રમણીયતા તેમજ પ્રભુ ઉપરના ઝવેરાતના દાગીનાઓ અહિંની જૈન પ્રજાની શ્રીમંતાઇ તથા પ્રભુભક્તિ ઉપરના પ્રેમને જણાવનારા પ્રમાણપત્રો છે. આ બહાર કોટનું દેરાસર છેલ્લા પચાસ વર્ષમાં જ બંધાયેલું છે. આ ઉપરાંત જૈનજ્ઞાનવર્ધકશાલા, વર્ધમાનતપઆયંબિલખાતું, જૈનકન્યાશાલા, આત્માનંદજૈનદવાખાનું, આત્માનંદ જૈન કન્યાશાલા, ત્રણ ચાર વિશાલ ઉપાશ્રય, વિશાલ પાંજરાપોળ એમ અનેક ધર્મસ્થાનો છે અને વ્યવસ્થિત વહીવટને પરિણામે તે બધાય ખાતાઓ લગભગ તરતા છે, આ બધાય કરતાં આ શહેર ઘણું જ પ્રાચીન છે એ વસ્તુ ખાસ ધ્યાનમાં લેવા જેવી છે અને આ વેરાવલની પ્રાચીનતાના પુરાવામાં આરાધ્યપાદ સકલસિધ્ધાન્તોને પુસ્તકારૂઢ કરનાર **ભગવાન્ શ્રી દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણમહારાજનો** જન્મ થયો છે એમ ***આત્મપ્રબોધાદિ** ગ્રન્થો સાક્ષી આપે છે. તે ઉપરાંત આ શહેરની પૂર્વ દિશામાં **ભાલકા** નામનું પ્રસિદ્ધ સ્થળ છે, જે સ્થાને શ્રી કૃષ્ણવાસુદેવનો દેહોત્સર્ગ માનવામાં આવે છે. હાલ પણ આ સ્થલે શ્રી કૃષ્ણ વાસુદેવની મૂર્તિ છે. જો આ બાબત સત્ય હોય તો આ શહેર કેટલું પ્રાચીન છે? તે વાચકોને વધુ ખ્યાલમાં આવશે. આજુબાજુના પ્રદેશો અને હજુ પણ કોઇ કોઇ સ્થલેથી નીકળતા

* શ્રી આત્મપ્રબોધગ્રન્થ. મુદ્રિત પત્ર ૩૧ થી અષ્ટપ્રભાવકનું સ્વરૂપ શરૂ થાય છે, તેમાં પ્રથમ પ્રભાવક શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણજી મહારાજનું સવિસ્તૃત વૃત્તાન્ત આપવામાં આવ્યું છે, તે વૃત્તાન્તમાં– " अथायु-क्षये स ततश्च्युत्वा अस्मिन् जंबूद्वीपे भरतक्षेत्रे सौराष्ट्रदेशे वेलाकूलपत्तनं नाम नगरम् । तत्रारिदमनो राजा, तदर सेवकः कामर्द्धिनामा क्षत्रियः काश्यपगोत्रीयः, तस्य भार्या कलावती, तस्याः कुक्षौ पुत्रत्वेनोत्पन्नः, तदा सा स्वप्ने महर्द्धिकं देवमपश्यत्, क्रमेण शुभलग्ने पुत्रजन्माभूत्, ततो देवर्द्धिरिति तस्य नाम कृतम् ॥" આ પ્રમાણે અક્ષરો છે.



ડોળીમા બેસી યાત્રાર્થે જતા સંઘપતિ ચુનીભાઇ.



ડોળીમા બેસીને ગિરિરાજની યાત્રાર્થે જતા સંઘવણ શ્રીમતી ઉજમબેન. [ પૃષ્ઠ ૧૦૬ ]

પ્રાચીન ખંડેરો, આ શહેર એક પ્રાચીન નગર હતું એમ પુરવાર કરી આપે છે. અહિં હાઇ-સ્કુલ, દવાખાનું, કચેરી વિગેરે લોકોપયોગી ખાતાઓ ઉપરાંત હવાખાવા માટે જૂનાગઢ નવાબ સાહેબ તરફથી બરાબર દરિયાકિનારે એક વિશાલ રાજમહેલ બાંધવામાં આવેલો છે. વહાણ કિંવા સ્ટીમરમાં બેઠા બેઠા આ બંદરી શહેરનું દ્રશ્ય ઘણું રમણીય લાગે છે. તેમાં પણ જ્યારે આકાશ સ્વચ્છ–નિર્મળ હોય છે ત્યારે શ્રી ગિરનારજી મહાતીર્થના દર્શન થતાં વેરાવલની ગગનચુંબી ઉજ્જ્વલ મ્હેલાતોની પાછળ જ શ્રી ગિરનારગિરિવર આવેલ હોય તેમ આભાસ થાય છે. દરિયા-કિનારે એક ઘણી ઊંચી દીવાદાંડી પણ છે. આમ બધી રીતે આ શહેર આગળ પડતું હોવા છતાં દરિયાકિનારે થતી માછલીઓની ઘોર હિંસાને અંગે સાંજના વખતમાં ઘણી જ દુર્ગન્ધ છૂટે છે ત્યાંની પ્રજા તો આ દુર્ગન્ધથી ટેવાઇ ગયેલ હોવાથી તેમને આ વસ્તુ પરત્વે સુગ નથી આવતી પરંતુ બહાર ગામની અહિંસક પ્રજાને આ દુર્ગન્ધ અસહ્ય લાગે છે. વેરાવલની આબોહવા પણ એકંદર ભેજવાળી છે અને પાણીમાં ' પોરા ' નામના જંતુઓની ઉત્પત્તિ અહિં ક્યારે ક્યારે વિશેષ પ્રમાણમાં થાય છે.

### શ્રી ચન્દ્રપ્રભાસતીર્થ–દેવપત્તન–સોમનાથપાટણ અથવા પ્રભાસપાટણ.

વેરાવલથી ફક્ત બે માઇલને અંતરે જ પ્રભાસપાટણ શહેર આવેલું છે. અસલ આ સ્થલ **ચન્દ્રપ્રભાસતીર્થ**ના નામે વિખ્યાત હતું. ત્યારબાદ આ શહેરનું નામ **દેવપત્તન** હતું. કાળક્રમે **સોમનાથ પાટણ** તરીકે પંકાયું અને હાલમાં **પ્રભાસપાટણ** તરીકે આ શહેર ઓળખાય છે. આ શહેર ઘણું જ પ્રાચીન છે એ વસ્તુ હિંદુવર્ગને સમજાવવાની જરૂર નથી, કારણ કે આ ઐતિ-હાસિક શહેરની પ્રાચીનતા જગપ્રસિધ્ધ છે. જૈનશાસ્ત્રોમાં આ તીર્થની ' શ્રી ચન્દ્રપ્રભાસ ' ના નામે વધુ પ્રસિદ્ધ છે. ***શ્રી શત્રુંજય મહાત્મ્યમાં** ભરત ચક્રીએ તીર્થાધિરાજ શ્રી શત્રુંજય તીર્થની પાશ્ચમે આવેલા ચન્દ્રોદ્યાનમાં ભાવીતીર્થંકર શ્રી ચન્દ્રપ્રભુ મહારાજનો દિવ્ય પ્રાસાદ બનાવ્યો અને તેમાં **રત્નમય પ્રતિમા પધરાવ્યા**ના ઉલ્લેખો આજે પણ વિદ્યમાન છે. આ ઉલ્લે-

---

* ' ततो सङ्घलोक पश्चिमायां दिशि चन्द्रोद्यानमध्ये ब्राह्मीनदीतटे आवासान् चक्रे। तत्र वने वनशोभा-वलोकनार्थं श्रीसोमयशान्रुपोऽनेकैः समानवयोभिः कुमारै. परिवृतो गतः। ततो ब्राह्मीशस्तीरे नानाविधपुष्पि-तफलितवृक्षाणां शोभां विलोकयन् यावद्दूरे याति तावदग्रे तापसानामुटजान् ददर्श। तत्र जटाधरान् भस्मो-पलिप्तगात्रान् जितेन्द्रियान् मूर्त्तान् शान्तरसानिवालोक्य हृष्टः सोमयशान्रुपः तेषां स्वरूपमाचारं च पृच्छति स्म। ते प्राहुः राजन् वयं विद्याधरा वैताढ्यवासिन. पूर्वमज्ञानात् अस्माभिर्मुनिहत्यादिबहुपापानि कृतानि। ततः कथ-ञ्चिद्विवेके प्राप्ते पापभीरुतया तापसीं दीक्षा प्रपन्नाः। अन्यदास्माभिर्भाग्यबलात् श्रीयुगादिजिनो वन्दितः, पृष्ट च, भगवन्! अस्माकं कदा कुत्र स्थाने मोक्षो भविष्यतीति ? ततः प्रभुणा प्रोक्तं, चन्द्रप्रभजिनस्य तीर्थे श्रीशत्रुंजयसमीपे भवतां मुक्तिरिति प्रभोर्मुखात् श्रुत्वा वयं भाविनोऽष्टमतीर्थंकरस्य चन्द्रप्रभस्वामिनः प्रतिमां कारयित्वा अत्र समागत्य नित्य तत्पूजां कुर्वन्तः स्थिताः स्म। अत्रैवस्थाने श्रीचन्द्रप्रभस्वामिनः समवसरणं भविष्यतीति महाप्रभावमेतत् क्षेत्रमिति श्रुत्वा प्रसन्नचित्तः सोमयशाः ततो वलयित्वा तत्सर्वं चक्रिणे अक-थयत्। श्रीभरतेशोऽपि वर्द्धकिना तत्र श्रीचन्द्रप्रभप्रासादं कारयित्वा पुरमवासयत्। एवं तत्र तीर्थस्थापनां कृत्वा चक्रवर्ती सङ्घसहितो रैवताचलयात्रार्थं चचाल ॥ " [ श्रीशत्रुञ्जयमाहात्म्य–गद्य, पत्र–२६७ ]

ભાવાર્થ—"ત્યારબાદ સંઘના માણસોએ પશ્ચિમદિશામાં ચન્દ્રોદ્યાનમધ્યે બ્રાહ્મી–સરસ્વતી નદીના

પરથી એ સિધ્ધ થાય છે કે આ તીર્થ વર્તમાન અવસર્પિણીમાં આદ્ય ધર્મપ્રવર્તક શ્રી આદિજિનેશ્વર મહારાજના સમયનું છે. આ તીર્થના આવા જ્વલંત મહિમાને અંગે જગપ્રસિદ્ધ જગડુશાહે આ તીર્થની યાત્રાએ આવતા પ્રભુના ચરણકમલમાં ક્રોડ ક્રોડની કિંમતના રત્નો ભેટ ધર્યાની આખ્યાયિકાઓ ચરિત્ર ગ્રન્થોમાં આજે પણ મોજુદ છે, એક એવી કલ્પના થાય છે કે–આ શહેરની સોમનાથ મહાદેવના તીર્થ તરીકે જૈનેતર વર્ગમાં જે ખ્યાતિ થયેલી છે તેમાં સોમ એટલે ચન્દ્ર અને નાથ એટલે પ્રભુ એમ ચન્દ્રપ્રભુસ્વામીના નામ ઉપરથી જૈનોની ઉતરતી દશામાં અન્ય વર્ગોએ સોમનાથ જેવું ભળતું પર્યાયવાચક નામ ગોઠવી અને કાળાંતરે શિવલિંગની સ્થાપના કેમ કરેલ ન હોય ! આગળ જણાવવામાં આવશે તે પ્રમાણે અહિં નવ જૈન મંદિરો છે, તેમાં મુખ્ય શ્રી ચન્દ્રપ્રભુ સ્વામીનુ જે દેરાસર છે અને તેમાં હાલ **ચન્દ્રપ્રભુસ્વામી** મહારાજની જે ભવ્ય પ્રતિમા છે તે સર્વલબ્ધિસંપન્ન શ્રી **ગૌતમસ્વામી** મહારાજના શુભ હસ્તથી પ્રતિષ્ઠિત થયેલી છે અને વલ્લભીપુર–વળાથી અહિં લાવવામા આવેલ છે એમ ઇતિહાસના સંશોધકોએ તપાસને અંતે માસિકો વિગેરે પત્રોમાં લેખો આપેલા છે. જૈન દૃષ્ટિએ એકંદર રીતે વિચારીએ તો આ તીર્થ સ્થલ ઘણું જ પ્રાચીન છે એ નિર્વિવાદ છે જૈનેતરના ઇતિહાસમાં પણ આ સ્થલ જગજાહેર છે એ સ્કૂલોમાં શિખવાતો આજનો ઇતિહાસ જણાવી આપે છે લક્ષ્મીના ભંડારોથી લલચાએલ અફઘાન રાજવી મહમદ ગીજનવીએ અગીઆરમી શતાબ્દીમા મોટા સૈન્ય સાથે અહિં ચઢાઇ કરી અને તે વખતના હિંદુ રાજા ભીમદેવ સાથે યાદવાસ્થલી–રણજંગ મચાવ્યો. ભીમદેવ રાજાની હાર થતાં આ તીર્થ મુસ્લીમોના હાથમાં આવવાથી સર્વ દોલત–ધનભંડારો લૂંટી લઇ શિવલિંગને તોડી ફોડી આ પવિત્ર સ્થલને જીર્ણશીર્ણ કરી નાખ્યું. ત્યારબાદ થોડા જ વખતમાં

---

કિનારે તંબુઓનો પડાવ નાખ્યો, તે વનમા વનની શોભાનુ નિરીક્ષણ કરવા માટે શ્રી સોમયશા રાજા સરખી વયના કુમારો સહિત ગયા, દરમ્યાન સરસ્વતી નદીના કિનારે ફળ ફુલથી ભરેલા વૃક્ષોની શોભા જોતા જોતા જેટલામા જરા દૂર જાય છે તેટલામા આગળના ભાગમા તાપસોની ઝુંપડીઓ દેખી, ત્યા જટાને ધારણ કરનારા, શરીર ઉપર ભસ્મ લગાવનારા, ઇન્દ્રિયોનુ દમન કરનારા મૂર્તિમાન સાક્ષાત્ શાંતરસનો પુંજ જ હોય કે શું તેવા તાપસોને દેખીને સોમયશા રાજાએ તેઓના સ્વરૂપ તથા આચાર સબંધી તેમને પ્રશ્ન કર્યો, ત્યારબાદ તેઓ બોલ્યા કે–હે રાજન ! અમે વૈતાઢ્ય પર્વત ઉપર રહેવાવાળા વિદ્યાધરો છીએ પૂર્વાવસ્થામા અજ્ઞાનપણામા મુનિહત્યા વિગેરે અમોએ ઘણા પાપો કરેલા છે, ત્યારબાદ કોઇ કારણથી વિવેક પ્રાપ્ત થતા પાપના ડરને અંગે અમોએ તાપસી દીક્ષા અંગીકાર કરી, ભાગ્યોદયે એક અવસરે શ્રી આદીશ્વરપ્રભુને વંદન કરવાનો યોગ થયો. પ્રભુને વાંદીને પૂછ્યુ કે હે ભગવન્ ! અમો ક્યારે અને ક્યા મોક્ષ પામીશુ ? ત્યારે પ્રભુએ કહ્યુ કે શ્રી ચન્દ્રપ્રભુસ્વામીના શાસનમા તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિરાજની નજીકમા ( પશ્ચિમ દિશાએ ) તમો મોક્ષ પામશો ' આ પ્રમાણે પ્રભુના મુખથી સાભળીને આઠમા તીર્થંકર શ્રી ચન્દ્રપ્રભુસ્વામીની પ્રતિમા બનાવીને નિરંતર તેમની પૂજા કરતા થકા અહિં રહ્યા છીએ વળી આ સ્થાનમા જ શ્રી ચન્દ્રપ્રભસ્વામીનુ સમવસરણ થશે, એથી આ ક્ષેત્ર મહાપ્રભાવશાળી છે આ વૃત્તાન્ત સાભળીને પ્રસન્ન ચિત્તવાળા થયેલા સોમયશાએ ત્યાથી પાછા ફરીને સર્વ વૃતાન્ત ભરતચક્રવર્તીને કહ્યો ભરતચક્રવર્તીએ પણ વર્દ્ધકિરત્ન પાસે ત્યા ચન્દ્રપ્રભુનો પ્રાસાદ કરાવ્યો અને શહેર વસાવ્યું. આ મુજબ ત્યા તીર્થસ્થાપના કરી ચક્રવર્ત્તી સંઘ સાથે શ્રી રૈવતાચલની યાત્રા માટે તે તરફ આવ્યા

થયેલા પરનારીસહોદર પરમાર્હત ગુર્જરેશ્વર **કુમારપાલ ભૂપાલે** આ તીર્થનો ઉધ્ધાર કર્યો અને જીર્ણ થયેલું પવિત્ર સ્થલ પુન આબાદ બન્યું, પરંતુ સત્તરમા સૈકાના પ્રારંભમાં જ ખીલજી વંશના બાદશાહ અલાઉદ્દીન ખીલજીએ પુનઃ દરિયાકિનારે રહેલા એ વિશાલ સોમનાથ મહાદેવના મંદિરને લૂંટયું અને મંદિરને તોડી નાંખ્યું, જેનો ઉધ્ધાર થવાનો પુનઃ પ્રસંગ પ્રાપ્ત ન થતાં આજે પણ એ સોમનાથનું મંદિર તેવી જ ખંડેર અવસ્થામાં બરાબર દરિયાકિનારે ઊભું છે. એ ખંડેરની ભવ્યતા અને કળાકારીગરી નજરે આવતા એમ સહેજે લાગી આવે છે કે પૂર્વકાળમાં આ મંદિર કેટલું સમૃદ્ધિમય હશે? કાળના આક્રમણો પાસે હાલ તો એ પ્રાચીનતાના સ્મરણમાત્રથી જ સંતોષ માનવાનો રહ્યો! આ ઉપરાંત આ શહેરથી પૂર્વદિશામાં લગભગ અર્ધા માઇલે **ત્રિવેણીસંગમનું** સ્થાન છે. વૈષ્ણવો વિગેરે જૈનેતર વર્ગ આ સ્થલને ઘણું પવિત્ર માને છે. આ ત્રિવેણીસંગમના સ્થાને આજુબાજુમાં નાના મોટા મંદિરોના ખંડેરો ઊભા છે તે પણ આ શહેરની પ્રાચીનતાનું પ્રમાણપત્ર છે. એ મંદિરોમાં એક સૂર્યમંદિર છે તે કળારસિકોને દર્શનીય છે.

### પ્રભાસપાટણના વર્ત્તમાન નવ દેરાસરો.

અહિં જૈનોનાં નવ દેરાસર છે. મુખ્ય દેરાસર **શ્રી ચંદ્રપ્રભુ મહારાજનું** ઘણું વિશાળ છે, પરંતુ એવી સ્થિતિમાં છે કે વહેલી તકે તે જીર્ણોધ્ધાર માંગે છે, જીર્ણોધ્ધારને અંગે આર્થિક સાધનની પૂર્ણતા છતાં, અહિંની સ્થાનિક જૈન પ્રજા આ બાબતમાં કેમ દુર્લક્ષ્ય સેવે છે તે એક અણઉકેલ વસ્તુ છે. ચંદ્રપ્રભુ મહારાજના દેરાસરની સાથે જ **શ્રી સુવિધિનાથજી** મહારાજનું દેરાસર છે. મૂલનાયકજી મહારાજ તેમજ આજુબાજુમાં પંચ ધાતુમય મોટી પ્રતિમાઓ છે જે ઘણા જ કાંતિવાળા છે, ચંદ્રપ્રભુ મહારાજના દેરાસરની બહારની જે ચોકીમાંથી આ દેરાસરમાં જવાય છે તે બહારની ચોકી તેમજ બારશાખમાં કરેલી નકશી પ્રેક્ષકોનું જરૂર આકર્ષણ કરે છે. એ ચોકીમાંથી બહાર આવતા જોડે જ **દાદાપાર્શ્વનાથજી** મહારાજનું દેરાસર છે. મૂલનાયકજી મહારાજની પ્રતિમા ઘણા જ પ્રાચીન અને લેપ્યમય છે. આ દેરાસરમાં બાજુની ભીંત ઉપર પીળા આરસામાં કોતરેલી અતીત, અનાગત અને વર્ત્તમાન ચોવીશીઓ તેમજ ત્યાં જ નીચેના ભાગમાં પધરાવેલી અંબીકાદેવીની પ્રાચીન મૂર્ત્તિઓ ખાસ જોવા જેવી છે, આ દેરાસર પણ ખાસ ઉધ્ધાર કરવા જેવું છે. આ ત્રણેય દેરાસરો લગભગ સાથે આવેલા છે અને તે ત્રણેય દેરાસરોમાં જવા માટે છેલ્લું એક જ દ્વાર રાખવામાં આવેલ છે. ત્યાંથી પાછા ફરતાં ચંદ્રપ્રભુના દેરાસરથી પૂર્વદિશામાં **શ્રી શાંતિનાથજી** મહારાજનું દેરાસર છે, જેનો જીર્ણોદ્ધાર હાલ ચાલુ છે અને તેની લગભગ બરાબર પૂર્વદિશામાં **શ્રી મલ્લિનાથ, શ્રી મહાવીરસ્વામી, શ્રી આદીશ્વર અને અજિતનાથજી** મહારાજના ચાર દેરાસરો એક જ કમ્પાઉન્ડમાં આવેલા છે. ત ઉપરાંત આગલા ભાગમાં અઢી ત્રણ હજાર માણસો બેસી શકે તેટલો મોટો વિશાલ ચોક છે જ્યાં ઉદ્યાપન વિગેરે અંગે મહોત્સવો કરવામાં આવે છે. મલ્લિનાથજી મહારાજ તથા મહાવીર સ્વામીજીના દેરાસરો છેલ્લા સૈકામાં જ પ્રાય: થયેલાં છે, તેમાં પણ મલ્લિનાથજી મહારાજની પ્રતિમાજી ગામવાળા એક શ્રાવકને સ્વપ્ન આપવાપૂર્વક અમુક ભાગમાંથી જ પ્રગટ થયેલા છે મૂર્ત્તિ કસોટીના પત્થરની લગભગ એકસઠ આંગળની શ્યામ અને ઘણી જ કાંતિમય છે. ત્યારબાદ થોડા જ વર્ષ અગાઉ નિશાળનો પાયો ખોદતાં એક

સંપ્રતિ મહારાજાના ભરાવેલા ઉત્તમ પ્રતિમાજી પણ નીકળેલા છે જે આ દેરાસરમાં બાજુના ગોખલામાં પધરાવેલા છે. આ ચારે દેરાસરોના રંગમંડપોના ઘુમટોની બાંધણી કોઈ જુદા જ પ્રકારની છે. આવી બાંધણી પ્રાયઃ અન્ય સ્થળે ઓછી જોવાય છે. આ પ્રમાણે આ આઠ દેરાસરો તો લગભગ સાથેસાથ જ આવેલ છે અને તે સિવાય બાકીનું એક **નેમનાથજી મહારાજનું** દેરાસર શ્રાવકોના બીજા લતામાં આવેલ છે. આ દેરાસરો પૈકી ચંદ્રપ્રભુ, અજિતનાથ, આદીશ્વર અને શાંતિનાથ આ ચારે દેરાસરોમાં ભોંયરાઓ છે, તેમાં પણ ચંદ્રપ્રભુ અને અજિતનાથના ભોંયરાઓ તો ઘણા ઊંડા-વિશાળ અને ખાસ જોવા જેવા છે. અહિંના દેરાસરોમાં **સંપ્રતિ મહારાજાએ** ભરાવેલા બિંબો સંખ્યાબંધ જેમ છે તેમ જગદ્ગુરુ શ્રી **હીરસૂરિ** મહારાજ અને **વિજયસેનસૂરિ** મહારાજના સમયમાં અંજન થયેલા પણ ઘણા બિંબો છે. પૂર્વોક્ત બાબતના શિલાલેખો પલોંઠનાં આગલા ભાગમાં ઘણા ભાગે નથી, પરંતુ પાછલા ભાગમાં જોવાય છે. દેરાસરોની બાજુમાં જ તપાગચ્છ ઉપાશ્રય, અંચલગચ્છ ઉપાશ્રય, ધર્મશાલા, જૈન જ્ઞાનશાલા. લાયબ્રેરી, જૈન દવાખાનું, સ્વામિવચ્છલ વિગેરે જમણવારો કરવાની વંડી—એમ બધુંય પાસે પાસે આવેલું છે. કોઇપણ ધર્મકાર્યની વાંચ્છા હોય તેને આ એક જ વિભાગમાં દાખલ થયા બાદ બીજે કયાંઇ જવાની જરૂર રહેતી નથી. જગ્યાની આવી સુંદર વ્યવસ્થાનું સન્માન અહિંના જૈન પૂર્વજોને ઘટે છે. અહિંની જૈન પ્રજા પણ સુખી છે. વેરાવલની જૈન પ્રજાની માફક અહિંનો મોટો વર્ગ બહાર રહેનારો છે. **શેઠ ઓતમચંદ હીરજીનું** કુટુંબ અહિં મુખ્ય ગણાય છે. અહિંનો દરિયાકિનારો ખરાબાવાળો હોવાથી વહાણ વિગેરે આવી શકતા નથી. તે સાથે અહિંના તીર્થની પવિત્રતાને અંગે આ દરિયાકિનારે હિંસા માટે સરકાર તરફથી સખ્ત પ્રતિબંધ છે. અહિંના સોમનાથ મહાદેવના મંદિર વિગેરેની કુલ સત્તા ગાયકવાડ સ્ટેટની છે.

### વેરાવલમાં શાહીઠાઠથી થયેલો સંઘનો સત્કાર.

જામનગર જૈન યાત્રિક સંઘને ઉના પંચતીર્થી જતાં વેરાવળ અને પ્રભાસપાટણ બન્ને શહેરો રસ્તામાં જ હતા, છતાં આ બન્ને શહેરના સ્થાનિક તેમજ મુંબઇથી આવી પહોંચેલા આગેવાનો જૂનાગઢમાં સંઘનું આગમન થયું તે અવસરે ત્યાં જઇને સંઘને વેરાવળ, પાટણ પધારવા માટે આગ્રહભરી વિનંતિ કરવા ઉપરાંત એક દિવસ વેરાવળ તરફથી તેમજ એક દિવસ પાટણ તરફથી નવકારશીનું નિમંત્રણ આપી આવ્યા હતા અને સંઘના સ્વાગત માટે આ બન્ને શહેરોએ દિવસો અગાઉથી ખૂબ તૈયારીઓ કરવી શરૂ કરી હતી. આગલા પ્રકરણમાં છેલ્લું મુકામ આદરીનું આપણે જણાવી ગયા છીએ. આદરીથી વેરાવળનું અંતર છ માઇલ હતું. આદરીથી બીજે દિવસે રવાના થયેલો સંઘ તા. ૧૦–૧–૩૮ ના દિવસે સવારના દશ વાગતા લગભગ **વેરાવલ** શહેર પાસે આવી પહોંચ્યો, જ્યાં જ્યાં મોટા શહેરમાં સંઘનો પ્રવેશ થવાનો પ્રસંગ આવતો ત્યાં યાત્રિકવર્ગને અનુકૂલતા રહે તે માટે સંઘનો પ્રવેશ થાય તે અગાઉ જ શહેર બહાર ચ્હા-પાણી—નાસ્તાની યોજના કરવામાં આવતી. જેથી સામૈયુ સંઘના કેમ્પમાં અબે વાગે પહોંચતું તો પણ સહુકોઇ લેશ પણ ન અકળાતા શાંતિપૂર્વક સામૈયાનો લાભ લઇ શકતા. આમ છતાં સૂરિપુંરદર શાસનસમ્રાટ્ પૂ. **શ્રી વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજ પોતાની વૃધ્ધા-

મહારાજ સાથે લગભગ ત્રણ વાગતા શાંતિપૂર્વક પહોંચી ગયું. પ્રભુપૂજા, ભવ્ય અંગરચનાદિ નિયમિત ધર્મકાર્યો સાથે વેરાવલનિવાસી **શેઠ પાનચંદ વાલજી** તરફથી આજે નવકારશી કરવામાં આવી.

પ્રભાસપાટણમાં સંઘની પધરામણી.

તા. ૧૧–૧–૩૮ ના દિવસે સવારે લગભગ અગીઆર વાગતાં હંમેશના રિવાજ મુજબ હાથી, બેન્ડ, મોટરો વિગેરે સંપૂર્ણ રસાલા સાથે સકલ સંઘ પ્રભાસપાટણના પ્રાચીન અને ભવ્યજિનમંદિરોની યાત્રાર્થે રવાના થયો હતો, પ્રભાસપાટણના સ્થાનિક સંઘ તરફથી સંઘનું ખૂબ ઠાઠથી સામૈયું કરવામાં આવ્યું હતું અને શહેરને પણ ધ્વજા પતાકાથી તેમજ સ્વાગતબોર્ડોથી સુશોભિત કરવામાં આવ્યું હતું, તેમાં પણ દેરાસરો પાસેનો ભાગ તો સંઘની પધરામણીને અંગે ધોળ વિગેરેથી એટલો સુંદર બનાવવામાં આવ્યો હતો કે જાણે બધાય મંદિરો નવાં જ તૈયાર થયાં છે કે શું ? સામૈયા સાથે સકલ સંઘ શહેરના દરેક મુખ્ય વિભાગોમાં ફરી નવેય દેરાસરોના દર્શન કરી પાછો સંઘના કેમ્પમાં પહોંચી ગયો હતો. યાત્રિકોમાંનો કેટલોક વર્ગ વેરાવલ પૂજા–દર્શન માટે પહોંચ્યો હતો જ્યારે કેટલોક વર્ગ પ્રભાસપાટણમાં પ્રભુપૂજા માટે રોકાયો હતો. બન્ને શહેરોમાં પૂજા વિગેરે માટે સ્થાનિક સંઘ તરફથી સ્નાનાદિની સગવડતા રાખવામાં આવી હતી. સંઘના કેમ્પના જિનમંદિરમાં તથા બન્ને શહેરોના સમગ્ર જિનમંદિરોમાં પરમાત્માની સુંદર અંગરચનાદ્વારા ભક્તિ કરવામાં આવી હતી. બન્ને શહેરની વચ્ચે સંઘનો પડાવ હોવાથી તેમજ વેરાવલથી પ્રભાસપાટણ સુધી ટ્રામ અને ઘોડાગાડીઓનું પુષ્કળ સાધન હોવાથી બન્ને શહેરોમાંથી હજારો હિંદુ–મુસલમાન સંઘના દર્શનાર્થે આવતા હતા અને બે માઇલ સુધીની સડક પર ટપા ગાડીઓ અને માણસોનાં ટોળેટોળા દૃષ્ટિગોચર થતા હતા. પ્રત્યેક સ્થલ કરતાં આ સ્થલનો સંઘ સંબંધી પડાવ ઘણો જ સુંદર દેખાતો હતો. સો કદમ દૂર સમુદ્ર હોઇ ઘણે દૂરથી દૃષ્ટિ ફેંકતા સમુદ્રમાંથી કોઇ ઉજ્જવલ શહેર પ્રગટ થયું હોય તેવો આભાસ થઇ આવતો, યાત્રિકોને પણ દરિયાકિનારે સ્હેલ કરવાની ત્રણ દિવસ સુધી ઘણી મઝા પડી હતી. રાત્રિના વખતમાં સંઘના દર્શનાર્થે આવતા ભાઇઓ બ્હેનોની એક બાજુથી આવક ઓછી થતી જ્યારે બીજી બાજુ યાત્રિકો પણ નિદ્રાદેવીને આધીન થતા તો પણ સંઘની કચેરી તો આગળના મુકામોની તેમજ બીજી વ્યવસ્થાને અંગે સદાય મોડી રાત સુધી જાગૃત જણાતી. એ કચેરી શાંત થયા બાદ સમુદ્રના ઉછળતાં મોજાઓનો ઘુઘવાટ અને કલાકે કલાકે ચોકીદારો તરફથી થતા હાલબેલના શબ્દો સિવાય સર્વ નીરવ દેખાતું હતું. આ પ્રાકૃતિક સૌન્દર્ય ઉજ્જવલ ચાંદની રાતે પ્રેક્ષકોને મુગ્ધ કરવામાં સામર્થ્યવાળું હતું પરંતુ પ્રેક્ષકની હાજરી મધ્યરાત્રે ક્યાંથી હોય ? તોપણ ગગનમંડલના અસંખ્ય તારાઓ આ રમણીય દશ્યને ટગર ટગર નીરખી રહ્યા હતા. તા. ૧૧–૧–૩૮ ના દિવસે પ્રભાસપાટણનિવાસી **શેઠ મકનજી રત્નજી હસ્તે શેઠ દેવચંદ મકનજી** તરફથી સવાર સાંજની નવકારશી કરવામાં આવી હતી. જેનો સમગ્ર યાત્રિકો, બહાર ગામથી આવેલા સેંકડો મ્હેમાનો તથા વેરાવળ અને પ્રભાસપાટણની સમગ્ર જૈન કોમે લાભ લીધો હતો. રાત્રે સંઘના કમ્પમાં ભાવનામાં સારો ઠાઠ જામ્યો હતો.

તા. ૧૨–૧–૩૮ ના દિવસે સવારે પ્રભાસપાટણના શ્રીચંદ્રપ્રભુમહારાજના મુખ્ય દેરાસરમાં **સ્નાત્રમહોત્સવ** ઉજવવાનો ક્રમ ગોઠવવામાં આવતા સેંકડો ભાઇઓ બહેનો તેમાં જોડાયા હતા. બન્ને સંઘપતિ તથા સંઘવણોએ હાજરી આપી હતી અને અષ્ટપ્રકારી પૂજાની ઉછામણી લગભગ ત્રણસો રૂપીઆની થવા પામી હતી. પૂજાપ્રસંગે સંઘપતિ તરફથી તીર્થનાયક શ્રી



સઘના જિનમદિરમા ચૈત્યવદન કરતી સઘવણો સપરિવાર



સઘના કેમ્પમા રાત્રે રાસમડલદ્વારા પ્રભુભક્તિ કરતી યાત્રિક બહેનો.

આનંદ પ્રેસ—ભાવનગર

**ચંદ્રપ્રભુ મહારાજ**ના કંઠમાં **હીરા માણેકનો** મોટી કિંમતનો હાર પહેરાવવામાં આવ્યો હતો. પ્રભુની આંગી એટલી તો સુંદર બની હતી કે દર્શનકરનારને પ્રભુપાસેથી ખસવાનું મન પણ થતું ન હતું.

## સંઘપતિઓને માનપત્ર અર્પણ કરવાનો ભવ્ય સમારંભ

બપોરના ચાર વાગે શ્રી સંઘના કેમ્પમાં પુણ્યવંતા સંઘપતિઓને પ્રભાસપાટણ તથા વેરાવલના શ્રી જૈન સંઘ તરફથી **માનપત્ર** અર્પણ કરવા માટે મેળાવડાની યોજના કરવામાં આવી હતી. પ્રભાસપાટણના સુવિખ્યાત શ્રેષ્ઠીવર્ય સ્વ. શ્રીમાન્ ઓતમચંદ હીરજીના પૌત્ર **શેઠ દેવચંદ કલ્યાણજીને** પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. પ્રેક્ષકોની સંખ્યા લગભગ બે હજાર ઉપરાંત હતી જેમાં વેરાવલ-પાટણની દરેક કોમના મુખ્ય આગેવાનો ઉપરાંત પોર્ટ કમીશ્નર, વહીવટદાર, ન્યાયાધીશ, ફોજદાર, ડોકટરો વિગેરે અમલદારોની હાજરી ખાસ તરી આવતી હતી. પ્રારંભમાં કન્યાશાળાની બાળાઓનું મંગલાચરણ થયા બાદ શ્રીવેરાવલવીરસંગીતમંડળે સુંદર સરોદે સંઘ અને સંઘપતિની પ્રશંસાથી ભરેલા મનોહર પદ્યો ગાયાં હતા. ત્યારબાદ શ્રીમાન્ ખીમચંદભાઈની દરખાસ્ત અને શ્રીયુત છોટાલાલભાઈના અનુમોદનપૂર્વક પ્રમુખશ્રીએ પોતાનું સ્થાન સંભાળ્યું હતું. ત્યારપછી એક વક્તાએ સંઘપતિની સંક્ષિપ્ત જીવનકથાનો શ્રોતાઓને સારો ખ્યાલ આપ્યો હતો. જ્ઞાનવર્ધકશાળાના વિદ્યાર્થીઓએ સંવાદો ભજવી બતાવ્યા હતા. અનુક્રમે શેઠ હંસરાજ જાદવજીએ ઘણી ઉચ્ચ અને સુંદર ભાષામાં લખાયેલા વેરાવલ પાટણના માનપત્રો સભાસમક્ષ જોરથી વાંચી સંભળાવ્યા હતા અને પ્રમુખશ્રીના સુહસ્તે ચાંદીના નમૂનેદાર કાસ્કેટોમાં બન્ને માનપત્રો સંઘપતિઓને અર્પણ કરવામાં આવ્યા હતા. સંઘપતિ તરફથી સંઘના સેક્રેટરી શ્રીયુત ત્ર્યંબકલાલભાઈએ માનપત્રનો ઘણો અસરકારક જવાબ વાંચ્યો હતો, જેના શ્રવણથી શ્રોતાઓ મુગ્ધ થયા હતા. તે ઉપરાંત આ પ્રસંગે સંઘપતિ તરફથી વેરાવળના જુદા જુદા ધર્મસ્થાનો વિગેરેમાં લગભગ ૧૫૦૦) અને પ્રભાસપાટણની ધાર્મિક સંસ્થાઓ વિગેરેમાં લગભગ ૧૧૦૦) રૂપીયાની ઉદાર રકમ અર્પણ કરવામાં આવી હતી. આ સિવાય કેટલુંક ગુપ્તદાન થયાનું પણ જાણવામાં આવ્યું હતું. અંતે ફૂલહારની વિધિ થયા બાદ બેન્ડની સલામી સાથે માનપત્રનો મેળાવડો વિખરાયો હતો.

## વેરાવલ પાટણના સંઘકેમ્પમાં થયેલા પ્રશસ્ત ચિરસ્મરણીય કાર્યો

**વે**રાવલ-પાટણમાં સંઘની પધરામણી દરમ્યાન જૂનાગઢ, માંગરોલ, વંથલી, ઉના, વિગેરે સ્થળેથી સંખ્યાબંધ શ્રાવકો આવ્યા હતા, તે સાથે મુંબઈથી જાણીતા શેરદલાલ શેઠ જમનાદાસ મોરારજીનું કુટુંબ તથા ભાવનગરવાલા શેઠ માણેકચંદ જેચંદભાઈ પણ અહિં આવી પહોંચ્યા હતા. શાસનસમ્રાટ પૂ. આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી શેઠ માણેકચંદ જેચંદ ભાવનગરવાળાએ રૂા. ૧૧૦૦૦) ની રકમથી શ્રી કદંબગિરિ તીર્થ ઉપર તૈયાર થતા શ્રી નેમનાથજી મહારાજના દેરાસરના આદેશ લઈ અહિં જય બોલાવી હતી. તે જ પ્રમાણે પ્રભાસપાટણના રઈશ શેઠ સુંદરજી હરચંદભાઈએ પૂ. આચાર્યશ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી શ્રી સિદ્ધાચળજી મહાતીર્થની છાયામાં શ્રી જૈન સાહિત્યમંદિરના મંડાણ

શરૂ કરવા માટે રૂા. ૧૪૦૦૦ ની રકમ અર્પણ કરવાની ઉદારતા બતાવી હતી, અહિં ખાતે આ બે લાભો ચિરસ્મરણીય થયા હતા. આજે **શેઠ ધારશીભાઇ દેવરાજ**ના નામે શ્રી સંઘપતિ તરફથી નવકારશીનું જમણ આપવામાં આવ્યું હતું. છ " રી " સહિત પાદવિહારી સંઘમાં કેટલા કેટલા અલભ્ય લાભોનો પ્રસંગ સાંપડે છે ? સંઘના દર્શનથી હજારો જૈન–જૈનેતરો ધર્મવીર સંઘપતિના પ્રશંસક તો બને જ છે તે ઉપરાંત કેટલી સંસ્થાઓને પોષણ મળે છે? દીન દુઃખી નિરાધારોના ઉધ્ધાર અર્થે જાહેર સખાવતો ઉપરાંત કેટલાં ગુપ્તદાનો અપાય છે ? અને ઉપર જણાવ્યા મુજબ કેટલી નવી સંસ્થાઓના પ્રશસ્ત મંડાણ પણ મંડાય છે ? આજના સુધારક કહેવાતા યુવકો જો આ બધીય વસ્તુ ધ્યાનપૂર્વક વિચારે તો " આવા યાન્ત્રિક જમાનામાં પાદવિહારી સંઘની જરૂરીઆત પણ ખાસ રહેલી છે " એવું ચોક્કસ માનવાવાળા થશે. ઉપર મુજબ ત્રણ દિવસ સુધી જૈનશાસનની જયપતાકા ફરકાવી જામનગર જૈન યાત્રિક સંઘ શ્રી ઉના–અજાહરા પંચતીર્થીની યાત્રા નિમિત્તે કોડીનાર તરફ તા. ૧૩–૧–૩૮ ના દિવસે વહેલી સવારે રવાના થયો.

<u>ગિરપ્રદેશનું વર્ણન અને તે પ્રદેશનું શાંતિપૂર્વક ઉલંઘન</u>

તારીખ તેરમીએ **આજોઠા**, ચૌદમીએ **અમરાપુર** અને પંદરમીએ **મોરડીઆ** સંઘનો કેમ્પ નાખવામાં આવ્યો હતો. દરેક મુકામનું અંતર લગભગ છથી સાત માઇલ જેટલું હતું અને સંઘમાં કાયમ માટે મુકામો તેટલા જ અંતરે લગભગ રાખવામાં આવતા, જેથી પૂ. મુનિરાજો–સાધ્વીજીઓ તેમજ યાત્રિકોને વિહારાદિમાં ઘણી અનુકૂલતા રહેતી. આજોઠા મુકામે જામનગરનિવાસી **શેઠ દલપતભાઇ કેશવજી** તરફથી, અમરાપુરમાં **વઢવાણ કેમ્પવાળા શાહ પાનાચંદ ઠાકરશી** તરફથી અને મોરડીઆમાં **વોરા ધારશીભાઇ દેવરાજ** (સંઘપતિ) તરફથી નવકારશીઓ થઇ હતી. દરેક સ્થળે રાખેલા મુજબ પ્રભુપૂજા–વ્યાખ્યાન–આંગી–રોશની–ભાવના વિગેરે સર્વ કાર્યો નિર્વિઘ્નપણે થયાં હતાં. ઉપરના ત્રણે ગામમાં શ્રાવકોની વસતિ ન હતી, એટલું જ નહિં પરંતુ જે રસ્તે સંઘને ઉના જવાનો પ્રોગ્રામ નક્કી થયો હતો તે રસ્તે પ્રભાસ-પાટણ મૂક્યા બાદ ઠેઠ ઉના સુધીમાં ક્યાંઇ પણ શ્રાવકોની વસતિ તેમજ જિનમંદિરનું સ્થાન ન હતું, છતાં આજુબાજુ દશ દશ ગાઉ દૂરથી આવતા સેંકડો અને હજારો ગ્રામ્યજનો તેમજ ભજનમંડળીઓથી સંઘનો પડાવ તો ભરચક વસતિવાળો જ હંમેશા દેખાતો. આ સિવાય વેરાવલ–પાટણ મૂક્યા બાદ આજોઠા મુકામ સુધીનો રસ્તો ભય વગરનો ગણાય, પરંતુ ત્યારબાદ વચ્ચે કોડીનારને બાદ કરીને બાકીના બધાય ગામોમાં ગિરપ્રદેશ તેમજ ડુંગરાઓની હારમાળાને અંગે સિંહ–વાઘ–દીપડા વિગેરે હિંસક પ્રાણીઓનો ભય વધારે હતો, જે દિવસે સંઘનો કેમ્પ અમરા-પુરમાં હતો તે અગાઉ બે ત્રણ દિવસ પહેલાં જ એ ગામની ભાગોળે સાવજનું ટોળું આવેલું અને ગાય ભેંસાદિ જાનવરોને નુકશાન પહોંચાડેલું એવા સમાચારો મળ્યા હતા. આથી સંઘના સંરક્ષણ માટે આ રસ્તે વધુ જાગૃતિ રાખવી પડી હતી, કારણ કે સંઘનો પડાવ હંમેશા ખુલ્લા મેદાનમાં ઊભા કરેલ તંબુ રાવટીઓમાં જ રહેતો, યાત્રિકોના હૃદયો પણ જરા ઉપરની વાતો સાંભળી ભયભીત બન્યા હતા; પરંતુ આ ગિર પ્રદેશની જંગલી ઝાડી શરૂ થાય તે અગાઉ જૂનાગઢ નવાબસાહેબ–સોરઠ સરકાર તરફથી પૂરતા બંદોબસ્ત માટે અને સંઘનું બરાબર સંરક્ષણ થાય તે હેતુથી વીશ પોલિસ વધુ મોકલવામાં આવી હતી. તેઓએ સારો જાપ્તો રાખ્યો હતો, સંઘમાં સાથે રહેલા પોલિસો તથા ચોકીદારો આખી રાત તાપણી ચાલુ રાખી

સંઘનું સંરક્ષણ કરવામાં વધુ સાવચેત થયા હતા. અજવાળામાં એ હિંસક જાનવરો ન આવી શકે તે માટે પેટ્રોમેકસો પણ વધારી દેવામાં આવી હતી. આમ એક બાજુથી સર્વ ઇંતેજામ જ્યારે રાખવામાં આવ્યો હતો ત્યારે બીજી બાજુએ સંઘ તેમજ પ્રકૃષ્ટ પુન્યોદયવાળા સંઘપતિઓના અધિષ્ઠાયકના પ્રભાવે સહુ કોઇએ આનંદથી અત્યંત નિર્વિઘ્નપણે આ વિકટ માર્ગ પસાર કર્યો હતો, કોઇને લેશ પણ ઇજા પહોંચી ન હતી.

**ગિર પ્રદેશમાં સિંહ વાઘ વિગેરે હિંસક પ્રાણીઓ.**

શ્રી ગિરનારજીના ગગનચુંબી પહાડોની હારમાળા અને સમુદ્ર કિનારો આ બન્ને વચ્ચે બહુ લાંબું અંતર નથી, વધુમાં વધુ ૨૫ થી ૩૦ ગાઉનું અંતર છે, કોઇ કોઇ ઠેકાણે તેથી પણ ઓછું છે. ડુંગરાઓની હારમાળા જો બરાબર નિરીક્ષણપૂર્વક જોવાય તો ગિરનારજીના મુખ્ય પહાડથી લઇને શ્રી શત્રુંજય ગિરિરાજ સુધી એ હારમાળા ન્યૂનાધિકપણે એક સરખી ચાલી આવે છે. શ્રી ગિરનારજી શ્રીશત્રુંજયતીર્થની પંચમ ટુંક હોવાનું શાસ્ત્રોમાં જે કથન છે તે પણ ઉપલી દૃષ્ટિએ યથાર્થ પુરવાર થાય છે. સમુદ્ર અને ઉપર જણાવેલ ગિરિવરોની હારમાળા આ બન્ને વચ્ચે ગિર પ્રદેશ આવેલો છે, તે ગિર પ્રદેશમાં એટલી સઘન ઝાડી હોય છે કે પાંચ ફુટને અંતરે કોઇ વ્યક્તિ રહેલ હોય તો પણ નજરમાં ન આવી શકે. આ સઘન ઝાડીમાં સિંહ અને વાઘ તથા દીપડાઓ મોટી સંખ્યામાં હોય છે. સિંહોની ઉત્પત્તિ માટે ગિરનારજીનું સ્થાન સુપ્રસિદ્ધ છે, જે આપણે ભૂગોળ ગ્રન્થોમાં ઘણી વખત વાંચ્યું છે તે અહિં પ્રત્યક્ષ અનુભવાય છે. નવાબસાહેબ સાથે શિકાર માટે ગયેલા એક ભાઇ પાસેથી ત્યાં સુધી સાંભળ્યું છે કે એક સાથે અઢાર અઢાર અને વીશ વીશ સિંહોનું ટોળું અમોએ એકથી વધુ વખત ઊંચા ઝાડ ઉપર બાંધેલા માચડામાંથી જોયેલ છે. સિંહોની ઉત્પત્તિ અહિં કેટલા મોટા પ્રમાણમાં હશે તે આ ઉપરથી ખ્યાલમાં આવશે, આમ છતાં આ ગિર પ્રદેશ નિર્જન નથી, અમુક અમુક ગાઉના અંતરે આ ગિરમાં ગામડાઓ આવેલા છે. ગિરમાં લાકડા તેમજ અન્યવસ્તુઓની એટલી ઉત્પત્તિ થાય છે કે 'રોજનું સવાશેર સોનું આ ભૂમિ તરફથી સોરઠ સરકારને મળે છે' એમ કહેવાય છે. તેની નિકાશ માટે ત્યાં સુધી સોરઠ સરકાર તરફથી રેલ્વે પણ બાંધવામાં આવી છે, જેમાં પાણીકોઠા વિગેરે સ્ટેશનો આવે છે, અર્થાત્ આ પ્રદેશમાં પણ મનુષ્યોની સારી વસ્તી છે. આવા ભયાનક પ્રદેશમાં આ માણસો કેમ રહી શકતા હશે? એ અમારા વાચકોને જરૂર શંકા થાય પરંતુ ત્યાંના ભરવાડ વિગેરે મનુષ્યો એટલા બળવાન હોય છે કે પ્રસંગ આવ્યે વાઘ દીપડાને બગલમાં દબાવીને પુરો કરી નાખે છે. તેઓ એવા નિર્ભય અને આવા જાનવરોથી ટેવાઇ ગયેલા હોય છે કે એક હાથમાંની કડીયાળી ડાંગ સદાય તેમનું રક્ષણ કરે છે. આ ગિરપ્રદેશની ભેંસો પણ એવી અલમસ્ત હોય છે કે ભલે સાવજ કે દીપડાઓ આવે તો પણ એક અથવા વધુમાં બે ભેંસો હોય તો પોતાના શીંગડાવડે તે હિંસક પ્રાણીને ભોંય ભેગો કરી દે છે. સામાન્ય રીતિએ જ્યાં જેનો વસવાટ હોય તે સ્થળનેલાયક શક્તિ—સામર્થ્ય તે વ્યક્તિઓમાં સહેજે પેદા થાય છે. એક બાજુએ હિંસક જાનવરોને અંગે આ રસ્તો જેટલો બીહામણો હતો તેથી પણ અધિક ડુંગરાઓની હારમાળા, સુરમ્ય નદીઓના ઝરણા અને ભરચક વનરાજી તેમજ બાજુમાં જ ઘુઘવાટા મારતો સમુદ્ર આ બધી સામગ્રીથી આ માર્ગ ઘણો જ કુદરતી રળીયામણો લાગતો હતો. આ કંઢાળ પ્રદેશમાં ફરતા ફરતા સંઘ તા. ૧૬–૨–૩૮ના દિવસે **કોડીનાર** આવી પહોંચ્યો. આગલા મોરડીઆ મુકામે કોડીનારના સ્થાનિક સદ્‌ગૃહસ્થો સંઘને આમંત્રણ આપવા માટે પણ આવી ગયા હતા.

॥ ॐ नमोऽर्हते परमेश्वराय ॥

શ્રી શત્રુંજય ગિરિરાજ, શ્રી રૈવતગિરિ, શ્રી કદંબગિરિ વિગેરે
સૌરાષ્ટ્રના મહાન્ તીર્થોની યાત્રાર્થે નીકળેલા

# શ્રી સંઘપતિને અભિનંદન પત્રિકા

ॐकारं बिन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव, ॐकाराय नमो नमः ॥

ધર્મશ્રદ્ધાળુ, દેવગુરુભક્તિપર્યુપાસક, સદ્‌ગુણસંપન્ન, ઉદારચિત્ત,
જામનગરનિવાસી સંઘપતિ

## શ્રી વીશા ઓસવાળ જ્ઞાતિવિભૂષણ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ પોપટલાલ ધારસીભાઇ તથા શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારસીભાઇ.

પરમાત્મા શ્રી તીર્થંકરપૂજ્ય શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ સહિત ૭ 'રી' પાળીને સૌરાષ્ટ્રના **શ્રી સિદ્ધગિરિજી, રૈવતગિરિજી, શ્રી કદંબગિરિજી** વિગેરે મહાતીર્થોની યાત્રા નિમિત્તે જામનગરથી મંગળ મુહૂર્તે પ્રયાણ કરી **રૈવતગિરિ, શ્રી દેવસ્થલી** વિગેરે નાના મોટા તીર્થોની યાત્રા કરવાપૂર્વક જગદ્‌ગુરુ **શ્રી વિજયહીરસૂરિજી**ના સ્વર્ગવાસથી પવિત્ર થયેલ ઉન્નતપુર (ઉના) તથા મહાપ્રભાવક **શ્રી અજારા પાર્શ્વનાથ પ્રભુજી** તેમજ **શ્રી ચંદ્રપ્રભાસ તીર્થ**ની યાત્રાર્થે જતાં સુવિહિતશિરોમણિ પૂર્વધર પૂ. શ્રીમાન્ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણજી મહર્ષિના જન્મથી પવિત્ર થયેલ અમારા શ્રી વેલાકુલ (વેરાવલ) બંદરમાં શ્રી **સુમતિનાથ સ્વામી** તથા **શ્રી ચિંતામણિ પાર્શ્વનાથજી મહારાજ**ના ગગનચુંબી મનોહર જિનમંદિરોના દર્શનાર્થે આપશ્રીનું પધારવું થતાં અમારાં હૃદયમંદિરો આજે હર્ષથી ઉભરાય છે, આજનું સોનેરી પ્રભાત અમારા માટે અલૌકિક આનંદનું છે.

આપશ્રી આપના સાંસારિક, વ્યવહાર અનેક કાર્યમાં ગુંથાએલા હોવા છતાં પ્રભુભક્તિ, ગુરુસેવા અને ધર્મક્રિયાઓમાં અડગ શ્રદ્ધાળુ છો, એટલું જ નહિ પરંતુ ધર્મમાર્ગમાં લાખોની સખાવત કરી સુંદર આચારવિચારનું પાલન કરી, શ્રીમંતાઇ છતાં ઉપવાસ આયંબિલાદિ તપશ્ચર્યાઓનું સેવન કરી ભાવપૂર્વક દાન, શીયલ, તપ અને ભાવ એ ધર્મના ચાર પાયાનું જે આરાધન કરી રહ્યા છો તે જાણીને અમોને અતિશય આહ્લાદ થાય છે.

હજારોના સદ્‌વ્યયથી કરેલું મહાન ઉજમણું, રતલામ, જામનગર, પાલીતાણામાં ઉપધાન તપની આરાધના, વર્ધમાન તપ સંસ્થા, સાધર્મી બંધુઓ માટે ભોજનાલય, દેવબાગ, લક્ષ્મી જૈન આશ્રમ, જૈનાનન્દ જ્ઞાનમંદિર, વિદ્યાર્થીઓને ઉચ્ચ કેળવણી આપવા માટેનું જૈનવિદ્યાર્થીભુવન આચાર્યોદિપદ પ્રતિષ્ઠા મહોત્સવો, સિદ્ધચક્ર મહારાજનું સદારાધન, કદંબગિરિમાં ઉપાશ્રય વિગેરે શુભ કાર્યોમાં લાખોની રકમ ઉદાર હાથે ખર્ચવા ઉપરાંત ક્ષયની કાતિલ બીમારીથી પીડાતા દર્દીઓને રાહત આપવા

માટે બંધાતા સેનીટોરીયમમાં કરેલી રૂા. ૫૦૦૦૦ ઉપરાંતની સખાવતથી આપને "સખાવતે બહાદુર" નું બિરૂદ આપીએ તો તેમાં લેશ પણ અતિશયોક્તિ જેવું નથી. ઉપરોક્ત સત્કાર્યો કરી આપશ્રીએ જે લોકપ્રિયતા સંપાદન કરી છે તે માટે જામનગર રાજ્ય તરફથી આપશ્રીને "ઓર્ડર ઓફ મેરીટસ" નો માનવંતો ઇલ્કાબ એનાયત કરી આપની જે કદર થઇ છે તે માટે સાધર્મિબન્ધુ તરીકે અમો ઘણું જ અભિમાન પ્રદર્શિત કરીએ છીએ.

આ યુગમાં રેલ્વે આદિ યંત્રોના સાધનો હોવા છતાં શીયાળાની કડકડતી ઠંડીમાં ટાઢ—પવનનો પરિસહ સેવી, કઠિન માર્ગે છ 'રી' પાળી, ચાંદીનું નાજુક રમણીય મંદિર, ચાંદીની અંબાડી સહિત હાથી, ચાંદીનો મ્યાનો, ઇન્દ્રધ્વજની ગાડી, સૂરિસમ્રાટ્ પૂ. આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ, આગમોધ્ધારક પૂ. આચાર્ય શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજ, શાસનપ્રભાવક પૂ. આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજાદિ નવ આચાર્ય મહારાજાઓ સહિત દોઢસો લગભગ સાધુ–સાધ્વીજીનો સમુદાય, સેંકડો શ્રાવક શ્રાવિકાઓ, તે સર્વને બન્ને ટંક જમવાની સુંદર વ્યવસ્થા, સેંકડો તંબુ. રાવટીઓ વિગેરે વિગેરે વિશાલ સામગ્રી સાથે આપશ્રીએ તીર્થંકરનામકર્મના હેતુભૂત જે આ શુભ કાર્યનો આદર કર્યો છે તે માટે આપને ધન્યવાદ આપીએ છીએ. રસ્તામાં આવતા ગામડાઓ અને શહેરોમાં પણ તે તે ખાતાઓમાં હજારોની સખાવત કરી સેંકડો સાધર્મિબન્ધુઓના ઉદ્ધારાર્થે આપે જે લાગણી પ્રદર્શિત કરી છે તે માટે પણ આપશ્રીને અમો મુબારકબાદી અર્પણ કરીએ છીએ.

આપશ્રી તથા આપનું કુટુંબ શ્રી સંઘ સાથે આરોગ્યતા અને સુખશાંતિથી આપની લાંબા વખતની મુરાદ બર લાવી આ મહાન યાત્રા પરિપૂર્ણ કરો, ધાર્મિક અને વ્યવહારિક અનેક સત્કાર્યો કરી આપના આત્માનું કલ્યાણ સાધતા રહો તેવી ખરા જીગરની ભાવના ભાવી, શાસનદેવ આપને દીર્ઘાયુષ્ય બક્ષે તેવી પ્રાર્થના કરી, આ શુભ કાર્ય માટે અમો અંતઃકરણથી આપ કાકા ભત્રીજાના પુણ્યવંતા સપરિવાર યુગલને અભિનંદન અર્પણ કરી વિરમીએ છીએ.

લી૦ ધર્મ સ્નેહાભિલાષી.

| | | |
|---|---|---|
| શા. ખુશાલ કરમચંદ | શા. પ્રેમજી ભીમજી | શા. કલ્યાણજી લખમીચંદ |
| દા. પાનાચંદ હીરાચંદ | ,, ઓતમચંદ નેમચંદ | દા. શા. દેવકરણ કલ્યાણજી |
| ,, જેઠાભાઇ હરચંદ | વોરા ચત્રભજ હરખચંદ | ,, લીલાધર લખમીચંદ આદ્રીવાળા |
| ,, વીરજી રામજી દા. ગીરધર વીરજી | ,, વલભદાસ તારાચંદ | ,, રામચંદ લાધાભાઇ |
| | | જગજીવન ગણેશ |

વેરાવલ [ સૌરાષ્ટ્ર ] સં. ૧૯૯૪ ના પોસ સુદિ ૧૧ બુધવાર.



॥ श्री चन्द्रप्रभासतार्थाधिराजश्रीचन्द्रप्रभस्वामिने नमोनमः ॥

तीर्थाधिराज श्री शत्रुंजयगिरि, रैवतगिरि, विगेरे सौराष्ट्रना
महातीर्थोनी यात्रार्थे नीकळेला

# श्री संघपतिने अभिनन्दन पत्रिका

मंगलं भगवान वीरो, मंगलं गौतमः प्रभुः ।
मंगलं स्थूलभद्राद्या, जैनो धर्मोऽस्तु मंगलम् ॥ १ ॥

સધ્ધર્મસમારાધક, દેવગુરૂભક્તિકારક, પુણ્યપ્રભાવક, દાનવીર,
ગાંભીર્ય ઔદાર્યાદિસદગુણાલંકૃત, જામનગરનિવાસી

## સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ પોપટલાલ ધારસીભાઇ તથા સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારસીભાઇ યોગ્ય.

અનન્તોપકારી શ્રી જિનેશ્વર મહારાજાઓએ પણ તીર્થસ્વરૂપ શ્રમણપ્રધાન જે ચતુર્વિધસંઘને '**નમો તિત્થસ્સ**' એ પદથી નમસ્કાર કર્યો છે, તે ચતુર્વિધસંઘ સહિત તીર્થાધિરાજ **શ્રી શત્રુંજયગિરિવર, તીર્થશિરોમણિશ્રી રૈવતગિરિવર, શ્રી કદંબગિરિરાજ, શ્રી અજારા પાર્શ્વનાથ** વિગેરે સૌરાષ્ટ્રના સુરમ્ય તીર્થોની છ 'રી' પાળતા યાત્રા કરવા નિમિત્તે શ્રી જામનગરથી મંગલમુહૂર્તે પ્રયાણ કરી શ્રી રૈવતગિરિ મહાતીર્થની યાત્રા કરી પ્રથમ તીર્થંકર **શ્રી આદીશ્વર પ્રભુના પુત્ર ભરત ચક્રવર્તીએ** જે **ચંદ્રોદ્યાનમાં શ્રી ચન્દ્રપ્રભુ મહારાજનો** ભવ્ય પ્રાસાદ બનાવેલ હતો, **શ્રીજગડુશાહે** જે પ્રભુના ચરણકમલમાં ક્રોડોની કિંમતના રત્નો ભેટ ધર્યાં હતાં, તે જુગ જુગ જૂના અને રમણીય નવ જિનમંદિરોથી પવિત્રિત **શ્રી ચન્દ્રપ્રભાસ** (પ્રભાસપાટણ) તીર્થમાં શાસનસમ્રાટ પૂ. આચાર્ય શ્રીમાન્ **વિજયનેમિસૂરીશ્વરજી** મ૦ આગમોદ્ધારક પૂ.આચાર્ય શ્રીમાન્ **સાગરાનંદસૂરીશ્વરજી** મ૦ શાસનપ્રભાવક પૂ. આચાર્ય શ્રીમાન્ **વિજયમોહનસૂરીશ્વરજી મહારાજાદિ** નવ આચાર્ય મહારાજાઓ ઉપરાંત લગભગ દોઢસો સાધુ સાધ્વીજી, સેંકડો શ્રાવક-શ્રાવિકાઓના વિશાળ પરિવાર સહિત આપશ્રીનું પધારવું થતાં અમારા હૃદયો હર્ષથી આજે ઉભરાય છે. આજે અમારે આંગણે જિનધર્મરૂપી કલ્પવૃક્ષ ફળ્યો છે.

મનમોહક ચાંદીનું સુંદર જિનમંદિર, ઝળહળતા જરીયાન છત્ર અને ચાંદીની અંબાડીથી શોભતો ગજરાજ, ચાંદીની પાલખી, ધાર્મિક ચિત્રોની ચિત્રશાલા, ઈંદ્રધ્વજની ગાડી, અમદાવાદનું પ્રસિદ્ધ મુસ્તફા બેન્ડ, સેંકડો તંબુ રાવટીઓ, ઉભય ટંક ભોજનની સારામાં સારી વ્યવસ્થા વિગેરે આપશ્રીના સંઘની સામગ્રી શ્રી કુમારપાળ મહારાજા તેમજ મંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલનાં યાત્રાસંઘોસમયના પ્રાચીન ઇતિહાસનું સ્મરણ કરાવે છે; એટલું જ નહિં પરંતુ આ આપના શુભકાર્યથી સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ માણેકલાલ મનસુખભાઈ તેમજ સંઘની શ્રેષ્ઠિવર્ય શ્રીમાન નગીનદાસ કરમચંદે છેલ્લા દશકામાં કાઢેલા મહાન યાત્રાસંઘોના સંભારણાં તાજાં થાય છે.

આ તીર્થયાત્રા સંઘોમાં જોવામાં આવતી આપની અઢળક ઉદારતા, સિવાય હજારોના ખર્ચે થયેલું ઉજમણું, મહામંગલમય શ્રી ઉપધાનતપનું આરાધન, સિદ્ધચક્ર ભગવંતના આરાધન પ્રસંગે તલાજામાં થએલી અપૂર્વ ભક્તિ, દેવબાગ, લક્ષ્મી જૈન આશ્રમ, વર્ધમાન તપખાતું વિગેરે જામનગરની જાહેર ધાર્મિક સંસ્થાઓ જૈન વિદ્યાર્થીભુવન, સેનીટેરીયમમાં થયેલી રૂા. ૫૦૦૦૦ ઉપરાંતની સખાવત ઇત્યાદિ લોકોત્તર તેમજ લૌકિક ધર્મસ્થાનોમાં થયેલી અસાધારણ ઉદારતા આપશ્રીના દાનધર્મારાધન માટે પ્રબલ પ્રમાણપત્ર છે. આપનું સુંદર ચરિત્ર એ આપના શીલધર્મની જબ્બર સાક્ષી છે. શ્રીમંતાઇ છતાં ઉપવાસ આયંબિલાદિ તપશ્ચર્યામાં આદર એ આપની તપોભૂમિકા જાણવાનું જબ્બર સાધન છે. અને ધર્મારાધનમાં ત્રિકરણ યોગોની એકાગ્રતા એ આપના ભાવ ધર્મારાધનનું સુરૂચિપણું સૂચવે છે.

હંમેશા વ્યવસ્થિત નવું નગર વસાવવું, હજારો માણસોનું દૂર દૂરથી પણ સંઘના દર્શનાર્થે આવવું, અને હિંદુ-મુસ્લીમ હરકોઇના મુખમાંથી આપની અને જૈનધર્મની પ્રશંસાના ઉદ્ગારો નીકળવા, પૂજા પ્રભાવના પ્રતિક્રમણાદિ ધર્મક્રિયામાં સંપૂર્ણ સહાયક થવું, એ આપના પ્રબલ ભાગ્યોદય સિવાય ન જ બની શકે. માર્ગમાં આવતા ગામો તથા શહેરોમાં જિનમંદિર, ઉપાશ્રય, પાંજરાપોળ, અને સાધર્મિક બંધુઓના ઉદ્ધારાર્થે છૂટે હાથે સેંકડો અને હજારો રૂપીયાની સખાવત કરવી એ આપની અસીમ ઉદારતાનું વર્ણન અમો કેટલું કરીએ? આટલું છતાં આપની ગંભીર પ્રકૃતિ, શાંત સ્વભાવ અને ધર્મ પ્રત્યે પ્રેમ એ અમોને આશ્ચર્ય ઉપજાવે છે.

અમારા આમંત્રણને માન આપી. પૂ. મુનિવરો વિગેરે ચતુર્વિધ સંઘ સહિત આપશ્રીએ અહીં પધારી અમારા નગરને વિશેષ પવિત્ર બનાવ્યું છે તે માટે અમો આપના ઋણી છીએ.

જૈનશાસન આપ જેવા ઉદાર અને ધર્મપરાયણ પુરૂષોથી જયવંતું છે. હજુ પણ ઉત્તમ કાર્યો કરી આપ જૈન શાસનને વિજયવંતું બનાવો, શાસનદેવ આપ સપરિવારને દીર્ઘાયુષ્યવાળા બનાવી ઉત્તમ ધર્મકાર્યો કરવાની પ્રેરણા આપે અને આ ચાલુ શુભ કાર્ય પણ નિર્વિઘ્નપણે સંપૂર્ણ થાય એમ શાસનદેવ પાસે પ્રાર્થના કરી આપશ્રીના આ પ્રશંસનીય કાર્ય માટે અમો અમારા અંતઃકરણથી આપને અભિનન્દન અર્પણ કરીએ છીએ.

લી૦ આપના સ્નેહાભિલાષી.

| | | |
|---|---|---|
| શેઠ ઓતમચંદ હીરજી | શેઠ મકનજી રવજી | શેઠ દેવજી અંબાઈદાસ |
| હા. દેવચંદ કલ્યાણજી | હા. દેવચંદ મકનજી | હા. પ્રેમજી જેઠાભાઈ |
| શેઠ પીતામ્બર સામજી | શેઠ પાનાચંદ પરસોતમ | શેઠ સુંદરજી હરચંદ |
| હા. રતિલાલ પ્રેમજી | હા. હંસરાજ ખુશાલ | શેઠ મોરારજી સકલચંદ |

ચંદ્રપ્રભાસ ( પ્રભાસ-પાટણ ) તીર્થ સંવત ૧૯૯૪ પોશ સુદિ ૧૧ ને બુધવાર.






# વેરાવળ અને પ્રભાસપાટણના
# માનપત્રનો જવાબ

**મહોદય સભાપતિ, પવિત્ર પુણ્યતીર્થો શ્રી વેરાવલ અને પ્રભાસપાટણના અમારા વ્હાલા ભાવિક જૈન બંધુઓ અને બ્હેનો, પધારેલ રાજ્યાધિકારીઓ અને અન્ય મહાશયોઃ—**

દૂર દૂરના બીજા અનેક પ્રદેશને જોડનાર ઘુઘવાતા મહાસાગર આરબીસમુદ્રના કાંઠે આવેલ, વેપારી દૃષ્ટિએ જૂનાગઢ રાજ્યના વેપારમાં નાકસમાન ગણાતાં અતિપ્રાચીન વેરાવળ બંદરે તેમજ અનેક સદીઓથી હિંદુ ધર્મના દરેક સંપ્રદાયોમાં પવિત્ર ગણાતાં ઘણા જ પુરાતની પવિત્ર તીર્થક્ષેત્ર ચંદ્રપ્રભાસ–પ્રભાસપાટણ જે એક વખત સમૃદ્ધિથી છલબલ થઇ રહ્યું હતું અને જેની અઢળક લક્ષ્મીથી લલચાઇ ઇસ્વીસન ૧૦૨૪ ની સાલમાં અફઘાનીસ્થાનના રાજા મહમદ ગીજનવીએ મોટા સૈન્ય સાથે ચઢાઇ કરી તે વખતના હિંદુ રાજા ભીમદેવ સાથે મહાન વિગ્રહ કર્યો હતો અને તેમાં ભીમદેવ હારતાં હિંદુ તીર્થો લૂંટ્યા હતા, પણ કેટલોક વખત વ્યતીત થતાં જગદ્વંદનીય, જૈનધર્મદીપક મહારાજા કુમારપાળે, પૂજ્યપાદ જૈન ગૌરવ વધારનાર આચાર્યદેવ શ્રી હેમચંદ્ર આચાર્યના સદુપદેશથી એ તીર્થોનું સમારકામ કરાવેલ, પણ પાછા લક્ષ્મીના લોભે સને ૧૩૦૪માં ખીલજી વંશના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીએ ફરી પ્રભાસ પર આક્રમણ કર્યું અને બાકી રહેલ લક્ષ્મી લુંટી તીર્થોનું ખંડન કર્યું જેનું જોઇએ તેવું સમારકામ અદ્યાપિ પર્યંત થયું નથી. આવા એક વખતના વૈભવશાળી સૌરાષ્ટ્ર દેશની પવિત્ર ભૂમિ પર પગ મૂકતાં અને તેની રમણીયતા તથા સૃષ્ટિસૌંદર્ય નીહાળતા અનુભવાતો અમારો આનંદ અવર્ણનીય છે.

પાંચમા તીર્થંકર શ્રી. સુમતિનાથજી પ્રભુ અને તેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથજી કે જે જુદા જુદા સમયે જુદા જુદા નામથી પૂજાયા છે તેમણે પોતાના ભાવિક શ્રદ્ધાળુ ઉપાસકોને પડચો બતાવી સહાય કરી છે તેવા શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ પ્રભુજી જ્યાં વિરાજીત થયેલ છે તેવા વેરાવળ બંદરે, પ્રભાસપાટણ કે જ્યાં જૈનશાસનના અધિષ્ઠાતા પ્રથમ તીર્થંકર શ્રી આદીશ્વર ભગવાનના પુત્ર શ્રી ભરત ચક્રવર્તીએ ચંદ્રોદ્યાનમાં ચંદ્રપ્રભુ મહારાજ માટે અતિ આકર્ષક મનોહર પ્રાસાદ બંધાવ્યો હતો, જ્યાં દાનવીર, જગપ્રસિદ્ધ, જૈન ધર્મ ઉપાસક શેઠ શ્રી જગડુશાહે પ્રભુજીના ચરણકમલમાં પોતાની ધર્મ પ્રત્યેની અડગ શ્રદ્ધાને લઈ કરોડાની કીંમતના રત્નો ભેટ કર્યા હતા તેવા એક વખતના સમૃદ્ધિશાળી, નવ–નવ જૈન મંદિરથી શોભી રહેલ, જૂગજૂગ જૂના દિલરંજન પવિત્ર તીર્થ થી પ્રભાસ પાટણમાં અમારૂં આવવું અને તે સ્થળોના પવિત્ર જૈન મંદિરોના દર્શન થવા એ અમારૂં અહોભાગ્ય માનીએ છીએ; અને આ પવિત્ર તીર્થોમાં વસતાં અમારા ભાગ્યશાળી, જૈન બંધુઓના મેળાપનો સુયોગ પ્રાપ્ત થતાં અમારું હૈયું હર્ષથી હલમલી રહ્યું છે કે જેનું વર્ણન કરવા અમો અસમર્થ છીએ.

લાભ લીધેલો તે પ્રસંગે પૂર્વોક્ત પારસી ગૃહસ્થને જૈન ધર્મ ઉપર ઘણી સારી રૂચિ જાગૃત થયેલી અને પરિણામે મહારાજશ્રી પાસે મદિરા, માંસ તેમજ રાત્રિભોજન સંબંધી યાવજ્જીવ પર્યંત પ્રતિજ્ઞાઓ કરેલી અને ત્યારબાદ દિનપ્રતિદિન જતા આવતા સાધુ મુનિરાજોનો સત્સંમાગમ વૃધ્ધિ પામતા સામાયિક, ચોવિહાર, નવકારશી, પોરસી વિગેરે પચ્ચકખાણો તેમજ હંમેશા ઉકાળેલું પાણી વાપરનાર થયેલા તે પારસી સદ્‌ગૃહસ્થ હાલમાં કોડીનારમાં રહેતાં હોવાથી સંઘ તેમજ પૂજ્ય ગુરૂદેવોની પધરામણી પ્રસંગે તેમના હર્ષની કોઇ સીમા ન હતી. લગભગ આખો ય દિવસ તેઓ સંઘના કેમ્પમાં રહ્યા હતા અને પૂજ્ય આચાર્ય મહારાજાઓ પાસે બેસી જ્ઞાનામૃતનું પાન કર્યું હતું. બીજે દિવસે ઘણે દૂર સુધી સંઘને વળાવવા આવવાનું પણ એ સદ્‌ગૃહસ્થ ભૂલ્યા ન હતા. કોડીનારખાતે **શેઠ જેસીંગભાઇ સાકરચંદ** તરફથી નવકારશી કરવામાં આવી હતી.

## માલગામ, સીમાસી અને નાથલ.

તા. ૧૭ મીએ **માલગામ**, ૧૮ મીએ **સીમાસી** અને ૧૯ મીએ **નાથલ** મુકામે સંઘનો પડાવ રાખવામાં આવ્યો હતો. દરેક ગામોમાં ગ્રામ્ય પ્રજાનો ઉત્સાહ ખૂબ જોવામાં આવતો હતો, આજુબાજુના ગામડાઓમાંથી ભજનમંડલીઓનું આવાગમન હંમેશ પ્રમાણે ચાલું જ રહેતું, પ્રભુપૂજા, વ્યાખ્યાન, દિવ્ય અંગરચના અને ભાવનાઓ વિગેરે રાબેતા મુજબ અસ્ખલિતપણે ચાલુ હતા. માલગામમાં સંઘનો પડાવ હતો તે દિવસે ત્યાંથી પાંચ ગાઉ દૂર આવેલા **ઘાંટવડ** ગામમાંથી સ્કુલના સર્વ વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકો સાથે સ્કાઉટના ડ્રેસમાં સંઘના દર્શન માટે આવી પહોંચ્યા હતા, માલગામની નિશાળના વિદ્યાર્થીઓ પણ આ સાથમાં જોડાયા હતા, સંઘપતિ પાસે ધાર્મિક સ્તુતિ વિગેરે થયા બાદ સંઘપતિ તરફથી તેમને મિષ્ટ ભોજન આપવા ઉપરાંત રૂા. ૫૦ અર્પણ કરવામાં આવ્યા હતા અને સાંજે પોતાના ખટારા મારફત સર્વ વિદ્યાર્થીઓને ઘાંટવડ પહોંચાડ્યા હતા. માલગામથી સંઘ **સીમાસી** મુકામ કરી **નાથળ** મુકામે આવ્યો, ત્યાંથી સંઘને પ્રથમ ઉના–અજાહરા જવાનું નક્કી હતું, પરંતુ તપાસ કરતાં નાથલથી દીવ ઘણું નજીક હોવાથી અને ઉના અજાહરા ગયા બાદ દીવના દર્શનાર્થે સંઘને પછી પણ જવાનું નિર્ણીત થયેલ હોવાથી અને પહેલું દીવ જઇ પછી ઉના અજાહરા જવામાં આવે તો પંથ ઓછો થવા સાથે કેટલીક બીજી પણ અનુકૂલતાઓ થાય એ કારણથી સંઘને પ્રથમ દીવ જવાનું નક્કી થયું અને એ નિર્ણય પ્રમાણે તા. ૨૦ મીએ **દીવબંદર** જતાં એક માઇલ અગાઉ આવતી પોર્ટુગીઝની ચોકી-**માંડવી** પાસે સંઘનો પડાવ નાખવામાં આવ્યો. માલગામમાં **શ્રી તત્ત્વવિવેચક સભા** અમદાવાદ તરફથી, સીમાસીમાં **એક સદ્‌ગૃહસ્થ હસ્તે મોહનલાલ ભગવાનજી** જામનગરવાલા તરફથી અને નાથલમાં **ઝવેરી ગિરધરલાલ ગોવિંદજી** જામનગરવાલા તરફથી અનુક્રમે નવકારશીઓ કરવામાં આવી. નાથલ મુકામે સાંજના આ પ્રમાણે સંઘમાં ઢેલ ફેરવવામાં આવી હતી કે–“ દીવ એ ફીરંગી રાજ્ય હોવાથી જકાતને અંગે મુશ્કેલી ન નડે માટે કોઇ પણ ભાઇઓ બ્હેનોએ દીવમાંથી કોઇ પણ વસ્તુ ખરીદવી નહિં. આ ઉદ્‌ઘોષણાનો અમુક અંશે અમલ થયેલો હોવાથી દીવમાંથી પાછા ફરી ઉના તરફ જૂનાગઢ સ્ટેટની હદમાં દાખલ થતાં લગભગ કોઇ જાતની મુશ્કેલી નડી ન હતી. ”

# દીવના શહેરીઓ તરફથી અભિનંદન પત્ર

**શાસનપ્રભાવક દાનવીર જામનગરનિવાસી સંઘપતિ શ્રીમાન્ શેઠ પોપટલાલ ધારશીભાઇ તથા સંઘપતિ શ્રીમાન્ શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ જોગ.**

તીર્થસ્વરૂપ શ્રી ચતુર્વિધ સંઘને વંદન કરી અમે સવિનય નિવેદન કરીએ છીએ કે-આપણો આ હિંદુસ્તાન દેશ પુરાતનકાળથી ધર્મપ્રાણ ગણાતો આવ્યો છે. આ દેશમાં અવારનવાર પરમાત્માની કૃપાથી ધર્મપરાયણ વ્યક્તિઓ પ્રગટ થયા કરે છે, જેને લીધે આપણા દેશનું ધર્મપુરાણપણું સુદૃઢ રીતે ટકી રહેલ છે. જગતમાં અનેક પ્રકારનું જીવન જનતા વ્યતીત કરે છે, તેમાં ધાર્મિક જીવન સર્વોપરી શ્રેષ્ઠ ગણાય છે. મનુષ્યો અનેક પ્રકારે ધર્માચરણ કરે છે, કોઇ ધનથી, કોઇ તનથી અને કોઇ મનથી. અમારા સાંભળવા પ્રમાણે આપમાં ત્રણે ગુણો સંપૂર્ણપણે રહ્યા છે. ધનાઢ્ય કેવળ ધનથી ધર્મ કરી મુક્ત થાય છે પરંતુ આપે તો સંપત્તિશાળી જીવન છતાં તપનો આદર્શ પણ પ્રગટ કર્યો છે, જેમકે ભવ્ય સમવરણ, સુશોભિત ગજરાજ, સુંદર ચિત્રશાલા સેંકડો તંબુરાવટીઓ વિગેરે અમૂલ્ય અને વિશાલ સામગ્રી ઉપરાંત પૂજ્ય આચાર્યશ્રી **વિજયનેમીસૂરીશ્વરજી** મહારાજ પ્રધાન અનેક સાધુસાધ્વીઓ તેમજ હજારો યાત્રિકો સાથે પુણ્ય પ્રવાસ કરતાં આપ સંઘપતિને જોઇ અમને પ્રાચીન અને અર્વાચીન સંઘયાત્રાઓ સ્મરણે ચઢે છે. આપની આ યાત્રાથી ગ્રામ્ય-જનો, પુરવાસીઓ અને અન્ય સંપ્રદાયના અનુયાયીઓ પણ સંઘના દર્શનાર્થે આકર્ષાય છે એ આપ ધાર્મિક શાસનની જે ઉજ્જવલ કીર્તિગાથા રચી રહ્યા છો તેના પ્રત્યક્ષ પુરાવા રૂપ છે. આવા આદર્શ ગુણોથી આકર્ષાઇ અત્રેના શહેરી જનો આદરપૂર્વક આપને અભિનંદન આપે છે. આપ જેવા ધર્મપ્રાણ સદ્‌ગૃહસ્થોને પરમાત્મા દીર્ઘાયુષ્ય બક્ષે અને આપ આજીવન આવા ધાર્મિક સંઘો કાઢી જગતમાં ધર્મની જાગ્રતિ કરતા રહો એમ ઇચ્છીએ છીએ.

લી૦ અમો છીએ આપના સ્નેહાભિલાષી

દીવ બંદર
પોર્ટુગીઝ ઇન્ડીયા
તા. ૨૦-૧-૧૯૩૮

શેઠ કલ્યાણચંદ હીરાચંદ
શેઠ નાગરદાસ વજેચંદ
શેઠ જમનાદાસ ઓતમચંદ
શેઠ પ્રેમચંદ માણેકચંદ
શેઠ પ્રેમચંદ જુગલદાસ
શેઠ અભેચંદ હરીદાસ
શેઠ અમૃતલાલ મોહનલાલ
શેઠ જમનાદાસ વનમાળી
શેઠ લીલાધર વનમાળી

## પંચતીર્થી તરીકે ઓળખાતા પ્રદેશના દીવ બંદરે અપાયેલ માનપત્રનો જવાબ

**મહોદય સભાપતિ, અમારા જૈન તથા હિંદુ ભાઇઓ તથા બ્હેનો, પૉર્ટુગીઝ સરકારના રાજ્યાધિકારીઓ અને અન્ય સદ્દગૃહસ્થો**

લાખો વર્ષની પ્રાચીન પ્રતિમાને પોતાની ગોદમાં રાખી બેઠેલ પ્રદેશવાળા, પંચતીર્થી તરીકે પ્રસિદ્ધ પામેલમાંના એક વખતે લાખોની વસ્તીવાળા દીવ બંદરે અમારું પ્રયાણ અમોને હર્ષઘેલા બનાવે છે. સેંકડો નહીં, હજારો નહીં પણ લાખો સદીઓના ઝપાટા સહન કર્યાં છે તેવા પ્રદેશના મહાભાગ્યશાળી અજયરાજા પર પદ્માવતી દેવીની પ્રસન્નતા ઉતરતાં, લાખો વર્ષ સુધી દેવોથી પૂજાયેલ પ્રતિમાજી સાગર નામના શ્રેષ્ઠીને અપાઇ અને એ શ્રેષ્ઠીએ દીવ બંદરે આવી આ અજય રાજાને અર્પણ કરી જેની પૂજા સેવા ભક્તિના ફળ તરીકે એક નહીં પણ અનેક જાતના એટલે કે એક સો સાત જાતના રોગવાળો અજય રાજા પોતાના રોગથી મુક્ત થયો, તેથી દીવ નજીકમાં અજાપુર નામે નવી નગરી વસાવી તેમાં આ પ્રાચીન, પ્રભાવશાલી, અલૌકિક, ચમત્કારિક પ્રતિમાજીને પધરાવી છે, વળી જ્યાં સુવિધિભગવાનની ખંડિત થયેલ પ્રતિમાજીને ત્રણ ત્રણ વખત ભોંયરામાં પધરાવ્યા છતાં શાસનદેવે બહાર કાઢી મૂળ જગ્યાએ સ્થાપિત કરેલ છે, તેમજ જ્યાં નવલખા સંઘનો વાસ હતો, જ્યાં ભગવાન પર નવલખો મુગટ હતો, નવલખી આંગી અને નવલખો હાર ધારણ કરવામાં આવતા હતા એવા શ્રી નવલખા પાર્શ્વનાથજીની મનોવાંચ્છિત કોડ પૂરા પાડનારી પ્રતિમાજી બિરાજે છે તે દીવ-બંદરમાં આવેલા દેવાલયોનાં ચતુર્વિધ સંઘ સાથે દર્શન કરવાથી આ મનુષ્ય ભવની સાર્થકતા થઇ સમજીએ છીએ અને તેથી અમો અપૂર્વ અને અવર્ણનીય આનંદ અનુભવીએ છીએ.

દીવ બંદર ઘણું જ જૂનું પુરાણું શહેર છે જ્યાં—રજપુત રાજ્યોમાં ચાવડા વંશે રાજ્ય કર્યું. પછી મોગલ સલ્તનતે આધિપત્ય સ્થાપ્યું અને વખતના વહેવા સાથે વેપાર નિમિત્તે આવેલ ગૌરવશાળી એક વખતે પૂર્ણ પ્રભાવ જમાવેલ પોર્ટુગીઝ રાજ્યસત્તાએ પ્રવેશ કરી પોતાની કોઠી જમાવી હતી તે જ સત્તાના અંકુશ નીચે આ રાજ્ય છે. તેવા વેપારમાં બીજા નંબરે ગણાતા દીવ બંદરે આવી આજે અમારા જૈન તથા હિંદુ ભાઇઓને ભેટવાની અમારી અભિલાષામાંની એક અભિલાષા કેટલેક અંશે પૂરી થાય છે, એથી અમારા આનંદની ઊર્મિઓ ઉભરાઈ જાય છે.

દીવ બંદર જેવી પુનિત ભૂમિમાં વાસ કરવા ભાગ્યશાળી બનેલ આપ ભાઇઓ તરફથી અમારા થયેલ ભાવભીના સત્કારે અમારા હૈયા હીંડોળા નાંખ્યા છે અને તેમાં પણ અત્યારે સુંદર ખુશબોદાર નકશીવાળા સુખડના બનાવેલ કાસ્કેટોમાં અપાયેલ માનપત્રો માટે આપ બધાનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. આ દીવ બંદરના રમણીય દશ્યોમાં શ્રી નવલખા પાર્શ્વનાથજીની ચમત્કારી પ્રતિમાજીવાળું દેવાલય, સેન્ટ પોલનું ક્રિશ્ચયન મંદિર અને સરસ્વતીમંદિર મુખ્ય છે. આ સરસ્વતી મંદિરનો લાભ લગભગ ત્રણસેં કરતાં પણ વધારે વિદ્યાર્થીઓ લઈ રહ્યા છે તેના આશીર્વાદ લેનાર અમારા સખી દાનવીર હિંદુભાઇ શેઠ જમનાદાસ ઓતમચંદની આધુનિક સમયમાં સુકેળવણી આપી, કીશોર વયના બાલકોને સંસ્કારી બનાવવાની ધગશનું ભાન કરાવે છે. આ સરસ્વતી મંદિરમાં એક લાખ રૂપીઆ જેવી ધરખમ રકમ ખર્ચી કુશાદે મકાન બનાવ્યું છે તેના તેમજ સાર્વજનિક ઉપયોગિતાવાળી તેમના જ તરફથી ચાલતી સંસ્થાઓ—કન્યાશાળા તથા ઔષધશાળાના કાયમના નીભાવ

માટે બેથી અઢી લાખ જેવી નાદર રકમનું ટ્રસ્ટ કર્યું છે જેના વ્યાજમાંથી જ આ ખાતાઓ ચાલી રહ્યા છે તેવા સુભાગી ધર્મવીર અમારા સખી હિંદુભાઇની સમયાનુકૂળની સખાવતનું સ્મરણ કરાવે છે તેમના આવા સુકાર્ય ધન્યવાદને પાત્ર છે. અમારા અત્રે બિરાજતા અન્ય સુખી ભાઇઓને આવા સાર્વજનિક કાર્યમાં એમના પગલે ચાલવા પ્રાર્થીએ છીએ કે તેમના પૂર્વના પુણ્યપ્રભાવે પ્રાપ્ત કરેલ પોતાની પુંજીનો પરોપકારી કાર્યમાં સદ્વ્યય કરે.

આ માનપત્ર દ્વારા અમારા કાર્યની અતિશયોક્તિવાળી થઇ રહેલ પ્રશંસા, અમારા અત્રેના ભાઇઓની અમારા પ્રત્યેની મમતા અને માયા છે, પણ અમારે કહેવું જોઇએ કે નરદેહ ધારણ કર્યા પછી મનુષ્ય માથે જે જે ફરજો અદા કરવાની છે તેમાંથી આપ માનતા હો તો થોડા ઘણા અંશે તે ફરજ બજાવવા સિવાય વિશેષ અમે કાંઇ કર્યું નથી; છતાં આપની આવી શુભ લાગણી અને મમતા માટે આ સ્થળે આભાર માનીએ છીએ; અને આપને નમ્ર ભાવે વિનવીએ છીએ કે ધર્મ એ જ મનુષ્ય જીવનના સાફલ્યની કુંચી છે; તેથી ધર્મ કરવામાં અને તે કરનારને ઉત્તેજન આપવામાં પછાત રહેશો નહીં.

છેવટે આપ દીવબંદરનિવાસી અમારા જૈન ભાઇઓ તેમજ હિંદુભાઇઓના તેમણે કરેલ સત્કાર અને સન્માન માટે, તેમજ અત્રેની નામદાર પોર્ટુગીઝ સરકારે અમારા સંઘને આપેલ સગવડતા માટે તેમનો આભાર આ જાહેર મેલાવડામાં પ્રદર્શિત કરી અમારું બોલવું સમાપ્ત કરીએ છીએ.

## દીવબંદર અને સંઘપતિને માનપત્ર.

ઉપર જણાવી ગયા પ્રમાણે તા. ૨૦-૧-૩૮ ના દિવસે **દીવબંદરનાં** પ્રાચીન જિનમંદિરોના દર્શનાર્થે ખાડીથી એક માઇલ લગભગ દૂર માંડવી પાસે સંઘનો કેમ્પ નાખવામાં આવ્યો હતો. સંઘના કેમ્પથી માઇલ દૂર ચાલીને જવાનું હોવાથી, તેમજ ત્યારબાદ નાવડામાં બેસી ખાડી ઉતરી સામે પાર જઇ દીવ શહેરમાં દાખલ થવાનું હોઇ પૂજ્ય મુનિવર્ગ, સાધ્વીજીઓ તથા યાત્રિકો આજે શીઘ્ર સંઘના કેમ્પમાં પહોંચી ગયા અને પ્રાતવિધિથી પરવારી તુર્ત જ દીવ તરફ રવાના થયા હતા. આ બાજુના કાંઠે **ઘોઘલા** અને સામે કાંઠે દીવ એ પ્રમાણે ગામો આવેલા છે, ઘોઘલામાં શ્વે. મૂ. ભાઇઓની વસતિ બીલકુલ ન હતી, છતાં સ્થાનકવાસી ભાઇઓએ ચ્હા પાણી વિગેરેથી યાત્રિક વર્ગનું ખૂબ સ્વાગત કર્યું હતું. યાત્રિકોને વિશ્રાંતિ માટે સ્થાનકવાસીના બન્ને વિશાળ ઉપાશ્રયો ખુલ્લા મૂકી દીધા હતા. ખાડી ઉતરવા માટે સંઘપતિ તરફથી અગાઉથી જ થયેલા બંદોબસ્ત પ્રમાણે પાંચ સાત મોટી હોડીઓ એક સાથે એક એક હોડીમાં પચીશ-ત્રીશ ભાઇઓને પાંચ મિનિટમાં જ પાર ઉતારી દેતી હતી. યાત્રિકોને પણ આજે હોડીમાં સ્હેલ કરવા માટે ઘણો આનંદ આવ્યો હતો. એક બાજુ વિશાલ સમુદ્ર, એક બાજુ લાંબી ખાડી, બીજી બન્ને બાજુ શહેરની ઇમારતો તથા દરિયામાં થોડે દૂર દેખાતી ફીરંગી જેલ વિગેરેથી યાત્રિકોને એ દશ્ય ઘણું રળીયામણું લાગતું હતું. દરિયાકાંઠે યાત્રિકોની સહીસલામતી માટે ફીરંગી પોલિસ હાજર હતી, દીવની સમગ્ર પ્રજા પણ આ વિશાળ સંઘ અને સંઘપતિને નીરખવા માટે રાહ જોઇ રહી હતી. સંઘપતિ શેઠ શ્રીમાન્ પોપટભાઇ તથા સંઘપતિ શેઠ ચુનીભાઇ સપરિવાર આવી પહોંચતાં ફીરંગી બેન્ડ, પોલિસપાર્ટી વિગેરે સરંજામથી સંઘનું સુંદર સ્વાગત કરવામાં આવ્યું હતું, સામૈયામાં સાજનના મોખરે પૂ. આગમોધ્ધારક આચાર્ય મહારાજ **શ્રીમાન્ સાગરાનન્દસૂરીશ્વરજી** મહારાજ સપરિવાર શોભી રહ્યા હતા, ખાડી ન ઉતરવાના કારણે પૂ. શાસનસમ્રાટ્ નેમિસૂરીશ્વરજી

મહારાજ તો માંડવી પાસે સંઘના કેમ્પમાં રહ્યા હતા જ્યારે પૂ. આ. શ્રી વિજયમોહનસૂરિજી આદિ નાથલથી સીધા અજાહરા મુકામે જ પહોંચી ગયા હતા. દીવના સંઘ તરફથી યાત્રિકોને ન્હા-પાણી ઉપરાંત સંઘપતિને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. સંઘપતિ તરફથી પણ તીર્થખાતે સારી રકમ અર્પણ કરવામાં આવી હતી. યાત્રિકો પૂજાભક્તિ-સ્નાત્ર-મહોત્સવ અંગ રચનાના શુભ કાર્યમાં જોડાયા હતા. **શ્રી નવલખા પાર્શ્વનાથજી** મહારાજની ચમત્કારી દિવ્ય મૂર્ત્તિના દર્શનથી સર્વકોઈને ઘણો જ ઉલ્લાસ થતો હતો. ચંદ્રપ્રભાસ-પ્રભાસપાટણ છોડ્યા બાદ સ્થાનિક જિનમંદિર અને તેમાં પણ તીર્થના દર્શનથી યાત્રિકોનો હર્ષ આજે હૃદયમાં સમાતો ન હતો. પૂજા-ભક્તિ આદિ કાર્યોથી જેમ જેમ યાત્રિકો પરવારતા ગયા તેમ તેમ દીવમાં જોવા લાયક સ્થળો જોઈને તુર્ત્તજ ખાડીકાંઠે આવી, હોડકામાં બેસી, સામે પાર ઉતરી પાછા માંડવી પાસે સંઘના કેમ્પમાં સહુ કોઇ આવી જતા. સાંજે પાંચ વાગ્યા સુધીમાં તો સર્વ યાત્રિકો ઘણી જ શાંતથી સંઘના કેમ્પમા આવી પહોંચ્યા અને અમદાવાદાનવાસી **પટવા બાલાભાઇ મગનલાલ** તરફથી કરવામાં આવેલ નવકારશીના જમણને સર્વ યાત્રિકોએ ઇન્સાફ આપ્યો હતો. જે દીવબંદરમાં જગદ્ગુરુ **શ્રી વિજયહીરસૂરીશ્વરજી** મહારાજના સમયમાં દરચતુર્દશીએ પાંચ સો પાંચ સો પૌષધ થતા હોવાનું કહેવાય છે, જ્યાંની જૈન પ્રજાએ પ્રભુભક્તિને અંગે પ્રભુ માટે નવ લાખની કિંમતનો મુગટ તથા આંગી બનાવેલ અને જ્યાં સંખ્યાબંધ જૈન વિશાલ દેરાસરોને અંગે જૈનોની અપૂર્વ જાહોજલાલી હતી ત્યાં આજે જૈનોના ફક્ત એક અથવા બે જ ઘરો છે તે પણ સમયની બલિહારીજને! અહિં કપોળની વસતિ મોટા પ્રમાણમાં છે. તે પ્રજા ઘણી ભદ્રિક અને ધર્મરુચિવાળી છે એટલું જ નહિં પરંતુ બબે ત્રણ પેઢી અગાઉ અમારા પૂર્વજો જૈન હતા તેમ આજે પણ પોતાના જૂના ચોપડાઓ ઉપરથી એ પ્રજા કબૂલ કરે છે. આ પ્રજાને જૈન ધર્મના તત્ત્વો સમજાવવા સદ્‌ગુરૂદેવો કમર કસે તો ભવિષ્યમાં ઘણો લાભ થવા સંભવ છે.

**સંઘની શ્રી અજાહરા તીર્થમાં પધરામણી, માર્ગમાં આવેલું દેલવાડા.**

માંડવી-દીવથી ઉપડેલો સંઘ તા. ૨૧-૧-૩૨ ના દિવસે **શ્રી અજાહરા** તીર્થની યાત્રાર્થે જતાં માર્ગમાં આવતા **દેલવાડામાં ચિંતામણિ પાર્શ્વનાથજી** મહારાજના દેરાસરમાં દર્શન-પૂજા-ચૈત્યવંદનાદિ ભક્તિ કરી લગભગ બાર વાગે ઉના પંચતીર્થીમાં મુખ્ય તીર્થ ગણાતા **અજાહરા** ગામે આવી પહોંચ્યો હતો. પંચતીર્થ કારખાના તરફથી સામૈયું થતાં યાત્રિકવર્ગ તથા ગામનો સમગ્ર વર્ગ તેમાં જોડાયો હતો. માર્ગમા આવતા દેલવાડામાં સંઘપતિ તરફથી આંગી રચાવવામાં આવી હતી. આ દેલવાડામાં એક પણ જૈનનું ઘર નથી. બધી ય સારસંભાલ ઉનાવાળા રાખે છે. છેલ્લા કેટલાક વર્ષોથી જીર્ણોદ્ધારનું કામ થયા બાદ દેરાસર ઉપાશ્રય વિગેરે સારી સ્થિતિમાં છે. અહીંની કુલ વસતી લગભગ ચાર હજાર જેટલી છે. એક બાજુ નવા બંદર તેમજ બીજી બાજુ રેલ્વેનું સાધન થતાં વેપાર ઉદ્યોગ અહીં વધુ પ્રમાણમાં જણાય છે. અહિં આજુબાજુમાં હિંદુ વર્ગના અમુક અમુક સુપ્રસિધ્ધ તીર્થો છે તેથી યાત્રા નિમિત્તે મોટી સંખ્યામાં લોકો આવે છે. **શ્રી અજાહરાનો** ભૂતપૂર્વ જાહોજલાલીભર્યો ઇતિહાસ આગલા પ્રકરણમાં કાંઈક વિસ્તારથી વર્ણવાઇ ગયો છે એટલે પુનઃ વર્ણન કરી પિષ્ટપેષણ કરવાની ચાહના થતી નથી, તો પણ આ ગામ એક તદ્દન નાનું બુજ વસ્તીવાળું છે અને ગામના છેડે મહા-ચમત્કારી **શ્રી અજાહરા પાર્શ્વનાથજી** મહારાજનું શિખરબંધી દેરાસર આવેલ છે. સંઘ

જામનગરથી નીકળ્યા બાદ શ્રી રૈવતગિરિ મહાતીર્થાદિ અનેક પવિત્ર સ્થળોના દર્શન કરતો કરતો આવ્યો હતો, પરંતુ એ દિવ્ય તેજોમયી અજાહરા પાર્શ્વ પ્રભુની મૂર્તિના દર્શનથી યાત્રિકોને જે આનંદ, શાંતિ અને મુખ ઉપર પ્રસન્નતા જોવાતી હતી તે અવર્ણનીય હતી. કોઇ કોઇ સ્થળો જ કુદરતી એવા રમણીય હોય છે અને આત્માને દિવ્ય શાંતિનો અનુભવ કરાવનારા હોય છે કે યાત્રિકાદિ વર્ગને તે સ્થળેથી ખસવાનું મન થતું નથી. તે પ્રમાણે અહિં પણ જિન-મંદિરમાં દાખલ થયા બાદ કલાકોના કલાકો પ્રભુની સન્મુખ ધ્યાનસ્થ દશામાં ચાલ્યા જાય છતાં કેટલો સમય પસાર થયો તે જણાતું નથી. આવી અલૌકિક એકાન્ત શાંતિ પ્રાયઃ અન્યત્ર ઓછી જોવાય છે, આજે તો સંઘની પધરામણી થતાં આ તીર્થસ્થળ પુનઃ પૂર્વની સમૃધ્ધિમય દશાને યાદ કરાવતું હતું, સેંકડો યાત્રિકો વિધવિધ પ્રકારની પૂજા સામગ્રી સાથે પ્રભુભક્તિમાં જોડાઇ ગયા હતા. વેરાવળ પાટણનો મોટો જૈનવર્ગ તેમજ આખું ય ઉના અહીં આવી પહોંચ્યું હતું અને મોટા શહેર જેવો દેખાવ થયો હતો. બપોરે દેરાસર બહાર વિશાળ ચોકમાં **સ્નાત્ર મહોત્સવ** ઉજવાતાં કોઇ અજબ ઠાઠ જામ્યો હતો. **પૂ. મોહનસૂરિજી** મહારાજાદિ મુનિવર્ગે હાજરી આપી હતી. મોહનભાઇ વિગેરે ગવૈયાઓ હંમેશ કરતાં આજે ખૂબ ભકિત-લયલીન બન્યા હતા. અષ્ટપ્રકારી પૂજાઓની ઉછામણી થતાં લગભગ આઠસોથી હજાર રૂપીઆની ઉપજ થઇ હતી. પ્રભુજીને નવરંગી આંગી બનાવવામાં આવી હતી અને સંઘપતિ તરફથી પ્રભુના કંઠમાં મોટી કીંમતનો સુંદર **હીરાનો હાર** અર્પણ કરવામાં આવ્યો હતો. પ્રભુભક્તિનો આખો ય પ્રસંગ દેખનારને એટલો આત્મિક આનંદ આપતો હતો કે અનુમોદનના પ્રતાપે કંઇક જીવો બોધિબીજાદિ સામગ્રી પામી જતા હોય તેમ જણાતું હતું. સાંજે ભાવનામાં પણ તેવો જ ઠાઠ જામતાં આખું ય દેરાસર અને બાહ્ય મંડપ પ્રક્ષકોથી ખીચોખીચ ભરાઇ ગયો હતો. આજે વેરાવળવાલા ***શેઠ માણેકચંદ હરખચંદ રૂપચંદ** તરફથી નવકારશી કરવામાં આવી હતી.

ઉન્નતપુરમાં શ્રી સંઘનું દબદબાભર્યું સામૈયું.

તા. ૨૨ અને ૨૩ એટલે કે પોષ વદ સાતમ તથા આઠમ એ બન્ને દિવસે સંઘનો કેમ્પ ઉના મુકામે રાખવાનું નક્કી થયું હતું, તે પ્રમાણે તા. ૨૨ મીએ સંઘનો કેમ્પ અજાહરા તીર્થથી ઉના તરફ જો કે રવાના થયો તો પણ યાત્રિકોનો મોટો વર્ગ તો અજાહરામાં પ્રભુ-ભક્તિનો લ્હાવો લેવા એક દિવસ વધુ રોકાઇ બીજે દિવસે ઉના પહોચ્યો હતો. ઉનામાં શહેરની પશ્ચિમ દિશા તરફ દીવની સડકની બાજુમાં સ્ટેશન પાસે આવેલા વિશાલ પ્લોટમાં સંઘનો કેમ્પ પણ હંમેશની ગોઠવણી પ્રમાણે તૈયાર કરવામાં આવ્યો હતો. અજાહરાથી ઉના લગભગ એક ગાઉ–બે માઇલ છે. માર્ગમાં મચ્છુંદ્રી નદી આવે છે. એ મચ્છુંદ્રીના કાંઠે જ ઉના શહેર પાદ્યડીપને વસેલ છે અને એ શહેરની દક્ષિણ દિશાએ બરાબર નદીકાંઠે જગદ્ગુરુ **હીરસૂરીશ્વરજી** મહારાજના નામથી ઓળખાતો વિશાળ બગીચો, સંખ્યાબંધ નાળીએરી અને આમ્રવૃક્ષની ઘનઘોર ઘટાથી શોભી રહેલ છે. પરમ યોગીશ્વર સમ્રાટ અકબ્બરપ્રતિબોધક એ જંગમ કલ્પ-

* ત્રણ ચાર વર્ષ અગાઉ પૂ. આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી આ નવકારશી કરનાર સદ્ગૃહસ્થ તરફથી રૂા ૩૫૦૦ જેવી રકમ ભાતાખાતામાં અર્પણ કરવામાં આવતા અહિં કાયમી ભાતુ આપવાની પણ શરૂઆત થઈ છે.

વૃક્ષનું સ્વર્ગગમન ઉનામાં થતાં આ બગીચામાં જ તેમનો અગ્નિસંસ્કાર કરવામાં આવેલ છે, જેનો વધુ ઇતિહાસ આગલા પ્રકરણમાં અપાયેલો હોવાથી અહીં પુનરાવર્તન કરવામાં નથી આવ્યું. એ જગદ્‌ગુરૂ તેમજ ત્યારબાદ અન્ય આચાર્યો કે જેઓનો અગ્નિસંસ્કાર અહીં કરવામાં આવેલ છે તે સર્વેના સ્તૂપો–પાદુકાની દેરીઓના દર્શન કરી કરીને સંઘ પડાવે પહોંચ્યો હતો. યાત્રિકો તેમજ સૂરીશ્વર મહારાજાઓ અને સંઘપતિ–સંઘવણો આવી જતાં ઉનામાં સંઘ તરફથી દબદબાભર્યું સામૈયું કરવામાં આવ્યું હતું. સામૈયામાં ઇન્દ્રધ્વજ, હાથી, મુસ્તફા બેન્ડ, મોટરોની લાઇન, પોલિસપાર્ટી, ઘોડેસ્વારો વિગેરે સંઘના સર્વ સરંજામ ઉપરાંત શહેરમાં મળતી હરકોઇ સામગ્રી હાજર રાખવામાં આવી હતી, આખા ગામને ધ્વજા–વાવટાથી શણગારવામાં આવ્યું હતું. વેરાવળના જરીયાન સ્વાગત બોર્ડો પણ શહેર શણગારમાં ખાસ શોભા આપી રહ્યા હતા. શહેરના દરેક રસ્તે સામૈયું ફરી લગભગ બે કલાકે દેરાસરે આવતાં ચૈત્યવંદનાદિ ધર્મકાર્યો થયાં હતાં. સામૈયામાં હિંદુ મુસ્લીમ અઢારે કોમે ભાગ લીધો હતો. સંઘના દર્શન માટે દરેક રસ્તાઓ મોટી માનવમેદનીથી ખીચોખીચ ભરાઇ ગયા હતા, અહીં પાંચ દેરાસરો એક જ સાથે એક જ કમ્પાઉન્ડમાં આવેલા હોવાથી તેમજ સંઘનો કેમ્પ પણ દેરાસરો પાસે જ હોવાથી સંઘનો યાત્રિકવર્ગ આજે જુદા જુદા દેરાસરોમાં શાંતિપૂર્વક પ્રભુપૂજાદિ ધર્મકાર્યો કરતો જોવાતો હતો. અજાહરા પાર્શ્વ પ્રભુની માફક અહિં ઊનામાં પણ મુખ્ય દેરાસરમાં આવેલાં ભોંયરામાં શ્રી **અમીઝરા પાર્શ્વ**પ્રભુની મૂર્તિ ઘણી ચમત્કારિક કહેવાય છે. મૂર્તિ ઉપર તેજ પણ તેવું અલૌકિક છે. પ્રાચીન પ્રભા દાખવતાં એ મંદિરોની મૂર્ત્તિઓનાં દર્શન કરી જનતાએ ખૂબ આનંદ મેળવ્યો. અહિં અગાઉ ઘણાં મંદિરો હતા. પ્રતિમાઓની સંખ્યા પણ મોટા પ્રમાણમાં હતી. જગદ્‌ગુરૂ **વિજયહીરસૂરિજી** મહારાજા જેવા સમર્થ યોગીશ્વરો સેંકડો સાધુઓના પરિવાર સાથે જ્યાં ચાતુર્માસ કરે ત્યાં કેટલી અસાધારણ સમૃધ્ધિ હોય! એ સહેજે કલ્પનામાં આવી શકે તેવું છે. આજે તો ફક્ત જૈનોના વીશથી પચ્ચીશ લગભગ ઘરો છે, એક જ કમ્પાઉડમાં પાંચ દેરાસરો છે અને પ્રતિમાજીની મોટી સંખ્યા છે. જો કે અહીંથી ઘણા સ્થળોએ પ્રતિમાજી આપવામાં આવ્યા છે તો પણ હજુ મોટો પરિવાર છે. વસતિના પ્રમાણમાં પરિવાર વધુ ગણાય પરંતુ તીર્થની મહત્તા અને પ્રાચીનતા માટે એટલો પરિવાર હોવો આવશ્યક પણ છે. એકંદર ઉનામાં લગભગ સાડાછ હજાર માણસની વસતી છે. શહેર પાધડીપને વસેલું છે. જુમામસીદ વગેરે કેટલાંક સ્થળો જોવા લાયક છે. હાઇસ્કુલ, કચેરી દવાખાનું, વિગેરે લોકોપયોગી સ્થાનો છે. જૂનાગઢ રાજ્યના અનેક મહાલોમાં ઉના પણ એક મોટો મહાલ છે.

ઉનામાં બીજે દિવસ, વ્યાખ્યાન, માનપત્ર અને સ્નાત્ર મહોત્સવ.

**બીજે** દિવસે વ્યાખ્યાન, સંઘપતિને માનપત્ર, સ્નાત્ર મહોત્સવ વિગેરે કાર્યક્રમો યોજવામાં આવ્યા હતા. સમર્થ વ્યાખ્યાનકાર આચાર્ય શ્રી **વિજયમોહનસૂરીશ્વરજી** એ સવારમાં નવ વાગતાં સુંદર પ્રવચન આપ્યું હતું તે પ્રસંગે શ્રોતાઓના વિશાલ સમુદાય ઉપરાંત અધિકારી વર્ગ તેમજ જૈનેતર શ્રીમંત વર્ગની હાજરી ખાસ તરી આવતી હતી. વ્યાખ્યાન પૂર્ણ થયા બાદ અમલદાર વર્ગે શાસનસમ્રાટ્ **પૂ. નેમિસૂરીશ્વરજી** મહારાજ તથા આગમોદ્ધારક આચાર્યશ્રી **સાગરાનંદસૂરીશ્વરજી** મહરાજની મુલાકાત લીધી હતી, દરમ્યાન ધર્મચર્ચાના વિષયમાં આચાર્યદેવોએ ખૂબ ઊંડાણમાં ઉતરી જૈન ધર્મના સિદ્ધાંતો માટે આ શ્રોતા-

ઓના દિલમાં ભારે માન ઉત્પન્ન કર્યું હતું. ત્યારબાદ **સ્નાત્રમહોત્સવ** ઉજવવામાં આવ્યો હતો. સેંકડો ભાઇઓ બ્હેનોએ એમાં ભાગ લઇને પ્રભુભકિતનો લાભ ઉપાર્જન કર્યો હતો. અષ્ટપ્રકારી પૂજામાં ઉછામણી પણ સારા પ્રમાણમાં થઇ હતી. દરેક દેરાસરોમાં અતિશય સુંદર આંગી તથા રોશની કરવામાં આવી હતી. સંઘપતિ જ્યાં જતા ત્યાં પ્રાયઃ પ્રભુભક્તિમાં જરાપણ ઊણપ આવવા દેતા નહિં, બલકે અધિક અધિક પરમાત્માની ભકિતમાં જોડાતા હતા. સાંજે ચાર વાગે સંઘના કેમ્પમાં ખાસ ઊભા કરેલા સમીયાણામાં વહીવટદારસાહેબના પ્રમુખપણા નીચે ઉના મહાજન તરફથી સંઘપતિને **માનપત્ર** અર્પણ કરવાનો મેળાવડો યોજવામાં આવ્યો હતો, જે પ્રસંગે પ્રત્યેક કોમના આગેવાનો, અધિકારીઓ ઉપરાંત વિશાલ માનવસમુદાયે હાજરી આપી હતી. પ્રારંભમાં બાળકોએ કરેલ પ્રભુસ્તુતિ બાદ જુદા જુદા વકતાઓએ સંઘપતિનો પરિચય આપવા સાથે આવા પાદવિહારી સંઘથી થતા લાભો વર્ણવી બતાવ્યા હતા. અનુક્રમે ચાંદીના મનમોહક કાસ્કેટમાં પ્રમુખશ્રીના સુહસ્તે સંઘપતિને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. સંઘપતિ તરફથી સંઘના સેક્રેટરી શ્રીયુત ત્ર્યંબકલાલભાઇએ માનપત્રનો જવાબ વાંચ્યા બાદ જુદા જુદા ખાતાઓમાં મળી રૂા. ૫૦૦ ની સખાવત જાહેર કરી હતી. જે ઉનાના નાનાકડા સંઘે સંઘના સ્વાગત માટે રાત્રિદિવસ પરિશ્રમ સેવ્યો હતો, વસતિ અલ્પ છતાં સંઘ ભકિતની બુદ્ધિથી નવકારસીનું જમણ આપ્યું હતું અને જે ઉનાના વીશ ઘરના સંઘે પોતાના તેમજ બહાર ગામથી મેળવેલા પૈસાદ્વારા પંચતીર્થને રીતસર જાહોજલાલીમાં મૂકેલ અને જેના નિભાવ માટે તેમજ ધર્મશાલા વિગેરે માટે જ્યાં વધુ આર્થિક મદદની જરૂર જણાતી હતી, ઉનાનો સંઘ પણ જે સંઘપતિ તરફથી સારી રકમ તીર્થ ખાતે મળવાના સ્વપ્ના સેવી રહ્યો હતો ત્યાં ૫૦૦) જેવડી રકમની સખાવત એ ઘણી જ ઓછી સખાવત લાગતી હતી. સામાન્ય રીતે વેરાવલ, માંગરોલ, પ્રભાસ–પાટણ વિગેરે લક્ષ્મીથી ભરેલા શહેરોમાં તેમજ કલાકની મુલાકાત દરમ્યાન જેતપર અને છત્રાશા જેવા ગામોમાં સંઘપતિએ જે ઔદાર્ય પ્રદર્શિત કર્યું હતું તે ઔદાર્યમાં આજે ઉદાર અને દાનવીર ગણાતા સંઘપતિમાં પણ કયાંથી ઊણપ આવી ગઇ એ એક વિચારણીય વિષય થઇ પડયો હતો. પ્રાંતે "જૈનં જયતિ શાસનમ્" ના ગગનભેદી અવાજો સાથે મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો. પૂ. નેમિસૂરીશ્વરજી મહારાજ બે દિવસના મુકામ દરમ્યાન જે ઠેકાણે જગદ્ગુરૂનો સ્વર્ગવાસ થયો હતો, જ્યાં અમુક વખત સુધી વખતોવખત જુદા જુદા ચમત્કાર દેખાતા હતા તે ઉપાશ્રયમાં રહ્યા હતા, અને સ્થાનિક સંઘને વિવિધ લાભો આપ્યા હતા. પહેલા દિવસે ઉનાવાલા **શેઠ ધરમશી લીલાધર** તરફથી અને બીજે દિવસે **વોરા ધારશીભાઇ દેવરાજ**ના નામે સંઘપતિ તરફથી નવકારશીઓ કરવામાં આવી હતી. **કુંડલાનું** મહાજન સંઘને પોતાને ત્યાં પધારવાની વિનંતિ કરવા માટે અહિં આવી પહોંચ્યું હતું, પણ દિવસો વધી જતા હોવાથી અને મહુવાના દર્શનાર્થે જવાનું પ્રથમથી નક્કી થયેલ હોવાથી કુંડલાવાળાની નવકારશી રાજુલા મુકામે કરવાની માગણીનો સંઘપતિએ સહર્ષ સ્વીકાર કયો હતો. એકંદર ઉના અજાહરા પંચતીર્થના દર્શનથી યાત્રિકોને અને સંઘની પધરામણીથી ત્યાંની પ્રજાને અનેક પ્રકારના લાભો થયા હતા. આમ પંચતીર્થની હદમાં જુદા જુદા સ્થળોએ ચાર દિવસ રહી તા. ૨૪–૧–૩૮ ના દિવસે જામનગર જૈન યાત્રિક સંઘે મહુવા નગર તરફ જયનાદ સાથે કૂચ શરૂ કરી હતી, જે વખતે ઉનાની સ્થાનિક પ્રજા આવા ધાર્મિક સંઘના વિયોગને અંગે શોકાતુર ચ્હેરે વિદાયગીરી આપી રહી હતી.

श्री पार्श्वनाथाय नमः

તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિ, રૈવતગિરિ, વિગેરે સૌરાષ્ટ્રના મહાતીર્થોની યાત્રાર્થે નીકળેલા

# શ્રી સંઘપતિને અભિનંદન પત્રિકા

मंगलं भगवान् वीरो, मंगलं गौतम प्रभुः ।
मंगलं स्थूलभद्राद्या जैनो धर्मोऽस्तु मंगलम् ॥ १ ॥

## સદ્‌ગુણાલંકૃત, ધર્મારાધક, દાનવીર, મહાપુન્યશાળી, શ્રી જામનગર નિવાસી સંઘપતિ

## શેઠ પોપટલાલ ધારસીભાઇ તથા
## શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારસીભાઇ

આપ બંને સંઘપતિઓ શ્રી બાલબ્રહ્મચારી શાસનપ્રભાવક સૂરિસમ્રાટ આચાર્ય **શ્રી વિજયનેમિસૂરીશ્વરજી**, આગમોદ્ધારક આચાર્ય **શ્રી સાગરાનંદસૂરિજી** તથા આચાર્ય **શ્રી વિજયમોહનસૂરિજી** આદિ અનેક પૂજ્ય મુનિવરો-સાધ્વીજીઓ તથા સેંકડો યાત્રિકો સાથે સૌરાષ્ટ્રના પુનિત જૈન તીર્થોની યાત્રા નિમિત્તે શ્રી જામનગરથી પ્રયાણ કરી, જૂનાગઢ શ્રી રૈવતગિરિની યાત્રા કરી, શ્રી અજારા પાર્શ્વનાથજીના અતિ પ્રાચીન અને ભવ્ય તીર્થની યાત્રાર્થે અત્રે પધાર્યાં છો અને અત્રેથી શ્રી મધુપુરી (મહુવા), તાલધ્વજગિરિ, કદંબગિરિ શ્રી શત્રુંજયગિરિની યાત્રા કરવાના છો તે જાણી અમોને અતિશય હર્ષ થાય છે.

આ માંગલિક પ્રસંગે આપશ્રી સંઘપતિનું અમારા અત્રેના મહાજન તરફથી આ માનપત્ર રૂપે આજે સ્વાગત કરતાં અમારાં હૃદયો અનેરો આહ્‌લાદ અનુભવે છે અને ઉલ્લાસથી ઉભરાય છે.

આપશ્રીની શ્રી સંઘ સહિતની અત્રેની પધરામણીનો માંગલિક દિવસ અમારા આ ઉન્નતપુર( ઉના )ના પ્રાચીન શહેરના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાઈ રહેશે.

આપશ્રીએ અહીં પધારી છ "રી" પાળતા શ્રી ચતુર્વિધ સંઘના દર્શન અને સેવાનો અમોને જે અલભ્ય લાભ આપ્યો છે તે માટે આપશ્રીના અમો ઋણી છીએ.

શ્રી સંઘના પ્રવાસમાં યાત્રિકોના મોટા સમુદાયની દરેક પ્રકારની સગવડ ગમે

તેટલા પૈસાના ખર્ચે સાચવવામાં, સાધુ-સાધ્વીઓની પૂરેપૂરી વૈયાવચ્ચ કરવામાં, પૂજા અને દર્શન માટે ચાંદીના સમવસરણને સાથે રાખી પ્રભુભક્તિનું સાધન પૂરું પાડવામાં અને રસ્તામાં આવતા સ્થળોએ યોગ્ય ક્ષેત્રોમાં ઉદારતાથી મદદ કરવામાં લક્ષ્મીના સદ્દવ્યયનો જે ઉચ્ચ આદર્શ જનતા સમક્ષ આપ રજૂ કરી રહ્યા છો અને ધર્મનો જે ઉદ્યોત કરી રહ્યા છો તે ખરેખર મહાન્ અભિનંદન અને અનુમોદનાને પાત્ર છે. ધર્મની શિથિલતાના આ યુગમાં આપશ્રી આવાં ધર્મકાર્યો કરી ધાર્મિક જીવનનું અનુકરણીય દૃષ્ટાંત સમાજને પુરું પાડી રહ્યા છો તે ઘણું જ પ્રશંસનીય છે.

આપશ્રીની સખાવતો જૈન તેમજ ઇતર જનતામાં મશહૂર છે. આપે જામનગરમાં રૂપીયા વીશ હજારના ખર્ચે વર્ધમાન તપ આયંબિલ ખાતાની સ્થાપના કરી, રૂપીયા ત્રીશ હજારના ખર્ચે ભોજનાલય બંધાવ્યું, શ્રી દેવબાગ નામે ઉપાશ્રય અને જૈન વિદ્યાર્થી ભુવન મોટી રકમના ખર્ચે બંધાવી આપ્યાં વિગેરે આપની દાનશ્રેણી જાણી, આપશ્રી જેવા દાનેશ્વરી માટે અમોને અપૂર્વ ગર્વ પેદા થાય છે.

આ યુગમાં ક્ષય જેવા ભયંકર દર્દના દર્દીઓની રાહત માટે જામનગરમાં સેનીટેરીયમ બંધાવવામાં રૂપીયા પચાશ હજાર જેવી મહાન્ રકમ વાપરીને ગરીબોના આશીર્વાદ લઈ રહ્યા છો તે આપની જનસેવાવૃત્તિ માટે અમો આપની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે.

આવી અનેક ઉદાર સખાવતોથી ભરપૂર આપના જીવનના કીર્તિ-મંદિરને આ સંઘ કાઢીને આપે સુવર્ણ કળશ ચડાવ્યો છે તે માટે અમો આપને ખરા હૃદયની મુબારકબાદી આપીએ છીએ. આપના આ લોકોત્તર કલ્યાણકારી કાર્ય માટે અમારાં આપને અંતઃકરણનાં અભિનંદન છે.

આપશ્રી મહકુટુંબ શ્રી સંઘ સાથે આરોગ્યતા અને સુખશાંતિથી આ મહાન્ પુણ્ય પ્રવાસ નિર્વિઘ્ને પૂર્ણ કરો, ધર્મના, સમાજસેવાના અને લોકોપયોગી અનેક સત્કાર્યો કરતા રહો તેવી ભાવના સાથે પરમ કૃપાળુ પરમાત્મા આપને દીર્ઘાયુષ્ય બક્ષે તેવી પ્રાર્થના કરી વિરમીએ છીએ.

શ્રી ઉન્નતપુર ઉર્ફે ઉના. સં. ૧૯૯૪ ના પોશ વદ ૮, તા. ૨૩-૧-૧૯૩૮

લી૦ અમો છીએ આપના સ્નેહાભિલાષી—

| | |
|---|---|
| શેઠ જાદવરાય મોતીચંદ | દોશી માણેકચંદ ધારશી |
| શેઠ હરિભાઈ નારણદાસ | દોશી નાનજી હેમચંદ |
| ગાંધી માણેકચંદ માધવજી | વાસા અભેચંદ હેમચંદ |
| શા. કમળશી મુલજી | શા. ભગવાન દેવચંદ |
| પારેખ નાથાલાલ દયાળદાસ | વકીલ છોટાલાલ હરખચંદ |

# ઉનાના જૈન સંઘ તરફથી અપાયેલા માનપત્રનો સંઘપતિ તરફનો જવાબ

**સભાપતિ મહોદય, ઉનાના અમારા સ્વધર્મી બંધુઓ અને બ્હેનો,**
**જુનાગઢ રાજ્યના અત્રે પધારેલા રાજ્યાધિકારીઓ અને અન્ય ગૃહસ્થો,**

હજુ કાલ જ કહીએ તો કાંઇ ખોટું નથી-પંચતીર્થી નામે પ્રખ્યાતિને પામેલ પ્રદેશના શ્રી દીવ, દેલવાડા અને શ્રી અજાહરાના પવિત્ર ધામો અને તેની આસપાસની સૃષ્ટિસૌન્દર્યતાનું નિરીક્ષણ કરતાં કરતાં અને તેમાં બિરાજમાન પ્રભુજીની સેવાપૂજાનો યથાશક્તિ લાભ લેતાં લેતાં અત્રે આવીએ છીએ છતાં તે પવિત્ર તીર્થક્ષેત્રોમાં સ્થાપિત થયેલ પ્રભુની અદ્‌ભૂત, અલૌકિક, મનોરંજક, ચમત્કારી પ્રતિમાજીનું દર્શન અમારા હૃદયસ્થાનમાં એવુ તો સજ્જડ નિવાસ કરી રહેલ છે કે તેના ફરી ફરી દર્શન કરવાની પિપાસા વધતી જ જાય છે. કારણ દીવ બંદરે શ્રી નવલખા પાર્શ્વનાથજી, દેલાવાડા મુકામે શ્રી ચિંતામણી પાર્શ્વનાથજી અને અજાહરામાં સાડા નવસેંહ વર્ષ પૂર્વેનો પુરાણો ઘંટ, કોઇ પણ સમયે ન કરમાય તેવી દૈવી વનસ્પતિ અને તે જ ગામે બિરાજતાં શ્રી અજાહરા પાર્શ્વનાથજી પ્રભુની મૂર્તિ વિગેરે અમારા મનને આકર્ષી રહ્યુ છે, તેવા પ્રસંગે ઉના ગામમાં અમારૂં આગમન અમારા આનંદમાં વૃદ્ધિ કરે છે.

ઉના ઊર્ફે ઉન્નતપુર ઘણો જ પ્રાચીન અને મશહૂર પ્રદેશ છે. તેની પ્રાચીનતા, તેમાં આવેલ પાચ ભવ્ય ચમત્કારી જિનાલયો અને તેની અંદરના વિશાળ ભોંયરાઓ સાબિત કરે છે. આ સુશોભિત દેવમંદિરો અને તેમાં વિરાજીત થયેલ બીજા પ્રભુજીની પ્રતિમાઓ સાથે શ્રી અમીઝરા પાર્શ્વનાથજીની પ્રતિમાના દર્શનથી અમો કૃતકૃત્ય થયા છીએ, અને શ્રી ચતુર્વિધ સંઘ સાથે દર્શન કરવાની અમોને મળેલ તકને લઇ અમો અમારા પર ઉતરેલ પ્રભુકૃપા માટે અમારાં અહોભાગ્ય માનીએ છીએ.

આ અમીઝરા પાર્શ્વનાથજીની પ્રતિમાજીના મુખમાંથી હમણા સુધી અમી ઝરતી હતી જે આપણા અત્રે નિવાસ કરતાં જૈન ભાઇઓમાના કેટલાક વયોવૃદ્ધ ભાઇઓએ જોયેલ છે અને તે જ પ્રભુજી પર છત્ર ધરી જીવતો સજીવ હલનચલન કરતા ધરણેન્દ્ર સર્પના દર્શન પણ કર્યાં છે તે વાત અમારા કાન પર આવતાં તે પ્રભુજીના દર્શનનો અમૂલ્ય લાભ લેવા માટે અમોને પ્રેરણા કરનાર અમારા ગુરુદેવોને અમારા હજારો વંદન હો.

અમો અમારી જિંદગીનો આ ધન્ય દિવસ ગણીએ છીએ. એ એટલા માટે કે શ્રી મહાવીરના પ્રરૂપેલા ધર્મનો ઉદ્યોત જગાડનાર, મોગલ શહેનશાહ મહાન અકબર જે પોતાની તંદુરસ્તી ખાતર હરહમેશ હજારો ચકલાની જીભનો આહાર કરતો તેવા મુસ્લીમ ધર્માનુરાગી, માંસાહારી પાદશાહને બોધ આપી, તેના પર જૈન ધર્મની સચોટ છાપ પાડી, તેને બુઝવી, જૈન ધર્મના તીર્થોની પવિત્રતા સાચવનાર અને જૈનો પરના ઘણા જ કરવેરા માફ કરાવનાર તે પરમ ઉપકારી, જગદ્‌ગુરુવર્ય

બિરૂદ ધરાવનાર જગત્ વંદનીય, શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજ અને તેમની પાટે થઇ ગયેલ પરમપૂજ્ય શ્રીશાંતિચંદ્ર ઉપાધ્યાયજી, મહાતપનું આરાધન કરી તપાનું બિરૂદધારક શ્રીવિજયદેવસૂરીશ્વરજી મહારાજ તથા શ્રી વિજયપ્રભુસૂરીશ્વરજી મહારાજ વિગેરે જેમણે જૈન ધર્મ પ્રવર્તાવ્યો છે એટલું જ નહીં પણ અન્ય દર્શનીઓની મહાન વ્યક્તિઓને બુઝવી છે તેવા જૈન ધર્મશિરોમણી આચાર્યદેવોના અસ્થિને સંઘરવાનું ગૌરવ ધરાવનાર આ સ્વર્ગભૂમિ છે તેને અમારા હજારો પ્રણામ હો!

ધર્મ ઉન્નતિ અર્થે જેઓ પોતાના દેહની પણ દરકાર કરતા નથી તેવા મહાપુરુષોનાં સ્વર્ગભૂમિમાં વસવાને ભાગ્યશાળી થયેલ અમારા જૈન બંધુઓનો મેળાપ એ અમારા પર પરમાત્માની પૂર્ણ કૃપાની નિશાની ગણીએ છીએ.

અમારા ઉના ગામના જૈન ભાઇઓએ હજારો અન્ય દર્શની ભાઇઓની મેદની વચ્ચે ગઇ કાલે જ અમારા કરેલ ભાવભીના સ્વાગતનાં સ્મરણો તાજાં છે. તેમાં અમારા સત્કાર અર્થે યોજેલા મોટા સમૂહના આ ભવ્ય મેલાવડામાં સુંદર નકસીવાળા ચાંદીના કાસકેટમાં અમોને એનાયત કરેલ માનપત્ર તે ભાઇઓની અમારા પ્રત્યેની પ્રીતિ, મમતા અને શુભ લાગણીનું ભાન કરાવે છે. અને તેમની તેવી લાગણી અને અમારા પ્રત્યેના અનુગ્રહ માટે અમો આ સ્થળે આભાર પ્રદર્શિત કરીએ છીએ.

આ માનપત્રમાં અમારા કાર્યનું વર્ણન ભરેલું બ્યાન કરી અમારી પ્રશંસા કરેલી છે તે અતિશયોક્તિ છે. દરેક મનુષ્યે પોતાના માથે રહેલી ફરજ અદા કરવી તે તેનું કર્તવ્ય છે અને તે મુજબ અમોએ અમારા કર્તવ્ય સિવાય વિશેષ કાંઇ કરેલ નથી, છતાં આપના માયાળુભરેલા અમારા માટેના સખુનો માટે આપના આભારી છીએ.

આ અનેક આધિ વ્યાધિ ઉપાધિથી ભરપૂર અસાર સંસારસાગરમા મનુષ્ય દેહને ધર્મ એક જ સહાયક છે. જેમ એક દિવસના ગામતરે જતાં ભાતાની જરૂર રહે છે તેમ આ ક્ષણભંગુર દેહને પણ પરતર લોકની લાંબી મજલ કાપવા ધર્મરૂપી ભાતાની જરૂર છે, ધર્મની ઉન્નતિ અર્થે આવા છ" રી " પાળતા સંઘો કાઢવા દરેક રીતે લાભદાયી છે.

છેવટે અમારા જૈન ભાઇઓએ અમારા કરેલ સન્માન અને સ્વાગત માટે ફરી આભાર માની અમારું બોલવું સમાપ્ત કરીએ છીએ.

## શ્રીનાઘેર પ્રદેશની પૂર્ણાહુતિ

તા. ૨૪-૧-૩૮ ના દિવસે મંગળ પ્રભાતે શ્રી ઉનાના આંગણેથી રવાના થયેલ શ્રી જામનગર જૈન યાત્રિક સંઘે સામતેર મુકામે પોતાનો કેમ્પ નાંખ્યો. **'સામતેર'** જૂનાગઢ તાબાનું ગામ છે, યદ્યપિ જૈનોની અહિં બીલકુલ વસતી નથી, તો પણ ગામના દશાશ્રીમાળી આગેવાનો ઉનાથી મહુવા તરફ જતા આવતા મુનિમહારાજાઓના પરિચયને અંગે જૈનોના રીતરિવાજથી સામાન્ય રીતે સંસ્કારી છે, વિહાર કરીને પધારતા સાધુઓની સેવાભક્તિનો તેઓ સારો લાભ ઉઠાવે છે. ગામની નજીકમાં જ નદીકિનારે સગવડતાવાળી એક વિશાલ ધર્મશાલા પણ છે. સંઘની પધરામણી થતાં ગામના સમગ્ર મહાજન તરફથી સંઘનું સુંદર સ્વાગત કરવામાં આવ્યું, આખો ય દિવસ સંઘના કેમ્પમાં માણસોની પુષ્કળ આવક જાવક ચાલુ રહી. પૂજા, ભાવના, વ્યાખ્યાનાદિ ધર્મકાર્યો થયાં, સંઘપતિ વિગેરેનું ગામના આગેવાન ભાઇઓ તરફથી મ્હા-પાણીથી સ્વાગત કરવામાં આવ્યું અને અમ-

દાવાદનિવાસી **શેઠ ચીમનલાલ મંગળદાસ** (ગુલાબચંદ નગીનદાસવાળા) તરફથી નવકારશી કરવામાં આવી હતી. **નાઘેર પ્રદેશમાં** આવેલો સોરઠ સરકારના ઉના મહાલનું લગભગ આ છેલ્લું ગામ હતું. અહિંથી બબ્બે ગાઉ દૂર આવેલા સનખડા, કાંધી, દોણ વિગેરે ગામોની વિશાલ પ્રજા સંઘના દર્શનાર્થે ઊતરી પડી હતી

સોરઠ સરકારના બાબરીઆવાડ મહાલમાં પ્રવેશ.

તા. ૨૫ મીએ સામતેરથી ઉપડી સંઘ વ્હેલી સવારે **ટીંબી** તરફ રવાના થયો. માર્ગમાં **ગાંગડા** મુકામે સંઘનો કેમ્પ નાખવાનો ન હતો, છતાં યાત્રિક વર્ગ અને સંઘપતિનું સામૈયું વિગેરે સત્કારથી ત્યાંની પ્રજાએ પોતાની લાગણી પ્રદર્શિત કરી હતી, સંઘપતિ વિગેરે ટીંબી આવી પહોંચતા કલાકોથી ઊભા રહીને રાહ જોતી ત્યાંની પ્રજાએ પણ સામૈયા વિગેરે સત્કારથી સંઘપતિ અને સંઘનું બહુમાન કર્યું. જુનાગઢ રાજ્યના ૧૩ મહાલો પૈકી ૧૧ ખાલસા મહાલ છે, અખત્યાર મહાલ તરીકે માંગરોલ મહાલ ગણાય છે અને **બાબરીઆવાડ** નામનો મહાલ હકુમતી મહાલ છે ટીંબીથી આ બાબરીઆવાડ મહાલની શરૂઆત થઇ ગઇ હતી ટીંબી ગામડું ન ગણાય તેમજ શહેર પણ ન કહી શકાય તેવી મધ્યમ વસતિવાળું છે. વચ્ચે આવેલી નદીથી નાની તથા મોટી અથવા નવી અને જૂની એમ બે ટીંબી નદીની બન્ને બાજુએ આવેલ છે. નદીકિનારે સુંદર ધર્મશાલા છે, નદી નાની પણ ઘણી ઊંડી અને પત્થરવાળી છે. ચાલુ નિયમ પ્રમાણે અહિંપણ સર્વ ધર્મકાર્યો થયા, ધ્રોલનિવાસી **શાહ માણેકલાલ મૂલચંદ** તરફથી નવકારશી કરવામાં આવી, રાજકોટવાળા શેઠ ગણેશભાઇ કે જેઓ વયોવૃધ્ધ છતાં યાત્રાના અનુપમ લાભ નિમિત્તે સંઘમાં આવેલા હતા તેઓ વ્હેલી સવારે શૌચ નિમિત્તે નદી તરફ જતાં અંધારામાં એક ખાલી કુવામાં પડી જવાં છતાં શાસનદેવની કૃપાથી આબાદ રીતે બચી ગયા હતા, એ પણ એક સકલ સંઘનો પ્રબલ પુન્યોદય અને ધર્મનો અચિન્ત્ય પ્રભાવ નાહં તો બીજું શું ?

દુધાળા, કાગવદર અને રાજુલા.

તા. ૨૬ મીએ **દુધાળા**, ૨૭ મીએ **કાગવદર** અને અટ્ઠાવીસમીએ સંઘનો કેમ્પ **રાજુલા**-માં રાખવામાં આવ્યો હતો. ઉનાથી રાજુલા સુધી રેલ્વેટ્રેઇનના સાધનનો અભાવ હોવાથી મહુવા-કુંડલા ભાવનગર તરફ જવાવાળાને રાજુલા સુધી અન્ય વાહનો દ્વારા આવવું પડે છે. રાજુલાથી ઉના સુધી નિયમપૂર્વક ખટારાઓ ચાલે છે. એટલું જ નહિં પરંતુ જેમ વેરાવળથી ઉના સુધીના માર્ગમાં કયાંઇ જૈનોની વસતી તેમજ જિનમંદિર ન હતું તેમ ઉનાથી રાજુલા સુધીમાં જૈનોની વસતિનો લગભગ તદ્દન અભાવ છે, તો પણ દશાશ્રીમાળી તથા કપોળ જ્ઞાતિની વિશાલ સંખ્યામાં વસ્તિ હોવાથી મુસાફરોને જરાપણ કયાંય તકલીફ પડતી નથી. રસ્તામાં દરેક નાના મોટા ગામોમાં નાની મોટી ધર્મશાળાઓ પણ છે. સંઘે આ રસ્તે થઇને પસાર થતાં જ્યાં જ્યાં મુકામો કર્યા ત્યાં આજુબાજુથી સેંકડોની સંખ્યામાં વિશાલ માનવ સમુદાય સંઘના દર્શનાર્થે ઉભરાઇ જતો દુધાળા મુકામે, નાગેશ્રી તથા જાફરાબાદથી સંખ્યાબંધ સદ્‌ગૃહસ્થો અને વિદ્યાર્થીઓ સંઘના દર્શનાર્થે આવ્યા હતા અમારા સંઘપતિ તરફથી પણ તે દરેકનું જમણ ચ્હા-પાણી વીગેરેથી સ્વાગત કરવામાં આવતું તેથી દર્શન કરવા આવનાર બહુ હોઇ વિશેષ હર્ષિત થયા હતા.

## પૂ. આચાર્ય શ્રી વિજયોદયસૂરીશ્વરજી મહારાજની નાદુરસ્ત તબીયત.

સંઘ નાગેશ્રી આવતા શાસનસમ્રાટના પટ્ટધર પૂ. આચાર્ય શ્રી વિજયોદયસૂરીશ્વરજી મહારાજની તબીયત નરમ થવાથી તેઓશ્રી ત્યાં રોકાયા હતા. સંઘપતિ તરફથી પોતાનો અમુક સ્ટાફ પણ ત્યાં રોકાયો હતો, જ્યારે બાકીનો સકલ સંઘ કાગવદરમાં એક દિવસ રહી રાજુલા પહોંચી ગયો હતો. આ રસ્તો ધાતરવડી વિગેરે મોટી નદીઓ, ડુંગરાઓ અને કાંકરીવાળી જમીનને અંગે યાત્રાળુઓ તથા ગાડા વિગેરે માટે જરા વધુ આકરો લાગ્યો હતો, કોઇ કોઇ સ્થળે ઢોળાવ જેવી જગ્યામાં ગાડું ઉંધું પણ પડી જતું હતું. પરંતુ સદ્‌ભાગ્યે કોઇને ઇજા થવા પામી ન હતી. સોરઠ સરકારની હદ અહિં પૂરી થતી હતી. ઠેઠ જૂનાગઢની પેલી બાજુથી એ સોરઠ સરકારની હદમાં દાખલ થયેલ શ્રી સંઘે આજ સુધી ઘણી જ શાંતિ મેળવી હતી. સ્થળે સ્થળે સંઘના સંરક્ષણ માટે પોલિસોએ, પસાયતાઓએ તેમ જ ઉપરી અધિકારીવર્ગે સંઘના સંરક્ષણ માટે સુંદર ઇન્તેજામ રાખ્યો હતો. કાગવદર મુકામ પાસે સંઘનું આવાગમન થતાં સંઘપતિ તથા સકલ સંઘની સલામી લઇ એ સોરઠ સરકારની પોલિસે વિદાય લીધી હતી રાજુલા પહોંચ્યા બાદ સોરઠ સરકારે આપેલા સંરક્ષણ સંબંધી અભિનંદન તાર સંઘપતિ તરફથી કરવામાં આવ્યો હતો. જે વખતે સોરઠ સરકારની પોલિસે વિદાયગિરિ લીધી તે જ અવસરે સંઘ ભાવનગર સ્ટેટની હદમાં દાખલ થતાં અગાઉ થઈ ગયેલા બંદોબસ્ત પ્રમાણે ભાવનગર સ્ટેટ પોલિસ પૂરતા સરંજામ સાથે ખડી થઇ ગઇ હતી. પ્રત્યેક સ્થળે પૂજા, ભાવના, આંગી, રોશની, ગામડીઆઓની ભજનમંડલીઓ, વ્યાખ્યાનાદિ ધર્મકાર્યો ઉપરાંત, દુધાળામાં અમદાવાદવાલા **શેઠ છોટાલાલ પીતાંબરદાસ,** અને કાગવદરમાં **શા પરશોત્તદાસ આણંદજી** ભાણવડવાળા તરફથી નવકારશીઓ કરી સંઘની ભક્તિ કરવામાં આવી હતી. અનુક્રમે તા. ૨૮-૧-૩૨ (પોશ વદિ ૧૨)ના દિવસે સંઘ રાજુલા મુકામે આવી પહોંચ્યો.

### રાજુલા અને સંઘની પધરામણી.

**રાજુલા** એ ભાવનગર સ્ટેટના વિકટર મહાલનું લગભગ છ હજાર ઉપરાંતની વસતિવાળું મુખ્ય શહેર છે. એની નજીકમાં જ **રાજણીઓ** ડુંગર હોવાથી શહેરનું નામ "રાજુલા" પડયું હોય તેમ કહેવાય છે. આ રાજણીયા ડુંગરમાં પત્થરની મોટી મોટી ખાણો છે. અહિંનો પત્થર ઘણો મજબૂત હોવાથી પરદેશમાં મોટા પ્રમાણમાં અહિંથી પત્થરની નિકાશ થાય છે. રાજુલાથી ઈશાન ખૂણામાં બાબરીયાધારના ડુંગર છે, નજીકમાં જ ધાતરડી નામની મોટી નદી વહે છે. ગામમા કિલ્લો, તાલુકા સ્કુલ, ઇંગ્રેજી સ્કુલ, પાઠશાળા, કન્યાશાળા, પોસ્ટ ઓફીસ તથા દવાખાનું વિગેરે લોકોપયોગી સ્થાનો છે આ ગામના શહેરીઓ સાહસિક તથા ધનાઢ્ય છે. થોડો વખત થયા રાજુલા રોડથી, રાજુલા ગામ સુધી રેલ્વેનું સાધન પણ થયું છે. અહિંઆ કપોળભાઇઓની વસતિ મોટા પ્રમાણમાં છે. રામરાજ્ય તરીકે ગણાતા ભાવનગર સ્ટેટના વિકટર મહાલમાં આવેલા રાજુલા મુકામે તા. ૨૮-૧-૩૯ ના મંગલ દિવસે જામનગર જૈન યાત્રિક સંઘની પધરામણી થવાની હોઇ સમગ્ર રાજુલાની પ્રજા હર્ષોલ્લાસમાં આવી ગઇ હતી, ધર્મ અને ધર્મીના સન્માન કરવાનો સુઅવસર ભાગ્યોદયે મળેલો હોઇ આબાલવૃદ્ધ પ્રજાનાં નૂર આજે વિશેષ

ઝળકતાં હતા. રાજુલામાં સ્ટેશન પાસેના વિશાલ પ્લોટમાં સંઘનો ધવલ કેમ્પ ગોઠવવામાં આવ્યો હતો. સ્ટેશન તેમજ આજુબાજુનો ભાગ સંઘના દર્શનાર્થે આવેલા સંખ્યાબંધ પ્રેક્ષકોથી ઉભરાઇ ગયો હતો, કુંડલાવાળાની આજે અહિં નોકારશી હોવાથી અને મહુવા નજીક હોવાથી એ બન્નેના શહેરોના સ્થાનિક આગેવાનો સાથે સેંકડો જૈનો અહિં આવેલા નજરે પડતા હતા. આમ છતાં પૂ. આચાર્ય શ્રી વિજયોદયસૂરિજીની તબીયતના કારણે શાસનસમ્રાટ્ પૂ. વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ પાછલા મુકામે રોકાઇ ગયેલા હોઇ રાજુલા ખાતેના પડાવમાં એ મહાપુરુષની ઊણપ દેખાઇ આવતી હતી. સંઘપતિ તથા સકલ સંઘ રાજુલા સંઘના કેમ્પમાં આવી પહોંચતા ગામના મહાજને ઘણા જ ઠાઠથી સંઘનું સામૈયું કરી સંઘને આખા ય શહેરમાં ફેરવ્યો હતો. ડંકો, નિશાન, ઇન્દ્રધ્વજ, હાથી, બેન્ડ, મોટરોની લાઇન વિગેરે સંઘનો સંપૂર્ણ રસાલો સામૈયામાં સાથે હોવાથી વરઘોડાની શોભા સારી આવી હતી. સ્ટેટનો સ્થાનિક અધિકારીવર્ગ તેમજ શહેરના સંભાવિત સદ્‌ગૃહસ્થોની સામૈયામાં સારી હાજરી જણાઇ આવતી હતી. આખા ય ગામમાં સામૈયું ફરી લગભગ બે વાગતા સંઘના કેમ્પમાં આવી પહોંચ્યું હતું. પૂજા, ભાવના, પ્રભુને અંગ રચના તેમજ વ્યાખ્યાનાદિ ધર્મકાર્યો થવા ઉપરાંત સાંજે **શેઠ વાહન પ્રેમજી** તથા **દોશી મોનજી વિક્રમજી કુંડલા**-વાળા તરફથી નવકારશી કરવામાં આવી હતી. બીજે દિવસે સંઘનો કેમ્પ ડુંગર મુકામે થવાનો હતો, પરંતુ શિષ્યની તબીયત નરમ થવાના કારણે શાસનધુરંધર પૂ. આચાર્ય શ્રી વિજય-નેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબજી સંઘ સાથે થઇ જાય એ ઇરાદાથી રાજુલામાં સંઘનો કેમ્પ એક દિવસ વધુ રાખવામાં આવ્યો. તે દિવસ મેરુત્રયોદશી ( આદીશ્વર પ્રભુનું નિર્વાણ કલ્યાણક ) હોવાથી હંમેશ કરતાં ધર્મક્રિયાઓ વધુ પ્રમાણમાં થઇ. યાત્રિકોએ ઉપવાસ આયંબિલાદિ તપશ્ચર્યાઓ પણ વધુ પ્રમાણમાં કરી. આમ છતાં પૂ. સૂરીશ્વરજી મહારાજ શિષ્યની નાદુરસ્ત તબીયતને અંગે સંઘની ભેગા ન થઈ શકયા. છેવટે ત્રીજે દિવસે સંઘ ડુંગર તરફ રવાના થયો અને શાસનસમ્રાટઆચાર્યશ્રી વિગેરે તબીયતમાં જરા સુધારો થતા પીપાવાવ કે જ્યાંથી મહુવાનો રસ્તો ટૂંકો અને અનુકૂલતાવાળો છે તે તરફ પધાર્યા, સંઘને ડુંગરથી સીધો મહુવાનો રસ્તો લેવાનો હતો, પરંતુ મોટા ખુંટવડાવાળા રાજુલા મુકામે આવી સંઘને પોતાને ત્યાં પધારવા માટે ઘણો જ આગ્રહ કરી ગયેલા હોવાથી અને ખુંટવડા એ શ્રી સિદ્ધાચલજી પંચતીર્થનું સુંદર જિનાલયથી શોભતું ગામ હોવાથી ખુંટવડા થઇને મહુવા જવાનું નક્કી કરવામાં આવ્યું હતું. રાજુલામાં બીજે દિવસે પાટણવાળા **સંઘવી મણિલાલ કરમચંદ** તરફથી નવકારશી કરવામાં આવી હતી.

## ડુંગર.

**ડુંગર**–વિક્ટર મહાલનું આ બીજું શહેર છે. તેનું અસલ નામ **દુમરાપુરી** અથવા દુમ્મરકોટ હતું, તે વિષે દુહો કહેવાય છે કે–'જીતે દુમ્મર કોટ, તીતે ચાવડ રાજકો; પોષે પ્રજા સંતોષ, માણેક મોતીએ દિવા બળે. ॥ ૧ ॥' આ ગામ અસલ બંદર હશે તેમ પણ આજુબાજુના વિશાલ ખંડેરો જોતાં લાગે છે. કોઇ કોઇ વખતે તે ખંડેરોમાંથી જૂના વખતના ધાતુના તથા માટીના ઠામ અને હથિયારો નીકળી આવે છે. કચોળીયું તળાવ, હોડાળીવાવ અને ચરખીયો વડ એ આ ગામમાં જૂની પુરાણી વસ્તુઓ કહેવાય છે. મહુવાથી રાજુલા જતાં આ રેલ્વે સ્ટેશનનું ગામ આવે છે. અહિંથી રેલ્વેનો એક ફાંટો પોર્ટ વિક્ટર સુધી પણ જાય છે. અહિં તાડના

આડ ઘણા દેખાય છે, વધુ વસતિ કપોળ તથા ખોજા-મેમણોની છે. જૈનોના ફક્ત બે ઘર છે. તા. ૩૦-૧-૩૮ના દિવસે સંઘની અહિં પધરામણી થતાં ગામ તરફથી સામૈયું વિગેરે ખૂબ સત્કાર કરવામાં આવ્યો હતો, તે ઉપરાંત **શ્રી ડુંગર મહાજન** તરફથી નવકારશીનું જમણ આપવામાં આવ્યું હતું. પૂ. આચાર્યશ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજનો ઉપદેશ થતા સંઘપતિ તરફથી ઉપાશ્રય બંધાવવા ખાતે રૂા. ૫૦૧)ની રકમ અહિં અર્પણ કરવામાં આવી હતી. હંમેશના ધર્મકાર્યો, આજુબાજુના ગામોમાંથી સેંકડો માણસોનું દર્શનાર્થે આવાગમન વિગેરે રાબેતા મુજબ ચાલુ હતું.

સકલતીર્થશિરોમણિ શ્રી શત્રુંજય ગિરિરાજના દર્શનાર્થે—

તા. ૩૧મીએ **બાંભણીઆ** મુકામ કરી સંઘ તા. ૧-૨-૩૮ના દિવસે **મોટા ખુંટવડા** પહોંચ્યો. બાંભણીઆ એ તદ્દન નાનું ગામ છે. શ્રાવકનું ફક્ત એક જ ઘર છતાં તેની સંઘભક્તિ કોઇ અજબ હતી. દહિં છાશના ગોળાઓ ઠેકાણે ઠેકાણે આજે યાત્રિકો માટે ગોઠવી દેવામાં આવ્યા હતા. સાક્ષાત્ પ્રભુની પધરામણી જેટલો હર્ષ તેને થયો હતો. સુકો મેવો, પપૈયાં વગેરે સામગ્રીથી સંઘની તેમજ સાધુ સાધ્વીઓની ખૂબ ભક્તિ કરવામાં આવી હતી. અને સંઘપતિ સાથે સકલસંઘને વાજતેગાજતે પોતાને ઘેર પગલા કરાવ્યા હતા. સકલતીર્થશિરોમણિ મહાતીર્થાધિરાજ અનન્તસિધ્ધસ્થાન **શ્રી શત્રુંજયગિરિરાજ**ના અહિંથી ઘણા સુંદર દર્શન થતા હોવાથી એ પરમપુનિત ગિરિરાજને વધાવવા તેમજ તેની સન્મુખ રહી ચૈત્યવંદનાદિ ભક્તિ કરવા હાથી બેન્ડ વિગેરે સર્વ રસાલા સાથે ચતુર્વિધ સંઘે એ ગિરિરાજની સન્મુખ થોડે દૂર સુધી જઇ ચૈત્યવંદન સ્તવનાદિ ખૂબ ભક્તિ કરી હતી. સંઘપતિ સંઘવણોએ સાચા મોતીથી ગિરિરાજને વધાવ્યા હતા, અને આખુંય વાતાવરણ '**વધાવો ગિરિરાજને એ**' ઇત્યાદિ ગગનભેદી શબ્દો સાથે ભાવના-પરિપૂર્ણ બન્યું હતું. પવિત્ર ગિરિશૃંગોના દર્શનાર્થે જામનગરથી સતત પ્રયાણ કરી સકલ સંઘે આજ સુધી જે ઉન્નત મનોરથો સેવ્યાં હતા તે મનોરથો હવે પૂર્ણ થવાની તૈયારીમાં હોઇ સંઘની પ્રત્યેક વ્યક્તિના અંતઃકરણો આનંદથી ઉભરાઇ જતાં હતાં. આત્મપાવનકારી એ ગિરિરાજના દર્શનથી આજનો દિવસ સહુ કોઇ પુણ્ય દિવસ માનતા હતા, અને 'ક્યારે હવે એ ગિરિશૃંગો ઉપર બિરાજમાન ભવસંતાપહારી શ્રી આદીશ્વર દાદાને ભેટી આત્મકલ્યાણ કરીએ' એવી ઉચ્ચ અભિલાષાઓનો આવિર્ભાવ થઇ આવતો હતો. સાંજે **બાંભણીઆ તથા ભાદરાના શ્રાવકો** તરફથી નવકારશી કરવામાં આવી હતી.

શ્રી સિદ્ધાચળજી પંચતીર્થીમાં આવેલ ખુંટવડામાં સંઘનો ભવ્ય પ્રવેશ

**ખુંટવડા** એ ગામ ભાવનગરના મહુવા મહાલમાં આવેલ છે, લગભગ અઢી હજાર ઉપરાંત માણસોની વસતિમાં જૈનોની વસતિ સારા પ્રમાણમાં છે. અહિં એક સુંદર શિખરબંધી દેરાસર, ધર્મશાલા તથા ઉપાશ્રય છે આ પંચતીર્થીનું ગામ હોવાથી કોઇ કોઇ વાર યાત્રિકોની સંખ્યા સારા પ્રમાણમાં અહિં આવે છે. દેરાસરની સ્વચ્છતા તેમજ સૌન્દર્ય આકર્ષક છે. પ્રતિમાજીના દર્શનથી પણ આત્માને ઘણો આહ્લાદ થાય છે. તે ઉપરાંત ગામમાં વિશાળ દવાખાનું, પાંજરાપોળ વિગેરે ઉપયોગી જાહેર સંસ્થાઓ છે. અહિં નજીકમાં જ ચિત્રધારના ડુંગર ઉપર જ ગુફાઓ છે તે પ્રાચીનકાળમાં જૈનોની ગુફાઓ હશે તેમ જોતાં અનુમાન થાય છે, હાલ તો ત્યાં અઘોરી બાવાઓનો વસવાટ છે. ઉપરના ભાગમાં

એક કિલ્લો છે, તેમાં એક કૂવો છે જે ' પાંચ બીબીના કૂવો ' એ નામથી ઓળખાય છે. ગામની આજુબાજુ આંબા તથા નાળીયેરીના પુષ્કળ ઝાડો છે. આ શહેર પુરાણું છે પરંતુ કાળક્રમે પડી ભાંગતા. ઇ. સ. ૧૭૮૫-૮૬ માં ઠાકોર વખતસિંહજીએ ફરીથી વસાવેલ છે. જામનગર જૈન યાત્રિક સંઘની પધરામણી થતાં અહિંની જૈન પ્રજાએ આખાય શહેરને ધ્વજા, વાવટા, સ્વાગત બોર્ડો, કમાનો વિગેરેથી ખૂબ શણગાર્યું હતું. સંઘાણુ વર્ગને પણ ઉના છોડ્યા બાદ સ્થાનિક જૈન ભાઈઓનો મેળાવડો જોવાનો પ્રસંગ અહિં જ સાંપડ્યો હતો. સ્થાનિક પ્રજાનો ઉત્સાહ પણ પુષ્કળ હતો. સંઘના ભવ્ય સામૈયામાં સારો ઠાઠ આવ્યો હતો. ડંકા-નિશાનથી માંડી, હાથી સુધીનો સંઘપતિનો સર્વ સરંજામ સામૈયામાં સંયુક્ત હોવાથી તેમજ સ્થલે સ્થલે સૌ. બ્હેનોનાં ગહુંલી વિગેરેથી વધામણાં ચાલુ હોવાથી નાના ગામમાં પણ સત્કારની શોભા અનુપમ બની હતી. આજે યાત્રિકો સ્થાનિક જિનમંદિરમાં પ્રભુપૂજા-ભક્તિમાં વધુ તન્મય બન્યા હતા. સ્નાત્ર મહોત્સવ પણ ઉજવાયો હતો. અંગરચના પૂજાભાવના અને વ્યાખ્યાનાદિ ધર્મ કાર્યો ઉપરાંત શ્રી ખુંટવડા મહાજન તરફથી સંઘપતિને સુંદર **માનપત્ર** અર્પણ કરવામાં આવ્યું હતું. સંઘપતિએ પણ જુદા જુદા ખાતાઓમાં સારી રકમ ભરાવી પોતાની ઉદારતામાં વૃદ્ધિ કરી હતી. સાંજે શ્રી **ખુંટવડા મહાજન** તરફથી નવકારશી કરવામાં આવી હતી, શ્રી ગિરનારજી મહાતીર્થને ભેટ્યા બાદ જે જે રસ્તે સંઘને પસાર થવાનો પ્રસંગ આવ્યો હતો તે રસ્તે આવા વિશાલ સંઘનું નીકળવું ભૂતકાળમાં પણ ભાગ્યેજ કોઇક વખત થયેલું હોઇ તે તે દરેક સ્થલના જૈન-જૈનેતર વ્યકિતઓના અંતઃકરણો આનંદપૂરથી ઉભરાઇ જતાં અને આવો મહોત્સવનો શુભ પ્રસંગ સેંકડો વર્ષે અમારા ગામમાં સર્વથી પ્રથમ જ છે એમ સહુ કોઈ ઉચ્ચારતા હતા. માહ સુદ. ૨ તા. ૨-૨-૩૮ ના ખુંટવડાથી ઉપડેલા સંઘનો કેમ્પ **જાદરા** મુકામે કરવામાં આવ્યો. અહિંથી મહુવા ફકત ચાર માઇલ જ દૂર હતું તેથી મહુવાની સમગ્ર જૈન પ્રજા ઉપરાંત સેંકડો જૈનેતરો પણ સંઘના દર્શનાર્થે અહિં આવી પહોંચ્યા હતા સકલ સંઘ રાજુલાથી ઉપડી જ્યારે ઉપર જણાવ્યા મુજબ ડુંગર, બાંભણીયા, ખુંટવડા થઈને અહિં આવ્યો હતો ત્યારે શાસનસમ્રાટ્ પૂ. આચાર્યશ્રીમાન્ **વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજ, પૂ. આચાર્ય શ્રી વિજયોદયસૂરિજી મહારાજની તબીયતમાં સુધારો થતા પીપાવાવ વિકટર ઉપર થઈ બારોબાર મહુવાની ભાગોળે પહોંચી ગયા હતા. જાદરામાં પ્રભુભક્તિ વિગેરે હંમેશના કાર્યો ઉપરાંત, જામનગરવાસી **શેઠ હરજીવન ગોપાળજી** તરફથી નવકારશીનું જમણ આપવામાં આવ્યું હતું. " ચાલો હવે મહુવા જઇએ અને શાસનાધીશ જીવિતસ્વામિ શ્રી મહાવીર દેવના દર્શન કરીએ " એ ભાવનાઓથી આજે સંઘનું વાતાવરણ ગુંજી રહ્યું હતું. યાત્રિકોનો ઘણો ભાગ સાંજે જ મહુવા પહોંચી ગયેલો હોઇ રાત્રિના વખતે સંઘના કેમ્પમાં નીરવતા પ્રસરી હતી. એ વાતાવરણનો સાક્ષાત્કાર કરવા ચાલો આપણે પણ આગલા પ્રકરણમાં કટિબધ્ધ થઇએ.



श्री वासुपूज्येभ्यो नमः

# સંઘપતિને અભિનંદન પત્રિકા

मंगलं भगवान् वीरो, मंगलं गौतमप्रभुः
मंगलं स्थूलभद्राद्याः, जैनो धर्मोऽस्तु मंगलम् ॥

## શ્રી દેવગુરૂભક્તિકારક પૂન્યપ્રભાવક દાનવીર શ્રી જામનગર-નિવાસી સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ શેઠ પોપટલાલ ધારસીભાઈ તથા સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ શેઠ ચુનીલાલ લખમીચંદ ધારસીભાઇ

મુરબ્બીશ્રી–બાલબ્રહ્મચારી શાસનપ્રભાવકસૂરિસમ્રાટ આચાર્ય શ્રી વિજયનેમીસૂરીશ્વરજી તથા આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજી તથા આચાર્યશ્રી વિજય મોહનસૂરિજી આદિ અનેક પૂજ્ય મુનિવરો, સાધ્વીજીઓ તથા સેંકડો યાત્રિકો સાથે સૌરાષ્ટ્ર દેશના પુનીત જૈન તીર્થોની યાત્રા અર્થે શ્રી જામનગરથી પ્રયાણ કરી શ્રી રૈવતગિરિ અજારાપાર્શ્વનાથજી વિગેરે અતિ પ્રાચીન અને ભવ્ય તીર્થોની યાત્રા કરી અમારા અતિશમ આગ્રહભર્યા આમંત્રણે આપનો પ્રોગ્રામ ફેરવવાથી ઊભી થતી મુસીબતોનો વિચાર લાવ્યા સિવાય અત્રે પધારવા કૃપા કરી છે તેથી અમો આપશ્રીના ઘણા જ ઋણી છીએ.

આ મહામાંગલિક પ્રસગે આપ બંને સંઘપતિના અમારા અત્રેના શ્રી સંઘ તરફથી આ માનપત્ર દ્વારા સ્વાગત કરતાં અમારાં હૃદયો હર્ષથી નવપલ્લવિત થાય છે. આપશ્રીની શ્રીસંઘ સહિતની અત્રેની પધરામણીનો માંગલિક દિવસ અમારા આ ચમત્કારી અલૌકિક તીર્થંકર ભગવાન શ્રી વાસુપૂજ્યસ્વામીના બિમ્બથી વિભૂષિત અમારા આ મોટા ખુંટવડા ગામના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાઇ રહેશે. આપશ્રી અહિં પધારી છરી પાળતા શ્રી ચતુર્વિધ સંઘના દર્શન અને સેવાનો અમોને જે અમૂલ્ય લાભ આપ્યો છે તે માટે અમો આપના હમેશ ઓસીંગણ છીએ.

શ્રી સંઘના પ્રવાસમાં યાત્રિકોના મોટા સમુદાયની દરેક પ્રકારની સગવડ સાચવવા ગમે તેટલો ખર્ચ કરવા આપશ્રી ચૂકતા નથી.પૂજ્ય સાધુ–સાધ્વીઓની પૂરેપૂરી વૈયાવચ્ચ કરવામા પાછી પાની ધરતા નથી.

પૂજા દર્શન માટે ચાંદીના સમવસરણને સાથે રાખી પ્રભુભક્તિનું સાધન પુરું પાડવામાં અને રસ્તામાં આવતા સ્થલોએ યોગ્ય ક્ષેત્રોમાં ઉદારતાથી મદદ કરવામાં લક્ષ્મીના સદ્વ્યયનો

જે, ઉચ્ચ આદર્શ જનતા સમક્ષ આપ રજૂ કરી ધર્મનો જે ઉદ્યોત કરી રહ્યા છો તે ખરેખરું અભિનંદન અને અનુમોદનને પાત્ર છે. ધર્મની શિથિલતા પર આ કલિકાળમાં આપશ્રી આવા ધાર્મિક કાર્યો કરી ઊંચ જીવનનું અનુકરણીય દષ્ટાંત જૈન સમાજને પૂરું પાડી રહ્યા છો તે ઘણું જ પ્રશંસનીય છે,

આપશ્રીની સખાવતો જૈન તેમજ જૈનેતરોમાં મશહૂર છે. આપે શ્રી જામનગરમાં રૂપીઆ વીશ હજારના ખર્ચે શ્રી વર્દ્ધમાન તપ આયંબિલ ખાતાની સ્થાપના કરી છે. રૂપીઆ ત્રીશ હજારના ખર્ચે શ્રી ભોજનાલય બંધાવેલ છે, શ્રી દેવબાગ નામે ઉપાશ્રય જૈન વિદ્યાર્થી ભુવન મોટી રકમના ખર્ચે બંધાવી આપ્યાં છે એ આપની સખાવતો જાણી આપશ્રી જેવા આપણા જૈન સમાજમાં દાનેશ્વરીને માટે અમોને ઘણું ગૌરવ પેદા થાય છે.

આ યુગમાં ક્ષય જેવા ભયંકર દર્દના દર્દીઓને માટે જામનગરમાં સેનેટરીઅમ બંધાવવામાં રૂપીઆ પચાસ હજાર જેવી નાદાર રકમ ખરચી ગરીબોના આશીર્વાદ લઇ રહ્યા છે તે આપશ્રીની જનસેવા વૃત્તિ માટે અમો જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. આવી અનેક ઉદાર સખાવતોથી ભરપૂર આપના જીવનના કીર્તિમંદિરને આ સંઘ કાઢી આપે સુવર્ણકળશ ચઢાવ્યો છે તે માટે આપને ખરા હૃદયની મુબારકબાદી આપીએ છીએ અને આથી આવા અનેક લોકોત્તર કલ્યાણકારી કાર્યો કરવામાં પરમાત્મા આપને પ્રેરણા કરે તેમ પ્રાર્થિએ છીએ.

આપશ્રી સંઘ સાથે આરોગ્યતા સુખશાંતિ પૂર્વક આ મહાન્ પ્રવાસ નિર્વિઘ્ને પૂર્ણ કરો, ધર્મના સમાજસેવાના અનેક લોકોપયોગી સદ્કાર્યો કરતા રહો એવી ભાવના સાથે પરમ કૃપાળુ પરમાત્મા આપને સહકુટુંબ દીર્ઘાયુષ બક્ષે તેવી પ્રાર્થના કરી વિરમીએ છીએ.

લી૦ અમો છીએ આપના ધર્માનુરાગી મોટા ખુંટવડાના ભાઇઓ

| | |
|---|---|
| મોટું ખુંટવડા<br>તાબે (ભાવનગર)<br>તા ૧-૨-૧૯૩૮<br>સં. ૧૯૯૪ ના મહા<br>શુદિ ૧ ભોમવાર | **ગાંધી માવજી રતનજી** હ. જેઠાલાલ ધરમસી તથા ચુ. અમીચંદ<br>**દોસી ભુલા રાયચંદ** હ. કાલીદાસ મોતીચંદ<br>**દોસી હેમરાજ ઠાકરસી** હ. દુલભદાસ રાયચંદ<br>**શા. પીતાંબર પુંજા** હ. મુલચંદ સુંદરજી<br>**સંઘવી રાયચંદ લખમીચંદ** હ. જગજીવનદાસ રાયચંદ<br>**શ્રી કપોળ મહાજન** સમસ્ત હસ્તે પારેખ પ્રભુદાસ તથા મોદી કાનજી હરજીવન તથા કાણકીઆ જાદવજી પરશોતમ તથા અંતરીયા કાલીદાસ પ્રેમજી |

# તા. ૧-૨-૧૯૩૮ કેમ્પ મોટા ખુંટવડાના

# માનપત્રનો જવાબ

**સભાપતિ મહાશય, અમારા સ્વધર્મી બંધુઓ અને બહેનો, મહુવા મહાલના રાજ્યાધિકારીઓ, અન્ય બાનુઓ અને ગૃહસ્થો,**

રાજુલા ગામથી અમો ભાવનગર રાજ્યની હદમાં દાખલ થયા છીએ ત્યારથી અત્યાર સુધીમાં અમારા થયેલા કેમ્પોવાળા ગામો અને તે કેમ્પોએ પહોંચતા, અમારા રસ્તામાં આવતા ગામડાઓએ અમોને જે ઉલ્લાસભર્યો આવકાર આપ્યો છે તે પ્રદેશની વસ્તીનો ધર્મ પ્રત્યેનો રાગ અને અમારા પ્રત્યેના ભાવનું પ્રતિબિંબ છે, અને તે માટે અમે તેઓના ઉપકારી છીએ.

આ મોટું ખુંટવડા ગામ કાંઇક સમય પૂર્વે પ્રસિદ્ધિને પામ્યું હતું, તેણે અનેક સદીઓ સુધી જાહોજલાલી ભોગવી હતી તે તેના અત્યારે દ્રષ્ય થતા ખંડેરો અને મહમદ બેગડાના સમય પહેલાના કીલ્લાના અવશેષો સાક્ષી પૂરે છે. આ મોટા ખુંટવડા ગામના કુંભારવાડામાંથી મળી આવેલ છત્રીશી એટલે ધાતુની છત્રીશ મૂર્તિઓ જે હાલમાં મહુવા બંદરના જૈન મંદિરમાં પધરાવવામાં આવી છે તે આ પ્રદેશની પ્રાચીનતાના દાખલામાં પાદપૂર્તિ કરે છે અને ભૂતકાળમાં જૈન ધર્મીની ખ્યાતિની ભરતી હોવાનું ભાન કરાવે છે.

દીવ અજારા પંચતીર્થીના દેવાલયના છેલ્લા ઊના મુકામે દર્શન પછી નવમે દિવસે અમારા સાતમા મુકામે મહુવા પંચતીર્થીના ખુંટવડાના શિખરબંધી જૈન દેવાલય જેની પ્રતિષ્ઠા આશરે ૭ દાયકા પહેલાં જ થયાનું અમારી જાણમાં છે, તે પહેલાં તો એક ઘર દેરાસરજી હતું તે હાલના દેવાલયનું દ્રષ્ય અને તેમાં બિરાજતા આ કલિકાળમાં પડચો બતાવી અનેક ચમત્કારો જેવા કે–રાત્રે નોબતનું ગગડવું, ધૂપ સુવાસ પસરાવવી, ભાવિકોના કોડ પૂરા કરવા વિગેરે બતાવેલા છે તેવા પરમ જ્યોતિ બારમા તીર્થંકર ભગવાન શ્રી વાસુપૂજ્યમહારાજશ્રીની અલૌકિક પ્રતિમાજીના દર્શન થવાથી અમો કૃતકૃત્ય થયા છીયે.

પવિત્ર તીર્થક્ષેત્ર શ્રી શત્રુંજય ગિરિરાજ કે જ્યાં અનંતા આત્માઓ સિદ્ધિપદને પામ્યા છે તેવા પુણ્ય તીર્થના આજે બેસતા માઘ માસના પ્રથમ દિવસે દર્શન થવા તે પણ અમારું સદ્ભાગ્ય સમજીએ છીએ. જે સ્થળેથી સાર્વભૌમ પુણ્યતીર્થ શ્રી સિદ્ધાચલજીના દર્શન કરવાનો અણમોલો પ્રસંગ હમેશા પ્રાપ્ત થાય છે ત્યાં વસતા અમારા ભાગ્યશાલી જૈન ભાઇઓને મળવાનો સુયોગ અમોને વધારે હર્ષિત કરે છે.

જે ભૂમિએ ગરીબોની દાઝ જાણનાર, જૈન ધર્મને દીપાવનાર ચિરસ્મરણીય જૈન બંધુઓ શેઠ પીતાંબર પુંજાશા તથા શેઠ માવજી રતનજી જેવા પુણ્યશાલી પુરુષોને પેદા કર્યા છે તે ભૂમિમાં અમારો

પ્રવેશ અમોને અતિ આનંદકારી છે અને તેથી અહીં આવવા માટે આપના આગ્રહભર્યાં આમંત્રણ માટે આભારી છીએ.

થોડા કલાક પહેલા આપે અમારું કરેલ ભાવભીનું સ્વાગત અને સુંદર નકશીવાળા ચાંદીના કાસ્કેટમાં એનાયત કરેલ માનપત્ર આપ ભાઈઓનું અમારા પ્રત્યેનું માનસ બતાવે છે તે માટે ઉપકૃત થયા છીએ.

દરેક સ્થળે અમારા યત્કિંચિત્ કાર્યોની અતિશયોક્તિભરેલી પ્રશંસા કરવામાં આવી છે તે ચાલે ખુંટવડાના અમારા ભાઈઓ પણ ચાલી રહેલા છે તે તેમની અમારા પ્રત્યેની સુજનતા અને શુભ લાગણી છે અને તે માટે તેમનો આભાર માનીએ છીયે. પણ અમો દરેક વખતે કહેતા આવ્યા છીયે તેમ આ પ્રસંગે પણ જણાવીએ છીએ કે અમોએ અમારા કર્તવ્ય સિવાય વિશેષ કરેલ નથી.

આ ભવ અટવીમાં ભટકતા મનુષ્ય દેહ માટે ધર્મ એ જ સહાયક છે અને તેને અંગે આવા ૭ "રી" પાળતા સંઘોમાં નિવૃત્તિ વધારે મળવાથી ધર્મ સાધન થઈ શકે છે અને સાથે સાથે ધર્મ જ્યોતના જગાવી શકાય છે.

છેવટે અમારા સ્વાગત અને અમોને અર્પણ કરેલ અભિનંદન પત્રિકા માટે અમારા અત્રેના જૈન બંધુઓનો ફરી ઉપકાર માની અમારું વકતવ્ય સમાપ્ત કરીએ છીએ.

## શ્રી સંઘ સ્વાગત

( કાફી )

પધારો પ્રેમ ધરીને, શિશુ કરીએ સન્માન.
નેમિસૂરિ આનંદસૂરિ સહ, સંઘપતિ ગુણગ્રામ;
મોહનસૂરિ મોહક અમ મનના, ધર્મ ઉદયનાં ધામઃ
શેઠશ્રી પોપટભાઇ પધારો, સંઘપતિ ગુણધામ;
લક્ષ્મીચંદ્રના પુત્ર પનોતા, શાં કરીએ સન્માન?
પ્રેમભર્યાં સૌ પરિવ્રાજકને, અમ અંતરનાં માન;
સંઘ સકલને સ્નેહભરેલાં, સ્વાગત ને સન્માનઃ
પાદાંવહારે પુણ્ય સ્થળોમાં, કરીને પૂર્ણ પ્રણામ;
શ્રેષ્ઠ સુશોભિત તીર્થ પધારો, સિધ્ધગિરિ શુભ ધામઃ
સુખ સંયમથી 'યાત્રિક સર્વે', કરજો પ્રભુગુણગાન;
અંતર ઉજ્જ્વલ હો સહુ જનનાં, ધર્મનું એ જ નિશાનઃ
બાલાશ્રમના બાળક વાંચ્છે, હો ચિર આયુષ્માન;
સ્નેહભરેલાં સર્વ શિશુનાં, સ્વીકૃત હો સન્માનઃ
પધારો પ્રેમ ધરીને, શિશુ કરીએ સન્માન.



જામનગર જૈન યાત્રિક સંઘ પોતાની હદમાં દાખલ થતાં જકાત માફ કરવા ઉપરાંત સંરક્ષણાદિ
સર્વ પ્રકારની ઉદાર દિલ સગવડ અર્પણ કરનાર
**ભાવનગર ના મહારાજા શ્રીમાન કૃષ્ણકુમારસિંહજી કે સી એસ આઇ**

આનંદ પ્રેસ-ભાવનગર



# મહુવા બંદર અને સંઘનું ભવ્ય સ્વાગત

રામરાજ્ય તરીકે મશહૂર થયેલા ભાવનગર સ્ટેટના અનેક મહાલો પૈકી મહુવા મહાલ એ મુખ્ય મહાલ છે અને એ મહુવા મહાલનુ મુખ્ય શહેર **મહુવા બંદર** છે મહુવા એ ઘણું જ પ્રાચીન નગર છે. દશપૂર્વધર લબ્ધિસપન્ન ભગવાન્ **શ્રી વજ્રસ્વામી** મહારાજના પાદસ્પર્શથી આ ભૂમિ પવિત્ર થયેલ છે. ખૂદ ત્રિશલાનદન નંદીવર્ધન રાજાએ મહાવીર પ્રભુની હયાતીમા ભરાવેલ અને તેથી જ **શ્રી જીવિતસ્વામિજી** તરીકે પ્રસિદ્ધ થયેલ શાસનપતિ **શ્રી વર્ધમાનસ્વામી** ભગવંતના ગગનચુંબી આલિશાન જિનમંદિરથી આ નગર શોભી રહેલું છે. તીર્થાધિરાજના ઉધ્ધારમાં અનર્ગલ લક્ષ્મીનો સદ્વ્યય કરનાર શ્રેષ્ઠિવર્ય **જાવડશાહ** અને મહારાજા ગુર્જરેશ્વર કુમારપાળની સામે ઉછામણીમાં સવા ક્રોડ સોનૈયાના ચઢાવાથી તીર્થમાળ પહેરી સવાક્રોડની કિંમતના મણિરત્નથી વિભૂષિત હારનું પરમાત્માના કંઠમાં આરોપણ કરનાર ધર્મવીર શ્રેષ્ઠિવર્ય શ્રીમાન **જગડુશાહ** જેવા નરરત્નોના જન્મથી આ ભૂમિએ **'રત્નસૂ'** નામને સાન્વર્થ કર્યું છે, કાશીના પંડિતોએ જેમને શાસ્ત્રવિશારદ જૈનાચાર્યનુ બિરુદ આપ્યું હતું તે સ્વ. શ્રીમાન્ વિજયધર્મસૂરિજીનો જન્મ પણ આ નગરમાં થયેલો હતો. એટલું જ નહિં પરંતુ જૈન–જૈનેતર સમાજમાં જેઓશ્રીની વિદ્વત્તા અજોડ ગણાય છે, જેઓનું નૈષ્ઠિ

બ્રહ્મચર્ય સંબંધી તેજ ભલાભલા રાજા મહારાજા અને મંત્રીશ્વરોને આંજી નાખે છે, જેઓના ધારાવાહી અમોઘ ઉપદેશથી તીર્થોધ્ધારાદિ શુભ કાર્યોમાં લક્ષ્મીનંદનોએ લાખો અને ક્રોડોની મીલ્કતનો સદ્વ્યય કર્યો છે, જેઓશ્રીની અદ્દભુત વ્યાખ્યાનશૈલીએ અસાધારણ પંડિતોને પણ નતમસ્તક બનાવ્યા છે, જેઓના ચારિત્રાદિ સદ્દગુણો અવર્ણનીય છે, વર્તમાન જૈન શાસનના જેઓ રાજા છે, શાસનદ્રોહીઓ જેના પ્રતાપથી થરથર કમ્પાયમાન થાય છે, શાસન અને ધર્મના સંરક્ષણ માટે જેઓએ આજ સુધી સંપૂર્ણ ભોગ આપ્યો છે તે જગદ્વન્ધ પ્રત્યૂષાભિસ્મરણીય સૂરિસમ્રાટ આચાર્ય મહારાજ **વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજશ્રીનો જન્મ આ મહુવા નગરમાં જ થએલો છે, તેઓશ્રીના પટ્ટાલંકાર સિધ્ધાન્તવાચસ્પતિ ન્યાયવિશારદ શ્રીમાન્ **વિજયદર્શનસૂરીશ્વરજી** મહારાજ આદિ અનેક મહાત્માઓએ આ ભૂમિને જ સ્વજન્મથી પાવન કરી છે. અમેરિકા જેવા દૂર દેશમાં જઇને જૈન ધર્મના તત્ત્વજ્ઞાનભર્યા સિદ્ધાન્તોને તે દેશની સરલ ભાષામાં વ્યાખ્યાનદ્વારા સમજાવનાર અને સ્થલે સ્થળે અહિંસા ધર્મના પ્રચાર સાથે જૈન સોસાઇટીઓ સ્થાપનાર સ્વ. બેરીસ્ટર શ્રીમાન્ **વીરચંદ રાઘવજી** તેમજ સમર્થ કલાકાર શ્રીમાન્ **નથુભાઇ મંછાચંદ** પણ આ મહુવા નગરના જ વતની હતા. એકંદર વિચારાય તો આ ભૂમિ જ કોઇ એવી વીરપ્રસૂ છે કે જ્યાં પ્રાચીન અર્વાચીન કાળમાં દાનવીર, ધર્મવીર સંખ્યાબંધ નરરત્નો પાકયા છે. આજે પણ એ મહુવાની પ્રજા પોતાની ભૂમિને વિભૂષિત કરનાર એ મહાન્ વ્યક્તિઓ માટે ગૌરવ ધરાવે છે.

### મહુવાને ફરતું આવેલું નાળીએરી અને આંબાનું સુંદર ઉપવન.

મહુવાનું પ્રાચીન નામ મધુમતી નગરી મધુમાવતી નગરી અથવા મધુપુરી કહેવાય છે. આ શહેર માલણ નદીના કિનારે વસેલું છે. બીજા શહેરોને પત્થરનો કિલ્લો અને તે પણ મનુષ્યકૃતિ જન્ય હોય છે જ્યારે આ શહેરનો પત્થરનો કિલ્લો તો લગભગ નષ્ટ પ્રાયઃ થઇ ગયો છે, પરંતુ શહેરની લગભગ ચારે બાજુ માઇલ માઇલ અથવા તેથી ન્યૂનાધિક પહોળાઇમાં પથરાયેલી કુદરતી વનરાજીનો કિલ્લો એવો રળીયામણો દેખાય છે કે પ્રેક્ષકનું મન હેરત પામી જાય છે. આ વનરાજીમાં યદ્યપિ અનેક પ્રકારના ભિન્ન ભિન્ન વૃક્ષોની જાતિઓ છે તો પણ નાળીએરી-આંબા, કેળ અને સોપારીના ઝાડોની ઘણી જ વિપુલતા જોવાય છે. અહિંના નાળીએર અને આંબા તો નાળીએરી અને જમાદાર કેરીને અંગે ખાસ વખણાય છે. નાળીએરી કેરીનું ફળ લગભગ નાના નાળીએર જેવડું હોય છે અને જમાદાર કેરીનો સ્વાદ જેણે ચાખ્યો હોય તેની જિહ્વામાં ફરીથી તે સ્વાદ ચાખવાની પુનઃ પુનઃ ચાહના થયા કરે છે અહિંના નાનકડા કેળાં પણ ઘણી મીઠાશથી ભરપૂર હોય છે. મહુવાની ઇશાન કોણમાં આવેલા માઇલોના વિસ્તારમાં પથરાયેલા **રાનબાગ**માં આ વસ્તુઓની ઉત્પત્તિ ઘણા મોટા પ્રમાણમાં થાય છે. ભાવનગર રાજ્યને એ રાનબાગની પેદાશ પણ સારી છે અને એ બાગ સદા ય સજીવન રહે તે માટે માલણ નદીમાંથી ખાસ નહેરો વાળવામાં આવી છે. આ બાગ ખાસ જોવા લાયક છે. બાગમાં દાખલ થયા બાદ તડકાનું તો કયાંઇ નામનિશાન પણ જણાતું નથી. શહેરની ચારે ય બાજુ આ પ્રમાણે વનસ્પતિ આવેલી હોવાથી ભરઉનાળામાં પણ અહિં લૂ વાતી નથી, અને ઠંડી હવાનો અનુભવ થાય છે. એથી આ શહેર **કાઠિયાવાડના કાશ્મીર** તરીકે પણ ગણાય છે. એક હવા ખાવાનું સુંદર સ્થળ પણ કહી શકાય, અને તેને અંગે ભાવનગર મહારાજા ઉનાળાની

ઋતુમાં ઘણી વાર અહિંઆ પધારે છે. આટલું સુખ છતાં ચારે બાજુ વનસ્પતિના બાહુલ્યને અંગે અહિંની આબોહવા જરા ભેજવાળી વધુ રહે છે, એક બાજુ નજીકમાં જ રહેલો ઘુઘવાટા મારતો આરબી સમુદ્ર, બીજી બાજુએ શત્રુંજય તીર્થાધિરાજના પવિત્ર ગિરિશૃંગોની હારમાળા, એ બન્ને વચ્ચે લીલાછમ જેવા ઘનઘોર વનસ્પતિના કુદરતી કિલ્લાથી શોભતું આ શહેર એરોપ્લેઇનમાંથી જોયું હોય તો હિંદની સ્વર્ગીય ભૂમિનું અવશ્ય સ્મરણ થઇ આવે તેમ છે.

## શહેરમાંના જોવા લાયક સ્થળો.

આ શહેરના અનેક જોવા લાયક સ્થળો પૈકી જૈનોનું ત્રણ શિખરબંધી વિશાળ ઉન્નત દેવાલય ખાસ દર્શનીય છે. દેરાસરની ફરતો ઘણો જ ઉંચો અને ઝરૂખાથી શોભતો કોટ, તેના મધ્યમાં આવેલું પ્રાચીન ઘાટનું ભવ્ય દેરાસર ને તેની કોતરણી પ્રેક્ષકને મુગ્ધ બનાવે છે. દેરાસરનો ગર્ભાગાર તો હજારોના ખર્ચે જયપુરી મીણાકારી કામથી એટલો સુશોભિત બનાવેલો છે કે જોતાં સાક્ષાત્ દિવ્યભુવનનો ભાસ થાય છે. અને એ બધા ય કરતાં શાંતરસ ભરપૂર શાસનપતિશ્રી **મહાવીરદેવની** ભવ્ય મોહક સુંદર પ્રતિમાનું દર્શન કરતાં ચક્ષુઓ તૃપ્ત બની જાય છે. કાઠિઆવાડના કોઇ પણ બીજા શહેરોમાં આવી સુંદર બાંધણીનું અને રોનકદાર જિનમંદિર પ્રાયઃ ક્યાંઇ પણ દૃષ્ટિગોચર થતું નથી. હમણા છેલ્લા દશકામાં આ વિશાલ મંદિરની જોડેના કમ્પાઉન્ડમાં જ સૂરિસમ્રાટ્ **વિજયનેમીસૂરીશ્વરજી** મહારાજના સદુપદેશથી હજારોના ખર્ચે ગુરુમંદિરના નામથી ઓળખાતું ચાર મજલાનું ભવ્ય જિનાલય બાંધવામાં આવ્યું છે. સાંભળવા પ્રમાણે જે સ્થલે સૂરિસમ્રાટ્નો જન્મ થયેલ છે તે સ્થલે જ આ જિનમંદિરની ભવ્ય ઇમારત તેઓશ્રીના ભક્તોએ લગભગ લાખ રૂપીઆના ખર્ચે ઉભી કરી છે. જિનમંદિરના અગ્રભાગમાં બન્ને બાજુએ રહેલા વિશાલકાય હાથીઓ, અંદરના મંડપમાં બેનમૂન કારીગરી, ત્રણેય ચોવીશીની સ્થાપના કરવા માટે આવેલી દહેરીઓ વિગેરે ઘણું જ દર્શનીય છે. દેરાસરના ચોથા માળ ઉપરથી તીર્થાધિરાજ **સિદ્ધગિરિ** ભગવાનના આબેહૂબ દર્શન થાય છે. છેલ્લા વર્ષમાં એક ત્રીજું દેરાસર શરૂ થયાનું પણ સાંભળવામાં આવ્યું છે. આ દેરાસરો ઉપરાંત વિશાલ ઉપાશ્રયો, શ્રી યશોવૃધ્ધિ જૈન બાલાશ્રમ, પાંજરાપોલ, જૈન પાઠશાલા વિગેરે સંસ્થાઓ જૈન સંઘમાં અસ્તિત્વ ધરાવે છે અહિંઆ જૈનોના લગભગ ૩૦૦ ઘરોની વસતી છે અને બધાય મૂર્તિપૂજક હોવા સાથે ધર્મરુચિવાળા છે. જૈન પ્રજા પણ સામાન્ય રીતે સાધનસંપન્ન છે. એકાદ વ્યક્તિએ તો જૈન તેમજ જાહેર સંસ્થાઓમાં હજારોનું દાન કરી પોતાનું નામ અમર કર્યું છે. ઇતરકોમમાં દાનગુણને અંગે મનજી નથુભાઇનું નામ પણ અહિં અતિશય પ્રસિદ્ધ છે. શહેરની પ્રજા તત્ત્વજિજ્ઞાસુ છે. કોઈ તત્ત્વામૃતનું પાન કરાવનાર હોય તો હજારો શ્રોતાઓ હર્ષભર હાજર થઇ જતા વાર લાગતી નથી.

## મહુવામાં બનતા હાથીદાંત અને લાકડાનાં રમકડાં.

અહિ હાથીદાંત તથા લક્કડકામ ઘણું સારું થાય છે. હાથીદાંતના અને લાકડાનાં રમકડાં એટલા બધા સુંદર અહિં બને છે કે તેની, પરદેશમાં સારી નીકાશ થાય છે. લાકડાની કેરી, જમરૂખ, દાડમ, સોપારી, એલચી, લવીંગ, ખારેક વિગેરે વસ્તુઓ એવી આબેહુબ બને છે કે આ સાચી છે કે બનાવટી લાકડાની છે તે ખાસ ખબર પણ પડતી નથી. એકંદર આ શહેરમાં

લગભગ ૨૫ હજાર માણસની વસતી છે. હાઇસ્કુલ, ગુજરાતી નિશાળ, કોર્ટ, વસુલાતીખાતુ, દવાખાનુ, ધર્મશાળાઓ વિગેરે લોકોપયોગી સ્થાનોને અંગે આ શહેરમાં જરા ય ઊણપ જણાતી નથી.

સંઘના સ્વાગત માટે શહેરમાં કરેલો અદ્‌ભુત શણગાર, સંઘનું બાદશાહી સામૈયું.

જામનગર જૈન યાત્રિક સંઘની પધરામણી થવાની હોઇ તેના સ્વાગત માટે કેટલાય દિવસો અગાઉથી જે તૈયારીઓ કરવાનું જૈન સંઘમાં શરૂ થઇ ગયું હતું, એ તૈયારીને અંગે ઉઠાવેલી રાત્રિદિવસની જહેમત તા. ૩–૨–૩૮ ના શુભ દિવસે સફલ થઇ. મહુવાની સમસ્ત પ્રજા આ દિવસે એ ધાર્મિક સંઘની પધરામણીને અંગે ખુશખુશાલ બની ગઇ હતી. મહુવા માટે કહો અથવા સમગ્ર ભાવનગર રાજ્ય માટે કહો, આ દિવસ એ એક યાદગાર દિવસ તરીકે સર્વ કોઇ વર્ગમાં જાહેર થયો હતો. સંઘના સ્વાગત માટે આખા ય શહેરને ખૂબ જ શણગારવામાં આવ્યું હતું. સ્થળે સ્થળે કમાનો, સૂરીશ્વરોનાં નામોથી અંકિત સ્વાગત બોર્ડો, સમગ્ર રસ્તાઓમાં ધ્વજા–પતાકાઓ, મુખ્ય સ્થળોમાં વાસણના માંડવાઓ અને તે ઉપરાંત સેંકડો સ્થળોએ ઊભી કરવામાં આવેલી કેળ–આશોપાલવની કમાનો વિગેરે સામગ્રીથી સમગ્ર શહેર અત્યંત સુંદર બન્યું હતું. રાજા મહારાજાના સ્વાગત કરતાં પણ આજનું મહુવાની પ્રજાએ કરેલું સ્વાગત અસાધારણ હતું. વાસણો અને હાંડાઓની કમાનો બરાબર મધ્ય ચોકમાં શ્રીયુત રમણિકલાલની અધ્યક્ષતામાં એટલી સુંદર બનાવવામાં આવી હતી કે પ્રેક્ષકો આશ્ચર્યમાં પડી જતા હતા. જાદરાથી ઉપડેલો સંઘ મહુવાના પાદરમાં આવી પહોંચતા લગભગ અગીઆર વાગે સામૈયાની શરૂઆત થઇ. સામૈયામાં ડંકો નિશાન, ઇન્દ્રધ્વજ, હાથી, મોટરોની લંગાર, મુસ્તુફા બેન્ડ, સંઘપતિનું સહુન વિગેરે સર્વ સામગ્રી ઉપરાંત મહુવા જૈનસંઘનો ચાંદીનો રથ, ઇન્દ્રધ્વજ, બેન્ડ ઇત્યાદિ સર્વ સરંજામ સામેલ રાખવામાં આવ્યો હતો. સામૈયાની લંબાઇ તથા શોભા અવર્ણનીય હતી અને સામૈયા સાથે ચાલતી લગભગ વીશ હજાર માનવમેદનીએ એ શોભામાં અપૂર્વ વૃધ્ધિ કરી હતી. ભાવનગર રાજ્યનાં ભૂષણસમા આ મહુવા શહેરમાં સંઘનું સ્વાગત કરવા માટે ભાવનગરના સરન્યાયાધીશ શ્રીમાન્ ભાસ્કરરાવભાઇ, જોઇન્ટ સરન્યાયાધીશ જીવરાજભાઇ, ભાવનગરના નગરશેઠ વિગેરે અગ્રણીમંડલ આવી પહોંચ્યું હતું અને એ બધું ય મંડળ સાજનના અગ્રભાગમાં ચાલતું હોઇ સંઘપતિની પ્રશંસામાં અદ્‌ભૂત વૃધ્ધિ થવા પામી હતી. આજુબાજુ તેમ જ દૂરથી સંખ્યાબંધ સદ્‌ગૃહસ્થો અહિં આવી પહોંચ્યા હતા. મુંબાઇથી શેઠ જીવતલાલ પ્રતાપશીએ ખાસ એરોપ્લેઇન મારફત અહિં આવીને સંઘના સ્વાગતમાં હાજરી આપી હતી. શહેરના નાના મોટા દરેક વિભાગોમાં ફરી, જિનમંદિરના દર્શન કરી લગભગ ત્રણ વાગે સંઘના કેમ્પમાં સામૈયું પાછું ફર્યું હતું. શહેરના પ્રત્યેક રસ્તાઓ હજારો માનવોથી ઉભરાઇ જતા હતા. આજસુધીમાં થયેલા સ્વાગતોને મહુવાના સ્વાગતે ભુલાવી દીધું હતું. શહેરમાં સ્થળે સ્થળે સૂરીશ્વર મહારાજાઓ પાસે સૌ. બહેનોએ કરેલી સેંકડો ગંહુલીઓ અને સંઘપતિના કંઠમાં આરોપણ થયેલા હારોની સંખ્યા ગણવી આજે મુશ્કેલ હતી. ઠેકાણે ઠેકાણે સંઘપતિને આકાશમાંથી પડતા પુષ્પોથી વધાવવામાં આવ્યા હતા. સંઘનો પડાવ આજે હંમેશ કરતાં વધુ સુશોભિત રીતે ઊભો કરવામાં આવ્યો હતો. રોશનીનો ઝગઝગાટ પણ આજે વધુ પ્રમાણમાં હતો. રાબેતા મુજબ પ્રભુપૂજા ભાવનાદિ કાર્યો થવા ઉપરાંત **શ્રી મહુવા જૈનસંઘ** તરફથી આજે નવકારશી કરવામાં આવી હતી.

## સૂરિસમ્રાટનું વ્યાખ્યાન.

અગાઉથી નક્કી થયા મુજબ બીજે દિવસે પણ સંઘનો કેમ્પ મહુવાખાતે રહેવાનો હોઇ તે દિવસે સૂરિસમ્રાટનું વ્યાખ્યાન,- સ્નાત્રમહોત્સવ, સંઘપતિને માનપત્ર વિગેરે કાર્યક્રમની યોજના થઇ હતી. પ્રાતઃકાળે નવ વાગતા સૂરિસમ્રાટ્ આચાર્યપુરંદર શ્રીમાન **વિજયનેમિ-સૂરીશ્વરજી** મહારાજનું વિદ્વત્તાભર્યું પ્રવચન શરૂ થયું હતું. તેઓશ્રીની ગંભીર ગર્જનાએ અને રમુજી દષ્ટાંતો સાથે તત્ત્વજ્ઞાનભરી વાણીએ શ્રોતાઓને ખૂબ આનંદ આપ્યો હતો. સંખ્યાબંધ સાધુ-સાધ્વીઓ, લગભગ અઢી ત્રણ હજાર માનવસમુદાય અને અમલદાર વર્ગની હાજરી ખાસ ધ્યાન ખેંચનારી હતી. બે કલાકે પ્રવચન પૂર્ણ થતાં સર્વ યાત્રિક ભાઇઓ શહેરના જૈન દેરાસરમાં સ્નાત્રમહોત્સવમાં જોડાયા હતા. મોહનભાઇ તથા ગવૈયા હીરાલાલે સ્નાત્રમાં ખૂબ ઠાઠ જમાવ્યો. અષ્ટપ્રકારી પૂજામાં પણ લગભગ પાંચ સો ઉપરાંત રકમનો ચઢાવો થયો હતો.

## માનપત્રનો મેળાવડો અને પ્રમુખસ્થાને બિરાજમાન નો. સર પ્રભાશંકર પટણીજી.

લગભગ ચાર વાગે સંઘપતિને માનપત્ર આપવાનો સમારંભ યોજવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાન માટે ભાવનગરના બુઝર્ગ દિવાન સાહેબ **સર પ્રભાશંકર પટણીજીનું** અગાઉથી નક્કી થએલ હતું. રાજકીય પુરુષોની ગણતરીમાં પટણીજીનું સ્થાન જેમ જગમશહૂર છે, તે પ્રમાણે ધાર્મિક વિષયમાં પણ પટણીજી ઘણો જ ઊંડો રસ લેનારા છે એમ તેઓના પરિચિતોને માલૂમ છે. તેઓ ભાવનગરથી ખાસ સ્પેશિયલ ટ્રામ-રેલ્વેમાં મહુવા લગભગ બે વાગતાં આવી પહોંચ્યા. સર ન્યાયાધીશ ભાસ્કરરાવભાઇ તો અહિં અગાઉથી આવેલા હતા. તે ઉપરાંત પટણીજી સાથે બીજો અમલદારી સ્ટાફ પણ આવી પહોંચ્યો હતો, પટણીજીની સર-ભરામાં મુખ્યત્વે શેઠ અમરચંદ જસરાજના સુપુત્ર શ્રીયુત ખાંતિભાઇ હાજર હતા. સંઘના કેમ્પમાં આવ્યા બાદ, તેઓશ્રી સીધા સૂરિસમ્રાટની મુલાકાતે ગયા હતા, જ્યાં લગભગ અર્ધો કલાક સુધી હાસ્યવિનોદ સાથે તત્ત્વજ્ઞાનની વાતો થઇ હતી. શ્રી પટણીજીને જેવી સૂરિ-સમ્રાટની વિદ્વત્તા અને ચારિત્રશીલતા માટે ભારે સન્માન હતું તે જ પ્રમાણે સૂરિસમ્રાટનો પટણીજીની કાર્યદક્ષતા અને વ્યવહારધર્મકુશળતાને અંગેનો સદ્ભાવ વાતચીતના પ્રસંગ દરમ્યાન સ્પષ્ટ જણાઇ આવતો હતો. માનપત્ર અર્પણ કરવાનો સમય થતાં માનપત્રના મેલા-વડા માટે ખાસ ઊભા કરેલા આલિશાન સમીયાણામાં સહુ કોઇ પધાર્યા બેન્ડે સલામી આપી. આખો ય સામીયાણો શ્રીમંતો, અધિકારીઓ તેમજ હજારો સ્ત્રીપુરુષોથી-પ્રેક્ષકોથી ખીચો-ખીચ ભરાઇ જવા ઉપરાંત સેંકડો ભાઇઓ બહારના ભાગમાં બેઠેલા દષ્ટિગોચર થતા હતા. આજ સુધીમાં ઘણા ય માનપત્રના મેળાવડાઓ થયા હતા, પરંતુ આજના મેલાવડાનો રંગ કોઇ ઓર જ દેખાતો હતો અને તેનું કારણ જો કાંઇપણ હોય તો તે સંઘપતિના પુન્યપ્રકર્ષ સાથે પ્રમુખ મહાશયની મહત્તા હતી.

## માનપત્રના મેળાવડાનો કાર્યક્રમ અને સંઘપતિની સખાવત.

પ્રારંભમાં બાળકોના તેમજ બાળાઓના પ્રભુસ્તુતિ સંબંધી મંગલ ગીતો થયા બાદ શ્રીયુત સોમચંદભાઇએ આમંત્રણ પત્રિકા વાંચી સંભળાવી હતી. ત્યારબાદ શેઠ કેશવલાલભાઇની

દરખાસ્ત થતાં શ્રીમાન્ **પટણીજીએ** પ્રમુખસ્થાન લીધું અને શ્રી વનમાળીદાસે જૈન સંઘ તરફથી આપવાનું માનપત્ર વાંચી સંભળાવ્યું. ત્યારપછી બીજું માનપત્ર મહુવાના મહાજન તરફથી આપવાનું હોઇ શ્રીમાન્ નગરશેઠ હરિલાલભાઇ કે જેઓ ઘણા બુદ્ધિમાન અને પ્રજ્ઞાવંત છે તેમણે વાંચી સંભળાવ્યું હતું. એ બન્ને માનપત્રો મહુવા જૈન સંઘ તથા મહુવા મહાજન તરફથી પ્રમુખ શ્રીમાન્ પટણીજીના હાથમાં આપતાં શ્રી પટણીજીએ ચાંદીના સુંદર કાસકેટ સાથે સંઘપતિશ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ પોપટભાઇ તથા સંઘપતિ ચુનીભાઇને બન્ને માનપત્રો તાલીઓના ગડગડાટ અને જયનાદો સાથે અર્પણ કર્યાં હતા સાથે સાથે ભાવનગર સ્ટેટ તરફથી એક થાળમાં રૂા. ૫૦૦ રોકડા, પોષાક અને કિંમતી શાલ સંઘપતિઓને એનાયત કરવાનું જાહેર કર્યું હતું. છેલ્લા સૈકામાં રાજ્યો તરફથી સંઘપતિનું આવું ગૌરવભર્યું સન્માન થવાનો સુપ્રસંગ આ પહેલો જ હોઇ સહુ કોઇના મુખમાંથી ધન્ય શબ્દો નીકળતા હતા. અનુક્રમે સંઘપતિ તરફથી સંઘના સેક્રેટરીએ ઉભય માનપત્રનો જવાબ ઘણો જ સુંદર રીતિએ વાંચ્યો હતો અને રાજ્યે કરેલા સન્માન અને સંઘના સંરક્ષણ માટે આપેલા સહકાર સંબંધી આવકારદાયક આભાર માની સંઘપતિની ઇચ્છા મુજબ જૈન તેમજ જૈનેતર સંસ્થાઓમાં નીચે જણાવેલા લીસ્ટ પ્રમાણે એકંદર ૨૨૦૦) ઉપરાંતની પ્રશંસનીય સખાવત જાહેર કરી હતી.

મહુવામાં કરેલ સખાવતોની નોંધ—

| | |
|---|---|
| ૫૦૧) જૈન બાલાશ્રમ | ૨૫) સોરઠીઆ બોર્ડીંગ |
| ૨૫૧) પાંજરાપોળ | ૨૫) મેવાડા બોર્ડીંગ |
| ૨૦૧) સાધારણ ખાતુ | ૨૫) ખોજા બોર્ડીંગ |
| ૧૦૧) દેરાસર | ૧૨૫) પાંચ મદ્રેસાઓ |
| ૧૦૧) ભોજનશાલા | ૨૫) ગાંધી ચેરીટી ફંડ |
| ૧૦૧) ગૌરક્ષા | ૨૫) બાળાઓને મીઠાઇ |
| ૫૧) જૈન પાઠશાલા | ૫૧) છોકરાઓને મીઠાઇ |
| ૫૧) જૈન કન્યાશાળા | ૨૫) સંન્યાસ આશ્રમ |
| ૫૧) જૈન લાયબ્રેરી | ૫૧) મનજીભાઇ નિરાશ્રિત ફંડ |
| ૫૧) મહુવા લાયબ્રેરી | ૨૫) કપોળ બોર્ડીંગ |

[ આ સિવાય આજુબાજુના ગામડાવાલાઓને અપાયેલી રકમ જુદી ]

ઉપર મુજબ સખાવતોની જાહેરાત સાથે સંઘપતિ તરફનું વકતવ્ય પૂર્ણ થતાં પ્રમુખપદે બિરાજમાન બુઝગ સર પ્રભાશંકર પટણીજીએ સંઘપતિ અને ધાર્મિક સંઘ સંબંધી હૃદયના ઊંડાણમાંથી લાગણીભર્યા સદ્બોધાત્મક અને પ્રેરક વચનો ઉચ્ચારતાં અર્ધા કલાક સુધી મનનીય પ્રવચન રજૂ કર્યું હતું જેનો સંક્ષિપ્ત સારાંશ આ સાથે છે—



# ના. શ્રીમાન્ પટ્ટણીજીનું મનનીય વક્તવ્ય

"આજનો પ્રસંગ અતિશય આનંદભર્યો છે, આવી ધાર્મિક સભાઓમાં હાજર રહેવામાં મને બહુ જ આનંદ આવે છે, પરંતુ એવા પ્રસંગો મને બહુ થોડા મળે છે. સંઘપતિ લાંબો પંથ કાપી મહાન તીર્થોની યાત્રાર્થે જે નીકળ્યા છે તેમનું ધ્યેય સ્વજીવનનું કલ્યાણ કરવું તે છે તેમજ લોકકલ્યાણની ભાવના પણ તેમાં રહેલી છે. સંઘમાં અઢળક દ્રવ્યનો સન્માર્ગે જે વ્યય થઇ રહ્યો છે, તે બીના સામાન્ય નથી. સંઘમાં આવનાર, પાંચ મિનિટ પણ પ્રભુસ્મરણ કરે તો તેટલો સમય તેમને માટે મહત્ત્વનો છે અને જૈન તેમ જ સમસ્ત પ્રજાનો આનંદ તો ચિરસ્મરણીય રહેશે, પરંતુ સમગ્ર ભાવનગર રાજ્યમાં આજનો દિવસ સુવર્ણ દિવસ તરીકે ગણાશે.

ભાવનગર રાજ્યે કરેલા સ્વાગત માટે શેઠ સાહેબે જે આભારના શબ્દો ઉચ્ચાર્યા તે સ્વાગત તો ખરેખર શેઠજીએ આરંભેલા અને નિર્વિઘ્નપણે લગભગ પૂર્ણ થવા આવેલા આ ભગીરથ ધર્મકાર્યને આભારી છે. ધાર્મિક કાર્ય કરવા તત્પર થયેલ વ્યક્તિઓનાં સ્વાગતમાં તે સ્થાનની અને ત્યાંના રાજ્યની જ શોભા રહેલ છે એવું મારું ખાસ મન્તવ્ય છે.

ભાવનગર રાજ્યની ભાવનાનું મહુવા એ શરીર છે, તેથી જ ભાવનગરની જનતાની પણ હાર્દિક ભાવના અહિં પ્રગટ કરવાને અર્થે ત્યાંની જનતાએ તારનો સંદેશો પાઠવ્યો છે જે અગાઉ આપણે સાંભળી ગયા છીએ.

આવા પુણ્યકાર્યો કરનારાઓ પોતાનું અને પરનું કલ્યાણ સાધે છે એ ચોક્કસ છે. આટલી સાદી વાત આપણે ત્યારે જ સમજી શક્યા કહી શકાય કે જ્યારે આપણે પ્રાપ્ત થએલી લક્ષ્મી તીજોરીના દ્વારો ખુલ્લા મૂકી યોગ્ય ક્ષેત્રોમાં સ્વ-લક્ષ્મીનો સદ્વ્યય કરીએ. સંઘપતિ શેઠ પોપટભાઇ તથા સંઘપતિ શેઠ ચુનીભાઇની માફક સ્વલક્ષ્મીનો લ્હાવો લેવાનું આપણે શીખીએ તો કેવું સારૂં ? જેઓને ઇશ્વરે ભંડારો આપ્યા છે તેવાઓમાં આવી ઉદાર ભાવનાવાળો કોઇ વિરલો જ જાગે છે. જે વિરલાઓ પોતાના ભંડાર ખુલ્લા દિલે ખુલ્લા મૂકે છે, તેઓ પોતાના કલ્યાણ સાથે દુનિયાનુ પણ કલ્યાણ સાધે છે. દેવાતુ દ્રવ્ય ખૂટતું નથી, તે દઇને રાજી થાય છે, લેવાવાળો લેવામાં રાજી થાય છે, એટલે જે લક્ષ્મીનો સદ્વ્યય કરતાં શીખતો નથી તેને કુદરત પણ દ્રવ્ય આપતી અટકી જાય છે. વધુમાં આગળ બોલતા તેઓશ્રીએ જણાવ્યું હતુ જે જામનગર એ કાઠિઆવાડનું મશહુર શહેર છે, ત્યાં હિંદુ મંદિરો અને મસ્જીદોની સંખ્યા વિપુલ પ્રમાણમાં છે, એવા સ્થળમાં પેદા થયેલી આ વ્યક્તિ આવી રીતે જે અઢળક પૈસાનો સદ્વ્યય કરી પુણ્ય હાંસલ કરે છે, તે ખરેખર પોતાના આત્માનુ અસાધારણ કલ્યાણ સાધે છે.

મનુષ્ય ભવનુ જે કાંઇ કર્તવ્ય હોય તો તે એક જ કે પ્રાપ્ત કરેલી લક્ષ્મીનો સત્કાર્યમાં વ્યય, અને એનુ જ પ્રત્યક્ષ ઉદાહરણ આપણે બીજે જોવા ન જતાં અહિં જ જોયું, કારણ કે હમણા જ સંઘપતિજીએ જૈન તો શુ ? પણ જૈનેતર સંસ્થાઓમાં યાવત્ મદ્રેસાઓમાં પણ આર્થિક ઔદાર્ય પ્રદર્શિત કર્યુ છે. મારે અહિ આવવાનુ કારણ એક જ કે આવા શેઠીયા લોકોની ઉદારતા અને દાક્ષિણ્યાદિ ગુણોનું બહુમાન કરવુ અને તે ગુણોનો જનતામાં વિસ્તાર કરવો એ મારુ પ્રથમ કર્તવ્ય છે. જૂના જમાનાનું તેમનુ કદાવર શરીર હોઇ તેઓ જે પગપળો કેટલોક વિહાર કરી ચૂકયા છે તે પણ ધન્યવાદને પાત્ર છે. "જૈનશાસન" એમાં શાસન શબ્દનો મર્મ જે સમજી શકે તેને માટે કહેવુ યોગ્ય નથી, તો પણ સામાન્ય રીતે કહેવુ જોઇએ કે સ્વૈચ્છિક વર્તન રાખનારાઓ ઉપર જે દબાણ કરવું, હુકમ કરવો તેનુ નામ શાસન, એ શાસન શબ્દનો જૈન શબ્દ સાથે સમન્વય કરેલો છે

સ્થાને સ્થાને આ સંઘ અને સંઘપતિના જે વખાણ સાંભળ્યા છે તે આ સંઘ રહે ત્યાં સુધી જ નહિ પણ ચિરકાળ જીવંત રહે તેમ ઇચ્છુ છુ. છેલ્લે છેલ્લે શ્રીમાન પટણીજીએ પોતાનુ વકતવ્ય પૂર્ણ કરતાં જણાવ્યુ હતુ કે છેવટમાં મારા હૃદયના ભાવ વ્યકત કરતો હુ ભાવનગર સ્ટેટ તરફથી આપને આ ભેટ સમર્પણ કરું છુ.

[ એમ કહીને રૂા. ૫૦૦) તથા પોષાક અને કિંમતી શાલ અર્પણ કરવામાં આવી હતી જે સંઘપતિએ સહર્ષ સ્વીકારી હતી ] બાદ પુલ હારતોરાનો વિધિ થયો અને પ્રાંતે મહુવાના બાહોશ નગરશેઠે પ્રમુખશ્રીનો આભાર માનતા જણાવ્યું હતું કે-પ્રજાપ્રિય નામદાર પટણીજી સાહેબ પ્રજાહિતાર્થે અનેક કાર્યો કરી ચૂકયા છે, એમના ગુણો માટે મારામા બોલવાની અલ્પાશે પણ શકિત નથી તો પણ તેઓશ્રીએ વયોવૃદ્ધ હોવા છતા આટલો પરિશ્રમ વેઠી અહિં સુધી પધારી આજના પ્રમુખસ્થાનને અલંકૃત કર્યું છે તે તેમની પ્રજા તરીકે આપણે માટે અત્યંત ગૌરવનો વિષય છે. આ બાબતમા આપણે તેઓશ્રીનો જટલો આભાર માનીએ તેટલો ઓછો છે. તેઓને પરમાત્મા દીર્ઘાયુષ્ય બક્ષે અને રાજ્ય તેમજ પ્રજાહિતના હજુ પણ વધુ કાર્યો સાધે એમ પરમાત્મા પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે. બાદ વિદાયગિરિના ગીત સાથે ભારે આનંદ વચ્ચે મેળાવડો વિસર્જન થયો હતો

## પટણીજી તથા સંઘપતિ વિગેરે ચ્હા પાણીની પાર્ટીમાં

મેળાવડામાંથી ઊઠીને ના પટણીજી તથા સંઘપતિજી વિગેરે પોતપોતાના સ્ટાફ સાથે કચેરીના તંબુમા કે જ્યાં આગઝ ચ્હાપાણીની પાર્ટી યોજવામાં આવી હતી ત્યા પધાર્યા હતા, અને પાર્ટી દરમ્યાન પરસ્પર આભારના શબ્દો બોલાયા હતા, તુરત જ પટણીજી પોતાના સ્ટાફ સાથે સ્પેશિયલ ટ્રેઇનમા રવાના થયા હતા જતા જતા પણ સંઘ અને સંઘપતિ તરફના પ્રેમને અંગે 'બનશે ત્યા સુધી તલાજા તેમજ પાલીતાણા ખાતે આવવાની આગાહી ' આપતા ગયા હતા.

સાંજે સંઘપતિ તરફથી વોરા ધારશીભાઇ દેવરાજના નામે નવકારશી કરવામા આવી હતી.



જામનગર સ્ટેટ દિવાનસાહેબ શ્રીમાન
મહેરવાનજી સાહેબ



સ્વ. સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી.
કે. સી. એસ. આઈ.

આનંદ પ્રેસ-ભાવનગર.

શેઠ આણંદજી કલ્યાણજીને ૧૧૦૦૧ ની રકમ આપવાનો નિર્ણય.

જે જે સંઘપતિઓ તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિરાજની યાત્રાએ સંઘ સહિત પધારે છે તેઓ તીર્થના સંરક્ષણ તેમજ નિભાવ માટે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીમાં હજારોની રકમો અર્પણ કરે છે. રાજનગર (અમદાવાદ)ના સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ **માણેકલાલ મનસુખભાઇએ** પણ સંઘના પ્રસંગમાં સારી રકમ અર્પણ કરી હતી, તે રકમ કેટલી આપવી તેનો નિર્ણય તીર્થાધિરાજની છાયામાં દાખલ થયા પહેલાં લગભગ થઇ જાય છે, પેઢીના મુનીમો વિગેરે પણ તે માટે અગાઉથી સંઘપતિ પાસે પહોંચી જાય છે. એ રિવાજ મુજબ શેઠ આણંદજી કલ્યાણજી( પાલીતાણા )ના મોટા મુનીમ, પાલીતાણાના નગરશેઠ શ્રીમાન્ વનમાળીદાસ બેચરભાઇ વિગેરે મહુવાખાતે આવી પહોંચ્યા હતા. અને તીર્થ ખાતે રકમ ભરાવવા સંબંધી વિનંતિ કરવામાં આવતા સંઘપતિ તરફથી રૂા. ૧૧૦૦૧) ની જંગાવર રકમ આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું.

સંઘનું તલાજા તીર્થ તરફ પ્રયાણ.

બધા ય શહેરો કરતાં સામૈયાની અપેક્ષાએ, માનપત્રના મેળાવડાની અપેક્ષાએ, બહારગામથી આવેલા હજારો પ્રેક્ષકોની અપેક્ષાએ, પૂજા-ભાવના અને સખાવતોની અપેક્ષાએ મહુવાએ ચઢિયાતો નંબર મેળવ્યો હતો. બીજે દિવસે. **વોરા ધારશીભાઇ દેવરાજના** નામે સંઘપતિ તરફથી નવકારશી કરવામાં આવી હતી. મહુવાના સ્વાગતમાં સ્થાનિક જૈન આગેવાનો ધામી લક્ષ્મીચંદ ભાણજી, શેઠ લલ્લુભાઇ, શેઠ હીરાચંદ માધવજી વિગેરે ઉપરાંત નગરશેઠ હરિલાલભાઇ અને રમણિકલાલ ખુશાલ, વનમાળીદાસ, બાબુભાઇ વિગેરે યુવકવર્ગનો તનતોડ રાત્રિ-દિવસનો પ્રયાસ હતો. એ પ્રયાસ સંપૂર્ણપણે ફતેહમંદ પણ થવા પામ્યો હોય એમ સંઘના સર્વ ભાઇઓને, સ્થાનિક પ્રજાને અને બહારના મહેમાનોને જણાઇ આવતું હતું. આમ કાઠિયાવાડના કાશ્મીર સમા અને ભાવનગર રાજ્યના અલંકાર સરખા મહુવામાં તા. ૩ અને ૪ એમ બે દિવસ સુધી આનંદ-કલ્લોલ કરતા તા. પાંચમીની વહેલી સવારે ડંકા અને નોબતના દિવ્ય સરોદ સાથે જામનગર જૈન યાત્રિક સંઘે તલાજા તરફ પ્રયાણ શરૂ કર્યું.








## દાનવીર સંઘપતિ શ્રીમાન્ શેઠશ્રી પોપટલાલ ધારશીભાઇ તથા
## શ્રીમાન્ શેઠશ્રી ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ

અમો મહુવાની સમસ્ત પ્રજા આપ યાત્રાર્થે મોટા સંઘ સહિત અમારા મહુવા નગરમાં પધારતાં ઘણો હર્ષ પામીને આપ શ્રીમાનોને અભિનંદન કરીએ છીએ.

આ પ્રાચીન શહેરમાં અનેક નરરત્નો પાક્યાં છે તેનો જગમશહૂર ઇતિહાસ છે. વર્તમાન કાળમાં શાસ્ત્રવિશારદ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી અને સદ્ગત વિજયધર્મસૂરીશ્વરજી જેવા મહાપુરુષોએ એ ઇતિહાસમાં સુંદર વધારો કર્યો છે. તેમના ઉપદેશથી આપ આ મહાન પુણ્યકાર્ય કરી રહ્યા છો, અને તેને લીધે અમોને મહાન પુણ્યાત્માઓના દર્શનનો લાભ પ્રાપ્ત થયો છે.

આપની ઊંચી ધર્મભાવનાની સાથે આપ જ્યાં જ્યાં વિચર્યા છો ત્યાં ત્યાં જાહેર સંસ્થાઓને સહાય આપી રહ્યા છો, અને એ રીતે આપ સમસ્ત માનવ જાતિના કલ્યાણને માટે મદદ આપી આપનો ધર્મ દાખવી રહ્યા છો, તે માટે આખી પ્રજા આપના તરફ માનની દૃષ્ટિથી જોઇ રહી છે.

આપ આવા અનેક શુભ કાર્યો કરો અને પ્રભુ આપને દીર્ઘાયુ અર્પે, આપની દિનપરદિન ચઢતી કરે એ જ પ્રાર્થના !!!

મહુવા. તા. ૪ ફેબ્રુઆરી, ૧૯૩૮, શુક્રવાર.

### લી૦ આપના ગુણાનુરાગીઓ

| | |
|---|---|
| શેઠ હરિલાલ મોનદાસ નગરશેઠ | મેતા કુબેરદાસ પરભુદાસ |
| દોશી છગનલાલ લવજીભાઇ | બ્રહ્મક્ષત્રી ત્રિભુવનદાસ અમરશી |
| શેઠ જમનાદાસ નાથાભાઇ | ખોજા શરીફભાઇ દામજી |
| પારેખ નંદલાલ વલભદાસ | ખોજા હાજી હાસમભાઈ જીવાભાઈ |
| બુસા જેઠાલાલ રામજી | વોરા કાદીભાઈ ઇબરાહીમજી |
| ધામી લક્ષ્મીચંદ ભાણજી | મેમણ અલીમામદ તૈયબ |
| વાસા દયાળ ભટુર | દેશાઇ વાલાભાઇ પ્રતાપરાય |
| શેઠ કેશવલાલ નાનચંદ | કંસારા જગજીવન વશરામ |
| પારેખ કલ્યાણજી વાલજી | વકીલ વ્રજલાલ મુળચંદ |



શ્રીમહાવીરાય નમઃ

# અભિનંદન પત્રિકા

मंगलं भगवान् वीरो मंगलं गौतमः प्रभुः ।
मंगलं स्थूलिभद्राद्या जैनधर्मोऽस्तु मंगलं ॥

## દેવગુરુભક્તિકારક, પુણ્યપ્રભાવક દાનવીર જામનગર-નિવાસી સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ પોપટલાલ ધારશીભાઈ તથા શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ,

શ્રી જૈનશાસનનાયક, તીર્થોન્નતિકારક, બાળબ્રહ્મચારી, સૂરિસમ્રાટ આચાર્યશ્રી **વિજયનેમિસૂરીશ્વરજી**, આગમોદ્ધારક આચાર્યશ્રી **સાગરાનંદસૂરીશ્વરજી**, સિદ્ધાંતવાચસ્પતિ આચાર્યશ્રી **વિજયોદયસૂરીશ્વરજી** તથા આચાર્ય શ્રી **વિજયમોહનસૂરીશ્વરજી**, મહારાજોના સદુપદેશથી આપ શ્રીમાનો નવાનગરથી ચતુર્વિધ સંઘ સહિત પ્રસ્થાન કરી, પરમ પવિત્ર શ્રી રૈવતગિરિ, શ્રી પ્રભાસપાટણ, શ્રી અજારા પાર્શ્વનાથજી વિગેરે સૌરાષ્ટ્રના સુરમ્ય પુણ્ય તીર્થોની "છ"રી પાળતા, શ્રી તાલધ્વજગિરિ, શ્રી કદમ્બગિરિ તથા તીર્થાધિરાજ **શ્રી શત્રુંજય** તરફ પ્રયાણ કરતાં, અમારા મહાપુણ્યયોગે, દશપૂર્વધર ભગવંત **શ્રી વજ્રસ્વામી મહારાજ**ના પાદ વિહારથી પુનિત થએલ તથા તીર્થોદ્ધારક શ્રેષ્ઠિવર્ય **જાવડશા**, પરમાર્હત ગુર્જરેશ્વર **કુમારપાળ મહારાજ**ની સામે ઉછામણીમાં સવાક્રોડથી તીર્થમાળ પહેરી, સવાક્રોડના મણિથી વિભૂષિત હારને શ્રી પરમાત્માના કંઠે આરોપણ કરનાર શ્રેષ્ઠિવર્ય **શ્રી જગડુ**, શાસ્ત્રવિશારદ જૈનાચાર્યશ્રી **વિજયધર્મસૂરીશ્વરજી**, ચીકાગોમાં ભરાએલ વિશ્વધર્મપરિષદના જૈન પ્રતિનિધિ બેરિસ્ટર શ્રીયુત **વીરચંદ રાઘવજી ગાંધી**, વિદ્યમાન શાસનપ્રભાવક, શાસનસમ્રાટ્ આચાર્યશ્રી **વિજયનેમિસૂરીશ્વરજી** તથા ન્યાયવાચસ્પતિ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી **વિજયદર્શનસૂરીશ્વરજી** આદિ પ્રાચીન અને અર્વાચીન નરરત્નોની જન્મભૂમિ, કાઠિઆવાડના કાશ્મીર સમા, જીવિતસ્વામિના મનોહર બિમ્બથી વિભૂષિત થએલ, શિલાલેખો અને તાડપત્રી પુસ્તકોમાં ઉલ્લેખાએલ અમારા આ પ્રાચીન ઇતિહાસપ્રસિદ્ધ **મધુમતીનગરમાં** [ **મહુવામાં** ] પધારતા અમો શ્રી સંઘ અતિ આહ્લાદ પામતા આ માનપત્ર દ્વારા આપ શ્રીમાનોને સત્કારીએ છીએ.

આજના અનેકરંગી વ્યવસાયી જીવનનો અભ્યાસ છતા મનુષ્ય જીવનના સત્ય ધ્યેય દાન-શીળ-તપ અને ભાવને આપ સાહેબો વર્તનમા ઉતારી રહેલા છો એ જોઇને અમોને અત્યંત આનંદ થાય છે.

આપ શ્રીમાનોએ જામનગરમાં શ્રી વર્ધમાન તંત્ર આયંબીલ ખાતુ સ્થાપવામા અને આપણા સાધર્મિક ભાઇઓને સહાય આપવામાં ઉદાર હાથે આપના દ્રવ્યનો સુવ્યય કરી શાસનની શોભામા વૃદ્ધિ કરી છે તે જાણી અમારા અંતઃકરણ હર્ષથી ઉભરાય છે

આધુનિક ઉચ્ચ કેળવણીના ઉત્તેજનાર્થે, શ્રી જૈન વિદ્યાર્થી ભુવન તેમજ જ્ઞાન મંદિર સ્થાપવામા આજના યુગની આપે પીછાણુ કરી છે તથા આ યુગમા અતિ વિસ્તરેલ ક્ષયના દર્દીઓની રાહત માટે જામનગરમા સેનીટેરીયમ બંધાવવામા રૂા ૫૦૦૦૦) પચાસ હજારની નાદર રકમ અર્પીને આપની જનસેવાવૃત્તિ માટે સર્વદેશીય ઉદાર હૃદયનો પરિચય કરાવ્યો છે

વિશેષ કેટલુંક કહીયે ? ચાલુ સંઘયાત્રામા જૈન અને જૈનેતરોની માગણીઓને યોગ્ય પ્રમાણમા આપ પોષણુ આપી રહ્યા છો એ સૌ કોઇને વિદિત છે

રેલ્વે મોટરના વીજળીક જમાનામા શહેરી જીવન, ગ્રામ્ય જીવનથી અપરિચિત રહેવા પામે છે તેવા સમયમા પ્રાચીન પ્રણાલિકાને અનુસરી આવા પાદવિહારથી ગ્રામ્ય જીવનનો અભ્યાસ કરવાનો, તેમના સુખ-દુખો જાણી યથાશક્તિ મદદરૂપ થવાનો આપનો પ્રયત્ન ખરેખર સ્તુતિપાત્ર છે.

ભવ્ય સમવસરણથી વિરાજિત સુંદર દેવનગર હમેશા વસાવવુ, ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણસોની અનુકૂળતાઓ સાચવવી અને દરેકમા, દરેકના મુખથી પ્રશંસાના ઉદ્‌ગારો સાભળવા એ ઘણી કાર્યદક્ષતાનુ સૂચન કરે છે.

આપ શ્રીમાનો આવો મોટો સંઘ લઇ આ તરફ પધારવાના સમાચાર અમારા અખંડ પ્રૌઢપ્રતાપ નેકનામદાર મહારાજા સાહેબશ્રી કૃષ્ણકુમારસિંહજી બહાદુરને વિદિત થતા તેઓ નામદાર સાહેબ ઘણા ખુશી થયા છે અને તેઓ નામદાર સાહેબની ઇચ્છાનુસાર મહેરબાન દીવાન સાહેબ અનંતરાયભાઇ પ્રભાશંકર પટ્ટણી સાહેબે આ રાજ્યની હદમા આપના પ્રયાણ દરમિયાન દરેક જાતનો બંદોબસ્ત કરી સગવડ જાળવવા જે ઉદારતા બતાવી આ રાજ્યના ગૌરવમા વધારો કર્યો છે તે માટે અમો તેઓ નામદારોના આભારી છીએ

વાલાસાન મહેરબાન સર પ્રભાશંકર પટ્ટણી સાહેબ કે સી આઇ ઇ એ અમારી વિનતિ સ્વીકારી આ સમારંભની આગેવાની લેવા જે તકલીફ ઉઠાવી છે તે માટે તેઓ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ

શાસન દેવ આપ સાહેબનો આ શુભ પ્રયાસ અને પ્રવાસ નિર્વિઘ્ને પાર પાડવા સાથે આપને દીર્ઘાયુષ્ય બક્ષે એવુ પ્રાર્થીએ છીએ.

મહુવા [ મધુમતી ] કાઠિઆવાડ
તા ૪-ફેબ્રુ-૩૮, શુક્રવાર
માઘ શુક્લ ચતુર્થી
વીર સંવત ૨૪૬૪.

લી૦ ધર્મસ્નેહાધીન

**શ્રી મહુવા જૈન સંઘ**



શ્રી તાલધ્વજગિરિના રમણીય શૃંગ ઉપરથી-સંઘકેમ્પનું મનોરંજક દ્રશ્ય.

આનંદ પ્રેસ-ભાવનગર



# મહુવાના માનપત્રનો જવાબ

તા. ૪-૨-૧૯૩૮

ॐ

भवबीजांकुरजनना, रागाद्याः क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥ १ ॥

સ્વપરાક્રમી, જગવિખ્યાત, રાજ્યનીતિનિપુણ ઓનરેબલ સર પટ્ટણી સાહેબ, પવિત્ર પંચતીર્થીના મહુવા ઊર્ફે મધુમતી બંદરના અમારા ભાવિક સ્વધર્મી બંધુઓ અને સંસ્કારી મહુવાના પ્રજાજનો, અત્રે પધારેલ ભાવનગર રાજ્યના અધિકારી સાહેબો, અન્ય સુશિક્ષિત બહેનો અને મહાશયો,

હાલ સોરઠ તરીકે ઓળખાતા પ્રદેશનું સૃષ્ટિ સૌન્દર્ય નીહાળવા ઉપરાંત ત્યાંના પ્રખ્યાત પવિત્ર તીર્થોની લગભગ બે માસ સુધી યાત્રા-સ્પર્શના પૂજા ગુણગાન આદિ કરવાનો લ્હાવો લેવાથી અમોને આનંદ થાય એ સ્વાભાવિક છે. કારણ અમારા શ્રધ્ધાળુ ભાઈઓની માન્યતા છે કે:—

पादौ पवित्रीकुरु तीर्थयात्रया ।

એ અમોએ કેટલેક અંશે નિર્વિધ્ને પૂરી કરી છે તે અમારા સદ્‌ભાગ્ય સમજીએ છીએ.

દૂરદૂરના અનેક પ્રદેશોને સાંકલનાર, સુસવાટા મારતા પવનથી ધુધવાતા રત્નાકર મહાસાગર આરબી સમુદ્ર કે જ્યાં અનેક નદીઓ સાથે નિરંતર વહેતી માલણ નદીએ પણ પોતાનું સાસરૂં સ્થાપ્યું છે તે મહાસાગરના કાંઠે આવેલ વેપારદૃષ્ટિએ-ભાવનગર રાજ્યના વેપારમાં અગ્રગણ્યતા અને તેની ફળદ્રૂપતાને લઇ નંદનવન સમા ગણાતા પુરાતની પવિત્ર તીર્થ કે જેના પનોતા પુત્રોએ તેની ખ્યાતિમાં ઓર વધારો કર્યો છે તેવા પવિત્ર ધામ મધુમતી ઊર્ફે મહુવા બંદરે પગ મૂકતાં અમારૂં હૈયું હેતથી પુલકિત થાય છે. જુનાગઢ રાજ્યની હદ છોડી ભાવનગર રાજ્યની હકુમતના રાજુલા ગામે પહોંચતાં ત્યાંની જૈન જૈનેતર પ્રજાએ અમારા સંઘનો કરેલ આદરસત્કાર અને તે પછી આગળ ચાલતાં, કુંભારીઆ, ડુંગર, બાંભણીયા અને મોટા ખુંટવડા ગામોની જૈન જૈનેતર પ્રજાની અમારૂં સન્માન કરવાની ભાવના અને તલ્લીનતા જોઇ અમો હર્ષઘેલા બન્યા છીએ. તેમાં આ મહુવા બંદરે હજુ ગઇ કાલે જ અમારૂં કરેલ ભાવભીનું સ્વાગત અમો જિંદગી પર્યંત ભૂલીએ તેમ નથી. આ મહુવા બંદરે અર્વાચીન સમયમાં સમયની જરૂરીયાતો સમજી ભાવનગર જેવા મીઠા રાજ્યના ઉત્તેજનને લઇ કેળવણી પ્રચાર ઉપરાંત લાકડાના તથા દાંતના જુદી જુદી જાતના રમકડા બનાવવાનો હુન્નર વધાર્યો છે અને તેથી હજારોની રોજીનું સ્થાન થયું છે તે જાણી અમારા હર્ષમાં વધારો થાય છે અને તે પ્રદેશની પ્રજાના પ્રેમની પ્રતિમા રૂપે પ્રમાણપત્ર પામનાર અમો પામર પ્રાણીઓ અમારા પુણ્યની કૃતિ સમજીએ છીએ અને તે માટે જૈન બંધુઓનો તેમજ મહુવાની પંચરંગી પ્રજાનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે.

એ અમારૂં અહોભાગ્ય છે કે દર્શપૂર્વધર ભગવંત ' **શ્રી વજસ્વામી** મહારાજના પાદવિહારથી પુનિત થયેલ અને ભગવંત **શ્રી જીવિતસ્વામી**ના મનોહર બિંબથી વિભૂષિત આ કાઠિયાવાડના નંદનવન સમા મહુવા પ્રદેશમાં પગ મૂકવા, અને શ્રી ભગવંત માહાવીરસ્વામીની પ્રતિમાજીથી વિભૂષિત થયેલ જૈન દેવાલયનો અલભ્ય લાભ હાંસલ કરવા સમર્થ છીએ.

આ એ પુનિત ભૂમિ છે કે જ્યાં તીર્થોદ્ધારક શેઠ શા જાવડશાએ પરમાર્હંત ગુર્જરેશ્વર મહારાજા **કુમારપાળ** સામે ઉછામણીમાં સવા કરોડ રૂપીઆના ખરચે તીર્થમાળ પહેરી હતી. આ એ પવિત્ર ભૂમિ છે કે જ્યાં શેઠ જગડુશાએ સવા કરોડની કીંમતના મણિરત્નનો કંઠો ભગવાનના કંઠે ધરાવ્યો હતો. આ એ જ પવિત્ર ભૂમિ છે કે જ્યાં જેઓને કાશીના શાસ્ત્રીઓએ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય પદ આપ્યુ હતું તે શ્રી વિજયધર્મસૂરીશ્વરજીએ જન્મ ધારણ કર્યો હતો. સૂરિસમ્રાટના બિરૂદથી વિભૂષિત અત્રે વિદ્યમાન છે તે અમારા પૂજ્યપાદ શાસનપ્રભાવક મહારાજ શ્રી વિજય નેમિસૂરીશ્વરજીને જગત કલ્યાણ અર્થે પેદા કરનાર આ પુનિત ભૂમિના દર્શન એ અમારા ભાગ્યની અવધિ છે. ખરેખર, વિશ્વધર્મપરિષદના જૈન પ્રતિનિધિ થએલા શ્રીયુત વીરચંદ રાઘવજી ગાંધી બાર-એટ-લૉ અને મેજિકથી દુનીઆને લુબ્ધ કરનાર પ્રોફેસર નથુભાઇ મંચ્છાચંદ વિગેરે પ્રસિદ્ધ વ્યક્તિઓની જન્મદાત્રી આ મહુવા નગરીને અમારા હજારો વંદન હો!

ધર્મ એ જ સદ્ગતિનું સાધન છે. તેના માટે કોઇ પણ ધર્મના સાધારણ અહિંસાદિક સિદ્ધાંતોમાં ફરક જોવામાં આવતો નથી. ચોરી કરવા, જૂઠું બોલવા, હિંસા કરવા અગર તો બ્રહ્મચર્ય ન પાળવા એક પણ ધર્મ કહેતો હોય એમ અમો માની શકતા નથી. માત્ર તે સિદ્ધાંતોને જુદા જુદા રૂપે ઘડાવી વર્તન થવાથી જાતે દિવસે તે ઘર કરી જાય છે અને તેથી અનિચ્છનીય વર્તન થાય છે. જૈન ધર્મનું આ સંબંધીનું કથન ટૂંકમાં જણાવીએ છીએ. જૈન ધર્મની માન્યતા પ્રમાણે બીજા લોકો જેમ જીવને શિવ થવાનું માને છે તેમ આત્માને પરમાત્મા થવાનો હક છે, એમ માનીને દરેક જૈન ધર્મ માનનારા આત્માઓ પરમાત્માની મૂર્તિને આદર્શ પુરૂષની મૂર્તિ ગણી તે જ સ્વરૂપમાં પોતાના આત્માને લાવવાનું ધ્યેય રાખે છે. જૈન ધર્મ પ્રમાણે દરેક આત્મા પોતાના શુભાશુભ કર્મોને માટે જવાબદાર અને જોખમદાર છે. ઇશ્વરને માટે કર્મના ફળ દેવાની જવાબદારી જૈન ધર્મ સ્વીકારતું નથી. આત્માને સચ્ચિદાનંદસ્વરૂપમય બનાવવાનો રસ્તો જો કોઇએ પણ જગતને બતાવ્યો હોય તો તે પરમાત્માએ જ બતાવ્યો છે. હિંસા, જૂઠ વિગેરે અશુભ વર્તનથી પાપ બંધાય છે અને તેના કડવા ફળો ભવાંતરમાં તે પાપ કરનાર જીવને તેવા સંયોગોથી ભોગવવા પડે છે એવી વસ્તુ સમજાવનાર જો કોઇ પણ હોય તો તે પરમાત્મા જ છે. ધર્મિષ્ટ મનુષ્ય એ જ ગણી શકાય કે જે મોક્ષનું સાધ્ય રાખી પરમાત્માના ઉપદેશ પ્રમાણે તેને સાધવા તૈયાર થાય.—પરમાત્માઓએ જે જે જગાએ પરમાત્માપણું મેળવ્યું છે તે તે જગ્યાને જૈન ધર્મની માન્યતા—પ્રમાણે તીર્થ તરીકે ગણવામાં આવે છે. સંસાર સમુદ્રથી તરવાની ઇચ્છાવાળાઓએ પરમાત્માપણું પમાડનાર સ્થાનોની સેવા કરવા તૈયાર થવું જ જોઇએ. તેવી તીર્થસેવા કરવા માટે કટિબદ્ધ થવું એ સારી શ્રદ્ધાનું મોટું ભૂષણ છે. એક અપેક્ષાએ એમ કહીએ તો ખોટું નથી કે જેટલા જીવોને તીર્થસેવામાં અને તેની અનુમોદનામાં અને પ્રશંસામાં આપણે દાખલ કરનારા બનીએ તે બધા જીવોને આપણે જ પરમાત્મદશાના પંથે વાળનાર અને પરમાત્મદશાને પ્રાપ્ત કરાવનારા થઇએ. ધર્મની લાગણી ધરાવનાર જીવો પોતાને મળેલી લક્ષ્મીનો તીર્થાદિક સેવારૂપી ધર્મકાર્યમાં ઉપયોગ કરનારા થાય. મોજશોખ વગેરે કાર્યો તો ધર્મિષ્ટને રુચિકર હોય જ નહીં અને તેથી જ ધર્મિષ્ટ મનુષ્યો પોતાની લક્ષ્મીનો વ્યય ધર્મકાર્યમાં જ કરે. ચક્રવર્તી

મહારાજા ભરત વિગેરે રાજાઓ, વસ્તુપાલ તેજપાલ વિગેરે મંત્રીઓ, પેથડશા વિગેરે શાહુકારોના તીર્થ-યાત્રા સંઘની શોભાને સમજનારો આત્માર્થી મનુષ્ય સંઘયાત્રા દ્વારાએ પોતાની લક્ષ્મીનો સદ્‌ઉપયોગ કરવો ચૂકે જ નહીં. જૈનોમાં જે દાન પુણ્ય કરવામાં આવે છે તે શુભ કર્મ દ્વારા એ જ ફળ દેનારૂં માનવામાં આવે છે. પરંતુ દાન પુણ્યમાં જમે ઉધારનો સંબંધ માનવામાં આવતો નથી, કારણ કે મુક્ત મહાત્માઓને દીધેલું દાન એ રીતે નિષ્ફળતામાં જ પરિણમે, યાવત તેઓને ઉપસર્ગ કરેલો હોય તો તે પણ નિષ્ફળતામાં જ પરિણમે.

જૈન ધર્મના સિદ્ધાંત પ્રમાણે દાનના પાંચ પ્રકારો ગણવામાં આવે છે. અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન અને કીર્તિદાન.

સદ્‌વર્તનના પણ બે ભેદો છે. એક તો ત્યાગીની સંસ્થામાં પંચમહાવ્રતરૂપી રખાતું સદ્‌વર્તન તથા તેની વ્યવસ્થા અને બીજો ભેદ ગૃહસ્થપણામાં રહ્યા છતાં બાર વ્રતરૂપી સદ્‌વર્તન, એ બે પ્રકારે શીલ ગણવામાં આવે છે. પૂર્વ ભવમાં કે પૂર્વ અવસ્થામાં અજ્ઞાનાદિથી બંધાયેલા કર્મને તોડવા માટે જે કોઇ પણ સાધન માનવામાં આવ્યું હોય તો તે માત્ર ઉપવાસ વગેરે બાર પ્રકારની તપસ્યાજ છે. જૈન તીર્થોની યાત્રા માટે નીકળતા સંઘોની રીતિ ઇતર ધર્મોની રીતિ કરતાં ઘણી શોભાવનારી છે. સમાન ધાર્મિક તરીકે નહીં કે કોઇ ઊંચા વર્ણ તરીકે ભક્તિ કરવાનો ઉદ્દેશ જૈન શાસનનો છે.

કંચન કામિનીનો ત્યાગ કરી જેઓ લોકોને ધર્મને બોધ કરે છે તેવાઓને ગુરુ તરીકે માનવા એવો ઉદ્દેશ જૈન ધર્મનો છે. જૈન ધર્મમાં જાતિ કુલ કે સંતાન તરીકે ધર્મી કે ગુરુ માનવાનો ઉદ્દેશ રખાયેલો જ નથી. ઉપર બતાવેલી રૂપરેખાને અવલંબી જૈન શાસનની ઉન્નતિ અર્થે આ "છ" રી પાળતો તીર્થક્ષેત્ર શ્રી ગિરનારજી તથા સિદ્ધગિરિજી જવા સંઘ કાઢવા અમો પ્રેરાયા છીએ.

કાઠિયાવાડનાં બધા રાજ્યોમાં ભાવનગર રાજ્યની સુવાસ એક અનેરી ભાત અને છાપ પાડે છે. આ રાજ્ય દરેક રીતે વ્યવસ્થિત, સમૃધ્ધિવાળું ગણાય છે. ત્યાંના રાજ્યકર્તાઓ લોકપ્રિય અને રૈયતનું હિત હૈયડે ધરનારા ગણાયા છે, હાલના નામદાર શ્રીમાન મહારાજા સાહેબ શ્રી કૃષ્ણકુમારસિંહજી સાહેબ કિશોર વયના છતાં ઠરેલ વિચારના, રાજ્યમદ રહિત, પ્રજાપ્રેમી વિદ્યાવિભૂષિત ધર્મિષ્ટ રાજ્યકર્તા છે. તેઓ નામદારશ્રીએ પોતાની અનેક પ્રવૃત્તિ હોવા છતાં અમોએ આમંત્રણ કરવા મોકલેલ ડેપ્યુટેશન સાથે પોણો કલાક જેટલા વખતનો વ્યય કરી સંઘ સંબંધી દરેક માહિતી મેળવી, અમારા આમંત્રણને માન આપી પોતે અગત્યના કાર્યપ્રસંગે ઘણા જ દૂર હોવા છતાં અનુકૂળતા મળવાથી સંઘના તલાજા મુકામે પધારવા સ્વેચ્છા બતાવી છે તે માટે તેઓ નામદારશ્રીના અમો ઋણી છીએ. તે સાથે આ રાજ્યના મંત્રીઓમાં મે. ગગા ઓઝા, મે. શામલદાસભાઇ અને ઓનરેબલ સર પ્રભાશંકર પટણીએ રાજ્યની કીર્તિને ઓર વધારી છે. શ્રીમાન ગગા ઓઝાએ બ્રિટિશ શહેનશાહની સ્થાપના વખતે રાજ્યની ઘણીજ યાદગાર સેવા બજાવી છે. મે. શામળદાસભાઇએ પોતાના રાજ્ય કારભાર દરમિયાન રાજ્યહિતના અનેક કાર્યો કરવા ઉપરાંત કેળવણીનો પ્રચાર વધારવા શામલદાસ કોલેજની સ્થાપના કરી રાજની કીર્તીમાં વધારો કર્યો છે, એ બધી હકીકત વિચારતાં રાજ્યની મહત્તાને સર્વાંશે કેમ ન મનાય અને આજની આ સભાના માનવંતા પ્રમુખ ઓનરેબલ. સર પ્રભાશંકર પટણીએ હિંદુસ્તાનમાં જ નહીં પણ સારા યુરોપમાં પોતાની બાહોશી અને રાજ્યનીતિનિપુણતા બતાવી ભાવનગર રાજ્યને આગળ આણી રાજ્યની કીર્તિમાં છેવટે સુવર્ણ કળશ ચઢાવ્યો છે અને પોતાની બુઝર્ગ વય છતાં રાજ્યહિતના કાર્યોમાં વળગી રહ્યા છે તે તેમની રાજ્યવફાદારી આદર્શ રૂપ છે. રાજ્યની સમૃદ્ધિ વધારવામાં બે બાબતો અગત્યની ગણાય છે. એક રાજ્યનો સુખી ખેડૂત એ રાજ્યની દોલત છે તે–અને

બીજો–વેપારવણજનો બહોળો વિસ્તાર, જે માટે પંચોતેર વર્ષ જેટલી મોટી ઉમ્મરે પણ તનતોડ મહેનત કરી રહ્યા છે તે તેમની અજેય શક્તિ અને નીમકહલાલીનું ભાન કરાવે છે. તેઓશ્રીનો દાખલો દરેકને અનુકરણીય છે. આ ઓનરેબલ. સર પટણી સાહેબની જીવનયાત્રા તેમના સુકૃત્યો, રાજ્ય પ્રત્યેની તેમની વફાદારી, કીસાનોના દુ:ખ દૂર કરવાની તેમની ધગશ ભાવનગર રાજ્યના ઇતિહાસમાં કાયમ રહેશે. તેમને અમારા પ્રણામ હો ! તે સુભાગી સર પટણીના પનોતા પુત્ર મે. અનંતરાય ભાઇ પટ્ટણી જેઓ હાલ દીવાન તરીકે સુવ્યવસ્થિત કારભાર ચલાવી ભાવનગર રાજ્યની સુવાસ દિગંતમાં પ્રસરાવી છે તેવા કાર્યદક્ષ દીવાન સાહેબે અમારા સંઘને દરેક જાતની સગવડ આપી છે તે માટે આ સ્થળે અમારો આભાર પ્રદર્શિત કરવા રજા લઇએ છીએ અને ઓનરેબલ સર પ્રભાશંકર ભાઇ પટ્ટણી સાહેબને "બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા " ની કિંવદંતીને ખરી પાડનાર સંસ્કારી પુત્ર માટે ધન્યવાદ આપીએ છીએ. ભાવનગર સ્ટેટના અન્ય રાજ્યકર્મચારીઓએ પણ અમારા સંઘની સગવડતા કરી આપવામાં ભજવેલ ભાગ માટે પણ અમારો આભાર જાહેર કરીએ છીએ.

આજના બન્ને માનપત્રો દ્વારા અમોએ યત્કિંચિત કરેલ કાર્યોની અતિશયોક્તિ કરવામાં આવી છે તે મહુવાની પ્રજા અને અમારા જૈન બન્ધુઓની અમારા પ્રત્યેની માયા અને મમતા બતાવે છે, પણ અમારે કહેવું જોઇએ કે અમોએ અમારી જૈન મનુષ્ય તરીકેની ફરજ સિવાય વિશેષ કાંઇ કર્યું નથી.

છેવટે મહુવાની પ્રજા અને મહુવાના અમારા સ્વધર્મી બંધુઓનો તેમણે અમોને આપેલ અભિનંદન પત્રિકાઓ માટે ફરી એક વાર અમારો આભાર આ મેળાવડામાં જાહેર કરી અમારું બોલવું સમાપ્ત કરીએ છીએ.

અમારા તરફથી જાહેર તથા જૈન સસ્થાને આપવાની સખાવતની રકમો અમારા સેક્રેટરી મી. સંઘવી ત્ર્યંબકલાલ હરગોવીંદદાસ જાહેર કરશે.





# તીર્થ શિરોમણિ શ્રી તાલધ્વજ ગિરિવર

મહુવા જૈન સંઘ તથા મહુવાની સમસ્ત પ્રજાનુ ભાવભીનું અદ્‌ભૂત સન્માન-સ્વાગત પામીને જામનગર જૈન યાત્રિક સંઘ તા. ૫-૨-૩૮ વસંતપંચમીના દિવસે વહેલી પ્રભાતે નોબત અને નિશાન ડંકાના મંગલમય ગગનભેદી શબ્દો સાથે શ્રી શત્રુંજય-પંચતીર્થીમાં આવેલા દાઠા તરફ રવાના થયો. મહુવાથી દાઠા લગભગ ૧૪ માઇલ હોવાથી ચાર-ચાર માઇલને અંતરે વચ્ચે બે મુકામ રાખવાની અગાઉથી યોજના કરવામાં આવી હતી તે પ્રમાણે પ્રથમ મુકામ **ભાદરોડ** અને બીજું મુકામ **બોડા** રાખવામાં આવ્યું. ભાદરોડમાં જૈનોના આઠ દશ ઘરની વસતિ છે. ઘરદેરાસર, ઉપાશ્રય વિગેરે ધાર્મિક સ્થાનોની સગવડતા સારી છે. નદીકિનારે એક સુંદર ધર્મશાલા છે, સરિતાનો સુરમ્ય પટ, બન્ને બાજુ સહકાર વૃક્ષોની વિશાલ વનરાજી અને હમણા જ તૈયાર થયેલી સુંદર નિશાળ વિગેરેથી આ ગામડું પણ ઘણું જ રળિયામણું દીસે છે. શ્રી મહુવામાં **શાસનપતિ શ્રી વર્દ્ધમાનસ્વામીના** દર્શન કરીને પથે પડેલા યાત્રિકો લગભગ દશ વાગતા અહીં આવી પહોંચ્યા. સ્થાનિક પ્રજાએ સંઘનું ખૂબ ઠાઠથી સામૈયું કર્યું. નાળીયેરીના પાંદડા-

ઓની કમાનોથી આખા ય ગામને સુંદર રીતે શણગાર્યું અને એ રીતે અંતરના સન્માન મન, વાણી અને કાયાથી પ્રગટ કર્યાં. હંમેશની મંગલમય ધર્મક્રિયાઓ, પૂજા, ભાવના વિગેરે શાંતિપૂર્વક થઇ, અને રાજનગર-**શ્રી દેશવિરતિધર્મારાધક સમાજ** તરફથી નવકારશી કરવામાં આવી શાસનસમ્રાટ પૂ. આચાર્ય **શ્રી વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજ આજે મહુવામાં જ અનિવાર્ય કારણોને અંગે રોકાયા હતા, પરંતુ આગલા મુકામે લાંબો વિહાર કરીને તેઓ સંઘ સાથે થઇ ગયા હતા. ભાદરોડથી ઉપડેલો સંઘ માઘ સુદ પછીની ઉજ્જવલ પ્રભાતે **બોડા** મુકામે પહોંચ્યો. બોડામાં ફક્ત શેઠ વનમાળીદાસ નામના શ્રાવકનું એક જ ઘર છે, પરંતુ તે એટલુ બધું ભાવિક અને શ્રધ્ધાસંપન્ન છે કે દાઠાથી મહુવા જતા આવતા સાધુ સાધ્વીઓનો પ્રાયઃ ત્યાં જ વિશ્રામ થાય છે. ભાદરોડથી બોડા બહુ નજીક હોવાથી અને બોડાથી દાઠાનુ અંતર વધુ હોવાથી સંઘનો કેમ્પ બોડાથી દાઠા તરફ લગભગ એક માઇલ દૂર રાખવામાં આવ્યો હતો. હવે તો તરણતારણ તીર્થાધિરાજ નજીક આવતા હોઇ લગભગ દરેક પડાવમાંથી તંબૂમાં તેમ જ રાવટીમાં બેઠા બેઠા પણ એ પવિત્ર ધવલ ગિરિશૃંગોના દર્શનનો અનુપમ લાભ યાત્રિકોને મળતો હતો. રાબેતા પ્રમાણે બોડામાં પણ પૂજા ભાવનાદિ સર્વે ધર્મકાર્યો થયા. શેઠ વનમાળીભાઇએ સંઘના યાત્રિકોની દહિં ઢબરાથી ભક્તિ કરી અને **પાટણવાળા શેઠ સરૂપચંદ કરમચંદ** તરફથી તે દિવસે નવકારશીનું જમણ આપવામાં આવ્યું. ભાદરોડના ધાર્મિક સ્થાનોમાં ૧૫૦) તથા બોડામાં રૂા. ૨૦૦)ની સંઘપતિ તરફથી ઉદાર સખાવત કરવામાં આવી.

### દાઠા

**અનુક્રમે** માહ સુદ ૭ ના દિવસે જામનગર જૈન યાત્રિક સંઘ **દાઠા**માં આવી પહોંચ્યો. દાઠા શ્રી સિધ્ધાચળજી પંચતીર્થીમાંનું એક તીર્થ ગણાય, પંચતીર્થીની યાત્રા કરનારાઓને અહિં અવશ્ય આવવું પડે છે. અહિં સોળમા તીર્થંકર **શ્રી શાંતિનાથ** પ્રભુનું ઘણું જ સુંદર શિખરબધી દેરાસર છે. જો કે ગામના પ્રમાણમાં મેડીબંધ ઉપાશ્રય છે. ઉપાશ્રયના નીચલા ભાગમાં ધાર્મિક પાઠશાળા ચાલે છે, જેમાં ગામના જૈન બાળકો તથા બાળાઓને પ્રતિક્રમણાદિ ધાર્મિક અભ્યાસ કરાવવામાં આવે છે. ગામમાં લગભગ ૧૦૦ શ્રાવકના ઘર છે. આ ગામ એજન્સી તાબે છે અને બ્રિટિશ હકુમત ચાલે છે.

### દાઠામાં શહેરનો શણગાર અને સંઘનો પ્રવેશ મહોત્સવ

**જૈન** સંઘનો પડાવ ગામના પશ્ચિમ દરવાજાની બહાર રાખવામાં આવ્યો હતો. લગભગ દશ વાગતા પૂ૦ સૂરીશ્વર મહારાજાદિ મુનિમંડળ, સાધ્વીજી, સંઘપતિ તેમજ યાત્રિક વર્ગ આવી પહોંચતા દાઠા સંઘ તરફથી સામૈયુ કરવામાં આવ્યું. આખા ય ગામને ધ્વજા, પતાકા, સોનેરી સ્વાગતબોર્ડો અને સુંદર કમાનોથી શણગારવામાં આવ્યું હતું. આ શણગારમાં મુસ્લીમ કોમે પણ મદ્રેસા પાસે સુંદર કમાન ઊભી કરી સાથ આપ્યો હતો. સામૈયામાં સંઘપતિનો હાથી વિગેરે સર્વ સરંજામ સામેલ રાખવામાં આવ્યો હતો. સાંકડા રસ્તાઓમાં અને હજારો માણસોની ગીર્દીમાં હાથીને ચલાવવો એ બહુ મુશ્કેલીભર્યું બન્યું હતું. દેરાસર પાસે સામૈયું આવી પહોંચતાં સકળ સંઘે પ્રભુની ચૈત્યવંદનાદિથી ભક્તિ કરી. સંઘપતિએ ચંદરવો, પૂંઠીયું તેમજ દેરાસરોપયોગી ઉપકરણો મંદિરને ભેટ કર્યા, પુનઃ સામૈયું આગળ ચાલતા ઠેકાણે ઠેકાણે

મુનિમંડળને સૌ. બ્હેનોએ અક્ષતની ગહુંલીઓથી તેમજ સંઘપતિ યુગલ તથા સંઘવણો વિગેરે સર્વેને ફૂલહારોથી વધાવવામાં આવ્યા. લગભગ બાર વાગતા સંઘના પડાવમાં સામૈયું આવી પહોંચ્યું. પૂજા, પ્રભુની દિવ્ય આંગી, ભાવના વિગેરે કાર્યો ઘણા જ આનંદપૂર્વક થયાં. યાત્રિકોએ આજે ગામના સ્થાનિક મંદિરમાં પૂજા ભક્તિ તેમજ સ્નાત્રમહોત્સવમાં ખૂબ ઠાઠ જમાવ્યો, અષ્ટપ્રકારી પૂજાનો ચઢાવો પણ લગભગ અઢીસોથી ત્રણસો રૂપિયાનો થયો. આજુ-બાજુના સંખ્યાબંધ ગામડાઓમાંથી તેમજ તલાજાથી સેંકડો જૈન ભાઇઓ સંઘના દર્શનાર્થે અહીં આવી પહોંચ્યા હતા. સંઘપતિનો સ્ટાફ ઝાંઝમેર( દાઠાથી ૭ માઇલ દૂર )ના સંઘનો અતિશય આગ્રહ થતાં ત્યાં જઇ આવ્યો. દેરાસર વિગેરે ખાતાઓમાં ૧૫૦) રૂ.ની રકમ સંઘપતિ તરફથી ઝાંઝમેર ખાતે આપવામાં આવી.

## દાઠામાં માનપત્ર સમારંભ.

રાત્રે સંઘપતિને માનપત્ર આપવાનો એક મેલાવડો સંઘપતિની કચેરીના તંબુમાં જ સેંકડો સદ્‌ગૃહસ્થોની હાજરી વચ્ચે ભરવામાં આવ્યો. બાળકો તથા બાળાઓના મંગલાચરણો, જુદા જુદા વક્તાઓના સંક્ષિપ્ત વક્તવ્યો વિગેરે થયા બાદ સંઘપતિને દાઠા જૈન સંઘ તરફથી ચાંદીના કાસકેટમાં માનપત્ર અર્પણ કરવામાં આવતા સેક્રેટરી શ્રીયુત ત્ર્યંબકલાલ ભાઇએ માનપત્રનો સુંદર જવાબ વાંચ્યો અને સંઘપતિજીના આદેશ મુજબ રૂ. ૫૦૧) જૈન દેરાસરમાં, ૪૦૦) રૂપીઆ પાંજરાપોળ વિગેરે શુભ ખાતાઓમાં આપવાનું જાહેર કર્યું અને જૈન શાસનના વિજય નાદો વચ્ચે મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો. રાત્રે ભાવનામાં ઘણો જ રંગ જામ્યો. કેમ્પના ચોકમાં ગામડીઆઓની ભજન મંડલીએ તેમજ સેંકડો બહેનોના રાસમંડલે આજુબાજુના વાતા-વરણને ધર્મમય બનાવી મૂકયું. તે દિવસે શ્રી દાઠા જૈન સંઘ તરફથી સવાર સાંજની નવકારશી કરવામાં આવી.

## અ ભિ નં દ ન પ ત્રિ કા

मंगलं भगवान् वीरो, मंगलं गौतमप्रभुः ।
मंगलं स्थूलिभद्राद्या, जैनधर्मोऽस्तु मंगलं ॥

**દેવગુરુભક્તિકારક પુણ્યપ્રભાવક દાનવીર જામનગર નિવાસી સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ પોપટલાલ ધારશીભાઇ તથા સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ**

શ્રી જૈનશાસનનાયક, બાળબ્રહ્મચારી, સૂરિસમ્રાટ્ આચાર્ય શ્રી નેમિસૂરીશ્વરજી આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી તથા આચાર્ય શ્રી વિજયમોહન-સૂરીશ્વરજી આદિ અનેક પૂજ્ય મુનિવરો, સાધ્વીજીઓ તથા સેંકડો યાત્રિકોના

ચતુર્વિધ સંઘ સહિત નવાનગરથી પ્રયાણ કરી પરમપવિત્ર શ્રી રૈવતગિરિ, શ્રી પ્રભાસપાટણ, શ્રી અજારા પાર્શ્વનાથજી વિગેરે સૌરાષ્ટ્રના સુરમ્ય, ભવ્ય અને પ્રાચીન તીર્થોની યાત્રા કરી શ્રીકદમ્બગિરિ તથા શ્રી તીર્થશિરોમણી શ્રી શત્રુંજય. તરફ પ્રયાણ કરતાં અમારાં આમંત્રણને માન આપી આજે આ દાઠામાં આપ શ્રીમાનો પધારતાં અમો શ્રી સંઘ અતિ આહ્લાદ સહિત આ માનપત્ર દ્વારા આપ શ્રીમાનોનું સ્વાગત કરતાં અમારાં હૃદયો હર્ષથી નવપલ્લવિત થાય છે.

આ મહા માંગલિક પ્રસંગે "છ"રી પાળતાં શ્રી ચતુર્વિધ સંઘનાં દર્શન અને સેવાનો અમોને જે અમુલ્ય અવસર પ્રાપ્ત થયો છે તે અમારાં ગામના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાઇ રહેશે અને એ બદલ આપશ્રીના અમો ઋણી છીએ.

ચાંદીનું ભવ્ય સમવસરણ, જરીયાન છત્ર, અંબાડીથી શોભતો ગજરાજ અને સુંદર દેવનગર વસાવી ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણસોની અનુકૂળતાઓ સાચવવી વિગેરે કાર્યો આપની એક સરખી પ્રશંસાપાત્ર કાર્યદક્ષતાનું સૂચન કરે છે.

આપ શ્રીમાને જામનગરમાં શ્રી વર્ધમાન તપ આયંબિલ ખાતુ સ્થાપવામાં, ભોજનાલય, દેવબાગ ઉપાશ્રય અને અનેક ધાર્મિક ભાઇઓને સહાય આપવામાં ઉદાર હાથે આપના દ્રવ્યનો સુવ્યય કરી, લક્ષ્મીના સદ્વ્યયનો ઉચ્ચ આદર્શ જનતા સમક્ષ રજૂ કરી મનુષ્ય જીવનનાં સત્ય ધ્યેય—દાન, શીલ, તપ અને ભાવને આપ શ્રીમાન વર્તનમાં ઉતારી રહેલા છો એ જોઇને અમોને અત્યંત આનંદ થાય છે.

આધુનિક ઉચ્ચ કેળવણીના ઉત્તેજનાર્થે શ્રી વિદ્યાર્થીભુવન તેમજ જ્ઞાનમંદિરની સ્થાપના અને ક્ષયના દર્દીઓ માટે સેનીટોરીયમ જેવી જનસમાજને ઉપયોગી સંસ્થામાં ઉદાર રકમ અર્પી સુગધર્મને અનુસરવાની પ્રણાલિકાનો ચીલો પાડવામાં આપે સુંદર અને સંગીન ફાળો આપ્યો છે.

આપ શ્રીમાન આવાં અનેક કલ્યાણકારી કાર્યો કરી જૈનશાસનને વિશેષ વિજયવંતું બનાવવા ભાગ્યશાળી બનો અને શાસનદેવ આપ શ્રીમાનનો આ શુભ પ્રયાસ અને પ્રવાસ નિર્વિઘ્ને પાર પાડવા સાથે આપને દીર્ઘાયુષ્ય બક્ષો એવું અંતઃકરણના અભિનંદન સાથે પ્રાર્થીએ છીએ.

તા. ૭મી ફેબ્રુઆરી ૧૯૩૮. }
દાઠા.

જૈન સંઘ—દાઠા

# દાઠાના માનપત્રનો જવાબ.

સોમવાર, તા. ૭-૨-૧૯૩૮.

**શ્રીયુત સભાપતિ મહાશય, દાઠાના અમારા સ્વધર્મી બંધુઓ અને બ્હેનો, પૂર્વ વિભાગ કાઠીયાવાડ એજંસીના અત્રે પધારેલ થાણદાર સાહેબ વિગેરે અધિકારી વર્ગ અને અન્ય અમારી ધર્મની બ્હેનો અને ગૃહસ્થો જોગઃ—**

અમારા આ યાત્રા નિમિત્તના પ્રવાસમાં જુદા જુદા પ્રદેશની ફરસના કરવાનો પ્રસંગ સાથે સાથે તે પ્રદેશની રમણીયતા નીહાળવાનો યોગ અને વધારામાં તે પ્રદેશના પુણ્યયોગે ભગવાન શ્રી રૂષભદેવ-સ્વામીથી માંડી ભગવાન શ્રી મહાવીરસ્વામી સુધીની ચોવીસીમાંના તીર્થંકરોમાંથી તે પ્રદેશમાં બિરાજમાન થયેલ પ્રભુજીના દર્શનનો લાભ મળતો રહ્યો છે તે અમારા અહોભાગ્ય માનીએ છીએ. દાઠા ગામના અમારા પ્રવેશમાં મોગલ શહેનશાહતના વખતના અને તેના પહેલાના મકાનના ખંડેરો અને કીલ્લા તથા દરવાજાના અવશેષો જોવામાં આવે છે, તે દાઠા ગામની પુરાણા કાળની જાહોજલાલી બતાવે છે, અને જો કે દાઠાએ કુદરતના નિયમ મુજબ દશકાદશકી જોઇ છે છતાં તેની ગુઢતા અને ગંભીરતા ગુમાવી નથી, તેવા ઐતિહાસિક પ્રાચીન પ્રદેશમાં પગ મૂકવાનો પ્રસંગ અમોને બેહદ ખુશાલી પેદા કરે છે.

આ દાઠા ગામમાં આવેલ લગભગ એક સૈકા પહેલા થયેલ પ્રતિષ્ઠાવાળા શિખરબંધ દેરાસરજીનું દ્રશ્ય અને તેમાં બિરાજીત થયેલ શાંતિદાતા સોળમા તીર્થંકર ભગવાન શ્રી શાંતિનાથજી મહારાજજીની ચમત્કારિક અલૌકિક પ્રતિમાજીના દર્શન એ અમારા સદ્‌ભાગ્ય સમજીએ છીએ.

થોડા જ કલાક પહેલા પૂર્વ વિભાગ કાઠિયાવાડ એજંસીના દાઠા ગામની હદમાં દાખલ થતાં અમારો ભાવભીનો સત્કાર આ પ્રદેશમાં વસતા અમારા સ્વધર્મી બંધુઓના હૃદયના હેતના ઉમળકા બતાવે છે, અને તે શુભ લાગણી માટે અમો તેમના ઉપકૃત થયા છીએ—સાથે સાથે અમારા જૈન ભાઈઓની વસ્તીની બસેહ જેવી નજીવી સંખ્યા ને અહીંની જૈનેતર પ્રજાએ અમારું સ્વાગત કરવામાં સાથ આપ્યો છે તે માટે તેમનો આભાર માન્યા સિવાય રહી શકાતું નથી.

જાણે કે હજુ થોડા કલાક પહેલા જ અમારુ કરેલ સન્માન ઓછું હોય તેમ અત્યારે અમોને માનપત્ર આપવાની યોજના કરી, આ મેળાવડો ભરી અમારા પ્રત્યેની લાગણીઓ અને ધર્મ પ્રત્યેની તેમની ધગશ બતાવી છે, તે માટે તેઓના આભારી છીએ.

આ માનપત્ર દ્વારા અમારા એક સામાન્ય કાર્યને પણ મોટું ગણી બતાવી અમારા કાર્યની પ્રશંસા કરી છે તે અતિશયોક્તિભરેલી છે, પણ તેમાં તેઓ અમારા પ્રત્યેની માયા, મમતાને વશ થયેલ છે. તેમના અમારા પ્રત્યેના તેવા પ્રેમની ખાતર તેમનો આભાર જાહેર કરતાં અન્ય સ્થળે અમોએ કહ્યું છે તેમ કહેવા રજા લઇએ છીએ કે અમારા માથે રહેલી ફરજનો અંશ માત્ર પણ થયેલ નથી.

શાસન ઉન્નતિ અર્થે સંઘો કાઢવાની આવશ્યકતા સૌ કોઇએ સ્વીકારી છે. કારણ શાસન ઉન્નતિ ઉપરાંત અનેક લાભો રહેલ છે. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાનો સમૂહ એ ચતુર્વિધ સંઘ

કહેવાય છે. આપણા જૈન મુનિ મહારાજાઓ પગે ચાલીને જ વિહાર કરી શકે છે, અને તેથી બ્રહ્મચારી, પાદવિહારી, એકલઆહારી, ભૂમિસંથારી, સચિત્તપરિહારી, સમ્યક્ત્વધારી એ વ્રત આચરનાર યાત્રિકોનો બનેલ સંઘ "છ"રી પાળતો સંઘ કહેવાય છે. એવો સંઘ કાઢવાની પ્રેરણા કરાવનાર અમારા પરમોપકારી ગુરુમહારાજાઓને અમોને એવો સદુપદેશ આપવા માટે અમારા હજારો વંદન હજો.

અંતમાં, અમારા જૈન બંધુઓનો તેમના ભાવભીના સત્કાર માટે ફરી આભાર માનીએ છીએ. અમારા આ ગામના મુસ્લીમ ભાઇઓનો હિંદુ ભાઇઓ સાથેનો સંપ જોઇ આનંદ થાય છે. આ એજન્સીના અમલદારોએ પણ અમારા સંઘની સગવડતા સાચવવામાં આપેલ સહકાર માટે તેમનો પણ આભાર જાહેર કરી, વક્તવ્ય બંધ કરીએ છીએ.

### દાઠાથી તલાજા તરફ

ઉપર મુજબ સ્થલે સ્થલે જૈન શાસનની લોકોત્તર પ્રભાવના કરતા કરતા જામનગર જૈનયાત્રિક સંઘે માહ સુદ આઠમની મંગલ પ્રભાતે દાઠાથી કુચ કરી તલાજા તીર્થ તરફ પ્રયાણ કર્યું. દાઠાથી તલાજા લગભગ તેર માઇલ થાય. સામાન્ય રીતે આવા છ'રી' પાળતા સંઘમાં મહુવાથી દાઠા અને દાઠાથી તલાજા એ પ્રમાણે સંઘના મુકામો હોય અને વધુમાં વધુ સગવડતા હોય તો વચ્ચે એક એક મુકામ થાય, પરંતુ આપણે હમણા જ ઉપર જાણી ગયા કે મહુવાથી દાઠાની વચ્ચે જેમ બે મુકામો કરવામાં આવ્યા તે પ્રમાણે દાઠા અને તલાજા વચ્ચેનાં તેર માઇલના ગાળામાં પણ **બોરડી** અને **પાવઠી** એમ બે મુકામો કરવામાં આવ્યા. એક દિવસ સંઘનો મુકામ વધુ થાય તેમાં હજાર હજાર રૂપીઆના ખર્ચાઓ આવા બાદશાહી સંઘ અને તેમના વિશાલ સરંજામને અંગે સંઘપતિને શિર ચઢતા હોય એ વાસ્તવિક બીના બુધ્ધિમાનોથી અગમ્ય નથી છતાં આપણા સંઘપતિઓ સ્થિરતા, વિવેક અને પ્રારંભેલા કાર્યને ધીરતા પૂર્વક શાંતિથી પાર ઉતારવાની કુનેહથી ત્રણ ત્રણ કે ચાર ચાર માઇલને અંતરે પડાવ કરવામાં અચકાતા નહિં, સંઘપતિનું એક જ ધ્યેય હતું " કે મારા સંઘમાં પધારેલા શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘને કેમ નિરાબાધપણું રહે " અને આ ધ્યેય તેમણે અખંડ રીતે સાચવી રાખ્યું હતું. આવા શાસન. પ્રભાવક અને શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘની એક સરખી અનન્ય ભક્તિ કરનાર સંઘપતિઓ શાસ્ત્રના ફરમાન મુજબ સર્વોત્તમ ત્રિભુવન પૂજ્ય તીર્થંકર નામકર્મનો બંધ કરવા માટે ભાગ્યશાલી બને ! એમાં શું આશ્ચર્ય હોય.

દાઠાથી ઉપડેલો સંઘ પ્રથમ **બોરડી** આવ્યો. માહ સુદ આઠમ બોરડી અને નવમીના દિવસે **પાવઠી** ગામે સંઘના મુકામો થયા. બન્ને મુકામોમાં દાઠા, તલાજા તેમજ આજુબાજુના ગામડાઓની જૈન પ્રજા અને જૈનેતર પ્રજા સેંકડો તેમજ હજારોની સંખ્યામાં દર્શનાર્થે ઊલટી હતી. બન્ને સ્થલે ધાર્મિક કાર્યો ઘણા આનંદથી થયાં હતા. બોરડી મુકામે રાધનપુરનિવાસી **શેઠ જીવતલાલ પ્રતાપશી** તરફથી તેમજ પાવઠી મુકામે **જામનગર મોહન મંડલી** તરફથી નવકારશી કરવામાં આવી હતી.

## તીર્થશિરોમણિ શ્રી તલાજા-તાલધ્વજ ગિરિવર.

તીર્થાધિરાજ શત્રુંજય ગિરિરાજના અનેક શૃંગો પૈકી **તાલધ્વજ ગિરિરાજ** એ એક અતિ પ્રસિદ્ધ શૃંગ છે. ગિરિવરના ૧૦૮ નામોમાં 'તાલધ્વજ' નું નામ પણ ગણવામાં આવેલ છે. તાલધ્વજી નદી અથવા તો તાલધ્વજ નામના યક્ષને અંગે આ ગિરિનું નામ તાલધ્વજ હોવા સંબંધી કિંવદંતીઓ સાંભળવામાં આવે છે. વર્તમાનમાં 'તલાજા' ના નામથી આપણે સહુ કોઇ તે ગિરિવરને સારી રીતે જાણીએ છીએ. શત્રુંજય ગિરિરાજમાં જે પાર્વત્ય-પ્રદેશ વધુ પ્રમાણમાં રૂક્ષતાભર્યો નીહાળાય છે તે જ પ્રાર્વત્ય પ્રદેશ આ નાનકડા તાલધ્વજ ગિરિમાં થતી ભરપૂર વિવિધ વનસ્પતિઓ, પાણીના અસ્ખલિત ઝરણાઓ અને સંખ્યાબંધ દર્શનીય ગુફાઓને અંગે લીલોછમ તેમજ અતિશય રળીયામણો દીસે છે. આ પહાડનો ચઢાવ લગભગ ત્રણેક ફલાંગ જેટલો છે. એ ફલાંગથી કાંઇક વધુ ભાગ ચઢયા બાદ મેખલાનો સપાટ પ્રદેશ આવે છે. એ સપાટ પ્રદેશ ઉપર હિમાલયના શિખરો સરખા ઉજ્વલ મનોહર જિનમંદિરો છે. મુખ્ય મંદિર **સાચા દેવ શ્રી સુમતિનાથ** પ્રભુનું છે. આ દેરાસર બહુ વિશાલ નથી, તો પણ પ્રાચીન શિખરબંધી ઘાટમાં બંધાયેલું હોવાથી તેમજ બાજુમાં વિશાળ ચોક અને દેરીઓની લાઇન હોવાથી ઘણું નાજુક લાગે છે. મૂલનાયકની પ્રતિમા શ્યામવર્ણના અને સાચા દેવ સુમતિનાથજી તરીકે પ્રસિદ્ધ છે, પરંતુ પલોંઠમાં રહેલા લંછન ઉપર બારીક નજર નાખવામાં આવે તો લંછન કોઇ બીજા તીર્થંકર મહારાજાનું હોય તેમ જણાય છે. પ્રતિમાજી મહારાજ ઘણા જ તેજસ્વી-સંપ્રતિ મહારાજના સમયના ભરાવેલા છે. ઘણી વખત ઘણા ચમત્કારો થતા હોવાનું વૃધ્ધ માણસો આજે પણ કહે છે, અને તેથી સાચા દેવ તરીકે અન્ય લોકોમાં પણ વધુ ખ્યાતિ થઇ છે, આજે ય દેરાસરના ગર્ભાગારમાં જે અખંડ દીપક છે તેની મશ કેશરવર્ણી પડતી હોવાનું નજરે જોવાય છે આ સાચાદેવના દેરાસરની બાજુમાં જ સૂરિસમ્રાટ્ના સદુપદેશથી એક ઘુમટીબંધ **ગુરુમંદિર** થોડા વર્ષો પૂર્વે તૈયાર કરવામા આવેલ છે, જેમાં અનન્તલબ્ધિ-નિધાન ગણધર મહર્ષિ **શ્રી ગૌતમ મહારાજા**થી આરંભીને શ્રુત-પર્યાયવૃધ્ધ **પૂ. વૃદ્ધિચંદજી** મહારાજ પર્યંતના કેટલાક પ્રસિદ્ધ આચાર્ય ભગવંતોનાં બિંબો પધરાવવામાં આવેલા છે. નીચેના ભાગમાં શાસનસમ્રાટ્ પૂ. શ્રી નેમિસૂરીશ્વરજી મહારાજનો લાઇફ સાઇઝનો ઓઇલ પેઇન્ટીંગ ફોટો ગોઠવવામાં આવેલ છે. આ સપાટ પ્રદેશ ઉપર જ રાજનગર-અમદાવાદનિવાસી વાડીવાળા શેઠ હઠિસીંગ કેસરીસંગના વંશજ શેઠ મગનભાઇ પુરૂષોત્તમદાસના સહધર્મચારિણી ધર્મપરાયણ તપસ્વી દાનગુણસંપન્ન **શેઠાણી લક્ષ્મી બાઇએ** લગભગ લાખ રૂપીઆના ખર્ચે ત્રણ માળનું અને ત્રણ શિખરબંધી આલિશાન તથા ઘણું જ રમણીય **જિનમંદિર** બંધાવ્યું છે. આ દેરાસરમાં મૂલનાયકજી તરીકે શામળા **પાર્શ્વનાથજી મહારાજ** નકશી-ભર્યા પરિકર યુક્ત બિરાજમાન છે. આ પ્રતિમાજી તલાજાથી દોઢ ગાઉ દૂર **સાંખડાસર** ગામના કોળી કરશનને સ્વપ્ન આપવાપૂર્વક નજીકના ખેતરમાંથી જ થોડા વર્ષો અગાઉ પ્રગટ થયેલ છે, પ્રતિમાજી સંપ્રતિ મહારાજના સમયમાં ભરાવેલ ઘણા તેજસ્વી તેમજ ઓગણીશ આંગળના છે. બધા ય દેરાસરોમાં આ દેરાસર ઘણું મનમોહક લાગે છે. ઉપરના ભાગમાંથી નિહાળતાં મનો-રમ દેવવિમાન જેવું દૃશ્ય જણાય છે. આ મેખલાના સપાટ પ્રદેશથી ઠેઠ ઉપરની ટોચે ચઢતાં

ત્યાં સુંદર ચઉમુખજીનું જિનમંદિર છે. બાજુમાં જ એક ઓટલો છે, આ ઓટલા ઉપરથી તીર્થાધિપતિ શ્રી સિદ્ધાચલજી ઉપરનું ધવલ મંદિરોથી શોભતું દેવનગર સ્પષ્ટ દેખાય છે. એક બાજુએ ત્રણ માઇલના અંતરે જ રહેલો ઘુઘવાટા મારતો સમુદ્ર, એક બાજુ તીર્થાધિરાજના ગિરિશૃંગોની મનોહર હારમાલા, બાજુમાં જ વહેતી પાણીની છોળો ઉછાળતી શેત્રુંજી તથા તલાજી નદી, અને તલેટીને અડીને વસેલું તલાજા શહેર, આ બધું મનોરંજક દશ્ય ઉપરની ટોચેથી નીહાળતાં આત્મા આનંદથી નાચી ઊઠે છે. તલાટીથી ઠેઠ ઉપરની ટોચ સુધી પગથિયા બાંધેલા છે. ચઢાવ ઘણો ટૂંકો હોવાથી અહિં યાત્રિકવર્ગને એક દિવસમાં એકથી વધુ વખત યાત્રાની મોજ લૂંટવાની ઘણી મજા પડે છે. હવા ખાવાના બ્હાને પણ આનંદોપભોગનો આસ્વાદ લેનારા યુવાનો સાયંકાળના સમયમાં આ ગિરિવર ઉપર ઘણા ય દષ્ટિગોચર થાય છે. નાનકડો એવો પણ આ નગાધિરાજ અનેક ગુફાઓથી સુશોભિત છે. તેમાં પણ બબે હજાર માણસો શાંતિપૂર્વક આરામ લઇ શકે તેવી એભલમંડપ અને ખોડીયારના મંદિરની ગુફાઓ ખાસ જોવા લાયક છે. આ પહાડમાં કેટલીક ચમત્કારિક ઔષધિઓ કે જે દવા વિગેરેમાં ઘણી ઉપયોગી હોય છે તેની ઉત્પત્તિ થાય છે પણ સાચા પરીક્ષક સિવાય તે વનસ્પતિઓનો પત્તો મળતો નથી. ઉપરના ભાગમાં યાત્રિક વર્ગને પૂજા વિગેરે માટે ન્હાવાની સગવડતા વિગેરે સાધનો ઘણા સારા પ્રમાણમાં હોય છે, પહાડની શરૂઆત પાસે જ એક તલાટીનું મુકામ છે. ત્યાં યાત્રિક વર્ગને કાયમી ભાથુ આપવામાં આવે છે. ગામમાં શાંતિનાથજીનું એક દેરાસર, જોડે જ દેરાસરની પેઢી, બાજુમાં એક મેડીબંધ નાનો ઉપાશ્રય છે અને નદીના કાંઠે કલકત્તાવાળા બાબુએ બંધાવેલી વિશાલ ધર્મશાલા છે. ધર્મશાલામાં વર્ધમાનતપ આયંબિલખાતું કેટલાક વર્ષથી શરૂ કરવામાં આવેલ છે. જૈન પાઠશાલા, પાંજરાપોળ, હાઇસ્કુલ, દવાખાનું, તાલુકા સ્કુલ, વહીવટદાર કચેરી, ન્યાયકોર્ટ વિગેરે ધાર્મિક તેમજ લોકોપયોગી સ્થાનો આ શહેરમાં આવેલા છે. ભાવનગર રાજ્યના અનેક મહાલ પૈકી આ તળાજા મહાલ તેના ફળદ્રુપપણાને અંગે વધુ કિંમતી ગણાય છે. તળાજામાં કુલ વસતી લગભગ ચાર હજાર ઉપરાંત છે, જૈનોના લગભગ ૧૦૦ ઘર છે. મુખ્ય શેઠ કેશવજી ગુંઝાભાઇ છે કે જેઓએ આ તલાજા તીર્થને અંગે આજ સુધી તન-મન અને ધનથી સંપૂર્ણ ભોગ આપ્યો છે, અંદર અંદરના કુસંપને અંગે સ્થાનિક જૈન સંઘનું વાતાવરણ જે કેટલાક સમયથી કલુષિત અનુભવાય છે તેમાં શાંતિ સ્થાપવાની પહેલી તકે જરૂરીઆત છે. થોડા વર્ષો થયા ભાવનગરથી તલાજા સુધી ટ્રામ-રેલ્વે રાજ્ય તરફથી શરૂ કરવામાં આવી હતી, હાલ તેમાં વધારો થતા તે ફાંટો ઠેઠ મહુવા સુધી જોડી દેવામાં આવ્યો છે એથી વેપારનું પણ તલાજા મથક થઇ પડયું છે. અહિંથી ત્રણ માઇલ દૂર સમુદ્ર કિનારે સુલતાનપુર નામે બંદરી ગામ છે. ત્યાંથી વહાણ મારફતે પરદેશ તરફ માલની નીકાશ તથા આયાત સારા પ્રમાણમાં થાય છે. નજીકમાં જ• પ્રસિધ્ધ હવાખાનું સ્થળ **ગોપનાથ** આવેલ છે. જ્યાં ઉનાળાના સમયમાં કાઠિયાવાડના નરેન્દ્રો હવા ખાવા માટે ઘણી વખત આવે છે. ભક્ત કવિ **નરસી મ્હેતાનો** જન્મ આ તળાજામાં થયો હોવાનું ઇતિહાસકારો જણાવે છે.

<u>જામનગર જૈન યાત્રિક સંઘનું તલાજામાં અનેરૂ સ્વાગત.</u>

જામનગર જૈન યાત્રિક સંઘની તલાજામાં પધરામણી થવાની હોઈ કેટલાય દિવસોથી સંઘના સ્વાગત-સત્કારની તૈયારીઓ થઇ ચુકી હતી. આખા ય શહેરને ભવ્ય શણગારથી સુશોભિત



તળાજામાં માનપત્રના મેળાવડા પ્રસંગ. પ્રમુખસ્થાને બિરાજમાન થયેલ દિવાન સાહેબ
**અનંતરાયભાઇ પટ્ટણી તથા સંઘપતિ શેઠ માણેકલાલ મનસુખભાઇ વિગેરે**



તળાજાની તાલધ્વજ નદીમાંથી પસાર થતુ સંઘનુ સામૈયુ [પૃષ્ઠ ૧૮૪]

આનંદ પ્રેસ-ભાવનગર

પાલીતાણાથી આગલા મુકામે નવકારશી કરવાનો નિર્ણય કરી સંઘને આમંત્રણ આપવા માટે પાલીતાણાનું આગેવાન મંડળ અહિં આવી પહોંચ્યું હતું. શહેરમાં સામૈયું દાખલ થતાં સ્થલે સ્થલે સંઘપતિ તથા સંઘવણના કંઠમાં ઢગલાબંધ હારતોરા પહેરાવવામાં આવતા હતા. સૌ. બ્હેનો નિર્ગ્રન્થમંડલના અગ્રભાગે ગંહુલીથી સંઘને વધાવવાની પડાપડી કરી રહી હતી. મધ્ય ચોકમાં જામનગર મોહનમંડલીએ દાંડીઆરસની રમઝટ બોલાવી હતી. આમ જૈન શાસનની જયપતાકા ફરકાવતું સંઘનું સામૈયું શહેરના દેરાસરે આવી પહોંચ્યું. સંઘપતિએ ભારે કિંમતી ચંદરવો, પુંઠીઉ તેમજ દેરાસરના ઉપકરણો વિગેરે દેરાસરમાં અર્પણ કર્યાં. સકલસંઘે ચૈત્યવંદનાદિથી પ્રભુભક્તિ કરી, જૈન શાસનની જય બોલાવી, ત્યાંથી સામૈયું પાછું ફરી, લગભગ બે વાગતાં સંઘના કેમ્પમાં આવી પહોચ્યું. સામૈયા પ્રસંગે માણસોની એટલી સખ્ત ગીરદી જામી હતી કે બારીઓ, છાપરાઓ, અગાસીઓ, રસ્તામાં આવતા વૃક્ષો તેમજ સરીયામ રસ્તાઓ હજારો પ્રેક્ષકોથી ઉભરાઇ જતા હતા. આજના સત્કારમાં હિંદુ અને મુસ્લીમ એ કોમી તત્ત્વ તદ્દન ભુંસાઇ ગયું હતું. જેટલું હાર્દિક અભિનંદન હિંદુ કોમે સંઘ અને સંઘપતિને અર્પણ કર્યું હતું તેનાથી પણ અધિક સન્માન ખોજા અને મુસ્લીમ કોમનું હૃદયના ઉમળકાભર્યું સ્પષ્ટ જણાઇ આવતું હતું. જામનગર જૈન યાત્રિક સંઘના અમારા આ સંઘપતિને જે જે સ્થલોએ સત્કાર સન્માન મળતું હતું તે એક એકથી ચઢીયાતું હતું. આવું સન્માન ભાગ્યેજ અન્ય સંઘપતિને સંપ્રાપ્ત થયું હશે. આ બધાય સન્માનનો સુયશ સંઘપતિની અસીમ ઉદારતા તથા અસાધારણ ધાર્મિકતાને આભારી હતો. રાબેતા મુજબ પૂજા આંગી ભાવનાદિ ધર્મકાર્યો થયા હતા. આજે લગભગ બધાય યાત્રિકોએ તાલધ્વજ ગિરિરાજની યાત્રાનો અપૂર્વ લાભ લીધો હતો. અને **શ્રી ભાવનગર જૈન તપગચ્છ સંઘ** તરફથી નવકારશીનું જમણ કરવામાં આવ્યું હતું જેનો લાભ આઠથી દશ હજાર જૈનોએ લીધો હતો.

### યાત્રિકો ગિરિવરની યાત્રાર્થે અને સ્નાત્ર મહોત્સવ.

તા ૧૧ મી ( માહ સુદ ૧૧ ) ના દિવસે અર્થાત્ બીજા દિવસે પણ સંઘને તલાજામાં રહેવા માટે અગાઉથી નિર્ણય થયો હતો તે પ્રમાણે સંઘ બીજે દિવસે પણ તલાજામાં રોકાયો. સવારે આઠ વાગતા લગભગ શ્રી આચાર્યાદિ મુનિમંડલની અધ્યક્ષતામાં સંઘપતિ સંઘવણો તેમજ બીજો કેટલોક યાત્રિક વર્ગ વાજતેગાજતે ગિરિરાજની યાત્રાથે ગયો હતો, સાચાદેવ અને શ્રી પાર્શ્વપ્રભુના ભવ્યમંદિરમાં પ્રભુભકિતનો આત્મિક લાભ ઉઠાવી બે કલાકે સહુ પાછા ફર્યા હતા. લગભગ અગીઆર વાગતાં ગિરિરાજ ઉપર જ **સ્નાત્રમહોત્સવ**ની યોજના રાખેલી હોવાથી સેંકડો ભાઇઓબહેનો તેમાં જોડાયા હતા. સંઘપતિ સ્ટાફ પણ પાછળથી પુન: આવી પહોંચ્યો હતો, અને સંગીતરત્ન શ્રીયુત મોહનભાઇએ તથા હીરાલાલ વિગેરે ગવૈયાઓએ શ્રોતાઓને ભકિતરસમાં એકતાર બનાવ્યા હતા. અષ્ટપ્રકારી પૂજાનો ચઢાવો આજે ઘણો જ સારો થયો હતો

### માનપત્રનો મેલાવડો અને પ્રમુખસ્થાને દિવાન સાહેબ શ્રી અનંતરાયભાઇ પટણીજી.

બપોરના ત્રણ વાગે તલાજા સમગ્ર હિંદુ મુસ્લીમ કોમ તરફથી સંઘપતિને માનપત્ર અર્પણ કરવાનો ભવ્ય મેળાવડો ગોઠવવામાં આવ્યો હતો. મહુવા માનપત્ર મેલાવડાનું પ્રમુખસ્થાન સર પ્રભાશંકર પટણીજીએ શોભાવ્યું હતું, જ્યારે આજના પૂર્વોક્ત મેલાવડાના પ્રમુખ તરીકેની

વરણી તેમના જ સુપુત્ર અને ભાવનગર રાજ્યના દિવાન શ્રીમાન્ **અનંતરાયભાઇ પટણી**ની કરવામાં આવી હતી. તેઓ પોતાના સ્ટાફ તેમજ અગ્રણી મંડલ સાથે તલાજા આવી પહોંચ્યા હતા પ્રથમ ગિરિરાજ ઉપર જઇ ત્યાંના જૈન મંદિરોમાં મુજરો કરી, સંઘના કેમ્પમાં સૂરિસમ્રાટ્ની મુલકાતે પધારતાં પરસ્પર ઘણી વાતચીત થઇ હતી. પ્રેમભરી વાતચીતના પ્રસંગમાં નામદાર પટણીજી અને સૂરિસમ્રાટ્નો ધર્મસ્નેહભર્યો સંબંધ વારંવાર વ્યક્ત થઇ આવતો હતો. છેવટે પટણીજી આચાર્યશ્રીને ભાવનગરખાતે પધારવાનું આમંત્રણ આપી માનપત્ર માટે ખાસ ઊભા કરેલા જંગી સમીયાણામાં પધારતા શાસનદેવની જયના પોકારો સાથે હજારોની માનવ મેદનીએ તેમને વધાવી લીધા હતા. માનપત્રના કાર્યક્રમનો પ્રારંભ થતાં પ્રથમ બાળાઓએ તેમજ બાળકોએ સમધુર કંઠે પ્રભુસ્તુતિ કરી મંગલ કર્યું હતું. પ્રમુખની દરખાસ્ત, જુદા જુદા વક્તાઓના સંક્ષિપ્ત ભાષણો, માનપત્રોનું વાચન વિગેરે વિધિ થયા બાદ મે. દિવાનસાહેબના યશસ્વી હસ્તે સંઘપતિ યુગલને ચાંદીના રમણીય કાસ્કેટ સાથે માનપત્ર અર્પણ કરવામાં આવ્યા હતા. બાદ સંઘપતિજીએ તળાજાની હિંદુ મુસ્લીમ કોમ તથા જૈન સંઘ તરફથી અપાયેલા બન્ને માનપત્રનો સુંદર લાગણીભર્યો જવાબ વાળતાં 'આવા પાદવિહારી સંઘથી શું શું લાભો છે? તેથી કેવી રીતે ધર્મનો પ્રચાર થાય છે? ઇતર વર્ગમાં સ્વધર્મનું કેટલું ગૌરવ વધે છે? એ બધું દાખલા-દલીલો સાથે સમજાવ્યું હતું. છેવટે સંઘને જોઇતી તમામ સગવડ પૂરી પાડવા માટે નેકનામદાર મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીનો, સર પ્રભાશંકર પટણીજીનો અને પ્રમુખસ્થાને બિરાજમાન ના. દિવાનસાહેબનો આભાર માન્યો હતો. આ પ્રસંગે તલાજાના તથા ભાવનગરના સ્થાનિક ધર્મસ્થાનોમાં તેમજ આજુબાજુના ગામડાઓમાંથી આવેલી માંગણીઓને અંગે એકંદર રૂા. ૨૬૦૦ લગભગની ઉમદા સખાવત સંઘપતિ તરફથી જાહેર કરવામાં આવી હતી. આવી ઉદાર સખાવતે તેમની કીર્તિમાં ખૂબજ વૃધ્ધિ કરી હતી. છેવટે પ્રમુખસ્થાને બિરાજમાન શ્રીયુત દિવાન સાહેબે ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે;—

## પ્રમુખ સાહેબનું ભાષણ

**સંઘપતિ ભાઇઓ તથા બહેનો,**

મારો વિચાર કાંઇ લાંબું ભાષણ કરવાનો નથી, પરંતુ સંઘના દર્શન કરવા એ અમુલ્ય લાભ લેવાને માટે આવેલ છું. જ્યારે સંઘ મહુવા આવ્યો ત્યારે જ જો કે મારો વિચાર હતો પણ મેં વિચાર્યું કે સંઘ તળાજા આવશે ત્યારે જઇશું. અને તે સાથે આ મેળાવડો ગોઠવી અને તેના પ્રમુખપદે મને સ્થાપિત કર્યો છે તેનો હું અત્યંત આભારી છું.



ભાવનગર સ્ટેટ. દિવાન સાહેબ.
**શ્રીમાન્ અનંતરાયભાઇ પટણી**
[ પૃષ્ઠ ૧૮૬ ]



ભાવનગર સ્ટેટ દિવાન સાહેબ તલાજામા સંઘપતિને અપાયેલ માનપત્રના મેલાવડામા પ્રમુખ તરીકે.
[ પૃષ્ઠ ૧૮૬ ]

## મહારાજની જોડે થયેલો સંબંધ

હું આવ્યો ત્યારે તરતજ હું મહારાજને મળ્યો કે ધર્મ વસ્તુ ક્યાં સુધી રહેવાની છે. ત્યારે મહારાજે પ્રત્યુત્તરમાં મને જણાવ્યું છે કે-જૈન ધર્મ અનાદિકાળથી ચાલ્યો આવે છે અને હજી પણ ચાલશે. અને આર્ય સંસ્કૃતિ લાંબા કાળ સુધી ટકી જ રહેવાની છે, એમાં જરા પણ શંકા નથી.

## સુમતિનાથ (સાચા દેવની પ્રતિમાનું વર્ણન)

આ પ્રતિમા એક ખેતરમાંથી નીકળેલી છે. અરે આ તો શું હજી પણ ઘણાક દહેરાસરોમાં પ્રતિમાઓ નીકળે છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આગલના વખતમાં ભવ્ય મંદિરો હોય એમાં નવાઈ નથી.

સુમતિનાથ ( સાચા દેવના ) અનેક ચમત્કારો જડે છે. અને અખંડ દીવો બળવાથી જ્યોતને લીધે કાળું ન પડવાથી કેશરવર્ણું રહે છે. તે જ કળીયુગમાં અદ્ભુત ચમત્કાર છે.

## ધર્મનો ધીમે ધીમે થતો નાશ

આગલના વખતમાં ઠેકાણે ઠેકાણે રામાયણો વંચાતા હતા ત્યારે અત્યારના જમાનામાં ભાગ્યેજ કોઇક ઠેકાણે જ હશે. આ જમાનામાં લોકોની પહેલાની જેવી લાગણી રહી નથી, પરંતુ સાધે એમ ન માનતા કે હાલમાં ધર્મ જેવું કાંઈ છે નહીં અને જરા હશે તો લાંબો વખત ટકશે નહીં. એ ધર્મ અને આર્ય સંસ્કૃતિ ગમે તે ભોગે સજીવન રહેવાની જ છે.

## સંઘપતિની ઉદારતા

મેં સાંભળ્યું છે કે સંઘપતિ જામનગરથી સંઘ જે જે ગામમાં લઇ આવ્યા છે તે તે ગામમાં પોતાની લક્ષ્મીનો સદ્ઉપયોગ કરતા જ આવ્યા છે

## જ્ઞાતિઓમાં કુસંપને ઠેકાણે સંપ

જે જે સ્થળે સંઘ ગયો છે તે તે ગામમાં કુસંપ હોય તે પણ સંઘના આવવાથી દૂર થઈ જાય છે અને સર્વ જ્ઞાતિઓ મળીને સંઘપતિને માન આપે તેમાં કાંઇ નવાઇ નથી.

અને વળી તળાજામાં કુસંપ હતો એમ મેં સાંભળ્યુ છે. પણ સંઘના આવવાથી સંપ થયો છે તે જ ગામને અમૂલ્ય લાભ મળેલો છે.

## સંઘપતિનો મને થયેલો સંબંધ

જામનગરમાં એક ઝંડુ ભટ્ટ હતા. અને ઝંડુ ભટ્ટે મને જામનગરમાં દાનવીર શેઠ પોપટલાલ, જૈનોમાં અગ્રેસર છે અને તેમની ઉદારતા વિષે મને કહ્યું હતું. અને એ જ સંઘપતિના દર્શન થયાં છે તે અત્યંત આનંદ થયો છે

## સાધુ અને વીંછીની વાર્તા

સત્પુરુષો કેવા હોય છે. તે વિષે એક નાનકડું દૃષ્ટાંત કહું છું

કાશી ...પાસે વહેતી નદી ગંગા છે. તે નદીના પ્રવાહમાં કોઇ એક વીંછી તણાતો આવતો હતો અને તેના જ કિનારે કોઈ એક સાધુ માળા લઇને ધ્યાન ધરતા હતા, જ્યાં સાધુ મહારાજ ધ્યાન ધરે છે ત્યાં જ તે વીંછી આવ્યો. સાધુની નજરે તે વીંછી પડતાં તરત જ માળાને નીચે મૂકી અને વીંછીને બહાર કાઢયો.

### પ્રાણીનો સ્વભાવ

હવે તે વીંછીને બહાર કાઢયો કે તરતજ તે વીંછીએ સાધુને ડંખ માર્યો અને ડંખના લીધે સાધુનો હાથ આકળવાથી વીંછી ફરીથી પાણીમાં પડ્યો. ફરી વાર સાધુએ વીંછીને કાઢયો પરંતુ વીંછીએ તો બીજી વાર ડંખ માર્યો અને ફરીથી પાછો પાણીમાં પડયો એમ ત્રીજી વાર કાઢયો અને પાણીમાં પડયો,

હવે તે સાધુની પછવાડે કોઈ એક માણસ ઊભો હતો. તે માણસે સાધુને કહ્યું કે સાહેબ કાંઇ વીંછી પોતાનો સ્વભાવ મૂકવાનો છે. એ ડંખ માર્યા જ કરશે. એનો ડંખ મારવાનો સ્વભાવ છે.

ત્યારે સાધુએ કહ્યું કે અરે ભાઇ જ્યારે વીંછી જેવું પ્રાણી પોતાનો સ્વભાવ મૂકતું નથી હું તો સાધુ, મારો સ્વભાવ એને બહાર કાઢવાનો છે, તો હું મારો સ્વભાવ કેમ મૂકી દઉં ? એ ઉપરથી સાર લેવાનો છે કે વીંછી જેવું પ્રાણી પણ પોતાનો સ્વભાવ મૂકતું નથી, તો આપણે આપણો સ્વભાવ કેમ મૂકી દઇએ ?

### ભાવીમાં જામનગરમાં માન સંઘપતિને.

સૌરાષ્ટ્ર દેશમાં સંઘપતિને અત્યંત માન સ્થળે સ્થળે મલ્યું છે, એમ મેં સાંભળ્યું છે. જ્યારે (જામનગર સિવાય) આટલું બધું માન મલ્યું છે ત્યારે જામનગરમાં કેટલું બધું માન મલશે, અને જામ સાહેબને પણ અત્યંત આનંદ થશે કે મારા ગામમાં આવા રત્નો પાકે છે, તે માટે મને અને મારા ગામને અત્યંતગૌરવ છે.

### ઇશ્વર પ્રત્યે પ્રાર્થના

હું ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું કે આવા આવા શેઠીયાને સહાય કરો. તેમનું કલ્યાણ કરો,

જ્યારે આવા શેઠીયાઓ પોતાની લક્ષ્મીનો ધર્મમાર્ગે વરસાદ વરસાવે છે ત્યારે ભગવાન પણ તેમને ઘેર તીજોરી અને તીજોરી વરસાવે એવી મારી નમ્ર વિનતિ છે. અસ્તુ

પ્રમુખ મહાશયનું ભાષણ સમાપ્ત થયા બાદ તેમણે લીધેલી તકલીફ માટે આભાર સંબંધી સમયોચિત વક્તવ્ય થયું હતું. અંતે વિદાયગિરિના ગીત અને હારતોરાનો વિધિ સમાપ્ત થતાં ગગનભેદી જયનાદો સાથે મેળાવડાનું કામ પૂર્ણ કરવામાં આવ્યું હતું અને પ્રમુખશ્રી, સંઘપતિ તેમજ લાગતાવળગતાઓ સંઘપતિની કચેરીમાં પધારતાં ત્યાં ખાણું તથા પાર્ટીની યોજનાને સહુકોઇએ યથાયોગ્ય ઈન્સાફ આપ્યો હતો.

### આર્યભૂમિ અને ધર્મનો અવર્ણનીય પ્રભાવ.

અગાઉ જણાવી ગયા મુજબ પ્રથમ દિવસે ભાવનગર જૈન સંઘ તરફથી નવકારશી હતી તેમ બીજે દિવસે **તળાજાના જૈન સંઘ તરફથી** નવકારશીનું જમણ હતું. સાંભળવા પ્રમાણે ભાવનગરના એક જૈનેતર સદ્‌ગૃહસ્થને સંઘને તળાજામાં એક દિવસ વધુ રોકી નવકારશીનું જમણ આપવાની ભાવના હોઇ સંઘપતિને વિનંતિ કરવામાં આવી હતી, પરંતુ પાલીતા-

ણામાં પ્રવેશમુહૂર્ત્તનો નિર્ણય થઇ ગયેલો હોવાથી તલાજામાં વધુ રહેવું ઉચિત ન લાગતા દેવળીયા મુકામે તે ભાવનગરના સદ્‌ગૃહસ્થ તરફથી નવકારશીનું આમંત્રણ સ્વીકારવામાં આવ્યું હતું આર્યાવર્ત્તમાં જન્મ લેનાર આર્ય વ્યક્તિને ગળથૂથીમાં જ એવા કોઇ ધાર્મિક સંસ્કારો મળેલા હોય છે કે આવા દુષમ સમયમાં અને આર્થિક સંકડામણના સંજોગોમા પણ ધાર્મિક પ્રસંગે હજારોની લક્ષ્મીને છૂટે હાથે છોડતાં જરા ય વિલંબ થતો નથી તલાજાનો નાનો અને મધ્યમ સ્થિતિવાળો સઘ આગણે આવેલા આઠ–આઠ હજાર માણસોને નવકારશીનું જમણ આપે, પાલીતાણાનો સઘ જેણે પ્રાય હજુ સુધી કોઇ વખતે આવા વિશાલ સંઘનો નવકારશીના જમણથી સત્કાર કર્યો નથી તે પણ તળાજે આવી નવકારશીની માંગણી કરી જાય અને જૈનેતર સદ્‌ગૃહસ્થો પણ ઉલ્લસિત ભાવનામાં આવી આવા ધાર્મિક સંઘની ભક્તિ કરવી એ આત્મકલ્યાણનું પરમ સાધન માની નવકારશીના નિમત્રણો આપે એ આર્યભૂમિમાં અવતરેલા આર્ય મહર્ષિઓએ અર્પણ કરેલા ધર્મવારસાનો અચિન્ત્ય પ્રભાવ નહિં તો બીજું શું ? આવા પ્રસંગો નજરે નીહાળતાં આજુબાજુના જડતામય વાતાવરણને અગે ધર્મથી વિમુખ થયેલા કેટલાયે યુવાન વિગેરે ભાઇઓ ધર્મનો સાચો રાહ પામી જતા હશે ! તે ગણતરી તો જ્ઞાની વિના અન્ય કોણ કરી શકે !

## સઘ પાલીતાણાના પથે

આમ મહુવા તલાજામા જૈન ધર્મનો વિજય ધ્વજ ફરકાવતો જામનગર જૈન યાત્રિક સઘ તા. ૧૨ મીએ પાલીતાણાના પથે પડયો જે મુખ્ય તીર્થાધિપતિને ભેટવા આજ ત્રણ ત્રણ માહનાથી પાદવિહાર કરી ટાઢ તડકાઓ સહન કરી યાત્રિકોએ અનેક કષ્ટો આત્મકલ્યાણની ભાવનાએ સહન ક્યાં હતા, તે આત્મકલ્યાણના મૂર્તિમાન પુંજ સમાન તીર્થાધિરાજ હવે તો હાથવેંતમાં જ હોઇ યાત્રિકોનો ઉલ્લાસ નિરવધિ હતો, તુમુલ રણસંગ્રામમા શત્રુઓના પરાભવ સાથે સ્વસૈન્યનો વિજય થાય તે પ્રસંગે સેનાધિપતિના મુખ ઉપર જે હર્ષની સુરેખાઓ દેખાતી હોય તેનાથી પણ અધિક હર્ષોલ્લાસ અમારા યાત્રિકોમા આવ્યો હતો, અને હવે તો સહુ કોઇ "**ચાલો ચાલોને વિમલગિરિ જઇએ રે, ભવજલ તરવાને**" એ આનંદભર્યા ગીતોથી રસ્તાઓને પણ ગજાવી મૂકતા હતા. મહુવાથી જેમ યાત્રિકોની સંખ્યામા વધારો થયો હતો તે પ્રમાણે તલાજાથી પણ થોડા ઘણા વધુ યાત્રિકો સઘ સાથે જોડાયા હતા.





# અભિનંદન પત્ર



**દેવગુરૂભકિતકારક, પુણ્યપ્રભાવક, દાનવીર,**
**સૌજન્યાદિગુણાલંકૃત ધર્મબંધુ**
## શેઠ શ્રી પોપટલાલભાઇ ધારસીભાઇ
તથા
## શેઠ ચુનીલાલભાઇ લક્ષ્મીચંદ ધારશીભાઇ
**જામનગર.**

તીર્થયાત્રા માટે ચતુર્વિધ જૈન સંઘ કાઢવો એ મહાન્ પુણ્યનું ફળ ગણવામાં આવેલું છે. આપસાહેબે આવું મહાન ફળ પ્રાપ્ત કરેલું છે, જેના પ્રતાપે જ જૈન સંઘના ગૌરવરૂપ કાઠિયાવાડના લગભગ દરેક મોટા તીર્થોના આવો મહાન્ સંઘ કાઢવાને આપ ભાગ્યશાળી બન્યા છો. જે સંઘને શ્રીઅરિહંત ભગવાન પણ નમસ્કાર કરે છે; તેવા પવિત્ર, મહાપુણ્યવાન છ–રી પાળતા શ્રીસંઘના દર્શનના અમને અપૂર્વ લાભ મળ્યો છે.

જૈન શાસનનાયક, બાળબ્રહ્મચારી, તીર્થોદ્ધારક મહાન પ્રતિભાશાળી સૂરિસમ્રાટ આચાર્ય શ્રીવિજયનેમિસૂરીશ્વરજી મહારાજ, આગમોદ્ધારક આચાર્ય શ્રીસાગરાનંદસૂરીશ્વરજી મહારાજ તથા સિદ્ધાંતવાચસ્પતિ આચાર્ય શ્રીવિજયોદયસૂરીશ્વરજી મહારાજા તથા તત્ત્વવેત્તા આચાર્ય શ્રીવિજયમોહનસૂરીશ્વરજી મહારાજ જેવા જૈન સમાજના મહાન આચાર્યો સતત પરિશ્રમ વેઠી શ્રીસંઘને અગ્રસ્થાને બિરાજે છે; કે જેઓ સાહેબના સદુપદેશથી આ મહાન ધર્મોદ્યોતક સમારંભ શરૂ થયો છે. આવો એક મહાન પ્રાભાવિક સંઘ રસ્તામાં દરેક સ્થળે જૈનશાસનની પ્રભાવના વધારતો અમારા તળાજા ગામમાં પ્રવેશેલ છે જેથી અમારા હૃદય હર્ષથી ઉછળે છે.

તળાજા (તાલધ્વજ ગિરિરાજ) શ્રી સિદ્ધગિરિરાજની એક ટુંક ગણાય છે. મૂળનાયક શ્રી સુમતિનાથજી ભગવાન જે સાચા દેવના નામથી જૈન તેમજ જૈનેતર વર્ગમાં પ્રસિદ્ધ છે; જેના અખંડ દીવાની જ્યોતમાં કેસર વળે છે. વળી સંપ્રતિ રાજાના સમયની શ્યામ ભવ્ય પ્રતિમા છે. એવી પવિત્ર તીર્થભૂમિમાં શ્રી સંઘને સ્પર્શ કરાવી આપે અમૂલ્ય લાભ ઉઠાવ્યો છે અને અમારા પણ મહાન્ સદ્ભાગ્ય છે કે એક સાથે આવા મહાન આચાર્ય મહારાજના તેમજ જૈન સિદ્ધાંત મુજબ છ–રી પાળતા શ્રી સંઘના દર્શનના અમોને અલભ્ય લાભ મળ્યો છે.

આ સંઘમાં ઘણા ધર્મનિષ્ઠ આત્માએ જુદા જુદા તીર્થોના પવિત્ર આંદોલનથી આચ્છાદિત થઇ રહ્યા છે. આવા સહધર્મી બન્ધુઓ અમારે આંગણે પધારે એ અમારે મન મહાન ગૌરવના વિષય છે. તેઓની પ્રભુભક્તિના પરમાણુઓ આપણા સહધર્મી બન્ધુઓમાં પ્રવેશી જિંદગીમાં સુકર્તવ્ય કરવાને પ્રેરણા અર્પે, એ શુભેચ્છા.

# અભિનંદન પત્રિકા

## દાનવીર સંઘપતિ શ્રીમાન્ શેઠશ્રી પોપટલાલ ધારશીભાઇ તથા શ્રીમાન્ શેઠશ્રી ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઈ-જામનગર

આપ શ્રીમાને યાત્રાર્થે ભવ્ય સંઘ કાઢી ધર્મના કાર્યમાં મોટો લ્હાવો લીધો છે, તેથી હર્ષ પામીને અમો તળાજાની સમસ્ત પ્રજા આપ શ્રીમાનોને અભિનંદન આપીએ છીએ.

લક્ષ્મી તો ઘણાને મળે છે, પણ મળ્યા પછી એક સાથે મોટી ગંજાવર રકમો દયા-દાન અને મનુષ્યસેવામાં વાપરવી એ વિરલ ભાગ્યશાળીઓથી બને છે. ખરેખર આપ એક પુણ્યાત્મા છો કે બાદશાહી રકમો એકસાથે ધાર્મિક કાર્યમાં વહેવડાવી શકો છો. આપના દાનની પ્રણાલિકા અનુમોદનીય છે.

આપના તીર્થપ્રવાસમાં આવતા શહેર અને ગામડામાં આપે ત્યાંને લગતી જૈન કોમની તેમજ સાર્વજનિક સંસ્થાઓમાં મદદ કરી છે. હજુ પણ આપના દાનનો પ્રવાહ અસ્ખલિત ચાલુ રહે અને આપની મારફત મનુષ્યજાત અને અબોલ પ્રાણીઓનું કલ્યાણ થાઓ તેમ ઇચ્છીએ છીએ.

છેવટે અમારા આ સાચાદેવની પ્રાચીન તીર્થભૂમિમાં આપના પુનિત પગલાં મહાન સંઘ સાથે થયેલ છે તેની ખુશાલી દર્શાવી આપના જીવનમાં વસેલી પરોપકારી ભાવના દિનપ્રતિદિન વૃદ્ધિંગત થાઓ અને આપ અમરકીર્તિ પ્રાપ્ત કરો એ શુભેચ્છા સાથે વિરમીએ છીએ. તળાજા તા. ૧૧-૨-૩૮.

### આપના ગુણાનુરાગીઓ

| | |
|---|---|
| નગરશેઠ ભુદર વાલજી | ભટ્ટ ઇચ્છાશંકર વીઠ્ઠલજી |
| શેઠ રમણીકલાલ મૂળજી | વોરા મહમદઅલી, તૈયબજી |
| મેતા વ્રજલાલ ગોકળદાસ | વોરા કાસમજી જીવાજી |
| દોશી જુગલદાસ રામજી | વોરા ઇસબજી મુસાજી |
| શેઠ કેશવજી ગુંઝાભાઈ | ખોજા અલાદીન ધરમશી |
| શેઠ દુલભદાસ ધરમશી | ખોજા વલીભાઈ નથુ |
| શા. લાલચંદ ગુલાબચંદ | કંસારા ભુદર ધનજી |
| શા. પરમાણંદદાસ મોરાર | કંસારા લખમીચંદ વલભદાસ |
| મેતા છગનલાલ ગોરધન | શેઠ નુરમામદ મેઘજી |
| શેઠ ફુલચંદ હીરજી | શેઠ અલીમામદ અબ્દલાભાઈ |
| વકીલ વનમાળીદાસ માવજી | સીપાઈ અલીભાઈ ફતા |
| પંડ્યા ત્રીભોવનદાસ ગોરધનદાસ | સોની મગન આલા |

# તલાજાના માનપત્રનો જવાબ

बुद्धस्त्वमेव विबुधार्चित बुद्धिबोधात्
त्वं शङ्करोऽसि भुवनत्रयशंकरत्वात्
धातासि धीर ! शिवमार्गविधेर्विधानात्
व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥ १ ॥

**મહોદય સભાપતિ દિવાન સાહેબ અનંતરાયભાઇ, તલાજાના અમારા જૈન બંધુઓ અને બહેનો, તલાજાની પ્રેમઘેલી પ્રજા, ભાવનગર રાજ્યના અધિકારી મંડળ, અન્ય સુશીલ બહેનો અને ગૃહસ્થો—**

સોરઠ દેશની સૌંદર્યતા તથા ફળદ્રુપતા જોતાં તેમાં આવેલ પવિત્ર તીર્થક્ષેત્રોની યાત્રા કરતા ગોહિલવાડ તરીકે ઓળખાતા પ્રદેશના અમારા પ્રવાસ દરમીયાન ઠારોઠાર થયેલ અમારા સન્માનથી ઉલ્લાસ પામતા, તાલધ્વજ ઊર્ફે તલાજાની પવિત્ર ભૂમિમાં પગ મૂકવાનો અમોને મળેલ પ્રસંગ અમારા આનંદનો અવધિ છે. અમારા જૈન શાસ્ત્રોમાં ઉલ્લેખ છે કે તાલધ્વજ ગિરિરાજ શ્રી સિધ્ધાચળ ગિરિરાજની આઠમી સજીવન ટુંક છે. અમારી શ્રી વીરવિજયજીકૃત નવાણું પ્રકારી પૂજાની ત્રીજી ઢાળમાં લખ્યું છે કેઃ—

"ઢંક કદંબ ને કોડી નિવાસી, લોહિત્ય તાલધ્વજ સુર ગાવે,
ગિરિવર દર્શન વિરલા પાવે;
ઢંકાદિક પંચકૂટ સજીવન, સુરનર મુનિ મળી નામ જપાવે,
ગિરિવર દર્શન વિરલા પાવે."

તે પ્રમાણે જે શ્રી તાલધ્વજ ગિરિરાજના સજીવન શિખરના દેવતાઓ પણ ગુણ ગાય છે તે પવિત્ર તીર્થને ભેટવાથી અમો અમારા અહોભાગ્ય માનીએ છીએ. આ ગિરિરાજમાં રત્નખાણુ, જડીબુટ્ટી અને ગુફાઓ, રસકુપિકા વિગેરે ચમત્કારી અનેક વસ્તુઓ હાલમાં પણ દૃશ્યમાન હોવાથી તે સજીવન ટુંક તરીકે ઓળખાય છે તેવા

પ્રદેશનું દર્શન, આ ટુંક પરથી રત્નાકર મહાસાગરનું દેખાવું, સાથે સાથે શ્રી સિધ્ધાચળ ગિરિજી, કદમ્બગિરિ અને હસ્તગિરિના સાક્ષાત્ દર્શન અમોને અપૂર્વ અને અવર્ણનીય આનંદ અનુભવે છે.

આ તાલધ્વજ ઊર્ફે તલાજા બે પવિત્ર નદીઓ–શેત્રુંજી અને તાલધ્વજી નદીઓના સંગમ પર આવેલ છે. આ તાલધ્વજી નદીમાં સ્નાન કરવાથી વર્ષો પૂર્વે મહીપાલ રાજાનો કોઢ જેવો ભયંકર ચેપી રોગ નાશ પામ્યો હતો અને કાયા નિર્મળ થઇ હતી. તે પવિત્ર નદીના પાણીથી નહાવાનો સુયોગ પ્રાપ્ત થયો, સાથે સાથે સજીવન ટુંક પર ચઢવાનો પ્રસંગ અને તેમાં પણ ઘણી જ પુરાતની, અલૌકિક, ચમત્કારી ભગવંત શ્રી સુમતિનાથજી પ્રભુજીની પ્રતિમાજીના દર્શન એ અમારી જિંદગીનું સાર્થક માનીએ છીએ. તે ગિરિરાજ પર ચઢતાં તલાટીનું ભવ્ય મકાન, પછી પાર્શ્વનાથ અને આદીશ્વર ભગવાનની ત્રણ માળની ટુંક અને તેની બાજુમાંનું ધનકોકીનું ભોયરું અને આગળ ચાલતાં પાંચમા તીર્થંકર ભગવાન — સુમતિનાથ પ્રભુના દેવાલયના દર્શન થાય છે. તીર્થંકર ભગવાન શ્રી સુમતિનાથ પ્રભુજીના દેવાલયમાં બળતા અખંડ ઘીના દીવાની જ જ્યોતથી, કાળો ભાગ ન થતાં કેશરવર્ણો રંગ અત્યારે પણ દેખાય છે, તે પ્રભુજીના અનેક ચમત્કારોમાંનો એક છે. આ અને આવા અનેક ચમત્કારોને લઇ શ્રી સુમતિનાથજી પ્રભુ અત્યારે પણ "સાચા દેવ" તરીકે આ પ્રદેશમાં સર્વત્ર પ્રસિદ્ધ છે અને તેની જૈન તેમજ જૈનેતર પ્રજા પણ દર્શન-પિપાસા રાખે છે એવા આ પ્રભુજીની પ્રતિમાજીના દર્શન અમારા જીવનનો અનેરો લ્હાવો છે.

મહાપુરુષોની જન્મભૂમિ અને તેમના ઉત્સર્ગનો પ્રદેશ, એ તીર્થ મનાય છે. આપણો ભરતખંડ દેશ એક તીર્થક્ષેત્ર છે, કારણ તે કળા–કૌશલ્યથી સમૃદ્ધવાન બનેલ પ્રદેશની અવદશા વખતે તેના અનેક પનોતા પુત્રોએ દેશદાઝ અને દેશકલ્યાણ અર્થે જુદા જુદા ક્ષેત્રમાં ફનાગીરીથી નામના કરી છે એટલું જ નહીં પણ પોતાની જીંદગીનો પણ ભોગ આપેલ છે તે પ્રદેશ. તેમાં વહેતી અનેક પવિત્ર ગંગાસમ સરિતાના નીરે દેશની ફળદ્રુપતા કરવા ઉપરાંત કંઇક મનુષ્યોને પવિત્ર બનાવ્યા છે, તેવા પ્રદેશમાં પેદા થયેલ અનેક ધર્મ-પ્રવર્તકોની જન્મભૂમિના દર્શનાર્થે યુરોપ, અમેરિકા વિગેરે દેશોના મહાન પંડિતો આ દેશમાં આવે છે તેથી તે તીર્થ જ છે. આ તાલધ્વજ ઊર્ફે તલાજા પણ તેમાં આવેલ તાલધ્વજગિરિરાજને લઇ પવિત્ર તીર્થ છે તે તીર્થ કરવાનો અલભ્ય લાભ અમોને પ્રાપ્ત થતાં અમારું જીવન સફળ થયું છે.

સામાન્ય રીતે હરકોઇ મનુષ્ય એમ સમજી શકે છે કે સકલ તીર્થો એક દેશમાં હતા પણ નહી અને હોય પણ નહી અને છે પણ નહી. અને એક દેશથી બીજા દેશની વચ્ચે નીતિશાસ્ત્રના નિયમ પ્રમાણે ઘણા ભાગે જંગલ અને પહાડ તથા નદીઓની જ હદબધી

હોય છે તેથી એક દેશવાળા ભાવિકને બીજા દેશમાં તીર્થોની યાત્રા કરવા માટે જવું તે ઘણું દુઃખદાયક હોવા સાથે મુશ્કેલીભરેલું હતું એવા વખતમાં યાત્રા કરવાને નીકળવાનું સાહસ ખેડવા કોઈ પણ અલ્પ સંખ્યાવાળી જનતા તૈયાર થાય નહિ એટલે તીર્થોની યાત્રા કરવાનું જનસમુદાય બનીને જ થઈ શકતું હતું. વળી પ્રાચીન કાળમાં મનુષ્યોની મુસાફરી પોતાના ને પોતાના દેશમાં કરવી હોય તો પણ ચોર-ધાડુઓ વિરૂદ્ધ રાજ્યો વિગેરે દુર્નિવાર્ય કારણોથી અસન્ત મુશ્કેલીભરેલી જ થતી હતી, તેવી વખતે તે ચોરધાડુપાડુઓ વિગેરેથી રક્ષણને માટે બંદોબસ્ત કરવો અગર સમર્થ થવું તે એક વ્યક્તિ કે એક કુટુંબને માટે અશક્ય નહીં તો દુઃસંભવ તો હતું જ. આવા અનેક કારણોથી યાત્રા કરવાના મનોરથવાળાઓ પોતાના યાત્રાસંબંધના મનોરથો પૂર્ણ કરવાને ભાગ્યશાળી થઈ શકતા નહોતા. આ વસ્તુસ્થિતિને વિચારનારો મનુષ્ય સ્હેજે સમજી શકશે કે ભાવિક જીવોને તીર્થની યાત્રા કરવાનું સાધન તેવા કોઈ સમર્થ અને રાજ્યમાં લાગવગવાળા હોવાની સાથે કુટુંબ અને સાધનસંપન્ન હોય તેવા સંઘપતિ દ્વારાએ જ બની શકતું હતું. આ ઉપરથી પ્રાચીન કાલમાં જ સંઘદ્વારાએ તીર્થયાત્રાની જરૂર હતી, પરંતુ વર્તમાનમાં તેવી કોઈ પણ જાતની મુશ્કેલી નથી માટે સંઘસમુદાયે યાત્રા કરવા માટે સંઘો કાઢવા એ જરૂરનું નથી એમ ધારવા કોઈએ મનને ગોકળુ કરવું નહીં; કારણ કે જેવી રીતે સંઘમાં યાત્રા કરવા આવનારાઓના લાભ અને સગવડતા માટે સંઘસમુદાયે યાત્રાની જરૂર ગણીને સંઘ કાઢવાની જરૂર ગણાય તેવી જ રીતે આખા કુટુંબને સાથે જાત્રા કરાવવાની તેવી જ જરૂર છે અને તેવીજ રીતે દરેક ગામે ધર્મક્ષેત્રોના ઉદ્ધારની જરૂર ઓછી નથી. વળી જુદા જુદા ગામોના ચૈત્યોનો ઉધ્ધાર, ઉપાશ્રયનો ઉદ્ધાર, સાધર્મિક પ્રેમની વૃદ્ધિ, ધર્મકાર્યની પરસ્પર અનુમોદના, સામુદાયિક દેશને અંગે કે પ્રાંતને અંગે કે તીર્થને અંગે સીદાતા ધર્મકાર્યોના ઉદ્ધાર, તીર્થોની આપત્તિઓનું જાણપણું, તીર્થોની આપત્તિઓમાં પરસ્પર સહાયકારિતા, પ્રતિગામ, પ્રતિનગરે સાધર્મિક વાત્સલ્યનો પરસ્પર લાભ, અનેક સ્થાનોએ મુનિમહારાજાઓને વંદન કરવાનો લાભ અને તેમની વાણી શ્રવણ કરવાનો લાભ મેળવી અને તે દ્વારાએ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, વિનય, વૈયાવચ્ચ, દાન, શીલ, તપ, ભાવ વિગેરે અનેક ધાર્મિક કાર્યોના પરિણામોમાં વૃદ્ધિ થવી એ વિગેરે હેતુઓ તરફ જો કોઈપણ ધ્યાન આપશે તો એક અંશે પણ સુજ્ઞતા ધારણ કરનારા મનુષ્યો વર્તમાન કાલમાં પણ સંઘની જરૂરીઆત માન્યા સિવાય રહેશે નહિં. ખરેખર તીર્થભૂમિના માર્ગની રજવડે મનુષ્ય કર્મ રૂપી રજથી રહિત થાય છે. તીર્થને વિષે વારંવાર ભ્રમણ કરવાથી પ્રાણી ભવભ્રમણથી મુક્ત થાય છે. તીર્થક્ષેત્ર જઈ દ્રવ્યનો વ્યય કરવાથી પ્રાણી જન્માન્તરમાં સ્થિરસંપત્તિવાળો થાય છે અને તીર્થનાયક શ્રીમાન્ વીતરાગ દેવની શુભ ભાવે પૂજા કરવાથી પ્રાણી પૂજનિક થાય છે.

તલાજાના અમારા જૈન ભાઇઓ તેમજ જૈનેતર પ્રજાએ માત્ર ચોવીસ કલાક પહેલાં જ અમારું કરેલ ભાવભીનું સ્વાગત અમોને હરહમેશ યાદગાર રહેશે તે સાથે અમારા જૈન ભાઇઓ તથા તલાજાની પ્રજા તરફથી આ સુંદર નકસીવાળા કાસકેટોમાં અપાયેલ માનપત્રો ચિરઃસ્મરણીય થશે. આ તેમના અમારા પ્રત્યેના પ્રેમ માટે જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. આ માનપત્રોમાં અમારા કાર્યોની થયેલ અતિશયોક્તિ ભરેલી પ્રશંસા તેમનો અમારા તરફનો પ્રેમ અને શુભ લાગણી અને ભાવનાનું સૂચન છે, તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ પણ અમારે કહેવું જોઇએ કે આ મનુષ્ય દેહ ધારણ કરતાં અમારા માથે રહેલી ફરજનું અંશ પણ કર્તવ્ય બન્યું નથી.

આજથી એક અઠવાડીયા પહેલા જ મહુવા બંદરે આના જેવા જ માનપત્રના મેળાવડાના પ્રમુખપદે સ્વપરાક્રમી દેશ-દેશાંતરમાં પોતાની અગાધ બાહોશી અને અટલ કાર્યદક્ષતાથી પ્રસિદ્ધ થયેલ ઓનરેબલ સર પ્રભાશંકર પટણી સાહેબ બિરાજેલા હતા તે વખતે ભાવનગર રાજ્યની કીર્તિમાં ચઢાવેલ ઓપ વિગેરે સંબંધી અમારી માહિતી મુજબ જણાવ્યુ હતું. તે રાજ્યના હાલના દિવાનસાહેબે આજના આ મેળાવડાનું પ્રમુખપદ શોભાવ્યું છે તે ઓનરેબલ સર પ્રભાશંકરભાઇના પનોતા પુત્ર છે એ જાણી અમોને બેહદ ખુશાલી પેદા થાય છે. મહેરબાન અનંતરાયભાઇ! આપે અમારા સંઘની સગવડતા માટે અમારી વિનંતિ પરથી તાત્કાલિક દરેક બંદોબસ્ત કરી આપી અમારા પર મહદ્ ઉપકાર કર્યો છે અને આપના રાજ્યનીતિનિપુણ પૂજ્ય પિતાશ્રીના પગલે ચાલી ધાર્મિક કાર્યમાં પણ મદદ કરો છો તે આપની ધર્મપ્રિયતા બતાવે છે, તે માટે આપનો આભાર માનવાને પુરતાં શબ્દો મળી આવતાં નથી. ભાવનગર રાજ્ય અને તેના અન્ય રાજ્યકર્મચારીઓએ અમારા સંઘની સુગમતા સાચવવા માટે હુકમ કરાવવામાં મદદ કરી છે તેમનો તેમજ અમારા પ્રવાસને તેમની હદમાંથી નિર્વિઘ્ને પસાર કરવા માટે જહેમત ઉઠાવી રહેલ અમલદારોનો પણ આભાર પ્રદર્શિત કરીએ છીએ.

મહેરબાન અનંતરાયભાઇ! આપના પૂજ્ય પિતાશ્રીએ નામદાર પ્રૌઢપ્રતાપ, મહામાંગલ્યસ્વરૂપ, મહારાજાધિરાજ શ્રીમાન કૃષ્ણકુમારસિંહજી મહારાજા સાહેબના દર્શન અમોને તેમજ અમારા સંઘને કરાવવા આપેલ વચન પરિપૂર્ણ કરવા આપ પણ મદદગાર થઇ અમોને ઉપકૃત કરશો એવી આશા રાખીએ છીએ.

અમારા તલાજાના સ્વધર્મી બંધુઓનો તેમજ તલાજાની પ્રજાનો તેમણે આપેલ માનપત્રોમાં અમારા પ્રત્યે બતાવેલ માયા-મમતા, સૌજન્ય માટે ફરી આભાર માની અમારું વક્તવ્ય સમાપ્ત કરીએ છીએ.

તલાજા તીર્થની પવિત્ર છાયામાં બે દિવસની સ્થિરતા દરમ્યાન જૈન-જૈનેતર પ્રજા તરફથી ભારે સન્માન પ્રાપ્ત કરનાર, સાચાદેવના કંઠમાં સાચા મોતીનો કિંમતી હાર અપણ કરનાર, તેમજ હિંદુ-મુસ્લીમ, જૈન-જૈનેતર પ્રત્યેક ધાર્મિક તેમજ સાર્વજનિક સંસ્થાઓમાં યથાયોગ્ય દાનગંગાનો પ્રવાહ રેલાવનાર આપણા યશસ્વી સંઘપતિ ચતુર્વિધ સંઘ સાથે રવાના થઇ તા. ૧૨-૨-૩૮ ના દિવસે તલાજાથી છ માઇલ દૂર **દેવળીયા** મુકામે આવી પહોંચતાં સ્થાનક જૈનોએ ગામને શણગારી સંઘ તથા સંઘપતિનું સામૈયા સાથે સુંદર સ્વાગત કર્યું. પૂજા ભાવના ભવ્ય અંગરચનાદિ ધર્મકાર્યો થવા ઉપરાંત **ભાવનગરનિવાસી શેઠ હરગોવનદાસ જીવણદાસ** તરફથી નવકારશીનું જમણ આપવામાં આવ્યું. ત્યાંથી તા. ૧૩ મીના દિવસે સંઘ **રાથલી** પહોંચ્યો. દેવળીયાથી રાથલી આઠ માઇલ થાય છે. આજનો પ્રવાસ જરા યાત્રિકોને હંમેશની અપેક્ષાએ લાંબો લાગ્યો. લાંબો પંથ, ગરમીનો સમય, અને સહેજ અસ્વસ્થ પ્રકૃતિને અંગે માર્ગમાં પૂ. આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજને મસ્તક ઉપર ગરમી ચડી આવતાં મૂર્ચ્છા આવી ગઇ હતી; પરંતુ, પૂ. શાસનસમ્રાટ આચાર્યમહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ તથા સંઘપતિ શ્રી પોપટભાઇ વિગેરેને આ બાબતની જાણ થતાં તાત્કાલિક ઉપચારોથી રાહત મળતાં બે કલાકે તબીયત લાઇન ઉપર આવી ગઇ હતી અને ધીમે ધીમે તેઓશ્રી સંઘના કેમ્પમાં આવી પહોંચ્યા હતા. આજે અહિં પાલીતાણાથી સેંકડો ભાઇઓ-બ્હેનો સંઘના દર્શનાર્થે આવ્યા હતા. પાલીતાણા સ્ટેટના દિવાન સાહેબ શ્રી. મૂલરાજસિંહજી વિગેરે અધિકારી વર્ગે પણ હાજરી આપવા સાથે સંઘપતિ તેમજ આચાર્યમહારાજ આદિની મુલાકાત લીધી હતી. સંઘ પાલીતાણા સ્ટેટની હદમાં દાખલ થાય તે અગાઉ રાજ્ય તરફથી સંઘના સંરક્ષણ માટે સ્થલે સ્થલે ફરમાનો છૂટયા હતા, અને જકાત માટે માફી અર્પણ કરવામાં આવી હતી. પાલીતાણા સ્ટેટ માટે આ વધુ ગૌરવનો વિષય બન્યો હતો. હંમેશના નિયમ પ્રમાણે પ્રભુપૂજા, ભવ્ય અંગરચના, ભાવના વિગેરે ધર્મકાર્યો સારી રીતે થયા હતા. રાથલી મુકામે **જામનગરવાલા શેઠ મૂલચંદ હીરાચંદ** તરફથી નવકારશી કરવામાં આવી હતી. તા. ૧૪ મીના દિવસે પાલીતાણાથી બે કોશ દૂર આવેલા **પાણીયાલી** મુકામે સંઘનો પડાવ નાખવામાં આવ્યો. અહિં પાલીતાણા જૈન સંઘ તરફથી નવકારશી હોઇ આખું ય પાલીતાણા આજે અહિં ઉભરાયું હતું. દિવાન સાહેબ, દવે સાહેબ, પોલીસ સુપરિન્ટેન્ડેટ જસુભા વિગેરે અમલદાર વર્ગ ઉપરાંત શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનો અધો ય. સ્ટાફ સંઘની સરભરા માટે અહિં હાજર રહ્યો હતો. પૂજા, ભાવના, ભવ્ય અંગરચનાદિ કાર્યો ઘણી જ શાંતિપૂર્વક કરવામાં આવ્યા હતા. સઘમાં સાથે આવેલા યાત્રિક વર્ગનો મોટો ભાગ, આજે જ પાલીતાણા પહોંચી ગયો. જેથી સાયંકાલ પછી સંઘના કેમ્પમાં પૂ. સાધુમહારાજ, સાધ્વીજીઓ, સંઘપતિ, સંઘવણો તેમજ તેમને લાગતાવળગતા સિવાય ભાગ્યેજ કોઇ દૃષ્ટિગોચર થતું. જે સંઘના પડાવમાં રાત્રિના બાર બાર વાગ્યા સુધી આનંદ હલ્લોલ ઉછળતા હતા ત્યાં આજે નવ વાગતામાં નીરવતા પ્રસરી હતી. જ્યોત્સ્નાની અપેક્ષાએ સંપૂર્ણ ખીલેલી વસંત પૂર્ણિમાની રાત્રિએ સમગ્ર જગત ઉપર રૂપેરી ચાદર બિછાવી હતી એ કૌમુદીના દિવ્ય પ્રકાશમાં સિધ્ધગિરિ ભગવાનની પવિત્ર છાયામાં પડેલો ઉજ્જવલ સંઘનો કેમ્પ કોઇ અવનવી ભાત પાડી રહ્યો હતો અને કેમ્પમાં રહેલા યાત્રિકો સ્વપ્નમાં પણ **" ચાલો ચાલોને વિમળગિરિ જઇએ રે ભવજલ તરવાને "** એ મધુર પદના આત્મભાવથી ઓતપ્રોત બન્યા હતા.



# તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિરાજ

સંસારચક્રમાં અનન્તા કાલ સુધી પરિભ્રમણ કરાવનાર, રાગ દ્વેષાદિ દુર્ધર શત્રુઓનો પરાભવ કરી અનન્ત વિજય અર્પણ કરનાર વિશ્વવિખ્યાત તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજનો વિસ્તાર પહેલાં એટલો બધો હતો કે ઇતિહાસપ્રસિધ્ધ વલ્લભીપુર (વળા) એ જ તેની તલાટી હતી અને સાગરની તરંગપરંપરા પણ ત્યાં જ એ તીર્થાધિરાજના ચરણ પખાળી અનેરા સ્તુતિ-ગાન ગજવતી પૃથ્વીની પ્રદક્ષિણા કરવા પાછી ચાલી જતી સમય જતાં સાગર રીસાયો અને પછી તો તીર્થાધિરાજે પણ દીર્ઘ તપસ્વિની જેમ પોતાના દેહને સંકોચતા પાદલિપ્તપુર પૂરતો સંકોરી લીધો શ્રી ગણધર મહર્ષિપ્રણીત **સારાવલીપયન્નો** તેમજ શ્રી ધનેશ્વરસૂરિવિરચિત શત્રુંજય માહાત્મ્ય, નાભિનંદનોધ્ધાર પ્રબંધાદિ જૈન સાહિત્યમાં આ તીર્થાધિરાજના માહાત્મ્ય અને અને વિસ્તાર વિષે ઘણા ઘણા અદ્‌ભુત ઉલ્લેખો છે એ તીર્થાધિરાજને વિષે જન્મતી દિવ્ય ઔષધિ, શત્રુંજય ઉપરના કુંડમાં સંઘરાતું ચમત્કારી જળ અને યક્ષ ગંધર્વ કિન્નર વિદ્યાધર વિગેરે દેવ દેવીઓના સવિસ્તર વર્ણન એવી એવી અનેકવિધ સામગ્રી 'શત્રુંજય માહાત્મ્યાદિ' જૈન સાહિત્યમાં ભરેલી છે એ બધાની સાથે તુલના કરતાં આજનું શત્રુંજય તીર્થ એ જાણે કે કોઇ એક મહાપ્રતાપી અદ્‌ભુત પ્રભાવશાળી દૈવી સામ્રાજ્યનો માત્ર ધ્વંસાવશેષ જ હોય એમ લાગ્યા વિના ન રહે ઘણી ઘણી આસમાની સુલતાની એ તીર્થ ઉપર ઉતરી અને ઊડી



તીર્થાધિ ાજનુ એક દૃશ્ય.



શ્રી શત્રુંજયગિરિરાજ ઉપરના હિમાલય સરખા ઉત્તુંગ ગગનચુંબી જૈનમંદિરોની હારમાળા

[ પૃષ્ઠ ૧૦૮ ]

આનંદ પ્રેસ-ભાવનગર



**પાલીતાણા નરેશ શ્રીમાન બહાદુરસિંહજી સાહેબ કે. સી. એસ આઇ.**

( જેઓએ જામનગર જૈન યાત્રિક સંઘ પોતાની હદમાં પધારતાં સંરક્ષણ જકાત માફી વિગેરે વિવિધ સહાય અર્પણ કરી હતી અને તીર્થમાળનો માહ વદિ ૬ નો દિવસ યાવચ્ચંદ્રદિવાકરૌ અહિંસક તરીકે પોતાના રાજ્યમાં જાહેર કર્યો હતો. )

આનંદ પ્રેસ—ભાવનગર.

ગઇ, કેટલુંય ભુલાયું, કેટલુંય ભુંસાયું અને કેટલુંક જ માત્ર પુસ્તકના પાને ચઢયું, છતાં એ સઘળા પરિવર્તનોને વિષે એક વાત સ્પષ્ટ જ છે અને તે એ જ કે સમય સંજોગ વિગેરે પલટાવા છતાં તીર્થાધિરાજ શ્રી શત્રુંજય પ્રત્યેની ભાવિક શ્રધ્ધાળુઓની ભકિત અને શ્રધ્ધા તો આજની ઘડી સુધી અતૂટ-અખંડિત અને એકધારી જ રહી છે. શકિત સામર્થ્ય કે વૈભવમાં ભરતી ઓટ આવવા છતાં અંતરના ભાવ તો લગભગ એના એ જ રહ્યા છે. એક કોટ્યાધિપતિ જૈન શ્રાવકથી માંડી દીનમાં દીન ગણાતા રંક શ્રાવકની દૃષ્ટિ સન્મુખ તીર્થાધિરાજ શ્રી શત્રુંજય તો હંમેશા એક સરખો જ તારણહાર રૂપ રહ્યો છે અને તેના દર્શન સ્પર્શનની આતુર વાંછનાએ જૈન શ્રધ્ધાળુના દિલમાં સતત એક સરખો ઉલ્લાસ પ્રેર્યો છે. સાગર રીસાવા છતાં સાગરની લક્ષ્મી તો નિરંતર એના ચરણોમાં જ રહી છે. જૈન રાજા-મહારાજાઓ, જૈન અમાત્યપુંગવો, જૈન શ્રીમંતો અને જૈન સત્તાધારીઓએ પહેલેથી લઇને આજસુધી તે ગિરિરાજને અંગે મોકળા મને દ્રવ્ય સત્તા અને અધિકારનો સદ્વ્યય કર્યો છે, તેથી જ આજે સમુદ્રની સપાટી કરતાં હજારો ફુટ ઊંચાઇએ આવેલા એ ગિરિશૃંગો ઉપર દેવવિમાનોની સ્પર્ધા કરે એવા ઉજ્વલ અને કલામય મંદિરોની હારમાળા ગોઠવાઇ ગઇ છે, તેમજ તેની આસપાસનું શાંત નિર્મળ અધ્યાત્મ રસમય વાતાવરણ પણ યાત્રિકોના અંતરમાં અદ્‌ભુત ઉલ્લાસ પ્રગટાવે છે.

ભૂરચનાની દૃષ્ટિએ તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિવર એ સૌરાષ્ટ્રનો અને ગુજરાતનો શૃંગાર છે. ઇતિહાસની દૃષ્ટિએ તો એ ગિરિવરનો એક એક શિલાખંડ નાની મોટી હકીકતથી પરિપૂર્ણ છે અને કૌશલ્ય તેમજ વૈભવની દૃષ્ટિમાં તો કદાચ એવો બીજો જોટો પણ ભાગ્યે જ મળે, ગિરનારજી અને આબૂજી જેવું તરૂઘટાથી-ઉભરાતું સુંદર ઉપવન અલબત્ત આપણને ત્યાં દૃષ્ટિગોચર નહિં થાય, રમતીયાળ ઝરણાઓનાં કિલાકંલાટ પણ આજે આપણે એ ગિરિવર ઉપર નહિં સાંભળી શકીએ. આ ગિરિવર એ યદ્યપિ અન્ય ગિરિવરોની અપેક્ષાએ પ્રકૃતિ-કુદરતનું ક્રીડાસ્થાન-લીલાનિકેતન ન ગણાય તો પણ આત્મકલ્યાણની ઊર્મિઓનો આર્વિભાવ કરવાનું અવિચલ સ્થાન તેમજ તપસ્વિઓના નિરાડંબર સાધના મંદિરની પ્રાપ્તિ જે આ તીર્થાધિરાજ ઉપર દેખાય છે તે અન્યત્ર નહિં જ દેખાય. એટલે જ કોઇ એક જુગજૂના યોગિરાજની જેમ, એકાકીપણાના તપ તપતો, અનાસક્તિ અને વિરક્તિની વિરાટ પૂજ્ય પ્રતિમા શો તે સમાધિસ્થ ઊભો છે. બાહ્ય રમણીયતાના ઉપાસકોને તે મોહમુગ્ધ નથી બનાવતો, તેની સાદાઇમાં જ કોઇ અનિર્વચનીય ભવ્યતા ભરી છે, મુમુક્ષુઓનો એ માર્ગદર્શક છે એટલે જ લાખો અને કરોડો મુનિઓના મોક્ષદ્વાર રૂપે તે અસંખ્ય વરસો થયાં અસંખ્ય માનવોની શ્રદ્ધા અને ઉપાસનાને આકર્ષી રહ્યો છે. પવિત્રતા, કળા અને લક્ષ્મીએ એક સાથે સહકાર સાધી જાણે શત્રુંજયના શિખરોને નિર્મળતા અને વૈભવથી ઘેરી લીધાં છે.

એનો મહિમા અપરંપાર છે, એ સિદ્ધગિરિ અથવા સિધ્ધાચલના નામથી પણ ઓળખાય છે. અસંખ્ય મુનિઓ જે તીર્થભૂમિને આશ્રયી શિવરમણીને વર્યા હોય અને જેના પ્રતાપે સંસારના વિધવિધ સંતાપથી પીડાતા જનો સુખ-શાંતિ પામ્યા હોય તે ભૂમિ '**શ્રીસિદ્ધગિરિ**' ના સાર્થક નામને યોગ્ય બને, એટલું જ નહિં પણ ભાવિક ઉપાસકો-ઉપાસિકાઓનાં અર્ચન-પૂજન તેમજ સ્તવનને પાત્ર થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. સમગ્ર જૈન જનતાની ધ્યાનમાં એ વાત ચોક્કસ છે કે ચૌદ રાજલોકમાં, ત્રણ ભુવનમાં અથવા પંદર ક્ષેત્રમાં આ વિમલાચલ

ગિરિરાજ જેવું કોઇ પણ તીર્થ નથી. જો કે અઢીદ્વીપનો એક આંગળી જેટલો ભાગ પણ એવો નથી કે જેમાં અનંતા જીવો સર્વ કર્મનો ક્ષય કરીને અવ્યાબાધ પદને પામેલા ન હોય, કેમકે સંસારની આદિ નથી તેમ પરંપરાએ સિધ્ધદશાની પણ આદિ નથી અને તેથી અનંત ઉત્સર્પિણી અવસર્પિણીએ એક એક જીવ પણ એક એક જગ્યાએથી મોક્ષે ગયો હોય તો પણ અત્યાર સુધીમાં આખા અઢીદ્વીપમાં દરેક જગ્યાએથી અનંતા જીવો મોક્ષે ગયેલા સિદ્ધ થાય, અર્થાત્ એક અંગુલ જેટલી જગ્યા પણ અઢીદ્વીપમાં અનંતા જીવોને મુક્તિ પામવા સિવાયની મળે નહિં અને આ જ કારણથી શ્રી ઔપપાતિક તથા પ્રજ્ઞાપનાજી વિગેરેમાં દરેક સિધ્ધને આખી અવગાહનાએ અનંતા સિધ્ધ જીવોની સ્પર્શના જણાવવા સાથે એક એક સિધ્ધને દેશે અને પ્રદેશે ફરસેલા સિધ્ધો તે આખા ફરસેલા સિદ્ધોની અનંત સંખ્યા કરતાં અસંખ્યાતગુણા અનંતા છે. આવી રીતે સિધ્ધોની પરસ્પર સ્પર્શનાની સ્થિતિને વિચારનારો મનુષ્ય સહેજે સમજી શકશે કે અઢી દ્વીપમાંથી સમશ્રેણીએ જનારા જીવો સિધ્ધદશાવાળા થઇ શકતા હોવાથી અઢીદ્વીપનો એક આંગળ જેટલો ભાગ પણ અનંતા જીવોની સિદ્ધિ સિવાયનો નથી. અર્થાત્ શ્રી વિમલાચળગિરિરાજની મહિમાની વિશિષ્ટતા જણાવતાં જે **'કાંકરે કાંકરે અનંતા સિદ્ધ થયા'** એમ કહેવામાં આવે છે તે કોઇ પણ પ્રકારે યોગ્ય નથી; કારણ કે અઢીદ્વીપ બહાર કોઇ પણ મોક્ષે જતો નથી, તેમજ અઢી દ્વીપનો કોઇ પણ ભાગ કાંકરે કાંકરે મોક્ષ સિવાયનો છે જ નહિં, માટે સંભવ કે વ્યભિચાર, એકે પણ ન હોવાથી અનંત સિધ્ધના સ્થાન તરીકે વિમળાચળ ગિરિરાજની વિશિષ્ટતા જણાવવી તે કોઇપણ પ્રકારે યોગ્ય નથી; પરંતુ આવો વિચાર કરનારે સમજવું જોઇએ કે જેમ કાલનું અનાદિપણું હોવાથી અનાર્ય ક્ષેત્રમાં સિધ્ધ થયેલા પણ અનંતા છે, ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના તીર્થનું આલંબન લીધા સિવાય અતીર્થસિધ્ધપણે સિધ્ધ થયેલા પણ અનંતા છે, સ્વયંબુધ્ધ કે પ્રત્યેકબુધ્ધસિધ્ધપણે પણ સિધ્ધ થયેલા અનંતા છે તો પછી શું વિચારક પુરૂષે અનાર્ય ક્ષેત્રને મોક્ષની ભૂમિ તરીકે અયોગ્ય ન ગણવું ? ત્રિલોકનાથ તીર્થંકર ભગવાને સ્થાપેલા તીર્થને-સંસારસમુદ્રથી તારનાર તીર્થ તરીકે ન ગણવું ? અને ધર્મના યથાર્થ સ્વરૂપને ધ્યાનમાં રાખીને ધર્મદેશનાની ધારાને અખંડપણે વરસાવતા આચાર્ય ભગવાનને શું તારક તરીકે ન ગણવા ? અર્થાત જેમ અનાર્ય ક્ષેત્રાદિકમાં થતી સિધ્ધિની અલ્પતા તે આર્ય ક્ષેત્રાદિકની સિધ્ધિની મહત્તાને બાધ કરનાર નથી અને તેથી સિધ્ધિમાર્ગના સાધન તરીકે આર્ય ક્ષેત્રાદિકની મહત્તાને જ આગળ કરવામાં આવે છે, અને તેમ કરવું યોગ્ય જ છે, તો પછી પરમ પવિત્ર ગિરિરાજ શ્રી વિમલાચલની વિશિષ્ટતા જણાવતાં અનંત જીવોની સિધ્ધિના કારણ તરીકે તેની વિશિષ્ટતા જણાવાય તેમાં કોઇ પણ પ્રકારે આશ્ચર્ય નથી,

સામાન્ય રીતે અકારણ કે અલ્પકારણને કથંચિત્ કાર્ય કરનારપણું થઇ જાય તો પણ તે દ્વારાએ કારણ કાર્ય ભાવનો વ્યવહાર જગતમાં પ્રવર્ત્તતો નથી, પણ જે કારણથી ઘણીવખત નિયમિત કાર્ય બને છે તેવા કારણને જ કાર્ય કરનાર તરીકે ગણવામાં આવે છે, અને આ જ કારણથી લક્ષ્મીપ્રાપ્તિનો હેતુ વ્યાપાર ગણવામાં આવે છે, પણ માટીની ખાણ ખોદવાથી કોઇ વખત નિધાનો દ્વારાએ લક્ષ્મી મળે છે તો પણ તે ખાણ ખોદવાના કાર્યને લક્ષ્મીપ્રાપ્તિના ઉપાય તરીકે ગણવામાં આવતું નથી, તેવી રીતે ઠેસ લાગવાથી ઉખડેલી ઇંટના પ્રતાપે દેખવામાં આવેલી મહોરોવાળી હકીકત સત્ય હોવા છતાં પણ ઠેસ અથવા ઇંટો ઉખાડવાની ક્રિયાને મહોરપ્રાપ્તિના કારણ તરીકે કોઇ પણ સુજ્ઞ મનુષ્ય ગણવાને તૈયાર થતો નથી તેવી રીતે અહિં પણ પવિત્ર ગિરિરાજ શ્રી વિમળાચલજી

સિવાયના સ્થાનો સ્વસ્થાનેથી અનંતા જીવો સિદ્ધ થયેલા હોવા છતાં સિદ્ધિપ્રાપ્તિના કારણ તરીકે ગણાય નહિં; પરંતુ આ ગિરિરાજ શ્રી વિમળાચળજીને જ અનંત સિદ્ધિના કારણ તરીકે ગણી આરાધવા યોગ્ય ગણી શકાય.

આ ભરતક્ષેત્રમાં આ અવસર્પિણીમાં પહેલવહેલું કોઇ પણ સ્થાવર તીર્થ સ્થપાયું હોય તો શ્રી પુંડરીકસ્વામિ ગણધર પોતાના પરિવાર સાથે મુક્તિ પામ્યા તેને અંગે સ્થપાએલું આ વિમળાચળ તીર્થ જ પહેલા નંબરે છે. ભાવતીર્થંકર કરતાં પણ દ્રવ્યતીર્થની પ્રબલતા ગણવાનું જો કોઇને પણ અંગે બન્યું હોય તો આ પરિમપવિત્ર ગિરિરાજ વિમળાચળજીને અંગે જ બન્યું છે. ચક્રવર્તી અને બીજા પણ અનેક રાજામહારાજાઓએ ઉધ્ધારો કરીને જેના અસંખ્યાતી વખત ઉધ્ધારો કર્યા એવું પવિત્ર તીર્થ તે આ વિમળાચળજી જ છે. જેના ઇન્દ્રોએ અને દેવતાઓએ પણ ઊધ્ધાર કર્યો હોય એવું તીર્થ તે ફક્ત આ વિમળાચળજી જ છે.

લાખો અને કરોડો (કેટલાક સ્વચ્છંદ કલ્પનાવાળાઓ શાસ્ત્રથી નિરપેક્ષ અને શાસ્ત્રવિરુધ્ધપણે ક્રોડની સંખ્યા પર કોડી કે એવી કોઇ સંખ્યા ગોઠવી દેવા માંગે છે, તેઓના વચન શાસ્ત્રાનુસારીને તો માનવાના હોય જ નહિં, તેવી કલ્પના કરનારાઓએ પણ સુવિહિત ગીતાર્થ સદ્‌ગુર્વાદિકની નિશ્રાએ વસ્તુતત્ત્વ જાણવું ઘટે છે) ની સંખ્યામાં મુનિ મહારાજાઓએ તથા સાધ્વીઓએ મોક્ષપદ મેળવેલ હોય તો તેવું સ્થાન આ વિમળાચળજી જ છે. સર્વકાળમાં પોતાના આકારે નિયમિત રહેવાવાળું તીર્થ હોય તો તે ફક્ત વિમળાચળજી જ છે. પાંચ પાંડવો, શુકરાજા, ચંદ્રશેખર વિગેરેને જબરદસ્ત કાર્યસિધ્ધિ આપનાર હોય તો તે આ તીર્થરાજ છે, અને ચોર્યાશી ગચ્છના આચાર્યોને ભેળવી સર્વેની સંમતિથી સં. ૧૫૮૭ ના વૈશાખ વદિ ૬ ના સર્વોત્તમ દિવસે શેઠ કર્માશાહે ઉદ્ધાર કરાવવાપૂર્વક પરમાત્મા શ્રી આદીશ્વર પ્રભુની જે ગિરિરાજ ઉપર જ્વલંત છેલ્લી પ્રતિષ્ઠા કરાવેલ છે તે ગિરિરાજ આ વિમલાચલજી જ છે. અન્ય અયોધ્યા પ્રમુખ તીર્થો તે તે તીર્થંકર મહારાજાના ચ્યવન, જન્માદિ કલ્યાણકોને અંગે તીર્થરૂપે જગજાહેર થયાં છે જ્યારે આ તીર્થ ઉપર પ્રાય: વર્તમાન ચોવીશીના એક પણ તીર્થંકર મહારાજાનું કલ્યાણક નહિં થયેલું છતાં એ પવિત્ર તીર્થભૂમિની સ્પર્શના માટે ખુદ ૨૩ તીર્થંકર મહારાજાઓ અહિં પધાર્યા છે. આવું તીર્થંકરોને પણ સન્માન્ય જો કોઇ પણ તીર્થ હોય તો તે આ વિમળાચળજી જ છે. આવા એક અતિશય મહિમાયુક્ત પ્રાયઃ શાશ્વતા તીર્થનો સંપૂર્ણ ઇતિહાસ આલેખવો એ જરા શ્રમસાધ્ય છે. શત્રુંજય તીર્થાધિરાજનું સ્વરૂપ, તેની ઉપરના જીર્ણોધ્ધાર, ટુંકોનો વિસ્તાર, સંઘ યાત્રાના વૈભવો અને તે ઉપરાંત રાજકીય પરિવર્તનોની સારી નરસી અસર, એ બધી ગિરિરાજને લગતી છૂટીછવાઇ હકીકતો વિવેકપૂર્વક સંકલિત કરવામાં બહુ વાચન અને સંશોધનની જરૂર પડે છે. મનમાં ધરાય તો એ વસ્તુ અસાધ્ય નથી, પરંતુ સંઘયાત્રાના જ સુદામ વિષયવાળા આ ગ્રન્થમાં તે ઇતિહાસ રજૂ કરવા જતા કાંઇક અપ્રાસંગિક જેવું લાગવા સાથે ગ્રન્થગૌરવના ભયને અંગે વાચકો માટે શ્રી શત્રુંજય પ્રકાશાદિ ગ્રન્થો વાંચવાની ભલામણ કરીને આગળ ચાલવું એ જ અમને અહિં ઉચિત સમજાય છે.

**જા**મનગરથી નીકળેલો છ"રી" પાળતો શેઠ પોપટલાલ ધારશીભાઇ અને શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદનો જૈન યાત્રિક સંઘ સૌરાષ્ટ્રના તમામ તીર્થોની યાત્રા કરી સ્થળે સ્થળે રાજ્ય તથા

પ્રજા તરફના સત્કાર અને સન્માનને મેળવીને નિવિઘ્ને શાતિથી જૈનોના મહાન તીર્થધામ પાલીતાણા શહેરની સીમમા આવી પહોચ્યો વહેલી જ સવારથી ગુજરાત, કાઠિયાવાડ કચ્છ, માલવા, મારવાડ, પજાબ, દક્ષિણ, બગાલ વિગેરે અનેક દેશદેશાવરોમાથી હજારોની સખ્યામા આવેલા જૈનોના ટોળાં ને ટોળા ભેરવનાથના દરવાજા બહાર જમા થવા માડયા હતા પાલીતાણા ખાતે ભારે ધામધુમથી જૈન સઘનો પ્રવેશ થયો હતો

## પાલીતાણા જૈન સઘનુ જમણ

બીજી બાજુ તલાજાખાતે ભારે સન્માન પામી, તલાજાની ટેકરી ઉપર સાચા દેવને મોતીનો હાર ચઢાવી, મોટી સખાવત કરી ૧૨ મી તારીખે સઘપતિ અને સઘ દેવળીયા મુકામે આવતા સ્થાનિક જૈનોએ ગામ શણુગારી સ્વાગત કર્યું. ત્યાથી શથલી થઇ પાણીયારીની સીમમા ૧૪ મીએ પડાવ નાખ્યો ત્યા પાલીતાણાના સઘ તરફથી જમણ થયુ, પૂજા ભણાવાઇ અને પાલીતાણા તથા દેશાવરોમાથી થઈને હજારેક માણુસ પાલીતાણાથી દર્શનાર્થે ગયુ હતુ.

## પાલીતાણાના દીવાન દર્શનાર્થે

પાલીતાણાના જૈન સઘનુ જમણુ હોવાથી પાલીતાણાના દીવાન શ્રી મૂળરાજસિહજી, સરન્યાયાધીશ દવે સાહેબ તથા પોલીસ સુપ્રી જસુભા વિગેરે પાલીતાણાના રાજકીય અમલદારો ત્રણ વાગે પાણીયારી ખાતેના પડાવમા સઘપતિના દર્શનાર્થે ગયા હતા સઘપતિ અને મુનિરા જોની મુલાકાત લીધા બાદ પાલીતાણાખાતે પાછા ફર્યા હતા કેમ્પમા તેમનો હારતોરાથી સત્કાર પણ થયો હતો, પાલીતાણાના તમામ આગેવાનો અને પેઢીનો સ્ટાફ પણ હાજર રહ્યો હતો

પાણીયારીથી ઉપડેલો જૈન સઘ નવ વાગતાની અદર પાલીતાણાખાતે આવી પહોચ્યો હતો ભેરવનાથ દરવાજા બહારની ધર્મશાળામા પાલીતાણાની પેઢી, જૈન સઘ તથા લાગતા વળગતા તરફથી હાર-તોરા અને તીલકનો વિધિ થયા બાદ પાલીતાણાના મહાજન તરફથી થનારૂ સ્વાગતનુ સરઘસ નીકળ્યુ હતુ. જયનાદોની બુલદ ઘોષણાઓએ ભેરવનાથનુ મેદાન ગજાવી મુકયુ હતુ દશ વાગતા સામૈયુ શરૂ થયુ હતુ.

## પાલીતાણામા પ્રવેશ

દશ અને પચીસ મિનિટે મગલ મુહૂર્તે જૈન સઘે પાલીતાણા શહેરમા પગલુ મૂકી પ્રવેશ કર્યો ફરીથી જયની ગર્જનાઓથી સારૂયે વાતાવરણ ગુજી ઊઠયુ હજારો માણસોએ પ્રચડ ગીરદી જમાવી દીધી સરઘસ ભેરવનાથ દરવાજેથી શરૂ થઇ સારાએ શહેરમા ફરીને દોઢ વાગતા જૈન બાલાશ્રમના મુકામના પાછળના ખેતરમા નખાએલ વિશાળ સઘકેમ્પમા જઇ પહોચ્યુ હતુ

## સઘપતિનો સત્કાર

ભેરવનાથ તથા સારીએ બજારમા સ્થળે સ્થળે સઘપતિને ખૂબ પુષ્પના હારો અને તોરાઓથી લાદી નાખવામા આવ્યા હતા હિદુ-મુસ્લીમ તમામ કોમોએ સહર્ષ સત્કાર કર્યો ભેરવનાથથી ઉપડીને સરઘસ દરબારી ચોક પાસે આવ્યુ હતુ જ્યા આગળ પાલીતાણાના ના ઠાકોર સાહેબનો જનાના વર્ગ સ્ટેટ બેકના ઝરૂખામાથી સઘ દર્શનાર્થે ઉભેલો નજરે પડતો હતો, કહે છે કે રાણી સાહેબ અને કુવરી વર્ગ ખાસ કરીને હતા



પાલીતાણામાં થયેલ સામૈયાનું એક ભવ્ય દૃશ્ય.

આનંદ પ્રેસ-ભાવનગર.

બાદ બજાર ચોકમાં સરઘસ આવતા સિધ્ધક્ષેત્ર જૈન મોટી ટોળી તરફથી જૈન પાઠશાળાના વિદ્યાર્થીઓએ સ્વાગત ગીત ગાયું, હારતોરા પહેરાવ્યા. ત્યાંથી મોટી ટોળીના, અને બાદ સેવા-સમાજના બાલકોએ અનુક્રમે સ્વાગત ગીત ગાયા બાદ વચમાં આવતા ગામના મુખ્ય જૈન મંદિરમાં દર્શનાર્થે સંઘ ગયો હતો. દર્શન કરીને પાછો ફરતાં સરઘસ આગળ વધ્યું હતું સ્થળે સ્થળે હારતોરાથી સંઘપતિની ગરદન વધુ ને વધુ લદાતી જતી હતી દાણા બજારમાથી સરઘસ નીકળી ડોકટરો હસ્તકના હારતોરા સ્વીકારી જૈન ગુરૂકુળ ઓફીસ, ત્યારબાદ સેવાસમાજ, જૈન શ્રાવિકાશ્રમ આગળ અનુક્રમે સરઘસ અટકયું હતું, જ્યાં આગળ સંસ્થાના વિદ્યાર્થીવર્ગે સ્વાગત ગીતો ગાયા હતા આ તમામ સંસ્થાઓ તરફથી છાપેલી સ્વાગત ગીતની પત્રિકાઓ આ સંઘના સન્માનમાં ખૂબ જ નીકળી હતી સરઘસ આગળ વધતું બાલાશ્રમ પાસે આવતા ત્યાં પણ તેવો જ સત્કાર સ્વાગત ગીત ગાવાપૂર્વક થયો. જૈનોની તમામ સંસ્થાઓએ અને ધર્મશાળાના કાર્યવાહકોએ સંઘપતિનો હારતોરા કલગી આપી ખૂબ ખૂબ સત્કાર કર્યો.

## શહેરનો શણગાર

પાલીતાણાના મહાજને અન્ય પ્રસંગ કરતા આ સંઘનું સ્વાગત કરવામાં વધુ પડતો ઉત્સાહ દાખવ્યો હતો ભૈરવનાથ બજારચોક વિગેરે સ્થળે સ્વાગત બોર્ડો અને વાવટાઓથી શોભતી ઊંચી કમાનો ઊભી કરવામાં આવી હતી સ્થળે સ્થળે જુદી જુદી સંસ્થાઓવાળા તરફથી ત્રણે આચાર્યો અને સંઘપતિના ભાવભર્યા શબ્દોમા સ્વાગત બોર્ડ ટાંગવામાં આવ્યા હતા. મંડપ તથા ધ્વજાપતાકાથી શહેરને અલબેલું શણગાર્યું હતું. પન્નાલાલ બાબુવાળા શેઠ ભગવાનદાસે પોતાની ધર્મશાળા આગળ ત્રણ દરવાજાવાળી સુંદર કમાન ઊભી કરી સ્વાગત બોર્ડો ટાંગ્યા હતા આમ દરેક રીતે અપૂર્વ દેખાવ થઇ રહ્યો હતો

## હજારો માણસોની જંગી મેદની

સરઘસ ભૈરવનાથથી શરૂ થયું ત્યાં જ દશથી બાર હજાર માણસ ચારે બાજુ જમા થયું હતું કન્યાશાળાઓ, મસીદો, હાટ-હવેલી, બારી-બારણાં, છાપરા તમામ સ્થળો પ્રેક્ષકોથી ઠેર ઠેર ભરચક ભરેલા જ નજરે પડતા હતા. સરઘસ શરૂ થતા તો એવી ગીરદી જમા થઇ હતી કે ઉપરાઉપર હડસેલા આવતા સ્વાગતમા હાજર રહેલા મુનિરાજો, અને દીવાનશ્રી વિગેરે હડસેલે ચઢયા હતા પાછળથી માડ માડ તેમને બચાવી લેવામાં આવ્યા હતા સરઘસનો તમામ માર્ગ જ્યા ત્યા માણસ ને માણસથી જ ભરેલો જોવાતો હતો આ પ્રમાણે જૈન સંઘનો અંતિમ પ્રવેશ થયો હતો

## સરઘસની વિવિધ સામગ્રી

સરઘસમા સંઘપતિના અને સ્થાનિક સરંજામથી ઠેવડી સંખ્યામા અનેક સામગ્રી શોભતી હતી બબ્બે ઇંદ્રધ્વજો, ડંકો નિશાન, બબ્બે પોલીસ પાર્ટી, ઘોડેસ્વાર પાર્ટી, વીસેક મોટર તથા સગ્રુનો, ગામનું તથા સ્ટેટનું મધુરૂ બેન્ડ, પેઢીના પોલીસો, ઝુલતો ગજરાજ, મુસ્તફા બેન્ડ, રથ, પાલખી, ઉંટસ્વારો વિગેરેથી સરઘસ બાદશાહી ઠાઠથી ઘણુ જ સુંદર દેખાવ આપી રહ્યુ હતુ અને લાબુ પણ ઘણુ જ થવા પામ્યુ હતુ વોલીંટીયર કોરે સુંદર વ્યવસ્થા જાળવી હતી

દીવાનશ્રીની હાજરી.

સ્ટેટના દીવાનશ્રીજીએ કોઇ વખત નહીં આપેલી એવી સરઘસ શરૂ થયું ત્યારથી કેમ્પમાં પહોંચ્યું ત્યાં સુધી ચાર કલાક ખડે પગે ચાલીને હાજરી આપી હતી. કેમ્પમાં સૂરિસમ્રાટનું ટૂંકું પ્રવચન સાંભળી વિદાયગીરી લીધી હતી.

તદુપરાંત સરઘસમાં સંઘપતિ નગીનદાસ કરમચંદ, શેઠ બાલાભાઇ મગનલાલ, પાલીતાણા સ્થાનિકમાં નગરશેઠ વનમાળીભાઇ બેચરભાઇ, શેઠ પાનાચંદભાઇ, શેઠ લક્ષ્મીચંદભાઇ, શેઠ વેલચંદભાઇ વિગેરે હાજર હતા, . અમદાવાદવાળા સારાભાઇ હઠીસીંગ તથા જેસંગભાઇ, શેઠ ઘોળીદાસભાઇ વિગેરે દેશપરદેશના અનેક શ્રીમંતો હાજર રહ્યા હતા. સાંજના લીમડીવાસી સંઘમાં સાથે રહેલા શેઠ માણેકલાલ કેશવલાલે નવકારશીનું જમણ આપ્યું હતું. જમવા માટે કમ્પાઉંડ બાંધીને સુંદર સગવડ વ્યવસ્થાપકોએ કરી હતી.

પાલીતાણા ખાતે કંપનીવાળાને વીજળીનો ઇજારો આપ્યો હતો અને લગભગ ૧૯૦૦ ઉપરાંત લાઇટો સંઘ કેમ્પ ખાતે નાંખવામાં આવી હોવાથી કેમ્પનો રાત્રિનો દેખાવ ઇન્દ્રપુરી જેવો બની રહેતો અને હજારો માણસોની દર્શનાર્થે આવ જા રહેતી હતી.

સંઘપતિનું યાત્રાર્થે ગમન.

૧૬ મીની સવારે વાજતેગાજતે સંઘપતિ ડુંગર ઉપર યાત્રાર્થે ગએલા હતા. ૧૭ મીએ શેત્રુંજી નદી ગયા હતા. ૨૧ હજારની કીંમતનો હાર પ્રેક્ષકોને જોવા માટે સંઘ કેમ્પમાં જાહેરમાં ખુલ્લો મૂકાયો હતો. ૧૯ મી તારીખે દશેક માનપત્રો સંઘપતિને અર્પણ થયા હતા. જેમાં સ્થાનિકના અને બહારનાં પણ હતા. પાલીતાણા ખાતે બહારથી પાંચેક હજાર માણસ આવી પુગ્યું હતું.

જૈન યાત્રિક સંઘનો બડી ધામધુમથી પ્રવેશ થયા બાદ જૈન બાલાશ્રમ પાસે નંખાયેલા સંઘ કેમ્પમાં તા. ૧૬ મીના રોજ સૂરિસમ્રાટ શ્રી નેમિસૂરીશ્વરજી જેઓ એક પ્રતાપી અને સમર્થ કાયદાબાજ તરીકે ઓળખાય છે તેમની મુલાકાત પાલીતાણા સ્ટેટના દીવાન શ્રી૦ મૂળરાજસિંહજીએ લીધી હતી. બે કલાકની લંબાણ વાટાઘાટમાં અગત્યની બાબતોની પ્રસ્તાવના થઇ હતી, પરંતુ જૈનો અને શત્રુંજય પર્વત વચ્ચેના ગંભીર પ્રશ્નોની છણાવટ થયાનું જાણવામાં આવ્યું ન હતું.

પાલીતાણાના ઠાકોર સંઘ કેમ્પમાં.

તા. ૧૯ મીના દિવસે પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબ બહાદુરસિંહજી સંઘપતિના આમંત્રણને સન્માન આપી ચાર વાગતા સંઘના કેમ્પમાં પધારતાં, શેઠના બેન્ડે સલામી આપી હતી. બાદ સંઘપતિ તરફથી કેમ્પમાં જ ત્રિગડાગઢની રચનાપૂર્વક ઉજવાતા અઠ્ઠાઇ મહોત્સવના દર્શનાર્થે જતાં યોગ્ય રકમ મંદિરમાં ભેટ ધરી. બાદ જુદા જુદા જુદા આચાર્યોની મુલાકાત લીધી હતી. સૂરિસમ્રાટ પાસે ઠાકોર સાહેબે કદમ્બગિરિના સ્થાપત્ય વૈભવનું નિરીક્ષણ કરવાનું નક્કી કર્યું. જૈન આચાર્યોની મુલાકાત પૂરી કરીને સંઘના વિશાળ સમીયાણામાં ચા-પાર્ટી થયા બાદ વિવિધ વાતો થઇ. સંઘપતિના જડવાદના જમાનામાં નાસ્તિકોને પણ આસ્તિક બનાવે એવા ભગીરથ કાર્ય ઉપર પ્રશંસાના પુષ્પો વેર્યા બાદ હાર-તોરાદિકનો વિધિ થયો અને મુલાકાત સમાપ્ત થતાં આવેલ મોટરમાં રવાના થયા હતા. સાથે દરબાર તેમજ અન્ય દીવાન વિગેરે અમલદાર સ્ટાફ હાજર રહ્યો હતો.



શત્રુંજય પર મોતીશા શેઠની ટુંક



શત્રુંજયના દેવનગરનું એક રમ્ય દૃશ્ય



શત્રુંજયગિરિ પર ચોમુખજીની ટુંકના શિખરો

આનંદ પ્રેસ–ભાવનગર.

# અભિનંદન પત્ર

જૈનશાસન દીપક ધર્મશ્રદ્ધાળુ સદ્‌ગુણ સંપન્ન દાનવીર સંઘપતિ—

## શેઠ પોપટલાલ ધારસીભાઇ
## તથા સંઘપતિ
## શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ જામનગર.

શ્રી જામનગરથી મંગળ મૂહૂર્તે પ્રસ્થાન કરી શ્રી રૈવતગિરિ, શ્રી ચંદ્રપ્રભાસ, શ્રી અજારા પાર્શ્વનાથ, મધુપુરી તથા શ્રી તાલધ્વજગિરિ જેવા સૌરાષ્ટ્રના કલ્યાણકારી પુણ્ય સ્થળોની યાત્રા કરીને સંઘ સહિત આપ સાહેબો તરણતારણ તીર્થક્ષેત્ર શ્રી સિદ્ધાચલજીની પવિત્ર છાયામાં પધાર્યાં છો તે જોઈ અમારા હૃદયો ઉલ્લાસમાન થાય છે.

બાલબ્રહ્મચારી સૂરિસમ્રાટ આચાર્યમહારાજ શ્રી વિજયનેમીસૂરીશ્વરજી મહારાજ તથા આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ તથા શાસન-પ્રભાવક આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજ જેવા સમર્થ વિદ્વાનોની પ્રેરણાથી આ ભગીરથ કાર્ય આપે આરંભી નિર્વિઘ્ને પુર્ણ કર્યું તેનું અનુમોદન કરતાં અમારો આનંદ વ્યક્ત કરીએ છીએ.

આપના જીવનમાં રોમેરોમ વીતરાગ ધર્મની અવિચળ શ્રદ્ધા વ્યાપી રહેલી છે. સાધુ મહાત્માઓની સેવા તન, મન, ધનથી આપ નિશદિન કરી રહ્યા છો, ધર્મપ્રવચનો આપવા ઉદાર સખાવતો કરીને ઉપાશ્રયો તથા વ્યાખ્યાનશાળાઓ આપ બંધાવી રહ્યા છો તે આપના સદ્‌ગુણો ખરેખર અભિનંદનીય છે.

આપ ઉદાર અનુકરણીય ચારિત્રવાળા, પૂર્ણ તપોબળવાળા અને ઉચ્ચ ભાવનાવાળા સદ્‌ગુણસંપન્ન છો, છતાં આપના હૈડે વસી રહેલ નિરભિમાનપણું શ્રેષ્ઠતા સૂચવે છે, આપના સંઘની વ્યવસ્થા તથા યાત્રિકોની સુખસગવડતા સાચવવાની કૃતિ આપની કાર્ય-દક્ષતાનું ભાન કરાવે છે.

સામાજિક, ધાર્મિક તથા વ્યવહારિક ખાતાઓમાં આપ મદદ કરી રહ્યા છો. જૈન બાળકોને વ્યવહારિક તથા ધાર્મિકજ્ઞાન અપાવવા જામનગરમાં શ્રી જૈન વિદ્યાર્થી ભુવન આપ ચલાવી રહ્યા છો. ભોજનશાળા તથા વર્ધમાન તપ ખાતાને આપે સજીવન કર્યાં છે. દેવબાગ જેવા ઉપાશ્રયો બંધાવીને મુનિરાજોદ્વારા જનસમુદાયને જ્ઞાનામૃતનું પાન આપ કરાવી રહ્યા છો તે ઓછું પ્રશંસનીય નથી.

ક્ષયના દર્દીઓની રાહત માટે જામનગરમાં સેનેટેરિયમ બંધાવવામાં પચાસ હજાર રૂપીઆની ઉદાર સખાવતથી આપ સાહેબે જનકલ્યાણ સાધ્યું છે, તે અમોને ગૌરવનું કારણ છે.

લક્ષ્મી અને સરસ્વતીના નિવાસરૂપ ધાર્મિક ક્રિયા કરવા માટે બાંધેલ લક્ષ્મી આશ્રમનું ભવ્ય મકાન, તેમાં જ્ઞાનની ભક્તિ નિમિત્તે જૈનાનંદ પુસ્તકાલયની ગોઠવણ, બાજુમાં દેવના સ્થાનરૂપ દેવબાગનું ભવ્ય મકાન એ સઘળું આપની ધાર્મિક ભાવનાનો અનન્ય ભક્તિભાવ પ્રદર્શિત કરી રહ્યા છે.

આપ કાકા ભત્રિજાનો ઉજ્જવળ ઇતિહાસ અમોને મગરૂર બનાવે છે. જે પવિત્ર અને નિર્મળ ભાવનાથી આપ કાર્યનો આરંભ કરો છો તેમાં સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરો છો તે સેવાધર્મની ઉચ્ચ લાગણીને આભારી છે.

આપશ્રીની આ સંઘયાત્રા એટલી ગૌરવભરી છે કે એ સમૃદ્ધિશાળી સંઘના દર્શન કરતાં ગુર્જરેશ્વર કુમારપાળ તેમજ મંત્રીશ્વર વસ્તુપાળ તેજપાળના ઐતિહાસિક સંઘયાત્રાનું સંસ્મરણ થવા સાથે છેલ્લા દશકામાં નીકળેલી શ્રીમાન્ નગીનદાસ કરમચંદ તથા શ્રીમાન્ માણેકલાલ મનસુખભાઇની અર્વાચીન સંઘયાત્રાનાં સંભારણા તાજાં થાય છે.

છેવટમાં આપનું આ શુભ કાર્ય નિર્વિઘ્ને પાર પડવા સાથે પુનઃ આવા ધાર્મિક કાર્યો કરવાની આપશ્રીને ઉદાત્ત પ્રેરણા શાસનદેવ આપે અને આપ બન્નેના સહકુટુંબને દીર્ઘાયુષ કરે એવી પ્રાર્થના કરતાં વિરમીએ છીએ.

શ્રી સિદ્ધક્ષેત્ર. }
પાલીતાણા }

લી૦ શ્રી પાલીતાણા જૈન સંઘ તરફથી
શેઠ વનમાળીદાસ બહેચરભાઈ.

ॐ श्रीपार्श्वनाथाय नमः

## શ્રી રૈવતગિરિ ( ગિરનારજી) તથા શ્રી શત્રુંજય મહાતીર્થાદિની યાત્રાર્થે નીકળેલા શ્રી સંઘપતિને

# અ ભિ નં દ ન   પ ત્ર

શ્રાદ્ધગુણસંપન્ન ઓશવંશ કુળદીપક જામનગર નિવાસી શ્રેષ્ઠીવર્ય—

### શેઠ પોપટલાલ ધારશીભાઈ

તથા શ્રેષ્ઠીવર્ય

### શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઈ

આપશ્રીની જન્મભૂમિ પ્રતાપી યદુવંશીય જામરાવળ સ્થાપિત જામનગર શહેરમાં છે, તે શહેરના ઇતિહાસમાં અનેક ધર્મધુરંધરો થઇ ગયા છે, તેમના પગલે ચાલી આપ સાહેબો જૈનશાસનની અગણિત સેવા બજાવી રહ્યા છો તે પ્રશંસાને પાત્ર છે.

ગત ચાતુર્માસમાં જામનગરની જનતાને ધર્મોપદેશનો અમૂલ્ય લાભ અપાવવા બાળ-બ્રહ્મચારી સૂરિસમ્રાટ આચાર્યમહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ તથા આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજને સપરિવાર આપને આંગણે અતિઆગ્રહથી આમંત્રી તેમના સદ્ઉપદેશ અને પ્રેરણાથી શ્રી ગિરનાર તથા શ્રી સિદ્ધાચલજીનો " છ " રી પાળતો સંઘ કાઢવા આપ સાહેબો ભાગ્યશાળી થયા તે સુકાર્ય બંને આચાર્ય મહારાજાઓને આભારી છે.

સંઘપ્રયાણમાં સ્થાને સ્થાને શાસનપ્રભાવક આચાર્ય મહારાજશ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજે અખંડધારાએ ધાર્મિક પ્રવચનો આપીને જન સમુદાયમાં જે ધર્મ-રસ ઉત્પન્ન કર્યો છે તે જાણી અમોને અતિહર્ષ થાય છે,

આધુનિક સમયે કે જ્યારે પાશ્ચિમાત્ય સંસર્ગની જડવાદતા ચોમેર છવાઇ રહી છે તેવા સમયે ધર્મસંસ્કૃતિની ઊંડી છાપ પાડી આપ શાસનનું ગૌરવ વધારી રહ્યા છો અને લક્ષ્મીનો સદ્વ્યય કરી રહ્યા છો તેથી અમારું હૈયુ આનંદથી ઉભરાય છે.

ધર્મસંસ્કારોથી ઘડાયેલું આપનું બચપણ કે જ્યારથી આપ વ્યાપાર અને વ્યવહારમાં જોડાયા ત્યારથી આપની સુકમાઈનો સદ્‌વ્યય પુનિત પંથે આપ કરી રહ્યા છો. દેશવિરતિ ધર્મારાધક સમાજના અધિવેશનના પ્રમુખપદને શોભાવીને તે દિશામાં આપે સ્તુત્ય કાર્ય કર્યું છે.

સંઘપ્રયાણ દરમ્યાન અઢી મહિના સુધી સાધુ-સાધ્વીઓની વૈયાવચ્ચ તથા સંઘની ઉત્તમ વ્યવસ્થા જાળવીને જે ગંભીરતાપૂર્વક આપે કામ લીધું છે તે જોઈ અમારા હૃદયો ઉલ્લાસમાન થાય છે.

જામનગરથી પ્રસ્થાન સમયે વરઘોડામાં માનવમેદની, અધિકારીવર્ગ, તથા ખુદ નામદાર જામસાહેબના પૂજ્ય પિતાશ્રીની હાજરી, સ્ટેટની રીયાસત-સામગ્રી એ બધું નિહાળતા રાજ્ય પ્રત્યેનો આપનો સુમેળ અને રાજ્યનો આપના તરફનો પ્રેમ તરી આવે છે.'

માર્ગમાં આવતા દરેક શહેરોના સામાજિક તથા ધાર્મિક ખાતાઓને આપ મદદ કરતાં આવ્યા છો, સાર્વજનિક સંસ્થાઓને પણ મદદ આપવાનું આપ સાહેબ ભૂલ્યા નથી, તેવી આપની સર્વલક્ષી ઉદારદૃષ્ટિની તારીફ કર્યા વગર અમો રહી શકતા નથી.

જામનગરમાં જનહિતાર્થે ક્ષયના દરદીઓ માટે સેનેટેરિયમ બાંધવામાં આપેલ પચાસ હજાર રૂપિયાની રકમ, વ્યવહારિક શિક્ષણ આપવા માટે વરસો થયાં ચાલતું વિદ્યાર્થી ભુવન, વર્તમાન જામસાહેબ શુભ હસ્તે ખુલ્લું મુકાયેલું શ્રી લક્ષ્મી જૈન આશ્રમ, કદંબગિરિની શીતળ છાયામાં બાવીશ હજાર રૂપીયાની ઉદાર સખાવત કરી બંધાવેલો ભવ્ય ઉપાશ્રય, જામનગરમાં વર્ધમાન તપ ખાતુ તથા ભોજનશાળા જેવી સંસ્થાઓને આપેલું નવજીવન, જ્ઞાનપ્રચાર માટે દેવબાગ તથા શ્રી આનંદજ્ઞાનમંદિર, એ બધા કાર્યો આપની દાનવીરતા બતાવે છે.

છેવટે આ પુણ્યપ્રસંગે ઉપરોક્ત આપના શુભ કાર્યોને સંભારીને અમો પાલીતાણા શ્રી સિદ્ધક્ષેત્ર જૈન મોટી ટોળી તરફથી આપ સાહેબોને અભિનંદન પત્ર અર્પણ કરીએ છીએ; અને આપ કાકા ભત્રીજાને સહકુટુંબ આવા ધાર્મિક કાર્યો કરવા માટે શાસનદેવ દીર્ઘાયુષ અર્પે એવી પ્રાર્થના કરી વિરમીએ છીએ.

પાલીતાણા

લી૦ અમો છીએ આપના ધર્મસ્નેહાનુરાગી

**વોરા બહેચરભાઈ ભાંડાભાઈ ઝવેરી વેલચંદ જેઠાભાઈ**
**સંઘવી લક્ષ્મીચંદ લઘુભાઈ વોરા દીપચંદ જીવનભાઈ**

શ્રી સિદ્ધક્ષેત્ર જૈન મોટી ટોળી તરફથી.



તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપરનું જૈનોનું દેવનગર.



શ્રી શત્રુંજય તીર્થાધિરાજની જયતલાટી. પાલીતાણા.

આનંદ પ્રેસ–ભાવનગર.

# પાલીતાણાના જૈન સંઘ તથા મોટી ટોળીના

# માનપત્રોનો જવાબ ૨

**મહોદય સભાપતિ રાજકુમારશ્રી મૂળરાજસિંહજી, પાલીતાણાના અમારા જૈન ભાઈઓ તથા બહેનો, પાલીતાણાની મોટી ટોળી તરીકે ઓળખાતી સંસ્થાના સભાસદો, પાલીતાણા રાજ્યનું અધિકારી મંડલ, અન્ય અમારી ધર્મની બહેનો અને ગૃહસ્થો,**

આજથી અઢીમાસ પૂર્વે અમારા વતન જામનગરથી નીકળી સોરઠ દેશના શ્રી રૈવતગિરિ વિગેરે પવિત્ર તીર્થોની યાત્રા કરતાં કરતાં ગોહેલવાડમાં આવેલ તાલધ્વજ ઊર્ફે તલાજાના તાલધ્વજ ગિરિરાજ અને તીર્થંકર સાચા દેવ શ્રી સુમતિનાથ ભગવાનના દર્શન કરતા તીર્થક્ષેત્રોમાં અગ્રગણ્ય તીર્થ શ્રી સિદ્ધાચલજી જેવા પવિત્ર તીર્થક્ષેત્રની શીતલ છાયામાં શ્રી ચતુર્વિધ સંઘ સાથે આવવાની અમારી ઉમેદ આજે બર આવી છે એમ સમજતાં અમોને ન વર્ણવી શકાય તેટલો આનંદ થાય છે.

આ ક્ષણભંગુર દેહમાં ધારેલ મુરાદ બર આવવી એ અતિ મુશ્કેલ છે, તેનો તાજો જ દાખલો સદ્દગત માનવંતા સાહેબ સર પ્રભાશંકરભાઇ પટણીનો છે. જેઓએ તારીખ ચોથીએ મહુવા મુકામે આના જેવા મેળાવડામાં સભાપતિ તરીકે બિરાજી પંદર દિવસ પહેલા જ પોતાની મધુરગિરાથી કરેલ પ્રવચનમાં યાત્રા અને તેના અંગે સંઘો કાઢવાની જરૂરીયાતનો કરેલ ઉલ્લેખ અમારા હૃદયમાં તાજો છે. તેઓશ્રી ભાવનગરના નામદાર શ્રીમાન્ મહારાજા સાહેબ બહાદુરને લઇ પાલીતાણા આપણા સંઘમાં પધારવા ધારતા હતા છતાં દૈવયોગે પોતે પોતાની જીવનયાત્રા પૂરી કરી, પોતાની સુવાસ ચોમેર ફેલાવી આપણી વચ્ચેથી વિદાય લીધી છે તે દુઃખદ બનાવ છે તે તેમના કુટુંબીજનો તેમજ તેમની પરિચિત વ્યક્તિઓને દુઃખકર લાગે તે સ્વાભાવીક છે. આપણે તેમના આત્માને શાશ્વત સુખ થાય તેમ ઇચ્છીયે છીયે.

પાલીતાણા, પવિત્ર સરિતા શ્રીશત્રુંજયી નદીના તીર પર આવેલ પ્રદેશ છે. અહીંઆ અનેક જીવો સિદ્ધિપદને પામ્યા હોવાથી એક મહાન્ તીર્થાધિરાજ તીર્થક્ષેત્ર મનાય છે. હિંદુસ્તાનના ખૂણે-ખૂણેથી આ પવિત્ર તીર્થાધિરાજશ્રી સિધ્ધાચલજી ક્ષેત્રની ફરસના તેમ

યાત્રાર્થે યાત્રિકો આવે છે તેવા અમારા જૈનધર્મમાં એક મોટામાં મોટા ગણાતા તીર્થ-ક્ષેત્રમાં પગ મૂકવો એ અમારા મહાભાગ્યની વાત છે; અને તેમાં પણ આ ગિરિરાજ પર જૈન ચોવીશીના આદિ તીર્થંકર ભગવાન શ્રી રૂષભદેવ દાદાના દર્શન અને તેમની અમૂલ્ય સેવાપૂજા કરવાનો સુપ્રસંગ અમો અમારા જીવનનું કલ્યાણ થયું ગણીયે છીયે.

અમોએ અગાઉ જણાવ્યું છે તેમ તીર્થના ચાર પ્રકાર પાડી શકાય.

૧. જ્યાં ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનોના ગર્ભ-જન્મ આદિ કલ્યાણકો થયા હોય તે;

૨. જ્યાં ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન વિગેરે મહાપુરૂષોના વિહારો થયા હોય તે;

૩. જ્યાં કોઇ પણ તીર્થને અંગે દેવનો ચમત્કાર હોય અગર એવી આલ્હાદજનક, અલૌકિક મૂર્તિ હોય કે જેને લીધે દેશમાં રહેવાવાળા સમગ્ર ભાવિક લોકોનાં ચિત્તનું આકર્ષણ થાય.

૪. જ્યાં ક્ષેત્રપ્રભાવે સાધુ મહાત્મા અનશન કરી મોક્ષ પામે તે સ્થળ –

આ ચારે પ્રકારના તીર્થોની યાત્રા જેવી રીતે જ્યાં જ્યાં આચાર્ય ભગવંતો વિગેરે વિચરતા હોય ત્યાં ત્યાં વંદન કરવાને માટે શ્રમણોપાસકનો સમુદાય જાય અને તે પણ તીર્થયાત્રા જ ગણી શકાય. તીર્થયાત્રાનું કર્તવ્ય સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘને જરૂરી હોવા છતાં તે તીર્થયાત્રા કર્તવ્યની મુખ્ય સર્વ સગવડ શ્રાવક વર્ગને માટે જ હોઇ શકે છે. આ તીર્થોની યાત્રાના અનેક લાભો ધાર્મિક તેમજ વ્યવ-હારિક દષ્ટિએ પણ હોવાથી એ રસમ-પ્રવાહ સ્વીકારાતી આવી છે.

અમારૂં એવું સજ્જડ માનવું છે કે મોક્ષપ્રાપ્તિનું મૂળ બીજ જો કોઇ પણ હોઇ તો માત્ર સમ્યકત્વ જ છે અને તે સમ્યક્ત્વને શોભાવવાના સ્થિરતા, પ્રભાવના, ભક્તિ, જિનશાસનમાં કુશળપણું અને તીર્થસેવા એ પાંચની અંદર ખરેખર મુકુટ સમાન કાંઇ પણ ભૂષણ હોય તો તે માત્ર તીર્થસેવા જ છે.

લક્ષ્મીનો ઉપયોગ દાનાદિક સન્માર્ગે થાય તે જ લક્ષ્મી છે, પરંતુ જે લક્ષ્મીનો ઉપયોગ વિષયકષાયની પુષ્ટિ માટે, આરંભ-પરિગ્રહની વૃદ્ધિ માટે, અને કામરાગ, સ્નેહરાગ, અને દૃષ્ટિરાગની વૃદ્ધિને માટે થાય તે લક્ષ્મી ખરેખર લક્ષ્મી નથી પણ અલક્ષ્મી છે કારણ કે તે વિષયકષાયાદિકને અંગે ખર્ચાયેલી લક્ષ્મી એક તો અક્ષયપણે રહે નહી અને ભવાંતરમાં દરિદ્રતા અને દુર્ગતિના દુઃખોને લાવનારી થાય, તો તેને અલક્ષ્મી ન કહેવી તો પછી બીજુ શું કહેવું ?

પાલીતાણાના આપ અમારા જૈન ભાઇઓ તથા બહેનોએ અને જૈન મોટી ટોળીના સભાસદોએ હજુ ચાર દિવસ પહેલા જ હૃદયસ્પર્શી ભાવભીનું કરેલ સ્વાગતનું સ્મરણ

વીસરાયું નથી. અને તેમાં આજનો આ અમારા સન્માનના અર્થે યોજાયેલો ભવ્ય મેલાવડો તેમના અમારા પ્રત્યેની રાગની પ્રતીતિ છે તે માટે અમો અમારો આભાર જાહેર કરીએ છીએ.

અમારા નજીવા કાર્યને પણ મોટું રૂપ આપી આજના સુંદર કારીગરીવાળા કાસ્કેટોમાંના માનપત્રોમાં કરેલ પ્રશંસાભરેલું બ્યાન, આપ ભાઈઓની અમારા પ્રત્યેની માયા અને મમતા બતાવે છે, જે માટે અમો ઉપકૃત થયા છીએ. પણ અમારા મનુષ્ય ધર્મ પ્રમાણેની ફરજ સિવાય વિશેષ કાંઈપણ કર્યું નથી. અમારૂં એવું ધન્યભાગ્ય કયાંથી હોય કે અમો અમારું જીવન નિરંતર સંતસેવામાં તથા સ્વધર્મી બંધુઓની વૈયાવચ્ચ કરવામાં એકધાર્યું જ વ્યતીત કરી શકીએ.

ત્રણ વખત અમારા સન્માન અર્થે યોજાએલ મેળાવડામાં સુભાગ્યે રાજ્યધુરા વહન કરનાર દિવાન સાહેબ પ્રમુખપદે બીરાજેલ છે, એ તેમની પ્રજાની ઇચ્છાને માન આપવાની કુનેહ છે. ખરેખર રાજા અને પ્રજાનો સહકાર દરેક રીતે ઇષ્ટ છે અને તેમ હોય તો તે કરવા ધારે તે કરી શકે છે. રાજ્યાધિકારીઓની ફરજ રાજ્યનું અહિત ન થાય અને રાજા પ્રજા વચ્ચે મીઠો સંબંધ સચવાય તે જોવાનું છે, આજના સભાપતિ અત્રેના રાજ્યના દિવાન પદે છે. તેઓશ્રી રાજ્યના નખીરા છે. તેઓશ્રીએ અમારા સંઘની દરેક જાતની સગવડ સાચવવા તાત્કાલિક હુકમો કરી અમોને જે સગવડતા કરી આપી છે તે માટે પ્રૌઢપ્રતાપ નામદાર શ્રીમાન પાલીતાણા ઠાકોર સાહેબશ્રીના તેમજ મે. દીવાન સાહેબના અમો આભારી છીએ.

અમારા જૈન બંધુઓનો અને જૈન મોટી ટોળીનો તેમણે અમારા કરેલ સત્કાર તેમજ આપેલ માનપત્રો માટે ફરી આભાર દર્શાવીએ છીએ અને અંતમાં અમારી એક જ ઇચ્છા છે કે સર્વને કલ્યાણકારી અમારૂં જીવન હો કે જેથી અમારૂં કલ્યાણ થાય અને અમો ધર્મની ઉન્નતિ થાય.



## જુદા જુદા આઠ માનપત્રોના મેળાવડાઓ.

તા '૧૯ મીના દિવસે બન્ને સંઘપતિઓને તેમની યાત્રા નિર્વિઘ્નપણે પૂરી થતાં તેમનાં અપૂર્વ કાર્ય બદલ ખુશાલી નિમિત્તે શ્રી પાલીતાણા જૈન સંઘ, સિધ્ધક્ષેત્ર જૈન મોટી ટોળી, અમદાવાદ દેશવિરતિ ધર્મારાધક સમાજ, યશોવિજયજી જૈન ગુરૂકુળ, સિધ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ પાલીતાણા, જામનગરની મોહન મંડળી, જામનગર નવપદ આરાધક સમાજ, મુંબઇ વોલંટીયર કોર, જામનગર વિગેરે સ્થાનિક તથા બહારની સંસ્થાઓ તરફથી માનપત્રો એનાયત કરવાના બે ભવ્ય મેળાવડા ઉજવવામાં આવ્યા હતા. પાલીતાણાના સ્થાનિક મહાજન તથા મોટી ટોળી તરફના બંને માનપત્ર સમર્પણનો મેળાવડો શહેરમાં શેઠ મોતીશાની ધર્મશાળામાં દિવાન શ્રી૦ ભૂળરાજસિંહજીના પ્રમુખપદે ઉજવવામાં આવ્યો હતો, જેમાં બાળાઓના મંગલ ગીતો ગવાયા બાદ પાલીતાણાના સંઘવી લક્ષ્મીચંદ ભગુભાઇએ આમંત્રણ પત્રિકા વાંચ્યા પછી મોદી ધરમશી જસરાજે પ્રમુખની દરખાસ્ત મૂકી ને વોરા ખેચરભાઇ ગાંડાભાઇએ અનુમોદન આપ્યું. બાદ ઝવેરી જગજીવનદાસે પ્રાસંગિક વિવેચન કર્યું. સ્થાનિક નગરશેઠે અર્પણ થનારા જૈન સંઘનું અને વોરા ખેચરભાઇએ મોટી ટોળીના માનપત્રનું વાંચન કર્યું હતું. બાદ દિવાનશ્રીજીના હસ્તે બન્ને માનપત્રો પૂજ્યવતા સંઘપતિઓને સુંદર કાસ્કેટમાં રેશમી વસ્ત્રથી શોભતા અર્પણ કર્યા હતા. બાદ સંઘપતિએ યોગ્ય જવાબ વાળતાં પોતાની લઘુતા દર્શાવવાપૂર્વક સ્થાનિક સંઘનો આભાર માન્યો હતો. હારતોરા, વીદાયગીરીના જયજયના પોકારો વચ્ચે ૮ાા થી શરૂ થએલો મેળાવડો ૯ાા વાગે સમાપ્ત થયો. બે હજાર ઉપર જનતાની હાજરી ઘણી જ આકર્ષક લેખાઇ હતી.

## બાકીના છ સંસ્થાના માનપત્રો

ગામનાં માનપત્રોનો મેળાવડો સમાપ્ત થતાં તુર્તજ દિવાનશ્રી તથા સંઘપતિ વિગેરે સંઘકેમ્પમાં આવી પહોંચતાં બાકીની છ સંસ્થાઓ તરફથી અર્પણ થનારા "માનપત્રના" મેળાવડાની શરૂઆત સંઘના સમીયાણામાં થઇ હતી. ગુરૂકુળના બાલકોએ સ્તુતિ કરી. બાદ જુદી જુદી સંસ્થાઓના કાર્યકર્તાઓએ પોતપોતાના માનપત્રો વાંચ્યા બાદ દિવાનશ્રીના હસ્તે સંઘપતિઓને તે અર્પણ કરવામાં આવ્યા હતા. તેનો સુંદર જવાબ સંઘપતિએ વાળ્યો હતો અને સહુએ બજાવેલી સેવા માટે પ્રશંસાજનક શબ્દો ઉચ્ચાર્યા હતા બાદ પ્રમુખશ્રીએ યોગ્ય વિવેચન કર્યું હતું. ડો. રતીલાલ ભટ્ટે 'પ્રસુતી' નામના પોતે જ લખેલા સ્ત્રીવર્ગને ઉપયોગી એવા પુસ્તકોની ભેટ અર્પણ કરી, અને ગુરૂકુળનાં શિક્ષક શંકરલાલે પ્રાસંગિક મમજાવટભર્યું વિવેચન કર્યું. માનપત્રોના કાસ્કેટો અવનવા હતા. મેળાવડો ૧૧ાા વાગતાં સમાપ્ત થયો હતો લાંબી રાત પસાર થઇ છતાં ૧૫૦૦ માણસોની હાજરી પુન્યશાળી આત્માઓને સન્માનવા હાજર રહી હતી.. મખાવતો જાહેર કરવાનું મુલ્તવી રાખ્યું હતું.

જામનગરના સંઘપતિ અને સંઘવણોને તા. ૨૦ મીના રોજ જૈનોનું મહાન પવિત્ર ધામ અને તીર્થ શ્રી. શત્રુંજય ગિરિરાજ ઉપર તીર્થમાળનો વિધિ જૈનાચાર્યોના પુનિત હસ્તે થનારો હોઇ સહુકોઈ યાત્રિકો અને સ્થાનિક સમુદાય વહેલી સવારથી જ પર્વત પર હર્ષભેર ઝડપથી જઇ પહોંચ્યો હતો.



તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિરાજ ઉપર તીર્થમાળ પહેર્યા બાદ હાથીની અંબાડીમાં બિરાજમાન થઈ
રૂપામહોરો વિગેરેનું છૂટે હાથે દાન દેતા સંઘપતિ ચુનીભાઇ તથા સંઘવણ ચંચળબાઇ

આનંદ પ્રેસ–ભાવનગર.

શ્રી ઉપધાન તપ આરાધન, શ્રી પ્રતિષ્ઠા મહોત્સવ, શ્રી આચાર્ય પદાર્પણ મહોત્સવ, શ્રી કદંબગિરિ ઉપાશ્રય, શ્રી નવપદ તપ આરાધન, બબ્બે જિનાલય, તેમજ ક્ષયના દરદી માટે આરોગ્યભુવન વિગેરે જાહેર પુરાવા છે, તેમજ સાધર્મિક ભક્તિ અને ગુપ્તદાન આપતાં આપના જમણા હાથે ડાબા હાથને ખબર પડવા દીધી નથી એ જ આશ્ચર્ય થાય છે.

ઉપરોક્ત દાનધર્મ ઉપરાંત સર્વ વ્રત શિરોમણી શ્રી બ્રહ્મચર્યવ્રત ધારણ કરી શ્રી શીલધર્મનું આરાધન, અનેક જાતના ભોગોની સામગ્રી છતાં શ્રી નવપદ તપ, શ્રી વર્ધમાન તપ, આદિથી તપો ધર્મનું આરાધન ભાવપૂર્વક કરી આપે શ્રાદ્ધકુલને દીપાવ્યું છે તે બદલ આ અભિનંદન પત્ર અર્પણ કરીએ છીએ

અમે શાસનદેવ પ્રત્યે એ જ પ્રાર્થના કરીએ છીએ આપના હસ્તે શાસનપ્રભાવનાના અનેક કાર્યો થાઓ અને ચિરકાળ સુખપરંપરા પ્રાપ્ત કરો એ જ લી.

આપના ગુણાનુરાગી.

સંવત. ૧૯૯૪ માઘ કૃષ્ણા પંચમી
તા. ૧૯-૨-૩૯ શનિવાર
દેવનગર. પાદલિપ્તપુર

નગીનદાસ કરમચંદ પ્રમુખ.
શ્રીનવપદ આરાધક સમાજ-મુંબઈ

## સ્વાગત ગીત

આવો આવો પધારો પનોતાં મહેમાન, સ્નેહભર્યાં સ્વાગત સ્વીકારજો,
પાલીસ્થાનપુર સમાજનાં આંગણા, શાંત સાચાં અમારાં વધામણાં,
પાવન પગલાં પનોતાં મોંઘેરા મહેમાન. સ્નેહભર્યાં૦

ધર્મ-સેવા વહે છે સમાજમાં, તીર્થભૂમિ શારદા છે ગીર્વાણના;
વિજય ધ્વજ રંગભર્યાં ડંકા નિશાન. સ્નેહભર્યાં૦

ગુરુ શાણા પ્રતાપી નેમિસૂરિના, ધર્મપ્રેમી પ્રતાપી પોપટભાઇના;
વિશુદ્ધ વ્હાલભર્યાં અંતરનાં સાદા સન્માન. સ્નેહભર્યાં૦

પાલીતાણા } શ્રી જૈન સેવાસમાજ

સૌરાષ્ટ્રના શ્રી શત્રુંજયાદિ મહાતીર્થોની મહાન્ સંઘયાત્રાના

# શ્રી સંઘપતિને-અભિનન્દન પત્રિકા.

ऐन्द्रश्रेणिनताय दोषहुतभुङ्नीराय नीरागता–
धीराजद्विभवाय जन्मजलधेस्तीराय धीरात्मने।
गम्भीरागमभाषिणे मुनिमनोमाकन्दकीराय सन्–
नासीराय शिवाध्वनि स्थितिकृते वीराय नित्यं नमः॥ १॥
॥ अनन्तलब्धिनिधानाय श्रीमते गौतमगणधराय नमोनमः॥

સમ્યક્ત્વમૂલક દ્વાદશવ્રતમય શ્રાવકધર્મસમારાધક, જૈનશાસનદીપક, ધર્મશ્રદ્ધાળુ, સદ્ગુણસંપન્ન, ઓસવંશવિભૂષણ, દાનવીર સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ **પોપટલાલ ધારશીભાઈ** તથા સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ **ચુનીલાલ લક્ષ્મીચંદ** ધારશીભાઈ સપરિવાર યોગ્ય.

અભિનન્દન હો! અભિનન્દન હો! અનંત વાર અભિનન્દન હો! એ સૌરાષ્ટ્રની મહાતીર્થયાત્રાના સંઘપતિને! અભિનન્દન હો સ્વયં દેશવિરતિધર્મનું આરાધન કરવા સાથે અન્ય સેંકડો ભવ્યાત્માઓને દેશવિરતિધર્મનું આરાધન કરવામાં સહાયક થનાર સંઘપતિને! અભિનન્દન હો! કોટિશઃ જૈનશાસનને દીપાવનાર ધર્મપ્રાણ એ સંઘપતિને!

આજના મંગલમય દિવસે અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વર મહારાજાઓને પણ પૂજ્ય એવા તીર્થસ્વરૂપ શ્રમણપ્રધાન શ્રી ચતુર્વિધ સંઘ સહિત મહાતીર્થ શ્રી શત્રુંજય ગિરિરાજ પ્રમુખ સૌરાષ્ટ્રના સર્વોત્તમ અને પવિત્ર તીર્થોની છ'રી' પાળીને યાત્રા કરવા નિમિત્તે અર્ધ સિદ્ધાચલજીની ઉપમાને યોગ્ય ગગનચુંબી આલિશાન રમણીય જિનમંદિરોની શ્રેણિથી શોભતા શ્રી જામનગરથી મંગલમુહૂર્તે પ્રસ્થાન કરી શ્રી રૈવતગિરિજી, શ્રી ચન્દ્રપ્રભાસ, શ્રી અજારાપાર્શ્વનાથજી, મધુપુરીમંડન શ્રી જીવિતસ્વામિ ભગવાન્ વિગેરે કલ્યાણકારી પુણ્યસ્થલોનાં દર્શન કરતા સ્પર્શન-ભક્તિ કરતા-શ્રી દેશવિરતિ ધર્મારાધક સમાજ મહેસાણાના અધિવેશનના પ્રમુખ આપશ્રીને નિહાળી અમારાં મનોમંદિરો હર્ષથી ઉભરાય છે અને એ હર્ષાતિરેક અભિનન્દન અનુમોદનદ્વારા આજે વ્યક્ત કરીને કૃતાર્થ થઇએ છીએ

અનેક ગુણગણાલંકૃત પૂ. આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ, પૂ. આચાર્ય શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજ, પૂ. આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજ પ્રમુખ નવ સુવિહિત સૂરિપુંગવો ઉપરાંત લગભગ દોઢસો જેટલો વિશાલ સાધુ-સાધ્વીજી મહારાજનો સમુદાય એ આપશ્રીના સંઘનું કેન્દ્ર છે. તીર્થયાત્રા દરમ્યાન માર્ગમાં આવતા લગભગ

# શ્રી નવપદ આરાધક સમાજ—મુંબઈ.

( શ્રી સિદ્ધચક્રાય નમો નમઃ )




**નવાનગરનિવાસી શ્રી નવપદસમારાધક, પુણ્યપ્રભાવક, શ્રાદ્ધરત્ન સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીયુત પોપટલાલ ધારસીભાઇ તથા સંઘપતિ શ્રેષ્ઠિ શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારસીભાઇ—**

પરમ ઉપકારી શ્રી. તીર્થંકર દેવોએ સૂચવેલ શ્રી તીર્થપ્રભાવનાદિ અનેક કાર્યોમાં પરમારાધ્ય શ્રી. રૈવતગિરિ, શ્રી નવપલ્લવ પાર્શ્વનાથ, શ્રી પ્રભાસપાટણ, શ્રી નવખંડા પાર્શ્વનાથ, શ્રી અજારા પાર્શ્વનાથ, શ્રી અમીઝરા પાર્શ્વનાથ, શ્રી મધુમતીમંડન શ્રી જીવિતસ્વામી, શ્રી તાલધ્વજગિરિ આદિ પવિત્ર તીર્થોની યાત્રા તેમજ શાસનપ્રભાવના કરતા કરતા તીર્થશિરોમણિ શ્રી શત્રુંજય ગિરિરાજને ભેટવા "છ"રી પાળવાપૂર્વક શ્રી શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘને લઇ પાલીતાણા શહેરમાં પધારી આપશ્રીમાન્ શ્રી જૈન શાસનનો વિજય ડંકો વગાડી રહ્યા છો.

તપાગચ્છાધિરાજ આચાર્યધુરંધર પૂજ્ય શ્રી વિજય નેમિસૂરીશ્વરજી મહારાજ, આગમોદ્ધારક પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદ સૂરીશ્વરજી, શાસનપ્રભાવક આચાર્ય મહારાજ શ્રી વિજયમોહનસૂરીશ્વરજી આદિ નવ આચાર્ય મહારાજ તથા સવાસો ઉપરાંત સુવિહિત સાધુ મહારાજ, પૂજ્ય સાધ્વીજી માહારાજાઓના દર્શનનો આપે અમને અમોઘ લાભ આપેલ છે તેમજ શ્રી ચતુર્વિધ સંઘની ભક્તિ કરવાની સુંદર તક આપી છે તે ઉપકારનુ વર્ણન શી રીતે કરી શકીએ ?

આપે આપના જીવનમાં ધાર્મિક કે સામાજિક કૃત્યો કરી મળેલ લક્ષ્મીનો કેવી રીતે સદ્વ્યય કર્યો તે માટે શ્રી જામનગર વર્ધમાન તપ આંબીલ ખાતુ, શ્રી ભોજનાલય, શ્રી જૈન વિદ્યાર્થીભુવન, શ્રી લક્ષ્મી જૈન આશ્રમ, આનંદ જ્ઞાનમંદિર, શ્રી દેવબાગ,

પ્રત્યેક સ્થલોની ભવ્ય જનતા સર્વવિરતિસમારાધક એ પૂ. સાધુ-મહાત્માઓના શ્રીમુખેથી આત્મહિતકારિણી ધર્મદેશનાનું શ્રવણ કરવા સાથે એકીસાથે આટલા આચાર્ય મહારાજાદિ મુનિદર્શનથી પોતાના આત્માનું અહોભાગ્ય માને છે. એ સર્વ લાભના નિમિત્તભૂત આપ સંઘપતિને અમે કેટલું અભિનન્દન આપીએ ?

સુંદર ચાંદીનું સમવસરણાકારનું ભવ્ય જિનમન્દિર, ઝળહળતું જરીયાન છત્ર અને ચાંદીની અંબાડીથી શોભતો ગજરાજ, ચાંદીની પાલખી, ઇન્દ્રધ્વજની મનમોહક ગાડી, સેંકડો વિશાલ તંબુ-રાવટીઓની દ્વિગુણ સામગ્રી, અમદાવાદનું મુસ્તફા બેન્ડ, ટકોરખાનું, સુંદર ધાર્મિક ચિત્રશાલા, વિશાલ યાત્રિક સમુદાય, રક્ષણ માટે સંપૂર્ણ બંદોબસ્ત, એ આપશ્રીના સંઘની બાદશાહી સરંજામ ઉપરાંત ઉભય ટંક સુવ્યવસ્થિત ભોજનસામગ્રી ભલભલા મનનીને પણ મુગ્ધ કરે છે, તેમાં પણ જ્યારે જ્યારે દબદબાભર્યા સામૈયા સાથે શ્રી સંઘનો નગરપ્રવેશ થાય છે ત્યારે કોઇ રાજાધિરાજની સ્વારી કરતાં પણ અધિક મનોહર દ્રશ્ય નિહાળી હર્ષાશ્રુ ઉભરાઇ જાય છે.

શ્રી જૈનશાસનમાં ' તીર્થંકર ' પદ જેવું કોઇ પણ ઉત્તમ પદ નથી. એ સર્વશ્રેષ્ઠ પદની પ્રાપ્તિ માટે કહેલા દર્શનવિશુદ્ધિ પ્રમુખ અનેક હેતુઓ પૈકી શ્રી પ્રવચન-શાસન-પ્રભાવના એ જબ્બર હેતુ છે. " **अपुव्वनाणगहणं सुयभत्तिपवयण-प्पभावणया। एएहिं कारणेहिं तित्थयरत्तं लहइ जीवो ॥ १ ॥** " એ આપ્તગાથા પૂર્વોક્ત વાતને સ્પષ્ટ કરે છે. હરહંમેશ નવું નગર વસાવવું, હજારો માણસોનું દૂર દૂરથી પણ દર્શન માટે આવવું અને હિંદુ-મુસ્લીમ હરકોઇ વ્યક્તિના મુખમાંથી એકસરખી ધાર્મિક પ્રશંસાના ઉદ્ગારો નીકળવા, એ જેવી તેવી શાસનપ્રભાવના નથી. એ લોકોત્તર શાસનપ્રભાવના શ્રી તીર્થંકરનામકર્મના બંધમાં નિમિત્તભૂત કેમ ન બને ? આપશ્રીની આ સંઘયાત્રા એટલી ગૌરવભરી છે કે એ સમૃદ્ધશાલી આ સંઘના દર્શન કરતાં ગુર્જરેશ્વર કુમારપાલ તેમજ મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલની ઐતિહાસિક પ્રાચીન સંઘયાત્રાનું સંસ્મરણ થવા સાથે છેલ્લા દશકામાં નીકળેલી સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ નગીનદાસ કરમચંદ તથા સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ માણેકલાલ મનસુખભાઇની અર્વાચીન વૈભવસંપન્ન સંઘયાત્રાનાં સંભારણાં તાજાં થાય છે.

આ શુભ કાર્ય પહેલાં પણ હજારોના ખર્ચે કરેલું આપશ્રીનું ઉજમણું, શ્રી સિદ્ધક્ષેત્ર-રતલામ-જામનગર વિગેરે સ્થલોમાં થયેલા મંગલકારી શ્રી ઉપધાન તપ, શ્રી સિદ્ધચક્રારાધન, વર્ધમાન તપ સંસ્થા, દેવબાગ-લક્ષ્મી આશ્રમ જેવી જૈન ધાર્મિક સંસ્થારૂપી જામનગરના કીર્તિસ્થંભો વિગેરે પુણ્યક્ષેત્રોમાં થયેલી લાખોની ઉદારતા ઉપરાંત જામનગરનું જિનમંદિર યુક્ત જૈન વિદ્યાર્થીભુવન, એ આપશ્રીની દાનધર્મપરાયણતા માટે જબ્બર સાક્ષી છે, તેમજ ક્ષયની કાતિલ બીમારીથી પીડાતા દર્દીઓને રાહત આપવા માટે બંધાતા સેનિટોરી-યમમાં રૂ. ૫૦૦૦૦ ઉપરાંતની સખાવત પ્રસિદ્ધ છે. શેઠ પોપટલાલભાઇના ભોગોપભોગની



સંઘપતિના આમંત્રણથી સંઘકેમ્પમાં પધારેલા ના. પાલીતાણાનરેશ

આનંદ પ્રેસ-ભાવનગર

ભરપૂર સામગ્રી છતાં યોગ્ય વયમાં સર્વશિરોમણિ બ્રહ્મચર્ય વ્રતનો સ્વીકાર, એ આપના શીલધર્મારાધનનું પ્રબલ પ્રમાણપત્ર છે. ખાનપાનની સર્વાંગસુંદર સામગ્રી છતાં ઉપવાસ–આયંબિલ પ્રમુખ તપશ્ચર્યા ઉપર પ્રેમ, એ તપોધર્મ ઉપર આપના અથાગ પ્રેમની નિશાની છે અને કોઇપણ ધર્મક્રિયામાં અમૃતાનુષ્ઠાનની કોટિએ પહોંચવાની પ્રબલ ભાવના, એ ભાવધર્મ ઉપર આપના નિબિડ રાગની નિશાની છે. પંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતરૂપ સમ્યક્ત્વમૂલક દ્વાદશ વ્રતમય શ્રાવકના સર્વોત્તમ ધર્મનો સ્વીકાર કરવા સાથે, અનેક સ્થલોના ભવ્યાત્માઓ શ્રાવકધર્મના આરાધનમાં ઉજમાળ થાય, અને શ્રી જિનેશ્વરદેવોના સેવકો બને, એ ઇરાદાથી શાસન–સંઘના ગૌરવાર્થે પ્રાપ્ત સાધનોનો સદુપયોગ કરવો એ વિરતિ તરફ આપ ધર્મશ્રદ્ધાલુની કેટલી તીવ્ર અભિરુચિ છે તે જાણવા માટે બસ છે.

આજના જડવાદના જમાનામાં પણ આ મહાન્ સંઘ સાથે તીર્થયાત્રા નિમિત્તે ગામડે ગામડે ફરી ધર્મપ્રચાર કરવામાં આપશ્રીએ જે શુભ પ્રયાસ આદર્યો છે તે જોઇ અમારા હૃદયો પ્રમોદથી નાચી ઊઠે છે. માર્ગમાં આવતા પ્રત્યેક સ્થલોમાં ધર્મપ્રચાર સાથે યોગ્ય ક્ષેત્રામાં સેંકડો તેમજ હજારોની ઉદારતા કરવાનું આપશ્રી હજુ સુધી ચૂકયા નથી એ ઓછું પ્રશંસનીય નથી.

છેવટમાં અમો ઇચ્છીએ છીએ કે–શાસનદેવ આપનું આ શુભ કાર્ય નિર્વિઘ્ને પાર પાડવા સાથે પુનઃ આવા ધાર્મિક કાર્યો કરવાની આપશ્રીને ઉદાત્ત પ્રેરણાઓ આપી કાકા-ભત્રીજાના સપરિવાર યુગલને દીર્ઘાયુષી બનાવે અને આવા શુભ કાર્યો દ્વારા સમાજની અનેકગણી સેવાઓ અર્પણ કરવા સાથે પરમપદને પ્રાપ્ત કરાવે એ જ મહેચ્છા છે. પુનઃ પણ અભિનંદન હો, અભિનંદન હો, ક્રોડો વાર અમારા અંતઃકરણના આ શુભ કાર્ય માટે આપશ્રીને અભિનંદન હો.—એ હાર્દિક ઉદ્‌ગારો મુખમાંથી સહેજે સરી પડે છે.

અભિનન્દનપત્ર અર્પણ સ્થળ,
શ્રી સિદ્ધગિરિજી
વીર સં. ૨૪૬૪, માઘ માસ.

લી.
પ્રમુખઃ-શ્રી દેશવિરતિ ધર્મારાધક સમાજ
કાર્યાલય જૈન વિદ્યાશાળા,
અમદાવાદ.

# માનપત્ર

## અનેક ગુણાલંકૃત દાનવીર સંઘપતિ શેઠશ્રી પોપટલાલ ધારશીભાઇ તથા શેઠશ્રી ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઈની સેવામાં

શ્રી જૈનશાસન દિવાકર, શાસનપ્રભાવક, રત્નત્રયી આરાધક, ધર્મપાલક આચાર્યો શ્રી ૧૦૦૮ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી તથા સાગરાનંદસૂરીશ્વરજી તથા શ્રી વિજયમોહનસૂરિજી મહારાજાઓના પરમતારક કલ્યાણકારી ઉપદેશથી, સ્વપરહિત સાધવાના હેતુથી આપશ્રી અત્રે શ્રી પાદલિપ્તપુર–પાલીતાણામાં જ્યાં શ્રી શત્રુંજય મહાતીર્થમાં બિરાજમાન શ્રી ઋષભદેવ પ્રભુનું ઉત્કૃષ્ટ શરણ પામીને અનંતાનત છદ્મસ્થ જીવો સિદ્ધિપદને પામ્યા છે, એવા કલ્યાણકારી તીર્થાધિરાજને ભેટવા માટે આપશ્રી ચતુર્વિધ સઘ સાથે, સુગતિના કારણરૂપ રૈવતગિરિ, પ્રભાસપાટણ, વેરાવળ, દીવ, અજારા આદિ અન્ય તીર્થોની યાત્રાઓ કરીને અનેક જિન ચૈત્યોના દર્શનનો અપૂર્વ લાભ લઇ શાસનની અમર ધ્વજ પતાકા ફરકાવતાં ફરકાવતાં અત્રે પધાર્યા છો તે પ્રસંગે અમોને શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુલ તરફથી આપશ્રી સંઘપતિ મહાશયોનું, પૂજ્ય આચાર્યવર્યોનું, સુશીલ સાધુ-સાધ્વીજીઓનુ અને સમસ્ત ચતુર્વિધ સંઘનું સ્વાગત કરતા અપૂર્વ આનંદ થાય છે.

ધર્મની પુષ્ટિ કરનારા કાર્યો કરીને આપ મહાશયે જૈનશાસનની શોભામાં અનેકશ વૃદ્ધિ કરી છે. ધાર્મિક જનહિતના અને સેવાના પ્રસંગોમાં આપશ્રીએ તન, મન અને ધનના આપેલો ભોગ અતિ આદરણીય છે, તપશ્ચર્યા સાથે પ્રભુભક્તિ તથા ગુરુભક્તિ સંકળાએલી છે અને તે માર્ગે આપ, પુષ્કળ દ્રવ્ય ઉત્કૃષ્ટ ભાવે વાપરતા રહ્યા છો. આપ કમાઇ કરી બેસી ન રહેતા તે કમાઇનો સદુપયોગ આપે કરી બતાવ્યો છે.

આપશ્રીના વતન જામનગરમાં શ્રી વર્ધમાન તપ ખાતામાં મોટી રકમ આપી આયંબિલ આદિ તપશ્ચર્યા સુખરૂપ થઇ શકે તે અર્થે સંસ્થાની સ્થાપના કરી અને ભોજનાલય માટે મોટી રકમ આપી અતિ મહત્ત્વની જરૂરીઆત પૂરી પાડી છે. તે ઉપરાંત દેવબાગ

અને જૈન લક્ષ્મી આશ્રમના ભવ્ય મકાનો ઘણી મોટી રકમના ખર્ચે બંધાવી ઉપાશ્રય અને જ્ઞાનમંદિરરૂપે આપશ્રીના વડિલોના નામ જામનગરમાં અમર બનાવી શાસન અને સ્વામીભાઇ પ્રત્યેની આપની ઊંડી લાગણી પ્રદર્શિત કરી છે.

જૈન બાળકો કેળવણી સાથે સંસ્કારી જીવન ઘડે તેવા ઉદ્દેશથી દોઢેક લાખથી વધુ રકમ ખર્ચીને " જૈન વિદ્યાર્થી ભુવન " આપશ્રીએ સ્થાપ્યું છે. ક્ષય જેવી જીવલેણ અને ભયંકર બીમારીથી પીડાતા દરદીઓને માટે જામનગરમાં સેનીટેરીઅમ બંધાવવા હમણાં જ પચાસ હજાર રૂપિઆની ઉદાર સખાવત કરી છે. એ આપની માનવસેવાનું ઉજ્વલ ઉદાહરણ છે. એવી જ રીતે જીવદયાના કાર્યો પાછળ પણ સારી રકમ ખર્ચી અભયદાનનું ખરૂં પુન્ય સંપાદન કર્યું છે.

સંઘપતિ મહાશયો ! આપે અતિ મોટા ખર્ચે ભવ્ય ઉદ્યાપનો અને સમવસરણો તેમજ અનેક નવકારશીઓ જમાડી છે. સાથે ઉપધાન તપ કરેલ છે, તથા શત્રુંજયાદિ અનેક સ્થળે જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠાદિ પ્રસંગો ભક્તિપૂર્વક ઉજવ્યા છે. દેશવિરતિ ધર્મારાધક સમાજદ્વારા અને તેની એક બેઠક આપને ત્યાં બોલાવીને ધર્મસેવા બજાવી છે. મુંબઇ નજીક અંધેરીમાં આપના બંગલા પાસે સુંદર જિનમંદિર બંધાવ્યું છે. એવા અનેક કાર્યોથી ધર્મ પ્રત્યેનો આપનો અડગ પ્રેમ સક્રિય બનાવ્યો છે અને સ્વોપાર્જિત મિલ્કતનો અતિ ઉત્તમ વ્યય કરી અનેક જીવોને ધર્મના માર્ગમાં જોડ્યા છે.

આપની ઉત્તમ પ્રકારની દાનશ્રેણી–જૈનધર્મના સિદ્ધાંત પ્રમાણે સર્વ દૃષ્ટિ ધ્યાનમાં રાખી–ચાલુ રાખી અગાઉના પ્રસિદ્ધ જૈન દાનેશ્વરીઓને યાદ કરાવી રહી છે.

આપશ્રી છરી પાળતા સંઘ સાથે પૂજ્ય મુનિપુંગવોની સૂચનાનું પાલન કરતા બે માસના લાંબા પ્રવાસ પછી આપ આ સિદ્ધક્ષેત્રમાં પધાર્યા છો. તે સમય દરમિઆન યાત્રાળુઓની નાની મોટી સઘળી જરૂરીઆતો સંપૂર્ણ રીતે પૂરી પાડી છે. પૂજ્ય સાધુ સાધ્વીના મોટા સમુદાયની વૈયાવચ્ચ કરી છે. માર્ગમાં સાથે દેવદર્શન અને પૂજાદિ માટે જિનમંદિરની સગવડ રાખી છે. સ્થળે સ્થળે અનેક ખાતાઓમાં ઉદાર સખાવતો કરી છે. આ પ્રમાણે ઉદારતાથી પોતાના દ્રવ્યનો વ્યય કરીને આપ આધ્યાત્મિક પુરૂષાર્થ સેવી રહ્યા છો. આવી રીતે જૈન સમાજના ઉત્કર્ષ માટે આપની સેવા અને સખાવત મહાન છે, જેની કદર રૂપે શ્રી જામનગરના મહારાજા જામસાહેબે પણ આપને ઓર્ડર ઓફ મેરીટ-( Order Of Merit )નો ઇલ્કાબ આપી યોગ્ય માન આપ્યું છે.

છેવટમાં ચતુર્વિધ સંઘ સાથે છરી પાળતા યાત્રા કરવાના કાર્યથી આપશ્રીની આજ દિન સુધીની કારકીર્દિ ઉપર અમર કીર્તિ–કળશ ચડેલ છે.

અંતમાં આપ સંઘપતિ મહાશયો સહકુટુંબ આરોગ્યમય લાંબું આયુષ્ય ભોગવી શાસનસેવાના અનેક માર્ગોમાં સહાયભૂત બનો અને આત્મિક કલ્યાણના સાધક બનો એમ ઇચ્છી આપ સંઘપતિ મહાશયોને આવા અનુપમ કાર્ય માટે અભિનંદન સહિત માનપત્ર અર્પણ કરવા રજા લઇએ છીએ.

અમો છીએ શ્રી સંઘના નમ્ર સેવકો.

| | |
|---|---|
| શ્રી યશોવિજયજી | દેવચંદ કલ્યાણજી શેઠ–પ્રમુખ |
| જૈન ગુરુકુળ | ફકીરચંદ કેસરીચંદ શ્રોફ. |
| પાલીતાણા | નાનચંદ કસ્તુરચંદ મોદી. |
| સં. ૧૯૯૪ ના માહ વદિ ૫ | લલ્લુભાઈ કરમચંદ દલાલ–ઓ. સેક્રેટરીઓ. |
| તા. ૧૯-૨-૧૯૩૮. | પાનાચંદ ગાંડાભાઈ વોરા–સ્થા૦ સેક્રેટરી. |

# સ્વાગત ગીત

(આશા રાગ)

પધારો સંઘપતિ સુજાન.

આજ અમારે અનુપમ દિવસ, સુવર્ણ ઊગ્યો ભાણ;
સ્વાગત કરીએ પૂર્ણ સ્નેહથી, સંઘ ચતુર્વિધ મહાન. પધારો.
દેવબાગ ને જ્ઞાનમંદિર, ખોલ્યાં ધર્મનાં સ્થાન;
શ્રી વિદ્યાર્થી ભુવન સ્થાપી, અમર કર્યાં શુભ નામ પધારો.
નવપદ આરાધન સાધ્ય સાધન, આયંબિલ તપનું વિધાન;
મોટી રકમો સમર્પી તે અર્થે, દીપાવ્યા વડિલનાં નામ. પધારો.
હોસ્પીટલ ને જીર્ણોદ્ધારે, ખરચ્યું દ્રવ્ય પ્રમાણ;
ઉદ્યાપન ઉપધાન સમોસરણ, રચી ઉપાર્જ્યું પુન્ય મહાન. પધારો.
શ્રી વિજયનેમિસૂરિ સૂરિ રાજન, સુત-શ્રુત સાગરાનંદસૂરિજી;
શ્રી વિજયમોહનસૂરિજી સાથે, આપે ઉપદેશ સુદાન. પધારો.
ધન્ય દિવસ ધન્ય ધન્ય ઘડી આજે, અવસર પામ્યા રત્નસમાન;
સંઘ ચતુર્વિધ દર્શન પામી, બન્યા અમે પુણ્યવાન. પધારો.
ગુરુકુળ બાળક સ્વાગત કરતા, સંઘપતિ શ્રી મહાકુળવાન;
આશીષ આપે ભક્તિથી લેજો, તીર્થપતિ મરૂદેવી નંદલાલ પધારો.

પાલીતાણા
તા. ૧૫-૨-૩૮.

સમર્પક—
શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ.




અનેક સદ્‌ગુણાલંકૃત ધર્મપ્રેમી શ્રેષ્ઠીવર્ય શ્રીયુત

## પોપટલાલ ધારશીભાઇ તથા શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ જામનગર.

આપશ્રી જામનગરથી છ'રી ' પાળતો સંઘ કાઢી આપણાં પવિત્ર તીર્થથી રૈવતગિરિ અને તીર્થાધિરાજ શ્રી વિમલગિરિની યાત્રા નિર્વિઘ્નપણે કરવા ભાગ્યશાળી થયા તે બદલ અમો શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ તથા સભ્યો આપને અમારાં ખરાં અંતઃકરણથી અભિનંદન આપીએ છીએ.

આપશ્રીને આપણા પરમ પવિત્ર ધર્મના સિદ્ધાંતોમાં અડગ શ્રદ્ધા છે અને આપ શ્રીએ જામનગરમાં સાધુ સંસ્થાને ઉપયોગી થઇ પડે તેવો દેવબાગ ઉપાશ્રય બંધાવી તેમના તરફનો પૂજ્યભાવ વ્યક્ત કર્યો છે.

વર્ધમાન તપ–આયંબિલ આપણા શાસનમાં મહાન ફળદાયક તપ છે. તે તપ કરનારાઓની બધી જાતની સગવડતા સચવાઇ રહે તેમજ તેઓની શુશ્રૂષાનો લાભ મળે તે હેતુથી જામનગરમાં આપ સાહેબોએ વર્ધમાન તપ આયંબિલ ખાતું સ્થાપી શાસનની શોભામાં વૃદ્ધિ કરી છે.

સ્વામીવાત્સલ્યનો લાભ મહાન પુણ્યના યોગે પ્રાપ્ત થાય છે. આપ જામનગરમાં ભોજનાલય ખોલી આ મહાન પુણ્ય પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા છો, તે જાણી અમારાં અંતઃકરણ હર્ષથી ઉભરાય છે.

જ્ઞાન વિના મોક્ષ નથી. આધુનિક જમાનામાં ઉચ્ચ કેળવણી જરૂરની છે. ઉચ્ચ કેળવણી લેનારા જૈન બાળકોને ધાર્મિક અને સંસ્કારી બનાવવા માટે જૈન શિક્ષણ સંસ્થાઓની આપને જરૂર જણાતાં આપે જામનગરમાં જૈન વિદ્યાર્થી ભુવન તેમજ જ્ઞાનમંદિર સ્થાપ્યાં છે. અને જૈન સમાજના ઉછરતા બાળકોની જ્ઞાનપિપાસા તૃપ્ત કરવાની સગવડ કરી આપી છે, તે બદલ આપને અમારાં હૃદયપૂર્વકનાં અભિનંદન આપીએ છીએ.

આ જમાનામાં ક્ષય નિવારણ માટે ઉપાયો કરવાની અત્યંત જરૂરિયાત છે, તેમ આપને જણાતાં આપે જામનગરમાં સેનીટોરીયમ–ક્ષયના દવાખાનામાં રૂા. ૫૦,૦૦૦ જેટલી ઉદાર સખાવત કરીને જૈનોની સખાવતથી જૈનેતર પ્રજાને મુગ્ધ કરી છે.

આપના આ તીર્થયાત્રાના સંઘના પ્રતાપે અમારા કાઠિયાવાડના સેંકડો ગ્રામવાસીઓ, બાળબ્રહ્મચારી સૂરિસમ્રાટ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ, આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ તેમજ શાસનપ્રભાવક વિજયમોહનસૂરીશ્વરજી મહારાજ વગેરે પૂજ્ય આચાર્ય મહારાજોના સદુપદેશ સાંભળવાને ભાગ્યશાળી થયા છે તે બદલ કાઠિયાવાડની જૈનપ્રજા પરમપૂજ્ય આચાર્ય મહારાજોની તથા આપની ઋણી છે.

આપનાં દરેક ધાર્મિક કાર્યમાં તેમજ શિક્ષણપ્રચારનાં કાર્યોમાં આપના સર્વ કુટુંબીજનોની સતત પ્રેરણા અને સહાય હોય છે, તે જાણીને અમને આપના કુટુંબીજનો પ્રત્યે પણ અત્યંત પ્રેમ અને ભક્તિભાવ ઉત્પન્ન થાય છે.

આપશ્રી તથા આપના કુટુંબીજનો શાસનોન્નતિનાં પ્રશંસનીય કાર્યો હરહંમેશ વિશેષ પ્રમાણમાં કરો અને આપની આત્મોન્નતિમાં હરહંમેશ વધારો થાય અને આપનાં રૂડાં કાર્યોથી અન્ય જનોને ધર્મોન્નતિમાં ઉપયોગી થાય તેવાં કાર્યોમાં દોરવા ભાગ્યશાળી થાઓ, અને શિક્ષણ સંસ્થાઓમાં દિનપ્રતિદિન વધારે રસ લેતા થાઓ, એમ શાસનદેવ પ્રત્યે અમે પ્રાર્થના કરીએ છીએ.

પાદલિપ્તપુર ( પાલીતાણા ) માઘ વદિ ૫ ને શનિવાર સંવત ૧૯૯૪ તા. ૧૯–૨–૩૮.

લિ. અમે છીએ. આપના સદ્ગુણાનુરાગી શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાળાશ્રમના કાર્યવાહકો

ભગવાનદાસ પન્નાલાલ ( પ્રમુખ. )

| | |
|---|---|
| ચિનુભાઇ લાલભાઈ શેઠ | ચત્રભુજ મોતીલાલ ગાંધી |
| ભાઈચંદ નગીનભાઇ ઝવેરી | ચુનીલાલ દુર્લભદાસ પારેખ |
| નાનજી લધાભાઇ | અમરચંદ કુંવરજી શાહ |
| વીરચંદ પાનાચંદ શાહ | શાંતિલાલ ચાંપશી શાહ |
| ( માનદ મંત્રીઓ ) | ( માનદ સ્થા. મંત્રીઓ. ) |

# અ ભિ નં દ ન  પ ત્ર

## દાનવીર ધર્મ-સમાજસેવક શ્રાદ્ધગુણસંપન્ન સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ પોપટલાલ ધારશીભાઇ તથા સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઈ યોગ્ય.

આપશ્રીના આ મહાન્ શુભ કાર્ય માટે અભિનન્દન અર્પણ કરવું તે અપેક્ષાએ આપના સદ્‌ગુણોનું અનુકરણ કરવું. અને તે માટે અમારા મુરબ્બીવર્ય આપ સંઘપતિના આશીર્વચન ઉપલબ્ધ કરવા એ જ અમારા સેવાભાવી બાલ-યુવકો માટે હિતાવહ છે. સદ્‌ગુણસંપન્ન આપશ્રીના શુભાશીર્વચનો દ્વારા અંશે પણ સદ્‌ગુણી થયેલો અમારો આત્મા આજે જ નહિં પણ જીવન પર્યંત અભિનંદન અર્પણ કરી કૃતકૃત્ય થશે.

જે અવસરે પાશ્ચાત્ય દેશનો પ્રચંડ પવન ચોમેર ફુંકાઇ રહ્યો છે, જે સમયે જડવાદના ઝંઝાવાતો વિશેષ જોર કરી રહેલા છે અને જે યુગમાં આર્યાવર્તની સનાતન આર્યસંસ્કૃતિ પ્રતિક્ષણે ક્ષીણ થતી જાય છે તેવા કરાલ કળિકાળમાં સૌરાષ્ટ્રના શત્રુંજય-ગિરનાર પ્રમુખ સર્વ મહાતીર્થોની યાત્રાનિમિત્તે શ્રી ચતુર્વિધ સંઘ સહિત જામનગરથી મંગલ મુહૂર્તે પ્રયાણ કરી પગે ચાલીને પુણ્ય તીર્થક્ષેત્રો તથા પવિત્ર સ્થળોની સ્પર્શના કરતા કરતા તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિરાજની પવિત્ર છાયામાં પધારી આપશ્રી અપૂર્વ શાસનપ્રભાવનાના સત્કાર્યો કરી રહ્યા છો, તે માટે અમોને અત્યંત ગૌરવ પેદા થાય છે.

સંઘયાત્રા દરમ્યાન માર્ગમાં આવતા લગભગ પ્રત્યેક સ્થળોએ આત્મકલ્યાણ તેમજ લોકકલ્યાણ યોગ્ય સર્વક્ષેત્રોમાં આર્થિક પોષણ આપવા ઉપરાંત આર્યપ્રજામાં અજબ ધર્મ-પ્રેમ જગાડનાર આપ સંઘપતિશ્રીએ " રેલ વિગેરે સાધનવાળા સમયમાં આવી સંઘયાત્રાઓ બીન જરૂરી છે " એવો પ્રલાપ કરનારા અર્ધદગ્ધોના મુખેથી " આવી ધાર્મિક સંઘ-યાત્રાઓ ખાસ જરૂરી છે. " એવી ઉદ્દઘોષણા કરાવી ધર્મપ્રચારનું મૂર્તિમંત દૃષ્ટાંત પૂરું પાડયું છે. આપ સંઘપતિના આ સદ્‌ગુણો અમારા અંતરમાં રમી રહ્યા છે.

નાના મોટા હરકોઇ સ્થળે આપશ્રીના આ સંઘનું દબદબાભર્યું સ્વાગત થયું છે, તે તે સ્થળોની સ્થાનિક ધર્માભિમાની આર્યપ્રજાએ પોતાના નગરને ઇન્દ્રપુરી જેવું શણગાર-વામાં ખર્ચ સન્મુખ પણ જોયું નથી, આટલો સત્કાર છતાં આપની અનુકરણીય નિરભિમાનતા, ગંભીરતા અને શ્રીમંતાઇ છતાં સાદાઇ એ સદ્‌ગુણોની ત્રિપુટી અમોને આશ્ચર્યમુગ્ધ કરે છે.

શાસનસમ્રાટ પૂ. આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ, આગમોદ્ધારક આચાર્યદેવ શ્રીમાન્ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ, શાસનપ્રભાવક આચાર્યશ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજાદિની તેમજ સંઘયાત્રામાં બિરાજતા અન્ય સુવિહિત મુનિવર્યોની સેવામા પરાયણતા, ઉપદેશામૃત શ્રવણ કરવામાં તત્પરતા વિગેરે આપશ્રીની ગુણાવલીના જેટલા વખાણ કરીએ તેટલા ઓછા છે.

સમકિતમૂલકદ્વાદશ વ્રતનો સ્વીકાર કરવા સાથે યોગ્યવયે વ્રતશિરોમણિ બ્રહ્મચર્યનો આદર, ભોગોપભોગની સર્વાંગસુંદર સામગ્રી છતાં ઉપવાસ, આયંબિલાદિ તપશ્ચર્યામાં આસક્તિપ્રમુખ ચારિત્રધર્મ ઉપર આપનો અવિચળ રાગ અમારા હૃદયોને હર્ષથી હચમચાવી મૂકે છે.

શ્રી ઉદ્યાપન-મહોત્સવ, ઉપધાનતપારાધન, સિદ્ધચક્રભગવંતનું સમ્યગારાધન, દેવબાગ લક્ષ્મી જૈનઆશ્રમ, જૈનાનંદજ્ઞાનમંદિર, વર્ધમાનતપસંસ્થા, જૈનવિદ્યાર્થીભુવન, કદંબગિરિ ઉપાશ્રય વિગેરે આપના આર્થિક પોષણથી જ તૈયાર થયેલી ધાર્મિક સંસ્થાઓ ઉપરાંત જામનગરમાં ક્ષયના દર્દીઓને રાહત આપવા માટે તૈયાર થતાં સૅનીટેરીયમમાં ૫૮૦૦૦ રૂ. ની ગંજાવર સખાવત, તેમજ સાધર્મિબન્ધુઓના ઉદ્ધારમાં ઉદારચરિતપણું આપની ધર્મ તથા સમાજસેવાના અનુપમ નમૂનાઓ છે. દાનવીર આપ સંઘપતિને એથી જ જામનગર સ્ટેટ તરફથી 'ઓર્ડર ઓફ મેરીટસ' નો માનવંતો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો છે. આવા સંઘપતિની મુક્તકંઠે જેટલી પ્રશંસા થાય તેટલી ઓછી છે.

આપ ધર્મવીર કાકા-ભત્રીજારૂપ સંઘપતિના સપરિવાર યુગલને શાસનદેવ દીર્ઘાયુષ્ય બક્ષે, પુનઃ આવા ઉત્તમ ધર્મકાર્યોની ઉત્તમ પ્રેરણાઓ અર્પે અને વિજયવંતા જૈનશાસનને વિશેષ ગૌરવશાળી બનાવે એટલું ઇચ્છી આપના સદ્‌ગુણો અમારામાં આવે એવા આપના આશીર્વાદોની આશા રાખી હંમેશને માટે આપ સંઘપતિને અમો અંતઃકરણથી અભિનંદન આપી વિરમીએ છીએ.

સ્થળઃ—**તીર્થક્ષેત્ર-પાલીતાણા.**
માઘ વદિ ૫ શનિવાર સંવત ૧૯૯૪
તા. ૧૯-૨-૧૯૩૮.

અમો છીએ
આપ વડીલશ્રીના સેવાભાવી સેવકો,
**શ્રીજામનગર ઓશવાળ જૈન વોલન્ટીયર કોર**



પાલીતાણા-નરેશ તથા સંઘપતિ સંઘના કેમ્પમાં પાર્ટી પ્રસંગે.

આનંદ પ્રેસ-ભાવનગર.

ॐ अर्हम्

# શ્રી જામનગર જૈન મોહન મંડળી તરફથી

# માનપત્ર

## સકલ શ્રાદ્ધગુણસંપન્ન જિનાજ્ઞાપ્રતિપાલક સદ્ગુણવિભૂષિત દાનવીર શ્રેષ્ઠિવર્ય શ્રીમાન સંઘપતિ શેઠ પોપટલાલ ધારસીભાઇ તથા શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ યોગ્ય :—

અનેક વિડંબના યુક્ત આ સંસાર મહાસાગરનો પાર પામવા માટે જે અનેક પુણ્ય કાર્યો વિદ્વાન શાસ્ત્રવેત્તાઓએ નિરૂપણ કરેલા છે તેમાં ભક્તિરસનો પણ સમાવેશ થાય છે. સુમધુર સંગીત અને વાજિંત્રથી પ્રભુસ્તુતિ તથા તાલબદ્ધ ગવાતા સ્તવનોની પૂજા આદિ દ્વારા ભવ્યાત્માઓના હૃદય-સરોવરમાં જે ભક્તિનો પ્રવાહ સીંચાય છે તેથી ઘણાએ ભવ્યાત્માઓ પોતાના આત્માનું કલ્યાણ કરી અક્ષય સુખને પંથે પડે છે. ઉપરોક્ત પ્રવૃત્તિમાં અમારી મંડળી પણ યથાશક્તિ સેવા કરી રહી છે તેમજ આપશ્રીમાને આપને ત્યાં થયેલા અનેક ધાર્મિક પ્રસંગોએ અમોને યાદ કરી, ભક્તિરસનો પૂર્ણ લ્હાવો આપી અમોને અમારા કાર્યમાં ઉત્સાહિત કર્યા છે, એટલું જ નહિ પણ આ અદ્વિતીય સંઘપ્રવાસમાં પણ આપે અમારી મંડળીને સાથે રાખી તીર્થયાત્રા તથા ભક્તિકાર્યમાં સેવા આપવાનો જે સુયોગ પ્રાપ્ત કરાવ્યો છે તે માટે આપ ઉભય કાકા અને ભત્રીજાને અમો આ પ્રસંગે અભિનંદન આપીએ છીએ; અને આવા અન્ય પણ માંગલિક કાર્યો આપશ્રીમાન કરતા રહો અને અમોને પુણ્યશાળી પ્રવૃત્તિઓના સાથી બનાવતા રહો એવી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરી, આપશ્રીમાન અનંત સુખદાયી યશમાળાને આપના કંઠમાં આરોપણ કરો એ જ શુભેચ્છા.

પાલીતાણા.
તા. ૧૯–૨–૩૮.

લી. અમો છીએ આપના સ્નેહાનુરાગી,
શ્રી જામનગર જૈન મોહન મંડળીના સભ્યો

# અભિનંદન પત્રિકા

શ્રી સિદ્ધચક્રસમારાધક શ્રાદ્ધગુણસંપન્ન સદ્‌ગુણાલંકૃત દાનવીર ઓસવંશવિભૂષણ જામનગરનિવાસી સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્

**પોપટલાલ ધારશીભાઈ તથા સંઘપતિ શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઈ યોગ્ય**

અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વર મહારાજના શાસનમાં શ્રી સિદ્ધચક્રપરમાત્માનું સમ્યગારાધન એ સર્વોત્તમ અને સાચો મોક્ષસાધક યોગ છે, એટલું જ નહિં પરંતુ અન્યાન્ય સર્વ મોક્ષસાધક યોગોનો આ સર્વાંગ સુંદર સાર્વજનીન યોગમાં જ અન્તર્ભાવ થાય છે. આપશ્રીમાને રૈવતગિરિ, શત્રુંજયગિરિ વગેરે સૌરાષ્ટ્રના મહાતીર્થોની છ'રી' પાળીને તીર્થંકરપૂજિત શ્રમણપ્રધાન ચતુર્વિધસંઘ સહિત યાત્રાનો જે શુભપ્રવાસ આદર્યો છે અને જે લગભગ પૂર્ણ થવા આવ્યો છે તે પ્રવાસમાં આપશ્રીને તેમજ સંઘમાં સાથે ચાલનાર સર્વ ભવ્યાત્માઓને અરિહંતાદિ શ્રી સિદ્ધચક્ર ભગવંતનું આરાધન કરવાની ઉમદા તક પ્રાપ્ત થઇ છે તે માટે અમોને ઘણો જ હર્ષ થાય છે.

ગુર્જરેશ્વર તથા મહામંત્રીશ્વરની ભૂતકાલીન વિજયવંતી સંઘયાત્રાઓ તેમજ છેલ્લા દશકામાં અમદાવાદ-પાટણથી નીકળેલી સમૃદ્ધિશાલી સંઘયાત્રાના સંસ્મરણો તાજાં કરાવનાર આપ સંઘપતિની સંઘયાત્રામાં વર્તતું સુંદર ચાંદીનું સમવસરણ, જરીયાન છત્ર અને ચાંદીની અંબાડીથી શોભતો ગજરાજ, ચાંદીનો મ્યાનો, ઇંદ્રધ્વજ, સેંકડો તંબુ રાવટીઓ વિગેરે ભવ્ય સામગ્રી ઉપરાંત વિશાલ યાત્રિક સમૂહ છતાં સુંદરમાં સુંદર ખાન-પાનની વ્યવસ્થા સંઘના દર્શનાર્થે આવનાર ભલ-ભલા માનવીને મુગ્ધ કરે છે, લગભગ પ્રત્યેક મુકામે આપ સંઘપતિનું બાદશાહી સ્વાગત થાય છે, અને તે અવસરે આજુ-બાજુ તેમજ દૂર-દૂરથી સંઘના દર્શનાર્થે આવેલ અઢારે આલમ અરિહંતના શાસનની પ્રશંસાના એકધારા ઉદ્‌ગારો કાઢે છે. આ પ્રમાણે અરિહંતદેવના શાસનની પ્રભાવના દ્વારા **અરિહંતપદનું** આરાધન કરનાર અને કરાવનાર આપ સંઘપતિને અમો કેટલું અભિનંદન આપીએ ?

આ સંઘયાત્રાનિમિત્તે સિદ્ધિપદની પ્રાપ્તિમાં અનન્યસાધનભૂત સમ્યગદર્શનાદિ રત્નત્રયીનું જિનપૂજન, વ્યાખ્યાનશ્રવણ, સામાયિક પ્રતિક્રમણાદિ ધર્મક્રિયાઓ કરવા-કરાવવા દ્વારા સિદ્ધપદના આરાધક આપ સંઘપતિને જેટલું અભિનંદન આપીએ તેટલું ઓછું છે.

આપની આગ્રહભરી વિજ્ઞપ્તિથી સંઘયાત્રામાં સાથે ચાલનાર સૂરિસમ્રાટ્ પૂ. આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ, આગમોદ્ધારક પૂ. આચાર્યશ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ, શાસનપ્રભાવક પૂ. આચાર્યશ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજ, વિગેરે નવ આચાર્ય મહારાજાઓ ઉપરાંત સર્વ કોઇ સુવિહિત સૂરિપુરંદરોની સેવાના અભિલાષી આપ સંઘપતિ સંઘયાત્રાના નિમિત્તે એક સાથે આટલા આચાર્ય મહારાજાઓના દર્શન-વંદન-ઉપદેશ-શ્રવણાદિનો માર્ગમાં આવતા પ્રત્યેક સ્થળોના હજારો માનવીઓને લાભ અપાવી એ ત્રીજા **આચાર્યપદનું** આરાધન કરવા કટિબદ્ધ થયા છો તેથી અમારા મનોમંદિરમાં ઘણો જ હર્ષ થાય છે.

શ્રીમંતાઇ છતાં સાદાઇમાં રહેવું એ નીતિ વાક્યને હૃદયપટમાં ઉતારી, આચારાંગાદિ જૈનસિદ્ધાંત ગ્રન્થોનું શ્રવણ કરી તત્ત્વજ્ઞાન, મેળવવા માટે શ્રી ઉપાધ્યાય મહર્ષિઓની સેવામાં રહી ઉપાધ્યાયપદારાધક આપ સંઘપતિની અમો કેટલી પ્રશંસા કરીએ !

શ્રી જિનશાસનના સારભૂત ત્યાગમાર્ગનું આરાધન કરી સારાય જગતને એ સત્યમાર્ગ દેખાડનાર સાધુ મહારાજાઓના ચરણકમળની રજ શિરસાવંદ્ય ગણનાર તેમજ કલિકાલસર્વજ્ઞ ભગવાન હેમચંદ્રસૂરિ મહારાજાના કથન પ્રમાણે દેશવિરતિધર તરીકે સાધુપદના ઉમેદવાર આપ સંઘપતિના દર્શનથી અમોને ઘણો જ આનંદ થાય છે.

હજારોનાં ખર્ચે કરાવેલ ઉદ્યાપન મહોત્સવ, ઉપધાન મહોત્સવ, આચાર્યપદપ્રતિષ્ઠા મહોત્સવ પ્રમુખ, દર્શનોદ્યોતના જબ્બર સાધનો ઊભા કરી મોક્ષના મૂળ કારણભૂત દર્શનપદનું આરાધન કરવા સાથે **' સવિ જીવ કરૂં શાસનરસી, '** એ પદને જીવનમંત્ર બનાવી, દીન-દુઃખી-નિરાધારનો ઉદ્ધાર કરવામાં તેમજ ક્ષયના દર્દીઓ માટે આપની જન્મભૂમિ જામનગરમાં તૈયાર થતા સેનેટેરીયમ વિગેરે સ્થળોમાં લક્ષાવધિ ખર્ચ કરી ભાવાનુકમ્પા તથા દ્રવ્યાનુકમ્પારૂપ **સમ્યગ્દર્શનના** લક્ષણનું આરાધન કરનાર આપને અમો અહર્નિશ ધન્યવાદાર્પણ કરીએ છીએ.

સમર્થ વિદ્વાન શ્રુતના સાગર જિનાજ્ઞાપરાયણ, મુનિવરોની દૃષ્ટિ નીચે તૈયાર થતા જૈનાગમાદિ જૈનસાહિત્યના પ્રકાશનમાં હજારોનો સદ્વ્યય કરી પંચજ્ઞાનમાં પણ સ્વપર-પ્રકાશક **શ્રુતજ્ઞાનનું** આરાધન કરનાર આપ સંઘપતિના ગુણગ્રામ કરવા એ અમારા જેવા અલ્પજ્ઞોની શક્તિ બહારનો વિષય છે.

પંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રતરૂપ, સમ્યક્ત્વ મૂલક દ્વાદશવ્રતનો સ્વીકાર કરવા સાથે વિષય-કષાયની વિષમસેનાનો પરાભવ કરવામાં અજેય શસ્ત્રસમાન વ્રતશિરોમણિ

બ્રહ્મચર્યને યોગ્ય વયમાં જ આદર કરી નિજગુણ રમણતારૂપ ચારિત્રપદનું અંશે અંશે આરાધન કરનાર આપ પુન્યવંતના અમો જેટલા ગુણાનુવાદ કરીએ તેટલા ઓછા છે.

અખૂટ સંપત્તિ સાથે ભોગોપભોગની સામગ્રીનો સુયોગ છતાં ઉપવાસ, આયંબિલ, વૈયાવચ્ચ પ્રમુખ બાહ્ય અભ્યંતર તપોગુણના આરાધનમાં ઉજમાળ થઇ જિતેન્દ્રિયપણું મેળવનાર આપ સંઘપતિના અમો કેટલા ગુણ ગાઇએ?

શાન્ત સ્વભાવ, મિલનસાર વૃત્તિ તથા દેવબાગ, લક્ષ્મી જૈન આશ્રમ, વર્ધમાનતપ, સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ વિગેરે આપના પોષણથી જ વૃદ્ધિ પામેલ ધાર્મિક સંસ્થાઓ ઉપરાંત જૈન વિદ્યાર્થી ભુવન વિગેરે વ્યાવહારિક યોગ્ય ક્ષેત્રામાં આપના સુહસ્તે વહેતો દાનપ્રવાહ એ આપે કરેલ નવપદારાધનના આભૂષણો છે. આ સંઘયાત્રાના શુભ પ્રસંગમાં તત્ત્વદૃષ્ટિથી વિચારતાં ઉપર જણાવ્યા મુજબ એ અરિહંતાદિ નવપદમય શ્રી સિદ્ધચક્રભગવંતનુ આરાધન કરવાનો સુપ્રસંગ આપને તેમજ અન્ય સંખ્યાબંધ આત્માઓને પ્રાપ્ત થયો છે. એ શુભ પ્રસંગમાં સદાકાળ સહાયક રહેનાર શાસનદેવ આપ કાકા-ભત્રીજાના ધર્મ પ્રભાવક યુગલને સપરિવાર દીર્ઘાયુષી બનાવી, પુન આવા ઉત્તમ ધર્મકાર્યો કરવાની ઉદાત્ત પ્રેરણાએ આપી **શ્રીપાળ મયણાસુંદરીની** માફક મુક્તિવધૂના સુહસ્તે સાદિ અનંત સુખની અક્ષય વરમાળા આરોપણ કરાવે એ જ શુભેચ્છા.

**દેવનગર**
( પાદલિપ્તપુર )
તા. ૧૯-૨-૧૯૩૮
**સંવત ૧૯૯૪ માઘ કૃષ્ણા પંચમી**
શનિવાર.

લિ. આપના ગુણાનુરાગી,
**ઝવેરભાઇ પનાજી શાહ** ઉપપ્રમુખ.
**પાનાચંદ રૂપચંદ ઝવેરી** તંત્રી.
શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ.



તીર્થાધિરાજ ઉપર તીર્થમાળ પ્રસંગનું દૃશ્ય



શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર તીર્થમાળ પ્રસંગનું એક દૃશ્ય [પૃ ૨૨૯]

# જુદી જુદી સાત સંસ્થાઓ તરફના માનપત્રોનો જવાબ

તા. ૧૯-૨-૩૮ શનિવારે રાત્રે ૮-૪૫

**સભાપતિ મહાશય,**
**શ્રી દેશવિરતિ ધર્મ આરાધક સમાજ-અમદાવાદ.**
**શ્રી નવપદ આરાધક સમાજ મુંબઈ**
**શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ પાલીતાણા**
**શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ પાલીતાણા**
**શ્રી જામનગર મોહન મંડળી જામનગર**
**શ્રી ઓશવાલ જૈન વોલંટીયર કોર જામનગર**
**શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ મુંબઇ**
**જામનગરના સભાસદો, રાજ્યાધિકારી સાહેબો અન્ય બ્હેનો અને ગૃહસ્થો.**

જે પવિત્ર સ્થળમાં આપણે અત્રે બેઠા છીએ તે આપણું તીર્થાધિરાજ તીર્થક્ષેત્ર શ્રી સિધ્ધાચલજી છે, જ્યાં શાસન ઉન્નતિ અર્થે જુદી જુદી સંસ્થાઓ, જુદી જુદી દિશામાં કાર્ય કરી રહી છે. કેળવણી સાથે ધર્મની, તપની, ભક્તિની અને સેવાભાવની છાપ પાડી રહી છે તે ઓછું પ્રશંસનીય નથી.

ઉપરોકત દરેક સંસ્થા પોતપોતાના ઉદ્દેશનું કાર્ય કરી ધર્મની વૃદ્ધિ કરે છે. અને કાર્યમાં ઘણી જ પ્રગતિ કરી છે એ જાણી અમોને અતિહર્ષ થાય છે.

આપણે "આરંભે શુરા" કહેવાઇએ છીએ પણ એ ઉક્તિને ખોટી પાડી છે અને આ વિજ્ઞાનના તેમજ કેળવણીના આગળ ધપતા જમાનામાં પણ હરિફાઇમાં પસાર થઇ પોતાનું કાર્ય આગલ ધપાવે જાય છે તે તેમના સંચાલકોની કાર્યદક્ષતાને આભારી છે અને તેથી તેવી સંસ્થાને તેમજ તેના કાર્યવાહકોને ધન્યવાદ ઘટે છે.

આપ સાત સંસ્થાઓએ અમારા કાર્યની આપના માનપત્રમાં અતિશયોક્તિભરેલી પ્રશંસા કરી છે તે અમારા પ્રત્યેની આપની મમતા છે અને તે માટે અમો આપના આભારી છીએ. પણ જીવન જે ઘણું જ ટૂંકું હોવાથી તેટલા ટૂંકા સમયમાં પણ તન, મન અને ધનની યથાશક્તિ આવી સારી ધર્મોન્નતિકારક સભાઓને મદદ કરવી એ દરેકની ફરજ અમો સમજીએ છીએ અને અમોએ કાંઇ પણ કર્યું હોય તો તે અમારી ફરજ અદા કર્યા સિવાય વિશેષ કાંઇ કર્યું નથી.

એકી સાથે અમોને સાત જુદા જુદા માનપત્રોથી નવાજેલ છે, પણ અમો માનીએ છીએ કે એ માનપત્રોની જરૂરીઆત ન હોતી. આપની અમારા આ કાર્યમાં હાજરી, સહાનુભૂતિ અને સહકાર એ જ અમને પ્રોત્સાહન આપવાને બસ હતા. આપના આ માન પત્રો લેવા ના પાડવા વિચાર કરેલ પણ તેથી આપને દુઃખ થાય છે તેવું જાણતા તે સ્વીકારવાનું અમારે કબૂલ કરવું પડયું છે.

સંઘપતિ શેઠ પોપટભાઇ, સંઘપતિ શેઠ ચુનીભાઇ, શેઠ બાલાભાઈ, શેઠ પોળીદાસ, શેઠ પ્રતાપસીંહ, અમદાવાદના સંઘપતિ શેઠ માણેકલાલભાઇ, શેઠ ચમનભાઇ, શેઠ જેસંગભાઇ, શેઠ સારાભાઇ જેસીંગભાઇ, અમદાવાદના નગરશેઠના ચિ. અરૂણભાઇ, શેઠ મોહનલાલ હેમચંદ વિગેરે અનેક શ્રીમંતો સાથે ગિરિરાજ ઉપર ચઢી ગયા હતા. ત્યાં મુખ્ય મંદિરની આલિશાન અને અજબ ભવ્ય પ્રભા પાડતી શ્રી આદીશ્વર ભગવાનની મૂર્તિની પ્રથમ પખાલપૂજા કર્યા બાદ મંડપચોકમાં આવી ગયા હતા, જ્યાં આગળ મંત્રિત માલારોપણની ક્રિયા થઇ હતી.

## માલારોપણની ક્રિયા શરૂ.

મહાન જૈનાચાર્યો સૂરિસમ્રાટ્ શ્રી. નેમીસૂરીશ્વરજી, આગમોદ્ધારક આચાર્ય શ્રી. સાગરાનંદ સૂરીશ્વરજી અને શાસનપ્રભાવક આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી અનુક્રમે સભામંડપમાં આવી પહોંચ્યા હતા. ૧૧ વાગતાંની લગભગમાં માલારોપણની ભવ્ય ક્રિયા જયજયના શબ્દો વચ્ચે શરૂ થઇ હતી. મધ્યે સૂરિસમ્રાટ્ બુલંદ ગર્જનાથી ક્રિયા કરાવતા હતા અને ભાવિકોના હૃદય ઉપર ઊંડી અસર નીપજાવી શકતાં હતાં. બાકીની અથેતિ તમામ ક્રિયા રાબેતા મુજબ આચાર્ય શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજીના વિદ્વાન શિષ્ય પંન્યાસ શ્રી. ધર્મવિજયજીએ કરાવી હતી, અન્યવ્રતધારીઓની પણ ક્રિયા થઇ રહી હતી. થોડીક ક્રિયા શરૂ થઇ ત્યાં પાલીતાણાના દીવાન શ્રી. મૂળરાજસિંહજી સ્થાનિક અમલદારોની સાથે હાજરી આપવા આવી પુગ્યા હતા.

## તીર્થમાળાઓ પહેરાવી.

માલારોપણ કરવાનો શુભ સમય આવતાં જૈનાચાર્યોએ પુણ્યપ્રતાપી બન્ને સંઘપતિઓને અને આદર્શ સંઘવણ ઉજમબેન તથા સંઘવણ ચંચળબેનને જયનાદોના અને ઘંટારવના ગગનભેદી નાદો વચ્ચે શિખરરૂપ તીર્થમાળાઓ પુણ્યાત્માઓના કંઠમાં આરોપણ કરી હતી.

જે વખતે સંઘપતિ અને સંઘવણોનો હર્ષ જ અનેરો ઉભરાઇ આવ્યો હતો. તેમનું ભગીરથ કાર્ય નિર્વિઘ્નપણે ખૂબ જ શાંતિથી પસાર થવાથી તેઓ જુદી જ શાંતિનો અનુભવ કરી રહ્યા હતા. હાજર રહેલી છથી સાત હજારની પ્રચંડ મેદનીએ તેમને અક્ષતાદિકથી વધાવી લીધા હતા. માલારોપણ થયા બાદ સૂરિસમ્રાટે ગંભીર ઘોષણાથી માલાનું મહત્ત્વ સમજાવવાપૂર્વક ઉપદેશ આપ્યો હતો. બાદ જયનાદોના શબ્દો વચ્ચે એ ક્રિયા સમાપ્ત થઇ હતી. સંઘપતિના કૌટુંબિક વર્ગે અને લાગતાવળગતાઓએ ખુશાલી નિમિત્તે સંઘપતિ સંઘવણોને સોના-ચાંદીની વિવિધ જાતની વસ્તુઓ અને હજારો રૂપીઆની ચાદલાંની ભેટ ધરી હતી.

## માળનો દિવસ કાયમ અહિંસા તરીકે પળાશે

જે વખતે સંઘપતિજીને માળારોપણ થયું એ વખતે પાલીતાણાના દીવાન શ્રી. મૂળરાજસહિંજીએ જૈન જગતમાં અને પાલીતાણાના ઇતિહાસમાં જુદી જ ભાત પાડતી જાહેરાત ઊભા થઇને કરી હતી.

તે જાહેરાત એ હતી કે પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબ બહાદુરસિંહજીના ફરમાનથી આ તીર્થમાળનો મહા વદ છઠનો દિવસ પાલીતાણા રાજ્યમાં કાયમને માટે 'અહિંસા દિન' તરીકે પળાશે.' આ મુદ્દાની જાહેરાત થતાં આખું યે વાતાવરણ ભવ્ય સ્વરૂપમાં ફેરવાઇ ગયુ



શ્રીશત્રુંજયગિરિરાજ ઉપર તીર્થમાળ પહેર્યા બાદ ૧ સંઘપતિ પોપટભાઈ, ૨ સંઘવણ ઉજમબાઈ, ૩ શ્રી ચુનીભાઈના માતુશ્રી, ૪ સંઘવણ ચંચલબાઈ, ૫ સંઘપતિ ચુનીભાઈ



ગિરિરાજ ઉપર તીર્થમાળ પહેરનાર સંઘપતિ કાંત-મનીબેનનું યુગલ [પૃ૦ ૨૩૦]

આનંદ પ્રેસ-ભાવનગર

હતું અને જયજયનાં શબ્દો ચારે બાજુથી થવા લાગ્યા હતા. અનેક ભાવિકાત્માઓના ચક્ષુઓ તો હર્ષાશ્રુથી ઉભરાઇ ગયા હતા.

### ના. ઠાકોર સાહેબને ધન્યવાદ આપવો ઘટે

સંઘપતિના પુણ્યપ્રતાપે પ્રેક્ષકો ઉપર સુંદર અસર કરાવી હતી. પાલીતાણાને આંગણે અનેક મહાન સંઘોનું આવાગમન થઇ ગયું છતાં આવી ઉદાર જાહેરાત થવા પામી ન હતી અને આ સંઘ વખતે આ જાહેરાત થઇ એ જૈનો અને પાલીતાણા વચ્ચેનો પ્રેમસંબંધ વધુ મીઠો બનાવવા માટે યોગ્ય જ હતી. આ જાહેરાત જૈન ઈતિહાસમાં પાલીતાણાને અંગે તો જરૂર નોંધવા લાયક બની જશે. એ માટે પાલીતાણાના બાહોશ વિશાળ હૃદયવાળા અહિંસાવાદી ઠાકોર સાહેબને જરૂર ધન્યવાદ આપવો ઘટે.

આ સંઘને પાલીતાણા રાજ્યે ખુબ જ મદદ છૂટથી આપી છે. સંઘને અંગે સર્વ પ્રકારની જકાત માફ કરવામાં આવી હતી. સરઘસમાં દીવાનશ્રીની ચાર કલાકની હાજરી, અને તીર્થમાળ વખતે ઉપર હાજરી આપે એ આ સંઘના યશવાદી પ્રતાપને જ આભારી માન્યા સિવાય છુટકો જ નથી. વધુમાં એ જાહેરાત વખતે જ દીવાનશ્રીના શુભ હસ્તે રાજ્ય તરફથી રોકડ ૫૦૦) રૂ. નો ચાંદલો સંઘપતિને કરવામાં આવ્યો હતો, આવું સ્થળે સ્થળે રાજ્ય અને પ્રજા તરફનું સન્માન સંઘપતિને માટે નાનું સૂનું ન હતું.

૨૧ હજારની કીંમતનો ખાસ તૈયાર કરાવેલો નીલમ–હીરાનો હાર માળાના દીવસે જ પૂજા વખતે જ સંઘપતિઓએ મૂલનાયક ભગવાનને ચઢાવ્યો હતો જે વખતે આચાર્ય વજયમોહન સૂરિની હાજરી શોભાસ્પદ હતી. સંઘપતિ સમુદાય ગિરિરાજ ઉપરથી ત્રણ વાગતાં નીચે ઉતરી ગયો હતો. ત્યાંથી સંઘપતિ અને સંઘવણ હાથી ઉપર બેસી, કંઠમાં માલા ધારણ કરી, દાન કરતા વાજતે ગાજતે ચાર વાગતાં સંઘકેમ્પમાં આવ્યા હતા. ગીરદી ઘણી હતી.

સાંજના સંઘપતી તરફથી દશેક હજાર માણસને નવકારશીનું જમણ આપવામાં આવ્યું હતું. સંઘપતિ માલના દિવસની રાત્રે ધાર્મિક નિયમ મુજબ માળ પહેરી તેથી રોહીશાળાખાતે એક રાત પસાર કરી વળતે દિવસે વહેલી સવારે સંઘ કેમ્પમાં આવી ગયા હતા.

માળના દિવસે સંખ્યાબંધ તારના અભિનંદનસૂચક સંદેશાઓ સંઘપતિ ઉપર હિંદુસ્તાનમાંથી જાણીતી શ્રીમંત વ્યકિત તથા સંસ્થાઓ તરફથી આવેલા હતાં.

### બાર ગાઉનો સંઘ નીકળ્યો.

સાતમાના રોજ ગિરિરાજને ફરતી પ્રદક્ષિણાને લગતો બાર ગાઉનો જૈન સંઘ સંઘપતિ તરફથી કાઢવામાં આવ્યો હતો. સંઘપતિજી આઠમના રોજ વાજતેગાજતે કેમ્પમાંથી નીકળી મોટરમાં બેસી બાર ગાઉખાતે રવાના થયા હતા. ભેગું ત્રણ હજાર માણસ થયું હતું. સમગ્ર સંઘ અને સંઘપતિ બાર ગાઉ જઇને નવમીની સાંજે પાલીતાણા ખાતે સુખરૂપ પાછા ફર્યા હતા. બાર ગાઉમાં ગાડાનો ખર્ચ સંઘપતિએ જ આપ્યો હતો. આવી ઉદારતા તો બીજા સંઘપતિઓ દાખવી નથી શકયા.

### કદમ્બગિરિમાં આઠ હજાર આપ્યા.

કદમ્બગિરિમાં સંઘપતિના ધામધૂમથી ખૂબ દાન દેતા પ્રવેશ થયો હતો. ત્યાંથી પેઢીમાં સુરિસમ્રાટના સદ્દપદેશથી આઠ હજાર રૂા. ઉપાશ્રય મંદિર ખાતે આપ્યા હતા. વળી

કદમ્બગિરિ ખાતે આજુબાજુનું ત્રણેક હજાર માણસ ભેગું થઇ ગયું હતું; જુદા જુદા ગામવાળાને ૧૦ થી ૨૦૦ આપતાં કુલ ૫૦૦ રૂા. આપ્યા હતા.

## સંઘપતિએ યાત્રિકોનો માનેલો આભાર—ક્ષમા.

જ્યારે જામનગર જૈન સંઘની તા. ૨૪ મી તારીખે સ્પેશીયલ ઉપડનાર હતી તે અગાઉ ૨૩મી તારીખની રાત્રે સંઘપતિએ તમામ યાત્રિકોને પોતાના કચેરીના તંબુમાં ભેગા કરી, તમામ યાત્રિકોનો સંઘમાં પધારવા બદલ અને સંઘમાં શોભારૂપ બન્યા બદલનો આભાર માન્યો. વધુમાં સંઘપતિએ યાત્રિકોને કંઇ અગવડ પડી હોય, જાણ્યે અજાણ્યે ઇચ્છિત સચવાણું ન હોય એ તમામ બાબત માટે ક્ષમા જાહેર કરી હતી એ વખતનું સભાનું દૃશ્ય ઘણું જ ગંભીર બની ગયું હતું. સંઘપતિના ગદગદભર્યા અને પ્રેમાળ તેમજ માયાળુભર્યા શબ્દોથી યાત્રિકો હર્ષાશ્રુથી રડી પડયા હતા અને અંતે સંઘપતિને બે શબ્દોથી સન્માની એક બીજા આનંદ સાથે વીખરાયા હતા.

## સંઘપતિ સ્ટેશને

જામનગરના વતની યાત્રિકવર્ગની તા. ૨૪ મીની રોજના સ્પેશીયલ ટ્રેન ઉપડી ત્યારે સંઘપતિ અને સંઘવણ યાત્રિકોની શુભ સફળ ઇચ્છવા અને તેમને વળાવવા ગયા હતા. આ તેમની નમ્રતા અને દિલસોજીભરી લાગણીથી યાત્રિકવર્ગ ઉપર ઊંડા પ્રેમ અને સદ્ભાવની લાગણી પાડી હતી અને સંઘપતિને ખૂબ જ ધન્યવાદ આપતા હતા.

## જામનગરમાં હર્ષનાં જમણો.

જામનગરની સ્પેશીયલ ૨૫ મી તારીખે જામનગર પહોંચતાં એક ઓસવાળભાઇએ તમામ સંઘને જમણુ આપ્યું હતું. વળી સંઘપતિ શેઠ પોપટલાલ, વિગેરે વર્ગ તથા શેઠ ધોળીદાસભાઇ વિગેરે ૨૭ મીની સંધ્યાએ પાલીતાણાખાતેથી નીકળી જામનગર ૨૮ મીએ પહોંચ્યા ત્યારે પણ પાર્ટી–જમણુ થયું

## જામસાહેબ પાલીતાણે અને સંઘના–કેમ્પમાં.

જામનગરના ના. મહારાજા દિગ્વિજયસિંહજી રહી રહીને ૨૯ મી તારીખે ટ્રેઇનમાં આવતા પાલીતાણા રાજ્યે તોપોનું માન આપ્યું હતું. પાલીતાણાના ના૦ ઠાકોરસાહેબ વિગેરે રાજ્યવર્ગ તથા સંઘપતી શેઠ પોપટભાઇ વીગેરે સ્ટેશન ઉપર સત્કાર કરવા હાજર રહ્યા હતા. જામસાહેબ સ્ટેશનથી સલામ લઈ સીધા પેલેસ ખાતે ઉપડી ગયા હતા. તેજ દિવસે સાંજના સાત વાગ્યા બાદ જામસાહેબ સંઘ-કેમ્પમાં પધાર્યા હતા, ગુરુકુળના સ્કાઉટ બેન્ડે સલામી આપી. પંદરેક મિનિટ સંઘપતિ સાથે વાતચીત કરી હારતોરા થયા બાદ તુરત જ વિદાય લીધી હતી સંઘપતિએ નજરાણામાં ૫૦૧ રૂ. ધર્યા હતા.

## રૂા. ૨૫ હજાર આપ્યા

સંઘપતિ શેઠ પોપટલાલભાઇએ પાલીતાણાખાતે ક્ષયના દર્દીઓ માટે સેનિટેરીયમ ગૃહ બંધાવવાની જરૂરીયાત પાલીતાણાના ના૦ ઠાકોર સાહેબે શેઠ સાહેબની મુલાકાત વચ્ચે ૨૫ તારીખે દર્શાવેલી તેથી તે મુકામ સ્વતંત્ર બનાવવા માટે ૨૫ હજાર રૂપીઆ જેવી નાદર રકમ રાજ્યને આપી છે.

## જામસાહેબના હાથે ખાત—મુહૂર્ત.

જામનગરના વતની પાલીતાણાખાતે રૂા. ૨૫ હજાર જેવી ગંજાવર રકમ રાજ્યમાં ખર્ચે અને એ અરસામાં જામનગરના મહારાજાનું પાલીતાણા આવવું થાય એ બધી શુભ સૂચક નિશાની નહીં તો બીજું શું? આ ઉદારતાથી રાજ્ય સાથે શેઠનો મીઠો સંબંધ થયો છે..

એ ૨૫ હજારના ખર્ચે શેત્રુંજી નદીને રસ્તે જતાં આવતાં આંબાવાડીની જગ્યામાં તૈયાર થનાર ક્ષયચિકિત્સા ગૃહનું ખાતમુહૂર્ત જામસાહેબના હસ્તે બાર વાગ્યા બાદ થયું હતું, એ વખતે પાલીતાણાના ના. ઠાકોર સાહેબ તથા અન્ય અમલદાર વર્ગ, દાનવીર શેઠ પોપટલાલભાઇ તથા અન્ય સદ્‌ગૃહસ્થો અને સ્થાનિક પ્રજાવર્ગ મળીને લગભગ ચારસો માણસોની સંખ્યા હાજર રહી હતી. પાયો નાંખવાની ક્રિયા ના. જામસાહેબના શુભ હસ્તે થઇ હતી. ત્યાર બાદ સંઘપતિ શેઠ પોપટભાઇએ એ મકાનની વ્યવસ્થાનો ઉલ્લેખ કર્યો અને તમામ રાજ્યોએ મને સંપૂર્ણ સગવડ પૂરી પાડી અને હું આબાદીપૂર્વક સંઘ લઇ આવ્યો એ પાછળ અત્યારે બિરાજમાન જામસાહેબને જ આભારી હોવાનું જણાવ્યું હતું. સાથે સાથે પાલીતાણાનરેશે આપેલી સગવડ અને અહિંસક ઘોષણાએ તો હદ વાળી દીધી છે. મારૂં હૈડું એ સ્મૃતિથી ઉભરાઇ જાય છે આ શબ્દો બોલતાં શેઠની આંખમાંથી આંસુ સરી પડતાં ગદ્‌ગદ થઇ ગયા હતા.

બાદ વક્તવ્ય પૂરું થતાં પાલીતાણાના ઠાકોર સાહેબે સંઘપતિએ આપેલ ઉમદા રકમ બદલ આભાર માન્યો અને જણાવ્યું કે ધર્મથી દરેક કાર્યો સુખરૂપ નીવડે છે. આદીશ્વર ભગવાનની છાયાથી જ સંઘપતિ વધુ શાંતિ અને આબાદી મેળવી શક્યા છે નહીં કે રાજ્યથી. વળી ના. જામસાહેબ આ પ્રસંગે એની પ્રજા દ્વારા થતા મુકામની ઉદ્‌ઘાટન ક્રિયા પ્રસંગે હાજર હોય એ કેટલી શુભ ભાવનાનું પરિણામ? ના. જામસાહેબે સંઘપતિ માટે ઘટતા સુંદર શબ્દોમાં ઉલ્લેખ કરી મારી પ્રજાના પૈસાનો સદુપયોગ આ સ્થળે થાય છે એ બદલ ખુશાલી દર્શાવી પાલીતાણા નરેશના ગુણગાન કરતાં જણાવ્યું હતું કે 'આ રાજવી પાસે રાજાઓએ પ્રજાનો ચાહ કેમ મેળવવો, રાજ્ય કેમ વ્યવસ્થિત ચલાવવું એ શીખવાનું છે. હું પણ અહીંથી શીખીને જાઉં છું અને મારો સંબંધ પાયાની જેમ જળવાઇ રહેશે એમ ઇચ્છું છું.'

બાદ મેળાવડો સમાપ્ત થયો અને ચા-પાર્ટી થઇ.

## 'આગમમંદિર' ની યોજના.

એક બાજુ સૂરિસમ્રાટ પૂ. આચાર્ય શ્રી વિજયનેમિસૂરિજી કદમ્બગિરિમાં ઉપર તથા નીચે જંગી મંદિરો, ધર્મશાળા તથા ઉપાશ્રયો બંધાવી રહ્યા છે ત્યારે બીજી બાજુ જૈનોમાં અજોડ તત્ત્વવેત્તા ગણાતા આગમોધ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજી પણ એક જંગી યોજના ઘણા વર્ષોથી વિચારી રહ્યા હતા તે યોજના ટૂંક વખતમાં જ પાલીતાણા તળપદ કે તેની આજુ-બાજુના પ્રદેશમાં અમલમાં મુકાશે એવી વકી છે. વળી તેઓ આગમોધ્ધારકનું બિરૂદ ધરાવે છે જેથી તેમનો આગમ ઉપરનો અથાગ પ્રેમ સફળ કરશે જ. એ યોજના એવી છે કે મોટી વિશાળ જગ્યા લઇ તે ઉપર 'આગમમંદિર' ની ભવ્ય ઇમારત ઊભી કરવી એટલે કે જૈનોનાં ૪૫ આગમ-સિધ્ધાંતોના મૂલ સૂત્રાક્ષરો શિલાલેખમાં કોતરાવી તેને ત્રણે બાજુ ભીંતોમાં આદર્શરૂપે અને ઐતિહાસિક દૃષ્ટિએ અવનવા સ્વરૂપમાં રજૂ કરવા અને વચમાં શાસ્ત્રોક્ત રીતે

સમવસરણની કે મંદિરની સ્થાપના કરવી. આ પ્રમાણે એક ગંજાવર અને ભવ્ય ઇમારત થનાર છે. એની પાછળ બેથી ત્રણ લાખ રૂપીયાનો ખર્ચ થવા વકી છે. જો આ યોજના અમલમાં મુકાશે તો ખરેખર જૈન જગતમાં નવું જ સ્થાપત્ય શિલાલેખ તરીકે રજૂ થશે અને આ. શ્રી સાગરાનંદસૂરિજીની અમરપતાકા ફરકાશે. એ સ્થાપત્ય પાછળ મોટો ખર્ચ જામનગરના જ સંઘપતિઓનો સંભળાય છે, કારણ કે આચાર્યશ્રી સાગરાનંદસૂરિજી તેમના પરમ ઉપકારી ગુરુદેવ છે અને તેઓ એમના પરમભક્ત જૈનો છે. એ મુકામના ખર્ચના અડસટા ઇજનેરો દ્વારા તૈયાર થઇ રહ્યા* છે.

પાલીતાણા ખાતે જ ૭૫ હજારની સખાવત.

સંઘપતિ શેઠ પોપટભાઇનો દાનપ્રવાહ જે ગવાયો છે એવો બીજા સંઘપતિઓનો નથી જ ગવાયો. તેમણે પાલીતાણામાં આવ્યા બાદ પાલીતાણા તીર્થને ફરતા ગામડાવાળાઓ ટીપો લઇને આવતાં દરેકને ૨૧ થી માંડી સેંકડો રૂ. સુધીની સખાવત કરતાં, કેવળ ગામડાઓમાં ચાર હજાર રૂપીયા આપ્યા છે.

પાલીતાણા તળપદમાં શેઠ આ. ક. પેઢી ખાતે ૨૨ હજારનો હીરાનો હાર, ૧૧ હજાર રોકડા, ૨૫ હજાર ક્ષયના સેનેટરીયમમાં રાજ્યને આપ્યા તે ચારથી પાંચ હજારનું પરચુરણ દાન અને તે સિવાય કાયમી તીથીઓ નોંધાવવા પાછળ પાંચથી દશ હજારનો લગભગ ખરચ આમ બધું મળીને લગભગ ૭૫ હજાર કેવળ સખાવતનો રોકડ આંક બહાર આવ્યો છે. જામનગરથી સંઘ કાઢ્યો ત્યારથી અત્યાર સુધીમાં ત્રણથી ચાર લાખનો ખર્ચ સંઘપતિને થશે.

સંઘપતિ જામનગર તરફ રવાના અને જ.મભૂમિમાં પ્રવેશોત્સવ

સંઘપતિ શેઠ પોપટભાઇ તથા શેઠ ચુનીભાઇ, શેઠ ધોળીદાસભાઇ, શેઠ ત્રંબકભાઇ વીગેરે પાલીતાણા સંઘ-કેમ્પમાંથી તા ૨૭ મીની સંધ્યાએ મોટરમાં રવાના થયા હતા.

સારાએ કાઠિયાવાડમાં મશહૂર અને અલબેલા પારીસસમા જામનગર શહેરમાં આથમી ગએલો સૂર્ય ઝગઝગાટ કરતો પોતાનાં પંચરંગી કિરણો પૃથ્વી પર પાથરી ચૂકયો હતો ત્યારે જામનગર જૈન યાત્રિક સંઘના દાનવીર ને દિલેર દિલના સંઘપતિ શેઠ પોપટલાલ ધારશીભાઇ તથા સંઘપતિ શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ વિગેરેનું કોઇએ ન કર્યું હોય એવું શાહી ઠાઠથી સ્વાગત કરવા અને તેમને સન્માનવા કાલાવાડ દરવાજે એક વ્હોરાની મદ્રેસાના મુકામનું મેદાન જનતાની ઉલટેલી માનવમેદનીથી ગાજી રહ્યું હતું. જામનગર સ્ટેટની શસ્ત્રબધ્ધ પોલીસ ટુકડી અને તેના વડા અમલદારો સંઘપતિને માન આપવા સૈનિકોની જેમ ગોઠવાઇ ગયા હતા બીજી બાજુ સરીઆમ પોલીસ પણ ખડી થઇ ગઇ હતી. શહેરમાંથી જાણીતા શ્રીમંત સદગૃહસ્થો ભું ભું કરતી મોટરોમાં બેસી સંઘપતિના પ્રવેશ દરવાજા તરફ રવાના થતા હતા. નાના બાળકથી માંડી વૃધ્ધ સુધીની જૈન કે જૈનેતર હિંદુ કે મુસ્લીમ સહુ કોઇ એ પ્રતિભાશાળીની સામે જવા પગલા માંડી રહ્યુ હતું. કાલાવાડ દરવાજાના પ્રજાજનો આસપાસના સુંદર વાતાવરણ અને થતી ગોઠવણને નજરની ફુટ પટીથી માપી રહ્યા હતા. નવરંગી પોષાકમાં સજ્જ થએલી અને ધાર્મિક ભાવનામાં તરબોળ થએલી નવાનગરની નવરંગી કુમારિકાઓ વધામણાનું સંગીત ગાઇ જાહેર રસ્તાને ગજાવતી પોતાની હાર્દિક ધર્મભાવના વ્યક્ત કરતી હતી શુરીલો નવજવાન વર્ગ ખડે

* આ આગમમંદિરનું શુભ કાર્ય શરૂ થઈ ગયું છે. લગભગ અર્ધો ભાગ તૈયાર થવા આવ્યો છે.

પગે સેવા બજાવવા હાજર થઇ ગયો હતો, ધાર્મિક અને સામાજિક બન્ને દૃષ્ટિએ સંગીન અને ઉમદા સેવા બજાવી સહુ કોઇના આશીર્વાદ લઇ ચૂકેલી ઓસવાળ જૈન વોલીંટીયર કોર પોતાના વ્હાલા સંઘપતિને બાદશાહી ઠાઠથી સત્કારવાની પુરજોશમાં તૈયારી કરી અજોડ સેવાભાવી યુવક શેઠ ન્યાલચંદ શાહના સરદારી નીચે પવનવેગે આવી સરભરા અને વ્યવસ્થામાં પડી ગઇ હતી, અને વૃધ્ધવર્ગ સ્મિત વદને ગંભીરતાથી સર્વ દૃશ્ય નીહાળી રહ્યો હતો. આમ ચારે કોર આનંદ-મંગલનું વાતાવરણ પ્રસરી રહ્યું હતું.

## આઠ વાગતા સંઘપતિ આવ્યા.

ત્યાં એક મોટરની વ્હીસલ વાગી અને પ્રવેશ રોડ ધમધમી ઉઠયો. સહુ કોઇની હર્ષભરી નજર આવતી મોટર પર પડી ઉભેલી જનતા આવતી મોટર સામે હરખાતી દોડી ગઇ, મદરેસાનો તમામ વિભાગ જયનાદોની પ્રચંડ ઘોષણાઓ વચ્ચે પ્રતિગર્જના કરતો થઇ પડયો. સ્ટેટ પોલીસ ટુકડીએ સન્માન આપ્યું. એ મોટરમાં પાલીતાણાથી તા. ૨૭ મીની રાતે આઠ વાગે નીકળી, મોખડકામાં દર્શન કરી સોનગઢ થઇને રાતના ચાર વાગે ધ્રોળ આવી, ગેસ્ટ હાઉસમાં ઉતારો કરી, સવારના છ વાગે પ્રભુદર્શન કરી પોતાના સ્વર્ગથી વધુ વ્હાલા વતનમાં સુખરૂપ આવતા હર્ષથી વિકસિત વદનવાળા થએલા સંઘપતિ હતા. દશ કલાકના મોટરમાં બેઠેલા શ્રમથી તેઓ શ્રમિત થએલા જણાતા હતા.

## સ્ટેટે આપેલું માન.

આઠ વાગે મોટરમાંથી ઉતરતાની સાથે જ હાજર રહેલી સ્ટેટની પોલીસે સન્માન આપ્યું. બાદ તેઓએ વ્હોરાની મદ્રેસાના મુકામમાં ઉતારો કર્યો, જ્યાં આગળ તેમને બેસવાની ઝગમગ થતી વિશાળ ગાદીઓ પાથરી રાખવામાં આવી હતી ત્યાં બિરાજ્યા. દર્શનાતુર મેદની શહેરમાંથી દૂર દૂર સ્થળેથી ટોળાબધ્ધ ઉતરી પડી હતી. સંઘપતિની જોડી હસતે ચહેરે સહુને દર્શન આપી રહી હતી અને ભાવિકો આનંદથી નાચી ઊઠતા હતા.

## કુમારિકાઓ શુકન આપવા આવી.

જામનગરી રંગબેરંગી જરીયાન પાઘડીથી શોભતા બન્ને સંઘપતિઓને જોઇને અનેકના દિલમાં ધાર્મિક સ્વાતંત્ર્યના દીવાઓ ઝળકી ઉઠયા હતા. એમના વિશાળ લલાટમાં ચમકતું સંસ્કારિક ધર્મતેજ અનેકના અજ્ઞાન અંધકારરૂપ હઇયામાં અજબ અજવાળું પાથરી રહ્યું હતું- એ વખતનું દ્રશ્ય જ અવર્ણનીય હતું. વળી શહેરમાંથી અવનવા રંગબેરંગી પોષાક સજીને સેંકડો કુમાકારિઓ માથે જર્મન સીલ્વરના ઘડાઓ મૂકીને છમ છમ કરતી રાજરોડરૂપ સરોવરમાં રાજહંસની શ્રેણીઓની જેમ હલકતી સંઘપતિઓને શુકન આપવા જતી ત્યારે દેવલોકની દેવકુમારિકાઓ જાણે પૃથ્વી પર ઉતરી હોય કે શું ? સંઘપતિએ દરેકના ઘડામાં રૂપીયા નાખી એ કીશોર બાળાઓને હર્ષના ઉમળકા સાથે સત્કારી.

## હારતોરાથી શેઠ લદાયા.

જેમ જેમ ઘડીઆળનો કાંટો આઠના પોઇન્ટથી આગળ આગળ કૂચ કરી રહ્યો હતો તેમ તેમ સંઘપતિ શહેરના નાના મોટા હિંદુ કે મુસ્લીમ સદ્‌ગૃહસ્થોના હાર-તોરા અને કીમતી ભેટણાંઓના બોજાથી વધુ ને વધુ લદાતા હતા.

### શ્રી. પ્રતાપસિંહ તથા દીવાનશ્રી આવ્યા.

જોતજોતામાં સ્ટેટના ભડવીર પારસી દીવાન જેમની ભારે લાગવગને કારણે અને સંઘપતિ સાથેના જૂના ગાઢ સંબંધને કારણે ઠેર ઠેર સંઘને પૂરતી સહાય મળી હતી તે દીવાનશ્રી પણ દોડતી મોટરે આવી પહોંચ્યા. જામનગરના જ શ્રીમંતે ઠેરઠેર જામનગરને ઉજવળ બનાવી આપ્યું એથી તેમના આનંદે માઝા મૂકી હતી. જામ સાહેબના મોટા ભાઇ કર્નલ કુમાર શ્રી પ્રતાપસિંહજી, મિo ગોકલદાસભાઇ આમ દીવાનથી માંડી દરેક ખાતાનાં નાના મોટા તમામ અમલદારો સંઘપતિને સત્કારવાં આવ્યા હતા. એકંદર જામનગરને આંગણે ઇન્દ્ર-મહોત્સવ ઉજવાયા જેવો દેખાવ થઇ રહ્યો હતો.

### ભવ્ય સરઘસ શરૂ.

યોગ્ય ટાઇમ થતાં એકાએક નોબતો અને બેન્ડો ગાજી ઊઠયા. લોકોના હૈયામાં તો આનંદની નોબત ગાજી ઊઠી. ઘડીયાળે દસની છડી પોકારી, જનતાના હોઠ જયનાદોની પ્રચંડ ઘોષણાઓવડે ઉઘડી ગયા. સૂર્ય ઝબકી અટ્ટહાસ્ય કરવા લાગ્યો,' વિજયધ્વજ ફરકવા લાગ્યા ને રાજ્યની તમામ રીસાયતથી શોભતું સરઘસ શરૂ થયું.

ઇન્દ્રધ્વજ, મોટર, ઘોડા, પોલીસ પાર્ટી, સ્ટેટ બેન્ડ વિગેરેના શાહી ઠાઠથી સ્વારીએ શહેરમાં આગેકૂચ કરી. ભારે ગીરદીને કારણે વાહનોને એક બાજુ થોભી જવા ફરજ પડી, સરઘસ તો સ્ટેટના તમામ અમલદારો સાથે આગળ ધપી રહ્યું હતું.

### શહેરનાં અવનવા રંગો

ત્યારે બીજી બાજુ શહેરના રસ્તાઓ પર, બારી-અટારીએ ઊભેલી જનતા ધાર્મિક સ્વાતંત્ર્યના ભેખધારીને જોવાને અધીરી બની હતી. દૂરથી સરઘસને જોતા આંગળીઓ ચીંધતા ઊંચા-નીચી થઇ રહી હતી. એમનાં ચહેરા ઉપર સંઘપતિઓનાં મહામૂલાં દર્શન કરી કૃતકૃત્ય બનવાની તાલાવેલી તગતગતી હતી. કેટલીક ભોળી ભામનીઓ તો બગલમાં બચ્ચાંઓને લઇને શરીરની દરકાર કર્યા વિના બેબાકળી બનીને એવી તો ગાંડીતુર થઇને દોડતી હતી કે જનતાને હાસ્યનું કારણ થઇ પડે. પણ જનતાનું ધ્યાન તો આવતા સરઘસ સામે ખેંચાયું હતું. કેટલીક આદર્શ યુવતીઓના ટોળા સરઘસમાં દાખલ થવા જતાં હતાં તે રણજંગે ઉપડતા સૈનિક જેવાં હતાં, એના પગરવમાં ધાર્મિક રસ ઝરી રહ્યો હતો, એના તરવરાટમાં જડવાદના નાશની નોબત વાગતી હોય, અધર્મીઓના કાનની કડીઓ તૂટતી હોય, અને જડવાદ છેલ્લી જ સલામી લેતો હોય એમ દીસતું હતું.

### જડવાદને ફગાવતા યુવકો.

રાજરોડને ધમધમાવતા સામે જતા યુવકો જડવાદને ફગાવી દેવાની ધગશમાં શૂરે ચડયા ન હોય, તેમ તેમનાં નયનોમાં સંઘપતિનાં દર્શન કરવાની ઉત્સુકતાનો ચમકારો તગતગી રહ્યો હતો. પાશ્ચાત્યમાંથી આવેલા આર્યત્વનો નાશ કરી રહેલા જડવાદને ભૂક્કા કરીને હિંદ આર્યત્વના શિખર ઉપર ધાર્મિક ચેતનનો ધ્વજ ફરકતો કરવાની ધગશ દેખાઇ આવતી હતી. ધર્મમહારાજાની સ્વતંત્રતા મોખરાના સૈનિકનાં પનોતાં દર્શન કરવાને, સહુ કોઇ ભેદભાવને



જામનગર ખાતે સંઘનું પ્રત્યાગમન થયા બાદ દિવાન સાહેબના પ્રમુખપણા નીચે સંઘપતિને અપાયેલ માનપત્રનો ભવ્ય મેલાવડો. (જામનગર)



જામનગર જૈન યાત્રિક સંઘ નિર્વિઘ્ને સ્વવતન પાછો ફરતા થયેલ ભવ્ય સામૈયું અને સ્ટેટના દિવાન સાહેબની હાજરી. [પૃષ્ઠ-૨૩૭]

આનંદ પ્રેસ—ભાવનગર.

ફગાવીને આર્યત્વના ધાર્મિક સંતાનો તરીકે એક ધર્મરાજના વીર છત્ર હેઠળ એકઠા મલ્યા હતા, રસ્તાની બંને બાજુએ થોકબંધ પ્રેક્ષકો ઊભા હતા.

## શહેરમાં ફરેલું સરઘસ.

વિજયને વરીને જેમ યોદ્ધો આવે તેમ સૌરાષ્ટ્રમાં ઠેરઠેર ધર્મ-યશની વરમાળાઓ પહેરીને આવતાં બન્ને સંઘપતિનું નગર સ્વાગતનું સરઘસ દરબાર ચોકમાં થંભ્યું ત્યાંસુધી દીવાનશ્રી, આદીતરામભાઇ વિગેરે અમલદારો પગે ચાલીને સંઘપતિને સત્કારવા ચાલ્યા. ચોકમાંથી પુનઃ વિનીત હર્ષભાવે વીદાય લીધી. શહેરનો શણગાર, શાહીભપકો સહુને મુગ્ધ કરે એવો હતો. સરઘસ શહેરમાં અઢી કલાક ફર્યું, તલપદ અને આજુબાજુના પ્રદેશમાંથી આવેલી હજારો માણસોની ગીરદીએ સરઘસ ઉપર ભારે ધસારો કર્યો હતો. જેવો નિર્ગમન પ્રવેશ ઉજવાયો હતો, લગભગ તેવો જ આવાગમનનો ઉત્સવ ઉજવાયો. કોઇકે સંઘપતિને ચરણે શ્રીફળ વધેર્યું, અને સંખ્યાબંધ શહેરીઓએ ઠેરઠેર હારતોરાથી વધાવ્યા. સ્થળે સ્થળે પુષ્પોની વૃષ્ટિઓ થઇ અને સામૈયું એક વાગતા ઉતર્યું. ત્યાં અનેકને દાન આપ્યું. સંઘપતિ શ્રમિત છતાં ખુબ જ ખુશાલીમાં દેખાતા હતા, સંઘપતિ બપોર બાદ સ્ટેટ દીવાનશ્રી આદિની મુલાકાત લઇ આવ્યા હતા

ત્રીજી તારીખે સંઘપતિને સમગ્ર ઓસવાળ જ્ઞાતિ તરફથી ને બીજું સંઘમાં આવેલા યાત્રિક વર્ગ તરફથી એમ બે માનપત્રો મે. દીવાન સાહેબના પ્રમુખપણા નીચે આપવામાં આવ્યા હતા. સેંકડો માણસો હાજર રહ્યા હતા. દીવાનશ્રીએ તેમની ઉજ્જવળ કારકીર્દી અને ઉદાર સ્વભાવની સુંદર ગુણગાન કરી પ્રશંસા કરી હતી. અન્ય જાણીતી વ્યકિતઓએ સુંદર ગુણગાન કર્યા હતા તે દિવસે યાત્રિકોનું જમણ થયું હતું.

જામનગર ખાતે જામનગરના જૈન સંઘપતિનો તા. ૨૮ મીના રોજ ભારે ધામધુમથી પ્રવેશ થયો. જેવું તેમનું નિર્ગમન તેવું જ તેમનું આવાગમન ઉજવાયું. દીવાન, ખાનબહાદુર મહેરવાનજી તથા કર્નલ કુમાર પ્રતાપસિંહજીથી માંડી નાના મોટા તમામ અમલદારોએ તેમનો ભાવભીનો સત્કાર કર્યો, હજારો માણસોએ તેમને વધાવ્યા અને શાહી ઠાઠથી તેઓ ઘરને આંગણે નિર્વિઘ્નપણે, યશ-કીર્તિની દિગન્તવ્યાપી નોબતો બજાવતા આવી પહોંચ્યા.

## સ્થાનિક માનપત્રો

જામનગરમાં જૈન સંઘપતિઓ આવ્યા બાદ ત્રીજી તારીખે પાંજરાપોળ, જામનગર જૈન યાત્રિક સંઘ અને ભેદભાવને ભૂલી વિશાળ દૃષ્ટિ રાખી એક જ હરોળમાં ઉભી રહેનાર શ્રી ઓસવાળ જ્ઞાતિ એમ ત્રણે માનપત્રો રાજ્યના દિવાનશ્રીજીના પ્રમુખપણા નીચે વંડામાં નંખાએલા જાહેર સમીયાણામાં અપાયા, નિયમ મુજબ કાર્યક્રમનો અમલ થયો, વકીલ રેવાશંકરભાઇએ શેઠની ઉદારતા, પાલીતાણામાં જામસાહેબ હસ્તક શેઠ શ્રી હસ્તકના મુકામનું અણધાર્યું થએલ ખાતમુહૂર્ત બદલ જામસાહેબની વફાદારી, ભાવના અને પ્રેમની શેઠશ્રી તરફની સાબિતી દર્શાવી, તે તે વ્યક્તિનાં પ્રાસંગિક વિવેચનોને અન્તે શેઠશ્રીએ પાંજરાપોળની ઉન્નત આબાદી ઇચ્છી, કોમ માટે સેવા ધર્મમાં સદા ખડે પગે તૈયાર રહેવાનું સૂચવ્યું અને વોલીંટીયર કોરે સંઘમાં તન, મન, ધનથી સેવા બજાવેલી છે તે બદલ કદર કરી, અને જ્ઞાતિ માટે એકસંપી, સંગઠન કરી ભેગા મળી દરેક કાર્યો કરવાનું સૂચન થયું. આમ ભારે આનંદ અને હર્ષ વચ્ચે મેળાવડો

સમાપ્ત થયો. એ વખતે અનેક જાણીની વ્યક્તિઓ હાજર રહી હતી. માનપત્રના કાસ્કેટો ઘણા સુંદર ને નકશીવાળા હતા.

### સાત હજારની સખાવત

ઉપરોક્ત પ્રસંગે શેઠશ્રીએ સ્થાનિક ભૂમિમાં એકંદર સાત હજારની ઉમદા સખાવત જાહેર કરી હતી, જેમાં વિદ્યાર્થી ભુવનમાં પાંચને બદલે હવેથી જ્ઞાતિના સાત વિદ્યાર્થી ફ્રી લેવાશે. ૨૦૦૦ ઓ. જ્ઞાતિના અભ્યાસ કરનાર વિદ્યાર્થીને પાંચ વર્ષ સુધી પુસ્તક સાહિત્ય પૂરું પાડવા બદલ, સંસ્કૃત ભાષાને ઉત્તેજન આપવા ૧૫૦૦ રૂપીયાની વ્યાજુ રકમ, જામનગરની દરેક જૈન કે જૈનેતર સંસ્થાઓમાં થઈ કુલ ૧૦૦૦–એક હજાર, પાંજરાપોળમાં ૧૦૦૦ તેમજ અન્ય છૂટક સખાવતો પણ થઈ હતી તે દિવસે યાત્રિકો તરફથી ઓસવાળ જ્ઞાતિને જમણ અપાયું. વળી મહેતા કુંપની તરફથી સંઘપતિ તથા લાગતાવળગતા સ્નેહીવર્ગને તારીખ ચોથીએ જમણ હતું. તારીખ પાંચમીએ સંઘપતિ તરફથી જ્ઞાતિભોજન થયું હતું.



## અભિનંદન પત્ર

आंरभाणां निवृत्तिर्द्रविणसफलता संघवात्सल्यमुच्चै–
नैर्मल्यं दर्शनस्य प्रणयिजनहितं जीर्णचैत्यादिकृत्यम् ।
तीर्थौन्नत्यं जिनेन्द्रोदितवचनकृतिस्तीर्थकृत्कर्मबन्धः
सिद्धेरासन्नभावः सुरनरपदवी तीर्थयात्राफलानि ॥

દેવગુરૂ ભક્તિકારક પુણ્યપ્રભાવક દાનવીર શ્રેષ્ઠિવર્ય
**શ્રીમાન્ પોપટલાલ ધારશીભાઈ તથા શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ**

શ્રી જૈન શાસનનાયક, તીર્થોદ્ધારક, બાલબ્રહ્મચારી, સૂરિસમ્રાટ આચાર્ય શ્રી વિજય-નેમિસૂરીશ્વરજી, આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી, શાસનપ્રભાવક આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી આદિ અનેક પૂજ્ય આચાર્યો તથા મુનિમહારાજાઓ તથા સાધ્વીજી મહારાજાઓ તેમજ વ્રત નિયમધારી સુશ્રાદ્ધવર્યોથી વિભૂષિત અનેક તીર્થક્ષેત્રોમાં મંગલમય દર્શનાર્થે છ'રી' પાળતો ચતુર્વિધ સંઘ જામનગરથી કાઢીને આપે શ્રી જિનશાસનનો ઠામઠામ ઉદ્યોત કરેલ છે, જેની પરમ ખુશાલીમા આજનાં માંગલિક દિવસે યત્કિંચિદ્ યાદી તરીકે

આ માનપત્રદ્વારા અમો શ્રી જામનગર જૈન યાત્રિક સંઘ આપ શ્રીમાનનો સત્કાર કરીએ છીએ.

આપ શ્રીમાનોએ આજ દિવસ સુધીમાં કરેલી આશરે અગીઆર લાખની જાહેર સખાવતોનો ટૂંકો ઉલ્લેખ કરવો આ સ્થળે યોગ્ય ધારીએ છીએઃ—

જામનગરમાં ઇન્ફલુએન્ઝા વખતે કરેલી મદદ ૩ હજાર, પાલીતાણા ચાતુર્માસ ઉપધાન પ્રસંગે ૫૦ હજાર, રતલામ ઉપધાન પ્રસંગે ૨૦ હજાર, શૈલાના ઉપાશ્રયમાં અઢી હજાર, સમેતશિખર યાત્રા સહાય ૫ હજાર, શ્રી જૈન વિદ્યાર્થી ભુવન મકાન નિભાવ સાથે બે લાખ, થાણા જિલ્લામાં બોરડી જૈન વિદ્યાર્થી ભુવનના ઉદ્‌ઘાટન પ્રસંગે એક હજાર, જામનગરના બંને ભવ્ય ઉદ્યાપન મહોત્સવોમાં સવા લાખ, આ પ્રસંગે દશ હજાર ઉપરાંતના પ્રાચીન અર્વાચીન ગ્રંથો સંશોધન કરાવી સાધુસાધ્વીઓને ભેટ આપવામાં આવ્યા હતા. વર્ષીતપના પારણા પ્રસંગે પાલીતાણામાં સાત હજાર, ચાર મુનિમહારાજાઓની આચાર્ય પદવી મહોત્સવ પ્રસંગે પાલીતાણામાં દશ હજાર, શ્રી જૈન લક્ષ્મી આશ્રમમાં સાઠ હજાર, જૈન આનંદ જ્ઞાનમંદિર જામનગર ૨૦ હજાર, દેવબાગ ૬૦ હજાર, કદંબગિરિ ઉપાશ્રય ૨૨ હજાર, જૈન ભોજનાલય જામનગર ૩૦ હજાર, વર્ધમાન તપ આંબિલ ખાતું જામનગર ૨૦ હજાર, જામનગર સેનેટોરિયમમાં ૫૦ હજાર, ચાલુ સંઘમાં જામનગરથી પાલીતાણા સુધીની સખાવતો આસરે રૂા. દોઢ લાખ, સંઘમાં ખર્ચ બે લાખ, પાલીતાણામાં સેનેટોરિયમ માટે રૂા. પચીસ હજાર, અંધેરીના દહેરાસરમાં રૂા. પચીસ હજાર, વળી પ્રભુપ્રત્યેનો આપનો ઉચ્ચ કોટીનો ભક્તિભાવ હોઇ પ્રભુના ચરણે હીરા અને માણિકયોથી જડિત કરેલા હજારોની કિંમતના હારો અર્પણ કરી જે ભક્તિની લ્હાણ લીધી છે અને અમો યાત્રિકોને તેની અનુમોદના કરવાનો સુયોગ પ્રાપ્ત કરાવ્યો છે.

આ ઉપરાંત લાખોના ગુપ્તદાન માટે તો આપના જમણા હાથે ડાબા હાથને પણ ખબર પડવા દીધી નથી, જેથી એ સખાવતોનો ઉલ્લેખ કરવા અમો શક્તિવાન નથી.

ઉપર મુજબની જાહેર સખાવતો કરી ખરેખર આપે આપના જીવનમાં યશકીર્તિનું સુંદર મંદિર બાંધેલ છે, અને તે મંદિર ઉપર અભૂતપૂર્વ એવો જામનગરથી છ'રી' પાળતો ભવ્ય સંઘ કાઢી સુવર્ણનો કળશ ચઢાવ્યો છે એમ અમો માનીએ છીએ.

આપ શ્રીમાનોએ સૌરાષ્ટ્રની સુરમ્ય પવિત્ર તીર્થભૂમિ શ્રી રૈવતગિરિ, [ ગિરનારજી ], વણથલી, માંગરોલ, વેરાવળ, પ્રભાસપાટણ, શ્રી અજારા, ઉના, દેલવાડા, દીવ, મહુવા, દાઠા, તળાજા, શ્રી કદંબગિરિ, શ્રી હસ્તગિરિ વિગેરે વિગેરે તથા શ્રી સિદ્ધાચલજીની પરમ પાવનકારી ને પરમ કલ્યાણકારી ભૂમિના દર્શન તથા સ્પર્શનનો અલભ્ય લાભ સાથે આચામ્લતપ કરવાની સુવ્યવસ્થિત સગવડ અને જિનપ્રાસાદો અને ભવ્ય પ્રતિમાજીના દર્શનનો

અપૂર્વ લાભ આપી અમારી ધર્મભાવનાને પોષણ આપી પ્રફુલ્લિત કરી છે, જેને માટે અમો આપ શ્રીમાનોના ઘણા જ ઋણી છીએ.

વળી શ્રીપાલ મહારાજની પેઠે અક્ષય સુખને દેવાવાળી યશોમાળા-તીર્થમાળા સિદ્ધગિરિ પર ધારણ કરતી વખતે અનંત પુણ્યના ભાજન સરખી મહા વદ ૬ ની તિથિના રોજ દરેક વર્ષે અહિંસા પાળવાનો જે ઓર્ડર થયેલ છે તે સાક્ષાત્ આપના આ પુણ્યવંતા કાર્યનું તાત્કાલિક પરિણામ મળ્યું જોઇ અમો આનંદિત થઇ અમારા પણ અહોભાગ્ય માનીએ છીએ કે આપની સાથે સંઘમાં આવી આવા અલભ્ય પુણ્યના ભાગીદાર બન્યા છીએ.

શ્રી શાસનદેવની પરમ કૃપાથી તેમજ આપ શ્રીમાનોના પુણ્યબળના પ્રભાવથી સંઘની દરેક યાત્રા નિર્વિઘ્ને પાર પડી છે, તેથી અમોને પરમ ખુશાલી થઇ છે.

આપશ્રીના સંઘમાં ખાનપાનનો સંપૂર્ણ બંદોબસ્ત, બેસવા માટે વાહનની સગવડતા સાથે ભક્તિરસની ઉત્તમ રસધાર વરસાવતો અને વિધવિધ પૂજાઓ ભણાવતો ભવિક-જનોનો સમૂહ અમારા હૃદયમાં પુણ્યના અંકુરને સ્ફુરાયમાન કરતો તે સાથે કેમ્પના મધ્યભાગમાં ચાંદીનું સમવસરણ ભૂતકાળના સંઘ-મહિમાની સ્મૃતિ આપતું હતું.

માર્ગમાં ઠેરઠેર જામનગર, ગોંડલ, જુનાગઢ, માંગરોળ, ગાયકવાડ, ભાવનગર, પાલીતાણા વિગેરેના રાજવી તથા મુખ્ય અધિકારી વર્ગના ભાવભીના સ્વાગત, રક્ષણની સહાયતા, પોષાક વિગેરેથી કરેલ સત્કાર, તેમજ પ્રજાજનના માયાભર્યા સ્વાગત વિગેરે તો અમારા જીવનમાં ચિરસ્મરણીય રહી જશે.

વૈભવશાળી છતાં તપસ્વી અને સયમી જીવન જીવી વ્રત, નિયમ તથા આવશ્યક ક્રિયાનું પાલન કરી, આદર્શ જીવન જીવી, જૈન શાસનનો ઉદ્યોત કરવામાં સદા તત્પર રહી વોરા કુટુંબને, ઓશવાલ જાતિને, જામનગરને, જૈન પ્રજાને અને જૈન શાસન સંઘને આપે વિશેષ દીપાવ્યો છે.

શાસનદેવ શ્રી સંઘપતિઓને સ્વસ્થતા સાથે દીર્ઘાયુષ અને સદા આબાદી બક્ષે એવું અમો હૃદયથી પ્રાર્થીને વિરમીએ છીએ.

જામનગર
તા. ૩-૩-૩૮

લી॰
શ્રી જામનગર જૈન યાત્રિક સંઘ

# પાલીતાણા દરબારી ગેઝેટ




હ. ઓ. નં. ૨૬૬

## હુકમ.

જામનગરના શેઠ પોપટલાલ ધારશી તથા શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશી જૈન સંઘ લઇ આંહી યાત્રાએ આવતાં તેઓ સંઘપતિઓની જૈન ધર્મ પ્રત્યેની ઉચ્ચતમ ભાવના અને ધર્મરહસ્ય અહિંસાને અનુલક્ષી, તેવી જાતની ધર્મભાવના અને ધર્મરહસ્યને સદંતર પોષવાના સબળ હેતુથી મજકુર સંઘપતિઓના માળ પહેરવાના દિવસને ( મહા વદ ૬ ) પાલીતાણામાં કાયમ " અહીંસકદિન " તરીકે પાળવાનું આથી ફરમાવવામાં આવે છે

સદરહુ મુજબ જાણ તથા અમલ થવા આ હુકમની એક નકલ આ. પોલીસ સુપ્રી. તરફ તથા એક નકલ આ. ગેઝેટ સુપ્રી. તરફ ગેઝેટમાં છાપવા મોકલવી.

તા. ૧૫-૯-૩૮.

G. BAHADURSINH,

ઠાકોરસાહેબ સં. પાલીતાણા.

# માનપત્ર

धनयास्ते भरतादयो नृपतयः श्रीविक्रमार्कादयः,
श्रीमन्तश्च कुमारपालप्रमुखाः श्रीवस्तुपालादयः ॥
ये सिद्धाचलतीर्थराजप्रभृतौ श्रीसंघयात्रां व्यधु–
श्चार्हद्धर्मप्रभावनां विदधिरे सद्दर्शनाराधनम् ॥

દેવગુરુભક્તિકારક પુણ્યપ્રભાવક દાનવીર શ્રેષ્ઠિવર્ય

## શ્રીમાન્ પોપટલાલ ધારશીભાઇ તથા શ્રીમાન્ ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઈ

આપશ્રી રૈવતગિરિ, તાલધ્વજગિરિ, સિદ્ધગિરિ, કદમ્બગિરિ અને હસ્તગિરિ આદિ તીર્થોએ સંઘ સહિત યાત્રા કરી શુદ્ધ સમ્યક્ત્વ બીજનું તેમજ અક્ષયસુખને દેવાવાળી માલાનું આરોપણ કરી સાત ક્ષેત્રમાં આપની લક્ષ્મીનો દાન-પ્રવાહ વહેવરાવી આપની જન્મભૂમિમાં સુખરૂપ પ્રવેશ કરતા જોઇ અમો આપના જ્ઞાતિબંધુઓને થતો આનંદ આ માનપત્રદ્વારા જણાવવા રજા લઇએ છીએ, તે સ્વીકારી આભારી કરશો.

ધર્મના ઉદ્યોત સાથે આત્મોન્નતિ સાધવાના શાસ્ત્રકારોએ મુખ્ય ચાર માર્ગો દર્શાવ્યા છેઃ દાન, શીલ, તપ અને ભાવ. જ્યારે આ ચાર મિત્રોની સંગત થાય ત્યારે તે મિત્રો જ નિરંતર આત્મોન્નતિના કાર્ય તરફ ખેંચે છે તે નિઃસંશય છે અને એ ચાર મુખ્ય સ્થંભોને આપે જીવનનૌકાના સુકાની બનાવ્યા છે જેથી તે સુકાનીઓ આપના જીવનને પુનિત કાર્યો કરવા પ્રેરે છે અને તેને અંગે આપે અત્યાર સુધીમાં લાખોની જાહેર સખાવતો કરી જૈન શાસનના ઉદ્યોત કરનારા ધર્મધ્વજ ઠેરઠેર ફરકાવ્યા છે તે અમારા ગૌરવનું કારણ છે.

વળી આપે કાઢેલા છ'રી' પાળતા સંઘનું અલૌકિક કાર્ય અમો જ્ઞાતિબંધુઓના હૃદયમાં ચિરકાળ પર્યંત સ્મૃતિ આપશે; કારણ કે 'છ'રી પાળતા સંઘમાં અનેક રીતે ધર્મનો ઉદ્યોત થાય છે આરંભ-સમારંભની નિવૃત્તિ, સ્વામીભાઇઓનું વાત્સલ્ય, જ્ઞાન, દર્શન, ચારિત્રની ઉપાસના, મુંગા પ્રાણીઓનું પોષણ, જીર્ણચૈત્યનો-ઉદ્ધાર આવા અનેક લાભોનો સમાવેશ થાય છે અને તે લાભ આપે અમો જ્ઞાતિબંધુઓને આપી ખરેખર આ ભવ અને પરભવ માટે ન કલ્પી શકાય તેની હિતચિંતવના કરી છે એ માટે અમો આપના હંમેશના ઋણી છીએ.

વળી આપશ્રીનું લક્ષ્ય દરેક દિશામાં છે તે આપે કેળવણી અર્થે સ્થાપેલ વિદ્યાર્થી-ભુવનની સંસ્થા, ધાર્મિક ક્રિયા કરવા માટે દેવબાગ, લક્ષ્મીઆશ્રમના બે ભવ્ય મકાનો, જન-સુખકારી અર્થે જામનગર અને પાલીતાણામાં નાદર રકમ ખર્ચી બંધાવવા ધારેલ સેનીટરીયમો, જ્ઞાન ઉદ્ધાર માટે જ્ઞાનમંદિર વિગેરેમાં પણ સારો ફાળો આપો છો એ સાબિતી આપે છે.

વળી આપશ્રીના જીવનમાં જ્ઞાતિગૌરવતાનું પણ સ્થાન છે. તેનો ઉલ્લેખ અત્રે અસ્થાને નહિં ગણાય, જ્ઞાતિના ભણતા છાત્રોને અપાતા પાઠ્ય-પુસ્તકમાં મદદ તરીકે ઉદ્યાપનના માનપત્ર પ્રસંગે રૂપીયા એક હજારની રકમ આપી કેળવણી પ્રત્યેની આપની ભલી લાગણી પ્રદર્શિત કરેલ છે. વળી જ્ઞાતિમાં ઉદ્યાપન પ્રસગે ઘર દીઠ રૌપ્ય કળશનું લ્હાણું કરી જ્ઞાતિભાઇઓનો ન વર્ણવી શકાય તેવો સત્કાર કરેલ છે. એટલું જ નહિ પણ આપે કાઢેલા છ'રી' પાળતા સંઘમાં જ્ઞાતિભાઇઓ માટે વાહનની સગવડતા પાછળ આશરે ચાલીશ હજારનુ ખરચ કરેલ છે. વળી ખાસ જ્ઞાતિભાઇઓને સ્પેશીયલ ટ્રેન દ્વારા યાત્રા કરાવી આપ અત્રે લાવ્યા છો. આ ઉપરાંત જ્ઞાતિના દરેક નાના મોટા કાર્યોમાં આપનો નિરંતર સારો ફાળો વણ્યા જ કરે છે એ આપના આવા ઉચ્ચ કાર્ય પ્રત્યે અમો આપનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

વળી ખરેખર કહ્યુ છે કે.—"મહાન્ પુરષોની પ્રવૃત્તિ બીજાના ઉપકાર માટે જ હોય છે" એ કથન પ્રમાણે આપના દરેક યશસ્વી કાર્યોની પ્રવૃત્તિ સ્વપરના શ્રેય માટે જોઇ અમો જ્ઞાતિબંધુઓ તે કાર્યોની નિર્મલભાવે અનુમોદના કરતા આ માનપત્ર અર્પણ કરીએ છીએ અને શાસન દેવ આપને આવા કાર્યો કરવા નિરંતર પ્રેરણા કરે તેમ તથા આપ યુગલ સંઘપતિ સપરિવાર દીર્ઘાયુષ ભોગવો એવી પ્રાર્થના કરતા વિરમીએ છીએ.

જામનગર, તા. ૩-૩-૩૮ }

અમો છીએ—
શ્રી જામનગર સમસ્ત ઓશવાલ જ્ઞાતિ.

  

# શ્રી જામનગર પાંજરાપોળ તરફથી માનપત્ર

## શ્રીમાન્ શેઠ પોપટલાલ ધારશીભાઇ તથા શ્રીમાન્ શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ જામનગર.

માનવંતા શેઠ સાહેબો—

જામનગરથી "છરી" પાળતા જૈન સંઘને આપ શ્રીમાનોએ સૌરાષ્ટ્રના તીર્થ-સ્થાનોની યાત્રા કરાવી સુખરૂપ જામનગર પુનઃ પધારતાં અમો જામનગર પાંજરાપોળ કમિટીના સભ્યો આપને સહર્ષ અભિનંદન આપવા રજા લઇએ છીએ.

વર્ત્તમાન બુદ્ધિવાદના યુગમાં ધર્મ ઉપરની અનન્ય શ્રદ્ધાના પરિણામે આપે શ્રીસંઘ કહાડી તીર્થસ્થાનનો મહિમા અને ગૌરવ વધારી ધર્મ શ્રદ્ધાની જ્યોત જ્વલંત રાખી સૌરાષ્ટ્રના જૈન જગતમાં ઉજ્જ્વળ સ્થાન સંપાદન કરી "સંઘપતિ" થવાનું મોંઘેરું માન મેળવેલ છે.

આ શ્રી સંઘની યાત્રાની શરૂઆતથી છેવટ સુધી ઉદાર દિલે આપે પુષ્કળ ધનનો વ્યય કરી આપના પ્રવાસ માર્ગમાં આવતા લગભગ દરેક સ્થળોની ધાર્મિક અને બીજી સંસ્થાઓને ઉદાર મદદ આપી તે તે સંસ્થાઓને પ્રોત્સાહન આપી, આપે આપની કર્ત્તવ્યનિષ્ઠા અને પરોપકારવૃત્તિ સિદ્ધ કરેલી છે.

આપણા વતનમાં આપશ્રી જૈન બોર્ડિંગ નભાવી રહ્યા છો અને તદુપરાંત સાર્વજનિક કલ્યાણ માટે ક્ષયના દર્દીઓ માટે સુંદર સેનેટોરીયમ બાંધવા આપે રૂપીઆ પચાસ હજારની ઉમદા ભેટ રાજ્યના વૈદ્યક ખાતાને આપેલી છે. આ સિવાય જાહેર અને ખાનગીમાં આપની ઉદારતાના ઝરણાઓ હંમેશાં વહ્યાં કરે છે.

જેવી રીતે આજ સુધીમાં આપની મદદવડે અનેક સંસ્થાઓ આગળ વધી છે તેવી જ રીતે હમેશાં ધાર્મિક અને સાર્વજનિક સંસ્થાઓને આપ આપનાથી બનતી સહાય આપવામાં ફરજ સમજી સહાયતા આપ્યા જ કરશો એવો અમોને સંપૂર્ણ વિશ્વાસ છે.

નેક નામદાર મહારાજાધિરાજ મહારાજા જામશ્રી સર દિગ્વિજયસિંહજી સાહેબ બહાદુરના રાજ્યઅમલમાં આપના જેવા દાનવીર, કર્ત્તવ્યપરાયણ, ભદ્રિક અને સેવાભાવી સુપુત્રો આ શહેરના ગૌરવને સવિશેષ ઉન્નત બનાવે એવી અમારી ભાવના છે.

આપ શ્રીમાનોને અખૂટ સંપત્તિ, ઐશ્વર્ય અને આરોગ્ય મળે અને પરોપકારના અનેક સત્કૃત્યો કરવાનું સામર્થ્ય મળે એવી અમારી અંતરની ઇચ્છા સહિત આ માનપત્ર આપ શ્રીમાનોને સમર્પણ કરવા રજા માંગીએ છીએ.

જામનગર
તા. ૩–૩–૩૮

જામનગર પાંજરાપોળ કમીટી

# જામનગરના યાત્રિક સંઘ, ઓશવાળ જ્ઞાતિ અને પાંજરાપોળના માનપત્રોનો સંઘપતિઓનો જવાબ

તા. ૩-૩-૧૯૩૮ ગુરૂવાર

**મહોદય સભાપતિ મે. ખાનબહાદુર દીવાન સાહેબ, નામદાર શ્રીમાન મહારાજ કુમાર શ્રી પ્રતાપસિંહજી સાહેબ, જામનગર યાત્રિક સંઘ, અમારા વ્હાલા જ્ઞાતિ બંધુઓ, શ્રી જામનગર પાંજરાપોળના સભ્યો, જામનગર રાજ્યના રાજ્ય કર્મચારીઓ, અમારી ધર્મની સુશીલ બ્હેનો અને અન્ય મહાશયોઃ-**

અમારી આ યાત્રાની મુસાફરીમાં અમોને મળેલ માનપત્રોના ઘણા મેલાવડાઓમાં રાજવંશી યા તો રાજ્યના મુખ્ય અધિકારીએ જ પ્રમુખસ્થાન શોભાવ્યું છે તેવી જ રીતે, શ્રી યાત્રિક સંઘ, ઓશવાળ જ્ઞાતિ અને પાંજરાપોળ જેવી ત્રણ સંસ્થાના માનપત્રોના આજના આ મેલાવડામાં પણ આપણા રાજ્યના કાર્યકુશળ, અનુભવી, બાહોશ, વયોવૃદ્ધ ખાનબહાદુર દીવાન સાહેબ મહેરવાનજી ભાઇ કે જેમણે અમારા યાત્રિક સંઘને દરેક રીતે મદદ કરી અમોને ઉપકૃત કરેલ છે તેમણે સભાપતિની ખુરશી શોભાવી છે અને તેમના મુબારક હસ્તે આજના માનપત્રો અમોને એનાયત થાય છે તેથી અમો અમારી જાતને ધન્ય માનીએ છીએ,

યાત્રિક સંઘ કે જેમણે પોણા ત્રણ માસ સુધી અમારી સાથે જ રહી સંઘની શોભામાં વૃદ્ધિ કરી છે, અમારા જ્ઞાતિબંધુઓ કે જેમનાથી અમો ઊજળા દેખાઇએ છીએ, અને લૂલા-પાંગળા અબોલ ખોડા ઢોરોની વૈયાવચ્ચ કરનાર પાંજરાપોળની કમીટીના સભાસદો જેમાં નામદાર શ્રીમાન દાજીબાપુ સાહેબ જેવા પ્રભાવશાલી રાજવંશી પ્રમુખસ્થાને બિરાજે છે અને જેમણે જામનગરની હદના દરેક અમારા સંઘના કેમ્પમાં પધારી અમારી દેખરેખ અને ખબર રાખી અમોને આભારી બનાવ્યા છે તે બધા તરફના માનપત્રો માટે ક્યા શબ્દોમાં આભાર માનવો એ સુઝતું નથી પણ અંગ્રેજીમાં કહેવાય છે કે "ધી પુઅર ઈન થેન્કસ, બટ થેન્ક યુ." તેમ આપ સૌનો આભાર માનીએ છીએ.

યાત્રિક સંઘ કે જેમા સંઘના વોલેન્ટીયરોનો ( સ્વયસેવકોનો ) સમાવેશ થાય છે તે વોલેન્ટીયરોએ ( સ્વયસેવકોએ ) પણ અમારી તેમજ સંઘના યાત્રિકોની પરિશ્રમનો જરા પણ ખ્યાલ રાખ્યા વગર સેવા ઉઠાવી છે તે માટે તેમના જેટલા વખાણ કરીએ તેટલા થોડા છે તે યુવાન વર્ગ જૈન કોમની દોલત સમાન છે. અમારી તેમને સલાહ છે કે સેવાધર્મ એ ઉત્તમ ગુણ હોવાથી જ્યા જ્યા પ્રસંગ મળે ત્યા ત્યા તમારાથી બનતી સેવા ઉઠાવવામા પાછી પાની ન કરશો તે સેવાધર્મ જ તમારી ઉન્નતિના કારણ ભૂત થશે મારા યાત્રિક સંઘે પણ તેમની અમારી સાથેની અસ્ખલિત હાજરીથી સંઘની શોભા વધારી છે તે માટે અમો તેમના આભારી છીએ,

અમારા ઓસવાળ જ્ઞાતિબંધુઓ ! અમો આપનાવડે જ ઉજળા છીએ આ કુદકે અને ભુસકે આગળ ધપતા કેળવણીના જમાનામા કાર્યપ્રસંગમા મનફેર થાય એ સભવિત તેમજ સ્વાભાવિક છે પણ તેમા સારામારનો વિચાર કરી રસ્તો કાઢી કાર્યને આગળ ધપાવવામા આપણી શોભા રહેલી છે એમ અમો સમજીએ છીએ તુલસીકૃત રામાયણમા લક્ષ્મણજીની મૂર્છા વખત શ્રી રામચંદ્રજીએ કહ્યુ છે કે—

> " કડવો હોજો લીબડો, શીતળ હોજો તેની છાંયજી "
> " બાંધવ હોજો બોલણા, તોય પોતાની બાંય,
> લક્ષમણ જાગને હોજી બંધવા બોલને એક વારજી "

ખરેખર એ શબ્દો આપણા દરેકના હૃદયમા રમી રહેવા જોઇએ જૈનોનો કીંમતી આદર્શ સહિષ્ણુતા છે અને એ સહિષ્ણુતા માટે જ જૈન કોમનો ઇતિહાસ ઉજળો છે એ ખ્યાલ બહાર જવુ ન જોઇએ અમારા સંઘની પ્રવૃત્તિમા આપ જ્ઞાતિભાઇઓનો સાથ અને સહકાર અમોને ઘણો જ પ્રેરણામય થયો છે આપણી ઓશવાળ જ્ઞાતિ કેળવણીમા હજુ જોઇએ એટલી આગળ વધી નથી તે જ્ઞાતિની ઉન્નતિ જ્ઞાતિના ગણ્યાગાઠા કેળવાયેલ અને સુખી અગ્રગણ્યના હાથમા છે તેથી તેવા આગેવાનોએ દિલાવર દિલ રાખી, નાના તેમજ કમભાગી ભાઇઓને પોતાની ગોદમા લઇ તેમની ઉન્નતિ સાધવાને કર્તવ્યનિષ્ઠ થવામા જ તેમનુ ડહાપણ છે સમગ્ર જ્ઞાતિના કાર્યમા એકતા અને સંગઠન એ જ્ઞાતિની ઉન્નતિના શુભ ચિહ્નરૂપ છે જો પરમાત્મા રજુ હોય તો પ્રથમ કુટુંબ, પછી જ્ઞાતિ પછી વતન, અને પછી દેશસેવા બજાવવી એ ફરજ છે, તો અમો આપના માટે જે કાઇ કરીએ તે થોડુ જ છે, છતા આપના તેમજ યાત્રિક સંઘ અને પાજરાપોળના માન પત્રોમા અમારા નજીવા કાર્યોની પણ અતિશયોક્તિભરેલી પ્રશંસા જોવામા આવે છે તે આપ સૌનો અમારા પ્રત્યેનો પક્ષપાત, ભાવ, માયા અને મમતાનુ સૂચન છે તે માટે તે

ત્રણે સંસ્થાના અમો ઉપકારી છીએ અને કહેવા રજા લઈએ છીએ કે જો કાંઈ પણ અમોએ કર્યું હોય તો તે અમારી મનુષ્ય તરીકેની ફરજ સિવાય વિશેષ કાંઈ કર્યું નથી.

છ"રી" પાળતા સંઘનો અર્થ જાણવાની જરૂર દરેકને લાગશે તો અંતમાં "રી" આવતા છ શબ્દોનું આચરણ પાળી ચાલતા યાત્રિકો જે સંઘમાં હોય તે છ"રી" પાળતો સંઘ કહેવાય છે. તે છ શબ્દો " બ્રહ્મચારી, પાદવિહારી, ભોંયસંથારી, એકલઆહારી, સમ્યક્ત્વધારી અને સચિત્તપરિહારી " છે. આ બધાનું આચરણ પાળતા સંઘો કાઢવાથી દેશપ્રેમનો દીવો પ્રગટે છે, ધર્મની ઘોષણા અને ધર્મની ઉન્નતિ થાય છે અને દરેકના સહવાસમાં અવાય છે જે દેશને દરેક રીતે લાભદાયી છે.

અમારા સંઘના દરેક કાર્યને સાંગોપાંગ સંતોષકારક રીતે પાર પાડવામાં અમારા ભાઈઓ તેમજ અમારા બહારગામના સંબંધીઓએ અમોને તન-મનથી અથાગ શ્રમ ઉઠાવી જે મદદ કરી છે તે માટે તેઓનો અંઃતકરણપૂર્વક આભાર આ જાહેર મેળાવડામાં માનીએ છીએ.

છેવટે આજના ત્રણ માનપત્રો માટે તે આપનાર સંસ્થાઓનો ફરી આભાર પ્રદર્શિત કરતા અમો પરમજ્યોતિ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે અમારૂં જીવન નિરંતર પરકલ્યાણ કરવામાં વહો કે જેથી અમારું પોતાનું પણ કલ્યાણ આપોઆપ થાય એટલું બોલી વિરમીએ છીએ.

## વિદાય-ગીત

( રાગ-ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત )

મોંઘેરા મ્હેમાન અમારા મોંઘેરા મ્હેમાન--
શા કરીએ સન્માન ? અમારા મોંઘેરા મ્હેમાન.

સુકૃતના શુભ કાર્ય કરીને, આપ સીધાવો આજ;
શાસનદેવ ચિરાયુષ અર્પે, એ જ ઉચ્ચારું રાજ– અમારા૦ ૧
તીર્થંકર પદ બંધન હેતુ, શાસનની જયકાર;
પ્રભાવના કરી આપ પધારો, વરજો શિવવધૂનાર– અમારા૦ ૨
ઉજમણા-ઉપધાન કરાવ્યા, સાધર્મિક ઉધ્ધાર;
સંઘપતિ પદ સાર્થક કીધું, શત્રુંજય-ગિરનાર– અમારા૦ ૩
નેમિ-સાગર-મોહનસૂરિની, આશિષ લઈ સુખકાર;
તીર્થમાળ જયવંતી પહેરી, આપ તર્યા નિરધાર– અમારા૦ ૪
વેલેરા શુભ દર્શન દેજો, કરજો ધર્મના કામ;
બુધ્ધિબાળક એક જ ઉચરે, જયમંગળ સુખધામ– અમારા૦ ૫

[ મુંબઇ સમાચારમાં આવેલ હેવાલ ઉપરથી ]

# જામનગરના જૈનો વચ્ચેના કલેશનો અન્ત અને

## જૈનોમાં ઘેરઘેર ફેલાએલો આનંદ.

## શેઠ પોપટલાલે નવ જ્ઞાતિને આપેલા જમણમાં સહુએ લીધેલો ભાગ.

### મહારાજા જામસાહેબે સંઘપતિઓને આપેલ ચાંલ્લો અને પોષાક.

જામનગરમાં જૈન ઓસવાળ પક્ષ અને જૈન વીશાશ્રીમાળી પક્ષ વચ્ચે જાગેલા જગજાહેર ગંભીર કલેશનો દશમી તારિખની રાત્રે લંબાણ વાટાઘાટો ને સમજાવટના પરિણામે અંત આવ્યો છે અને બંને પક્ષો વચ્ચે ઘણું શાંતિભર્યું સમાધાન થયું છે, જે જાણીને દેશભરના જૈનો આનંદ પામશે. અત્યારે જામનગરમાં તો ઘરેઘરે ખુશાલીના પોકારો થઇ રહ્યા છે.

ધાર્મિક મતભેદોને અંગે ઉત્પન્ન થએલા અને પાછળથી ભયંકર વિકૃત સ્વરૂપ ધારણ કરી બેઠેલા મજકુર ક્લેશને પતાવવા અનેક રીતે તનતોડ પ્રયાસો સમર્થ જૈનાચાર્યો તેમજ શ્રીમંતોએ આદરેલા પરંતુ કોઇ કમનસીબે એ પ્રયત્નો નીષ્ફળ નિવડેલા અને કલેશની પતાવટ થવા પામી ન હતી.

શેઠ પોપટલાલ ધારશીભાઇના સંઘ પ્રયાણ વખતે પણ રાત્રિ-દિવસ લંબાણ વાટાઘાટો ચાલેલી. એ વખતે પણ ગાડું પાટા ઉપર ચઢયું ન હતું.

જ્યારે તા. ૧૦ મીના રોજ કુદરતની કોઈ શુભ પળે એ ઊંડા કલેશનો જોતજોતામાં અંત આવ્યો છે. એ બદલ બંને પક્ષોના ભડવીર નેતાઓને સાબાશી આપવી ઘટે છે કે તેઓએ બહારના શ્રીમંતજન કે જૈનાચાર્યોના વિના પ્રયાસે પોતાના ઘરનો કલેશ ઘરમેળે જ પતાવવાનો નક્કર પુરુષાર્થ બતાવ્યો છે.

#### નવ નાતમાં હર્ષપૂર્વક સહુએ ભાગ લીધો

એ કલેશ પત્યા બાદ તા. ૧૧ મીના દિવસે શેઠ પોપટભાઈ સંઘપતિ તરફથી નવે જ્ઞાતિનું જમણ હતું જેમાં સહુએ હર્ષપૂર્વક ભાગ લીધો હતો.

વળી વધુ સમાચાર મળે છે કે મજકુર કલેશની પતાવટની જાહેરાત વીસાશ્રીમાળી જ્ઞાતિના આલીશાન હોલમાં થઇ હતી. એ વખતે પરસ્પર થએલી ભૂલો પાછી ખેંચાણી હતી ને તે વખતે ત્રણ હજાર ઉપરાંતની વિશાળ સંખ્યામાં જૈન-જૈનેતર વર્ગે હાજરી આપી હતી. સહુએ જય-જયના પોકારો કરી ગંભીર વાતાવરણ ઊભું કર્યું હતું શ્રીમાળી પક્ષે શેઠશ્રીને અપૂર્વ સન્માન આપ્યું. ઇચ્છીએ છીએ કે બન્ને પક્ષોએ બતાવેલી વિશાળ હૃદયની ઉદાર ભાવના પરસ્પર કાયમ ટકી રહે અને અંદરોઅંદર સંપ ધરી સહિષ્ણુતા ધરી ગઇ ગુજરીને ભૂલી જના ઝેરી કીસ્સાઓને ફગાવી દઇ, ધાર્મિક કે સામાજિક પ્રસંગો ખુલ્લા દિલથી પ્રેમપૂર્વક એક સંપથી સદા ઉજવશે જેથી જૈન-જૈનેતર જગતમાં મશહૂર ગણાતું જામનગર અન્ય જગતમાં અનેક સત્પ્રેરણાઓ સમર્પણ કરશે.

## જામસાહેબે કરેલો ચાંલ્લો

જામસાહેબે સંઘપતિઓને ' એક હજાર રૂપીયાનો ચાંલ્લો અને કીંમતી પોષાક ' આપી પોતાની પ્રજાના નરવીરની ભારે કદર કરી છે, જામનરેશ અને સંઘપતિ સાથેના સદ્‌ભાવની એ નિશાની છે, જ્યાં દાજીબાપુ, જામનરેશ અને રાજ્યના દીવાન દરેકનો મીઠો ચાહ હોય ત્યાં દરેક વસ્તુ બની આવે છે.

## જામનગરથી નીકળેલા સંઘને મળેલી સફળતા

ગુજરાત, કાઠિયાવાડ અને મારવાડમાં જ્યાં જ્યાં જૈનોની વસ્તી છે ત્યાં ત્યાં સેંકડો વર્ષોથી ચાલતા જૈન સંઘ કાઢીને મોટા મોટા તીર્થોની યાત્રા કરવાની પ્રથા આ વીસમી સદીમાં પણ ચાલુ છે. તે જોઇને ઘણાઓને નવાઇ લાગે છે, અને જેઓ તીર્થયાત્રામાં શ્રધ્ધા ધરાવતા નથી તેઓ આવા સંઘ કાઢનારની ટીકાઓ કરે છે, અને તેઓને પોતાના પૈસાનો વ્યય જુદી રીતે કરવા સલાહ આપે છે. આવા ટીકા કરનારાઓના વિચારો અમે અગાઉ રજૂ કર્યા છે, અને તે સાથે જૈન શ્રદ્ધાળુ સંઘવીઓ કેવા વિચારથી અનેક જીવોને ખર્ચ આપી તીર્થયાત્રા કરાવે છે તે વિચારો પણ અમે અગાઉ કેટલીક વખત આ પત્રના કોલમોમાં જણાવી ગયા છીએ. જૈનસંઘ કાઢનારાઓને પોતાની રીતિએ છરી પાળતાં સંઘ કાઢવામાં અપૂર્વ શ્રધ્ધા હોય છે, અને તે દ્વારા તેઓ પોતે અનેક જીવોને તીર્થયાત્રા કરાવવામાં કારણભુત બની પોતાના આત્માને કૃતાર્થ માને છે. આ વીસમી સદીની શરૂઆતના વર્ષોમાં અમદાવાદવાળા શેઠ છોટાલાલ લલ્લુભાઇએ અમદાવાદથી પાલીતાણા તીર્થની યાત્રા કરવાનો મોટો સંઘ કાઢ્યો હતો અને તે ઘણો વખણાયો હતો. તે પછી ઘણા સંઘો નીકળ્યા હતા અને તેમાં કેટલાક તો પોતાના ગામ નજદીકના તીર્થધામના સંઘ હતા. થોડા વર્ષો અગાઉ શેઠ ખેતશી ખીયશીએ મુંબઇથી પાલીતાણા સુધીનો ટ્રેન મારફતે કચ્છી દશા ઓસવાલ જ્ઞાતિના બંધુઓનો સંઘ કાઢ્યો હતો, જે પણ વખણાયો હતો. સુરતના શેઠ જીવણચંદ નવલચંદે સુરતથી પાલીતાણા સુધીનો છ''રી'' પાળતો સંઘ કાઢ્યો હતો જેમાં લાખેક રૂપિયા ઉદારતાથી ખર્ચાયા હતા, એવું સાંભળવામાં આવ્યું છે. છેલ્લા થોડા વર્ષો અગાઉ રાધનપુરનિવાસી શેઠ જીવતલાલ પ્રતાપસીએ એક સંઘ કાઢયો હતો જેની વિગતો પણ આ મુંબઇ સમાચારમાં પ્રગટ થઇ હતી. પાટણનિવાસી શેઠ સંઘવી નગીનચંદ કરમચંદે કચ્છના ભદ્રેશ્વર તીર્થનો સંઘ કાઢી સારી નામના મેળવી હતી, એમ તેને લગતા પ્રગટ થયેલ એક પુસ્તક પરથી જોઇ શકાય છે. એ બધા સંઘોથી પણ વધુ ખર્ચ કરીને અમદાવાદના મીલમાલેક શેઠ મનસુખભાઇ ભગુભાઇના પુત્ર શેઠ માકુભાઇએ પાલીતાણાનો સંઘ કાઢ્યો હતો, એમ જાણવામાં છે. પણ એ બધા સંઘોને અને આગલા સંઘવીઓની કીર્તિને ભુલાવે એવો સંઘ શ્રી જામનગરથી સંઘવીઓ શેઠ પોપટલાલ ધારસીએ અને શ્રી ચુનીભાઇએ કાઢ્યો હતો એવી ખબરો ચોમેરથી સંભળાય છે અને મુંબઇ સમાચારમાં પ્રગટ થયેલ અહેવાલો પરથી પણ તેમ જણાય છે. એમ માલૂમ પડે છે કે એ સંઘમાં આશરે અઢી હજાર યાત્રાળુઓ હતા, આશરે પાંચસો ગાડાઓ હતા, કદી નહિ જણાયલી મોટી સંખ્યામાં તેમાં જૈનાચાર્યો હતા, જૈન મુનિરાજો હતા, અને સાધ્વીજીઓની સંખ્યા પણ ઘણી મોટી હતી. એ બધા સંઘને રસ્તામાં કોઇપણ ચોર કે લુટારાથી ખમવું ન પડે તે માટે ચોકીયાતો, સીપાઇઓ ઘોડેસ્વારો, ઊંટસ્વારો ભાલાધારીઓ, વિગેરેની ગોઠવણ ઘણી જ ઉત્તમ હતી અને તેમની સંખ્યા

# શ્રી જામનગર પાર્શ્વજિન ટોળી તરફથી

# અભિનંદન પત્ર

गिरिरेव तीर्थरूपो, दर्शनस्पर्शनेन यः ।
भक्तिमुक्तिसुखस्वाद–दाताऽसौ सेव्यो न कैः ॥ १ ॥

**દાનવીર સંઘપતિ શેઠ પોપટલાલ ધારશીભાઇના ધર્મપત્ની ધર્મપરાયણ**
**અ. સૌ બ્હેન ઉજમબાઇ,**

**દાનવીર શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદના ધર્મપત્ની**
**અ. સૌ. બ્હેન ચંચળબ્હેન જોગ**

સૌભાગ્યસંપન્ન સાથે શ્રાદ્ધગુણસંપન્ન દાનવીરોની આપ શ્રીમતીઓ (ધર્મપત્નીઓ) સહચારિણીઓ હોઇ આપના જીવનમાં પણ ધાર્મિક કાર્યો કરવાની ઉત્કંઠા રહે તેમાં આશ્ચર્ય નથી, કારણ કે પતિભક્તિના ખરા આદર્શને સમજી પતિએ પ્રારંભ કરેલા કાર્યને આપ બન્ને શ્રીમતીઓએ દીપાવ્યો છે; એટલું જ નહિ પણ જેટલું માન તે દાનવીર સંઘપતિઓને ઘટે તેટલું માન તમોને પણ ઘટે છે એમ અમો પાર્શ્વનાથ જૈન મહિલા મંડળી માની આ અભિનંદન પત્ર અર્પણ કરીએ છીએ.

આપ શ્રીમતીઓ ધર્મપરાયણ શ્રાવિકાઓ હોઇને આપના ઉદારદિલથી અમોને તથા અમારી બીજી બ્હેનોને આપે ન વર્ણવી શકાય તેવા અલૌકિક જૈન યાત્રાસ્થળોએ છ"રી" પાળતા સંઘ સાથે સમ્પૂર્ણ સગવડતા સાચવી યાત્રા કરાવી છે. સાથે સાથે અમોને જિનભક્તિ, શાસનસેવા, ન જોએલાં યાત્રાસ્થળોની યાત્રા, સાધુભક્તિ, પૂજા આદિની અનોખી લ્હાણ લેવરાવી છે તે માટે ખરેખર અમો આપના ઋણી છીએ.

સિદ્ધગિરિ, રૈવતગિરિ, કદમ્બગિરિ, ઉના, દેલવાડા, મહુવા, તાલધ્વજ વિગેરેની યાત્રાનો લાભ આપ સાથે અમોને કંઇપણ આર્થિક ખર્ચ સિવાય લેવરાવ્યો છે, એટલું જ નહિં પરંતુ આપના ઉદાર હાથથી જે જે સ્થળોએ આપે કિંમતી હાર વિગેરેની ગંજાવર રકમની પ્રભુભક્તિ અર્થે જે ઉદાર ભેટો આપી છે અને તેમાં અમોને પણ પ્રભુભક્તિનો લાભ લેવા માટે જે તક આપી છે તે માટે અમોને ખરેખર ભાગ્યશાળી ગણીએ છીએ.

ઉપરાંત દરેક યાત્રાના સ્થળોમાં તેમજ રસ્તામાં અમારે માટે એકાસણા, આયંબિલ, બેઆસણા, નોકારસી વિગેરે માટે રસોડા ખાતા તરફથી જે જે અપૂર્વ સગવડતાઓ છેવટ સુધી કાયમ રહી હતી તે પણ આપના બહોળા ઉદાર દિલની ખાત્રી કરાવે છે. સખ્ત ઠંડીના ત્રણ ત્રણ માસની જમીનની મુસાફરીમાં, સંપૂર્ણ રીતે બેસવા માટે ગાડાં, રાવટી,

પાણી, બત્તી, ધર્મક્રિયા કરવા માટે રૌપ્ય દેરાસર, ઠેર ઠેર પોલીસ ચોકીઓની સગવડતાઓ અને છેવટે આશ્ચર્યજનક તો એ જ હતું કે પાલીતાણાથી સીધી સ્પેશીયલ ટ્રેનદ્વારા અમોને અમારા ઘરે કોઇપણ જાતની મુશ્કેલી વગર પહોંચતા કર્યા કે જે હજુ સુધી કોઇ પણ સંઘમાં બનેલું નથી.

જામનગર ઓસવાલ વોલીન્ટીયર કૉર કે જેઓ શ્રીમંત છતાં સેવાભાવી તથા ધર્મપ્રેમી યુવાનો પોતાના તન મનથી અમૂલ્ય ટાઇમનો કાંઇપણ કિંમત લેખ્યા વગર ટાઢ, તડકો, રાત કે દિવસ ગણકાર્યા વગર દરેક મુકામે, રસ્તામાં અને ડુંગરો ઉપર અમારી જાતનું સંપૂર્ણ રક્ષણ કર્યું છે. દરેક રાવટીની તપાસ, ટપાલ વિગેરે દરેક મુકામે સગવડતા પણ વોલીન્ટીયર કૉર તરફથી થતી હોઇને અમોને પ્રવાસમાં કંઇપણ મુશ્કેલી આવી નથી, તે પણ આપને આભારી છે.

વૈભવશાળી છતાં વ્રતધારી સંયમી જીવન જીવી, વ્રત ઉપધાન આદિ ધાર્મિક ક્રિયાનું આવશ્યક પાલન કરી, પતિભક્તિમાં નિશદિન આપનું આદર્શ જીવન સફળ કરી રહ્યાં છો તે માટે આપે આપણી ઓશવાલ સ્ત્રી સમાજ, વહોરા કુટુંબ, સમસ્ત ઓશવાલ જ્ઞાતિ તેમજ જામનગર જૈન પ્રજાને ખરેખર દીપાવી છે.

વધારામાં અમોને આપના તરફથી રૌપ્ય કળશની પ્રાપ્તિ થઈ છે તે માટે અમો આપના આભારી છીએ.

આગામી જૈન ઇતિહાસમાં સાધુ, સાધ્વીઓ, શ્રાવક, શ્રાવિકાઓના બહોળા સમૂહથી ઠેરઠેર રાવટીઓ તથા સંઘપતિના ભવ્ય તંબુઓથી વિભૂષિત થયેલ અને અદ્દભુત દેરાસરથી સુશોભિત તથા ઇલેક્ટ્રીક લાઇટથી ઝળહળતા **દેવનગર**ના નામ સાથે સંઘપતિઓનાં તથા આપના નામ અમર રહેશે, એટલું જ નહિં પણ ભવિષ્યની જૈનપ્રજાને આવાં ધાર્મિક કાર્યો કરવા જરૂર પ્રોત્સાહન રૂપ થશે.

આર્થિક મદદ તો સૌ કોઇ ધનિક આપી શકે છે, પરંતુ આ ઉપરની હકીકત મુજબ યાત્રા જેવા પુનિત કાર્યમાં તથા પ્રભુભક્તિમાં હિસ્સો લેવા માટે જે ઉમદા તક આપી છે તે માટે અમો આ ભવ તથા પરભવ આપના ઋણી છીએ.

પ્રભુ આપને દીર્ઘાયુષ્ય અને સદા આબાદી સાથે આવાં ધાર્મિક કાર્યો માટે નિરંતર ઉત્સાહિત બનાવે એમ ઇચ્છી અમો વિરમીએ છીએ.

ઠે૦ મોરારબાગ
જામનગર
તા. ૧૪-૩-૩૮

લી૦
**શ્રી જામનગર પાર્શ્વજિન ટોળી.**

પણ ઘણી મોટી હતી. યાત્રાળુઓને તંબુ, ગાડા અને ઠંડીથી બચવાના જેવા સાધનો આ વખતે સંઘવીઓએ પૂરા પાડયા હતા તેવા સાધનો અગાઉના સંઘો કરતાં વધુ ઉદારતાપૂર્ણ હતાં એમ કહેવાય છે. શ્રધ્ધાળુ જીવોને દર્શન કરવા માટે દેરાસરની જેવી ગોઠવણ એ સંઘમાં થઇ હતી તે ગોઠવણ અપૂર્વ હતી, એમ એ સંઘમાં ગયેલ યાત્રાળુઓ કહે છે. લગભગ બે અઢી હજાર માણસો અને યાત્રાળુઓ અને બે ત્રણ હજાર પ્રેક્ષકો માટે દરરોજ જમાડવાની જે ગોઠવણો થઇ હતી તે વિષે પણ બધા વખાણ કરતા સંભળાયા છે. એ સંઘમાં જેવી રીતે ભવ્ય રસાલો હતો, અને સંઘ જે ભપકાથી જામનગરથી નીકળી અનેક ગામો અને શહેરોને લાભ આપી પાલીતાણા પહોંચ્યો હતો તે વિષે એમ કહેવાય છે કે તેવી ભવ્યતા અગાઉ કદી પણ જોવાઇ ન હતી અને એ બાદશાહી સ્વારી ગામ ગામ ઓળંગીને આગળ વધતી હોય તેમ, એ સંઘની સ્વારી પણ આગળ વધી હતી. ગામે ગામ સંઘને આવકાર આપનાર જે સામૈયા થયાં હતાં, તેમાં એક બીજાની હરીફાઇ થતી હોય તેમ હરીફાઇ થઇ હતી, એક કરતાં બીજાએ વધુ ભપકાથી અને ઉદારતાથી સામૈયા કાઢ્યા હતા, એમ આ સંઘના સંબંધમાં જોવાયું હતું. સંઘવીઓએ જે જે ગામોમાં પ્રવેશ કર્યો તે તે ગામોના અને આસપાસ આવેલા ગામોના શ્રધ્ધાળુઓને આ સદીમાં દેખાડવામાં આવેલી કોઇ પણ બીજા સંઘવી કરતાં વધુ ઉદારતાપૂર્વક સંઘવીઓએ મદદ આપી હતી, એમ જણાય છે. તેમા તેમની સૌથી મોટી ઉદારતાનો લાભ પાલીતાણાને મળ્યો હતો, એમ પ્રત્યક્ષ છે. તેઓએ લગભગ બે લાખ રૂપીયા આવી ઉદારતાના પરિણામે ભવિષ્યનો વાયદો કર્યા વગર ખરચ્યા હતા એવો અડસટો બંધાય છે. આવો સંઘ, આવા કાળમાં, છેલ્લા પચાસ વર્ષો દરમિયાન નીકળ્યો નથી, એવા કેટલાકોના ઉદ્‌ગાર છે. જેઓ લક્ષ્મી પરથી મોહ ઉતારી શકે છે, અને કર્મથી આત્માને તારવા માટે તીર્થનો આધાર લેવામાં શ્રદ્ધા ધરાવે છે, તેઓ જ સેંકડો માણસોને મહિનાઓ સુધી પોતાના ખર્ચે સાથે રાખી, બધી સગવડ આપી, ધર્મધ્યાન કરાવવામાં સહાયભૂત બને છે, એ આ સંઘ ઉપરથી જોઇ શકાય છે. લક્ષ્મીનો વ્યય કેવી રીતે કરવો ? તે સંબંધમાં, ચાલુ સ્વતંત્રતાના અને છૂટા વિચારના જમાનામાં મોટો મતભેદ હોય એ સ્વાભાવિક છે. જેઓ શ્રીમંતોના પૈસામાં પોતાનો હિસ્સો હોવાની માન્યતા ધરાવે છે તેઓ આવા સંઘને ન વખાણે એ ખુલ્લું છે. એટલું છતાં જે અહેવાલો છાપાઓમાં પ્રગટ થયા છે તે એ પણ દેખાડે છે કે એવા જુદા વિચારના જીવો પણ આ જામનગરના સંઘને આવકાર આપવા પોતાના ગામોમાં જઇ પહોંચ્યાં હતાં, અને તેમના કાર્યને અનુમોદન આપ્યું હતું. શ્રધ્ધાની વાત બાજુએ રાખતાં, શ્રી. જામનગરથી પાલીતાણા ગયેલ આ સંઘ આ સદીમાં એક અપૂર્વ સંઘ હતો, એમ કહી શકાય છે.



ॐ

महाप्रभावक अर्हदादिनवपदमय श्रीसिद्धचक्रभगवद्भ्यो नमो नमः

श्रीसुपार्श्वनाथाय नम

# અભિનંદન પત્ર.

## જૈન શાસનદીપક મહાપુણ્યશાળી જામનગરનિવાસી સંઘપતિ શેઠ પોપટલાલ ધારસીભાઈ તથા શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ યોગ્ય

સુજ્ઞ મહાશયો,

પ્રારબ્ધ અને પુરુષાર્થના સુયોગે ધનપ્રાપ્તિ તો અનેક મનુષ્યો કરી શકે પણ પોતાની સુકમાઈનો પુનિત પંથે સદ્વ્યય કરનારા પુરુષો તો વિરલ જ હોય છે. આપ તેવા પુણ્યશાળી વિરલ પુરૂષોમાંના એક છો તેથી હર્ષ પામી શ્રી રાજકોટ જૈન તપગચ્છ સંઘ આપશ્રીને અંતરના અભિનંદન અર્પે છે.

શ્રી ઉદ્યાપન મહોત્સવ, ઉપધાન તપ આરાધન વિગેરે ધર્મોની જ્યોત પ્રકાશિત રાખનારા સત્કાર્યો કરવા ઉપરાંત શ્રી દેવબાગ, શ્રી લક્ષ્મી જૈનાશ્રમ, શ્રી જૈનાનંદ જ્ઞાનમંદિર, શ્રી વર્ધમાન તપ સંસ્થા, શ્રી જૈન વિદ્યાર્થી ભુવન, શ્રી જૈન ભોજનાલય, શ્રી કદંબગિરિ ઉપાશ્રય વિગેરે સંસ્થાઓ આપના જ આર્થિક પોષણથી તૈયાર થયેલ છે. એટલું જ નહિ ક્ષયરોગ નીવારણના ઉમદા કાર્યમાં બાદશાહી રકમનો ફાળો આપીને ઉત્કૃષ્ટ ભાવે જનહિતાર્થે દ્રવ્યનો સદ્વ્યય કરવાની આપની ધગશ જોઈ અમો મુગ્ધ બન્યા છીએ.

ઉજ્જ્વલ કારકીર્દીને અમર કીર્તિ કલશ ચડાવવા સ્વપરહિત સાધવાના હેતુથી શ્રી સિદ્ધગિરિ, શ્રી રૈવતગિરિ, શ્રી આબુજી, શ્રી તાલધ્વજગિરિ વિગેરે અનેક તીર્થસ્થાનોની યાત્રા કરી જૈન ચૈત્યોના દર્શનનો અપૂર્વ લાભ લેવા અને આપના "છ"રી પાળતા ચતુર્વિધ સંઘ તન મન ધનના ભોગે કાઢવા આપે નિરધાર કર્યો અને આપનું તે કાર્ય સંપૂર્ણ સફળતાપૂર્વક પાર પડ્યું તે જોઈ અમોને આપના માટે યોગ્ય ગર્વ થાય તે સ્વાભાવિક છે.

ભોગોપભોગની સર્વાંગ સુંદર સામગ્રી છતાં સમક્તિમૂલક દ્વાદશ વ્રતનો આપે સ્વીકાર કરીને યોગ્ય વયે વ્રતશિરોમણિ બ્રહ્મચર્યનો આદર કર્યો છે અને ઉપવાસ, આયંબિલાદિ, તપશ્ચર્યામાં આપની અવિચળ શ્રદ્ધા છે તે જોઇને અમોને અત્યંત હર્ષ થાય છે.

આપનામાં વિશાળ હૃદય, ઉચ્ચ આદર્શો, શુદ્ધ ચારિત્ર, અનુપમ ભક્તિ અને નિર્મળ વૃત્તિ જોઇ પુનઃ આવા ધાર્મિક કાર્યો કરવાની આપને મળેલી ઉદાત્ત પ્રેરણા અવિચળ રહેશે એવી અમો જરૂર આશા રાખીએ છીએ.

સુખ સંપત્તિ, આરોગ્ય સહિત આપ બન્ને સહકુટુંબ દીર્ઘાયુષ્ય ભોગવો એવી શ્રી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરી વિરમીએ.

શ્રી જૈન દેરાસરજી
રાજકોટ
તા. ૧-૫-૩૯
સંવત ૧૯૯૪ના વૈશાખ
સુદ ૨ રવિવાર

શ્રી રાજકોટ જૈન તપાગચ્છ સંઘ સમસ્ત તરફથી
પ્રમુખ
પ્રભાશંકર લીલાધર દોશી

## સ્વાગતમ્

ભૂતકાળના ગૌરવભર્યા પાદવિહારી યાત્રા-સંઘોની પુણ્યસ્મૃતિ તાજી કરતા સંઘ બે માસના લાંબા વિહાર બાદ નિર્વિઘ્ને પરમપુનિત તીર્થધામ શ્રી શત્રુંજયગિરિની શીતળ છાયામાં યશસ્વી પગલાં માંડે છે. તેનું સ્વાગત એટલે જૈન શાસનનો એક ચિરસ્મરણીય પુણ્યપ્રસંગ. લક્ષ્મીપતિ થવુ એમાં જ કંઇ જીવનની લ્હાણુ નથી, પરંતુ દાનધર્મના આદર્શને સમજી, પ્રાપ્ત થએલ લક્ષ્મીનો પ્રવાહ આત્મકલ્યાણ-લોકકલ્યાણના માર્ગે વહેવરાવવો તેમાં જ જીવનની-શ્રીમંતાઇની ધન્ય લ્હાણુ છે. અને તેમાં જ આત્મકલ્યાણ અને લોકકલ્યાણ સાધી શકાય છે. સારાએ યાત્રા-પ્રવાસમાં ઉદારદિલે, વિશાળ દૃષ્ટિએ દાનપ્રવાહ વહેવરાવી આજે પુણ્યભૂમિમાં પ્રવેશ કરતા સંઘવીજીનું સ્વાગત એ શાસનનો એક ગૌરવ પ્રસંગ હોઇને શ્રી સંઘવીજી અને સંઘપ્રયાણના પ્રેરક આચાર્યવર્યોને અભિવંદતાં આનંદ થાય છે.

સ્વાગત હો એ યશગાથાના.

અમર રહો એ ' સંઘની પુણ્યસ્મૃતિઓ. '

પાલીતાણા
મહા વદિ ૧
તા. ૧૫-૨-૩૮

આનંદ કાર્યાલય

## શ્રીમાન્ સભાપતિ મહાશય, કાઠિયાવાડ સ્ટેટ્સ એજંસીના અત્રે પધારેલ સરકારી અધિકારી મંડળ, રાજકોટ સ્ટેટના અધિકારીઓ અને અમારા જૈન ભાઇઓ અને બહેનો તેમજ અન્ય સન્નારીઓ અને સદ્‌ગ્રહસ્થો—

અમારા યાત્રાનિમિત્તના આશરે ત્રણ માસના પ્રવાસ દરમિયાન જુદા જુદા પ્રદેશની ફરસના કરવાનો પ્રસંગ, સાથે સાથે તે તે દેશની રમણીયતા નીહાળવાનો યોગ અને વધારામાં તે પ્રદેશના પુણ્યયોગે ભગવાન્ શ્રી ઋષભદેવજીથી માંડી ભગવાન્ શ્રી મહાવીરસ્વામીજી સુધીની ચોવીસીના તીર્થંકરોમાંથી તે પ્રદેશમાં બિરાજમાન થએલ પ્રભુજીના દર્શનનો અલભ્ય લાભ મળતો રહ્યો હતો તે અમારો ભાગ્યોદય જ મનાયો છે, અને આજે કાઠિયાવાડના પાટનગર રાજકોટ, જ્યાં નામદાર બ્રિટિશ સરકારે પણ તેમના આ પ્રદેશના આગમન સાથે જ પોતાની કોઠી જમાવી છે, જ્યાંની આબોહવા ખુશનુમા અને સુખાકારી છે, જ્યાં જુદી જુદી પ્રવૃત્તિઓ માટે સરસ્વતીદેવીની પ્રસન્નતા પામેલ નિષ્ણાત સંસ્કારી નરનારીઓ વસે છે, જ્યાં આધુનિક સમયની વૈજ્ઞાનિક શોધખોળોની વસ્તુની પણ ઊણપ નથી, જ્યાં ભગવાન્ શ્રી સુપાર્શ્વનાથજીના દેવાલયોનો દર્શન કરવાનો અત્યુત્તમ પ્રસંગ મળે છે તેવા પ્રસિદ્ધિ પામેલા પ્રદેશના પાટનગર રાજકોટમાં દાખલ થતાં અમારું હૈયું હર્ષથી હલમલી ઊઠયું છે.

શાસનોન્નતિ અર્થે સંઘો કાઢવાની આવશ્યકતા સૌ કોઇ સ્વીકારે છે, કારણ તેમાં શાસનોન્નતિ ઉપરાંત અનેક લાભો રહેલ છે. સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકાનો સમૂહ એ ચતુર્વિધ સંઘ કહેવાય છે, અને બ્રહ્મચારી, પાદવિહારી, એકલઆહારી, ભૂમિસંથારી, સમ્યક્ત્વધારી અને સચિત્તપરિહારી એ છ વ્રત આચરનાર યાત્રિકનો બનેલ સંઘ છ"રી" પાળતો સંઘ કહેવાય છે, કારણ તે છ વ્રતના નામોને છેડે 'રી' અક્ષર આવે છે, એવો સંઘ કાઢવાની અમોને પ્રેરણા કરાવનાર અમારા પરમપૂજ્ય, પરમોપકારી ગુરુમહારાજને એવો સદુપદેશ આપવા માટે અમારા હજારો વંદન હો !

વિદ્વાનો માટે તો શાંત રીતે વિચાર કરતાં સહેજે સમજી શકાય તેવી વાત છે કે મહાપુરુષોની જન્મભૂમિ અને તેમના ઉપસર્ગના સ્થળો—એ તીર્થ મનાય છે. આપણો ભરતખંડદેશ એ તીર્થક્ષેત્ર છે, કારણ તે કળા–કૌશલ્યથી સમૃદ્ધિવાન્ બનેલ પ્રદેશને અવદશા વખતે તેના અનેક પનોતા પુત્રોએ દેશદાઝ અને દેશ કલ્યાણ અર્થે, જુદા જુદા ક્ષેત્રમાં ફનાગીરીથી નામના કરી છે, એટલું જ નહિ પણ પોતાની જિંદગીનો પણ ભોગ આપેલ છે, તે પ્રદેશ, તેમાં વહેતી અનેક પવિત્ર ગંગાસમ સરિતાના નીર અને તે નીરથી

દેશની ફળદ્રુપતા વધવા ઉપરાંત કંઇક મનુષ્યો પાવન થયા છે તેવા પ્રદેશ, તેમાં થએલ અનેક ધર્મપ્રવર્ત્તકોની જન્મભૂમિના દર્શન અર્થે યુરોપ, અમેરિકા વિગેરે દેશના મહાન પંડિતો આ દેશમાં આવે છે, તેથી તે તીર્થ જ છે; અને આ રાજકોટ શહેર પણ તેવા જ કારણે એક તીર્થ છે, અને તેવા ક્ષેત્રમાં ફરી ફરી આવતાં સંસ્કૃતિમાં કહ્યું છે કેઃ—

" क्षणे क्षणे यन्नवतामुपैति ।
तदेव रूपं रमणीयतायाः ॥ "

તે પ્રમાણે અમારો આનંદ શમાતો નથી.

તીર્થયાત્રા તો સૌ કોઈએ–દરેક ધર્મે સ્વીકારી છે, પણ તે કરવાની રીતો માટે સવાલ ઊભો થાય છે. હાલમાં વિહાર માટે જેવાં જોઇએ તેવાં યાંત્રિક સાધનો જેવાં કે–રેલ્વે, મોટર, એરોપ્લેન વિગેરે મળતાં હોવા છતાં પગે ચાલી, લાંબો વખત પ્રવાસમાં કાઢવો એ ઘણાઓ ઇચ્છતા નથી, પણ તેમાં મોટો સવાલ તો 'સંઘ' શબ્દનો અર્થ જ કરાવે છે. તેમાં સાધુ–સાધ્વીનો સમાવેશ થાય છે. જૈન સાધુમુનિરાજોથી વાહનનો ઉપયોગ થઇ શકતો જ નથી અને તેથી સંઘ તરીકે પગે ચાલવું અનિવાર્ય છે. આથી દરેક ગામે ધર્મક્ષેત્રોના ઉદ્ધારની સાથે સાથે, જુદા જુદા ગામોના ચૈત્યોનો ઉદ્ધાર, ઉપાશ્રયનો ઉદ્ધાર, સાધર્મિક પ્રેમની વૃદ્ધિ, ધર્મકાર્યની પરસ્પર અનુમોદના, સામુદાયિક દેશના અંગે કે તીર્થને અંગે સીદાતા ધર્મકાર્યોનો ઉદ્ધાર, તીર્થોની આપત્તિઓનું જાણપણું, તીર્થોની આપત્તિઓમાં પરસ્પર સહાયકતા, પ્રતિગામ, પ્રતિનગરે સાધર્મિક વાત્સલ્યનો પરસ્પર લાભ, અનેક સ્થાનોએ મુનિમહારાજોને વંદન કરવાનું અને તેમની વાણીશ્રવણ કરવાનો લાભ મેળવી, તે દ્વારાએ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, વિનય, વૈયાવચ્ચ, દાન, શીલ, તપ, ભાવ વિગેરે અનેક ધાર્મિક કાર્યોના પરિણામોમાં વૃદ્ધિ થવી એ વિગેરે હેતુઓ તરફ જો કોઇપણ ધ્યાન આપશે તો, એક અંશે પણ સુજ્ઞતા ધારણ કરનારા મનુષ્ય વર્તમાનકાળમાં પણ સંઘની જરૂરીયાત માન્યા સિવાય રહેશે નહિ. ખરેખર તીર્થભૂમિના માર્ગની રજવડે મનુષ્ય કર્મરૂપી રજથી રહિત થાય છે. તીર્થને વિષે વારંવાર ભ્રમણ કરવાથી પ્રાણી ભવભ્રમણથી મુક્ત થાય છે, તીર્થક્ષેત્રે જઇ દ્રવ્યનો વ્યય કરવાથી પ્રાણી જન્માંતરમાં સ્થિર સંપત્તિવાળો થાય છે અને તીર્થનાયક શ્રીમાન્ વીતરાગ દેવની શુદ્ધ ભાવે પૂજા કરવાથી પ્રાણી પૂજનિક થાય છે.

આ અનેક આધિ, વ્યાધિ, ઉપાધિથી ભરપૂર ભવ–અટવીમાં ભટકતા મનુષ્યદેહ માટે ધર્મ એ જ સહાયક છે, અને છ'રી' પાળતા સંઘોમાં નિવૃત્તિ વધારે મળતી હોવાથી ધર્મ-સાધન થઇ શકે છે અને સાથે સાથે ધર્મજ્યોતસ્ના જગાડી શકાય છે. જ્યારે એક દિવસના

ગામાંતરે જતાં ભાતાની જરૂર રહે છે, તેમ આ ક્ષણભંગુર દેહને પણ ઇતર લોકની લાંબી મજલ કાપવા ધર્મરૂપી ભાતાની જરૂર છે, અને તેથી ધર્મ ઉન્નતિ નિમિત્તે આવા સંઘો કાઢવા અનેક રીતે લાભદાયી છે.

નર્મદે કહ્યું છે કે:—

" નથી વિદ્વત્તા વાપરી દેશકાજે,
નથી વાપરી પાઈ જો લોકકાજે;
નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાની? ". વિગેરે

તે પ્રમાણે લક્ષ્મીનો સુયોગ પ્રાપ્ત થયા છતાં પોતાના સાધર્મિક ભાઇઓ માટે, તેમજ દેશને માટે અને ધર્મક્ષેત્રોને માટે જો તેનો સદ્વ્યય ન થયો તો તે લક્ષ્મી મળી તે ન મળી સમાન એમ અમારું મંતવ્ય છે.

અમારા યતકિંચિત્ કરેલ કાર્યોને આજના માનપત્ર દ્વારા અતિશયોક્તિ કરવામા આવી છે, તે રાજકોટના અમારા જૈન બંધુઓની અમારા પ્રત્યેની માયા અને મમતા બતાવે છે, પણ અમારે કહેવું જોઇએ કે અમોએ અમારી મનુષ્ય તરીકેની ફરજ સિવાય વિશેષ કાંઇ કર્યુ નથી.

અત્યારે આપ મારા રાજકોટ જૈન ભાઇઓના આગ્રહને વશ થઇ આપનુ ભાવભીનું સ્વાગત અને માનપત્ર સ્વીકારવાં પડ્યાં છે. આપના ભાવભીના સત્કાર અને સુંદર કાસ્કેટમાં અપાયેલ માનપત્ર અને તેમા રખાયેલી ભાવનાઓ માટે આપનો જેટલો આભાર માનું તેટલો થોડો છે, એટલું કહી મારું વક્તવ્ય બંધ કરતાં વીર પરમાત્મા પ્રભુ અમારી ધર્મ ભાવના અડગ રાખી સત્કાર્યો કરવા પ્રેરે એમ પ્રાર્થીએ છીએ.



ॐ

श्री वीराय नम

ધર્મનિષ્ઠ, શ્રેષ્ટિવર્ય શ્રીમાન્

# શેઠ પોપટલાલભાઈ તથા શેઠ ચુનીલાલભાઈ

## શુભ સ્થળ—જામનગર

આપ શ્રીમાનોએ તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિ, તથા રૈવતગિરિનો છ"રી" પાળતો સઘ કાઢી અનેક શુભ ખાતાઓમા કરેલ ઉદાર સખાવતોથી સતુષ્ટ થઇ શ્રી મોરબી તપગચ્છ સઘ આપને શુદ્ધ હૃદયથી સન્માનપૂર્વક અભિનદન આપે છે

પૂર્વના પુન્યયોગે પ્રાપ્ત થએલ લક્ષ્મીને વિધવિધ ભોગવિલાસમા વાપરીને જીવનને નિષ્ફળ બનાવનાર માણસો દુનિયામા બહુ મોટા પ્રમાણમા દૃષ્ટિગોચર થાય છે, પરંતુ આપ શ્રીમાનો તેના નજીવા સુખદાથી ભોગવિલાસમા નિમગ્ન નહી રહેતા માત્ર આત્મશ્રેય, અને શાસનોન્નતિના કાર્યમા સ્વલક્ષ્મીનો સદુપયોગ કરી જીવનને સાર્થક કરી રહ્યા છો એ જોઇ અમને અતિ હર્ષ થાય છે

પ્રાણીમાત્ર તરફ **"મિત્તિ મે સવ્વભુએસુ"** એ શ્રી મહાવીર પ્રભુના સૂત્ર અનુસાર આપશ્રીનુ વર્તન આપના મહત્ત્વને સૂચવી આપે છે ધન કરતા, આપ ધર્મને જ અધિક પ્રિય માનો છો અને તેથી લાખો રૂપીઆની ઉદાર દિલથી સખાવત કરવામા, આપે ઉત્તરોત્તર વધતો ઉત્સાહ બતાવ્યો છે, આપ જેવા નરરત્નોથી જ આ વસુધરા રત્નગર્ભા કહેવાય છે.

આપ જેવા ગર્ભશ્રીમત, અને વૈભવવિલાસના સાધનો સપાદન થએ છતે પણ વ્રત, નિયમ, પ્રત્યાખ્યાન, દેવપૂજા, ગુરુભક્તિ આદિ પરમાર્થના સેવાપરાયણ કાર્યમા પ્રવૃત્તિ રાખો છો તે આધુનિક જમાનામા ઓછુ પ્રશસનીય ન ગણાય

છેવટે પ્રાપ્ત થએલ પુન્યાનુબધીપુન્યના યોગે, આપ સહકુટુબ દીર્ઘાયુ ભોગવી શાસનોન્નતિના શુભ કાર્યોમા જિદગી ગાળીને હાલારના ઉત્તમોત્તમ અગ્રણી ગૃહસ્થ તરીકે હાલારને ગૌરવવતુ બનાવ્યુ છે તે જ મુજબ, આપની અમર અને ઉજ્જવલ કીર્તિરૂપ ચદ્રિકાથી આ ધરાને ધવલિત કરો એ જ અતિમ અભિલાષા રાખી વિરમીએ છીએ એ જ વિનતિ તા ૨૦ ૫-૩૮ સ ૧૯૯૪ના વૈશાખ વદિ ૬ શુક્રવાર

લી

અમો છીએ

આપ શ્રેષ્ઠીવર્યોના સદ્ગુણાનુરાગી

**સઘવી મોહનલાલ લાલચદ સહી દ પોતે**

**શા મોહનલાલ વલભજી સહી દ: પોતે**

**ડાકટર વલભદાસ નેણસીભાઇ સહી દ. પોતે**

**કલ્યાણજી નારણજી સહી દ ન્યાલચંદ**

શ્રી મોરબી તપગચ્છ સઘના ટ્રસ્ટીઓ

# પરિશિષ્ટ નં. ૧.

## શ્રીમાન્ સંઘપતિજી તરફથી ટીપખાતામાં અપાયેલ રકમની ગામવાર નોંધ



૩૬ **વીજરખી** ગામે
૨૫) પાણીનો કૂવો ખોદાવવા માટે
૧૧) કબુતરની ચણમાં
૨૫) **મોડપર** ગામે વાવ તથા અવેડો બાંધવા માટે
૧૫) **મતવા** ગામે સ્કુલના છોકરાઓને જમાડવા માટે
૧૦૨) **કાલાવડ** મુકામે
૫૧) ગૌશાળા તથા કબુતરની ચણમાં.
૫૧) જૈન પાઠશાળામાં.
૩૬) **રોડા** મુકામે.
૨૫) મેઘવાળનો કૂવો બાંધવા માટે.
૧૧) કબુતરની ચણમાં,
૫૧) **સાંતુદડ** ગામે પાંજરાપોળમાં
૧૧૮) **કંડોરણા** ગામે
૨૫) કંડોરણાના મંદિરવાળા બાવાને
૫૧) „ પાંજરાપોળમાં
૨૫) „ સાધારણ ખાતામાં
૧૧) ઉજળાગામે પાદરમા વાવ બધાવવાના ફાળામાં
૪) બારોટ બેને રોકડા
૨) દેરાસરજીના ગોઠી ૨)ને રોકડા
૧૧૮
૫) **કંડોરણા** ગામે કુતરાના રોટલામાં
૨૧) **રાયડી** મુકામે
૧૧) પંખીની ચણમાં
૧૦) બાવાઓ પાંચને
૫૩૫) **ધોરાજી** મુકામે
૨૦૧) શ્રી પાંજરાપોળમાં
૧૫૧) દેરાસરજીમાં સાધારણખાતામાં
૧૫૧) શ્રી જૈન કન્યાશાળામાં
૨૫) બહેચરાજી અન્નક્ષેત્રમાં
૫) દેરાસરજીના ગોઠી ૨ ને
૨) દેરાસરજીના માણસને
૫૩૫)
૨૦૨) **વડાલ** મુકામે
૧૫૧) સાધારણ ખાતામાં
૫૧) પાંજરાપોળમાં
૨૦૨)
૧૨૩) **માખીઆળા** મુકામે
૧૦૧) માખીઆળાના અપાસરાની જગ્યા લઇને અપાસરામાં ભેળવવા માટે
૧૧) રામદેપીરનો ઓટો બાંધવા માટે
૧૧) જેતપુરમાં કુતરાના રોટલાના ખરડામાં
૧૨૩)
૫૧) **માખીઆળા** ગામે સાધારણ ખાતામાં
૨૫) **સાબલપુર** ગામે સાધારણમાં
૬૫૩) **જેતપુર**
૫૦૧) પાંજરાપોળમાં
૧૦૧) સાધારણ ખાતામાં
૫૧) ગરીબોને કપડાના
૬૫૩
૧૨૭) **મજેવડી** ગામે
૫૧) સાધારણ ખાતામાં
૫૧) દવાખાનામાં

૨૫) ગાયોના ઘાસમાં
૧૨૭)

૫૪૫૮) જુનાગઢ મુકામે નીચે મુજબ ખાતામા ટીપમા આપ્યા.
૨૫૦૧) શેઠ દેવચદ લખમીચંદની પેઢીને
૧૫૦૧) શ્રી જીર્ણોદ્ધાર ખાતામાં
૫૦૧) શ્રી પાજરાપોળ ખાતામા
૧૦૧) શ્રી ભોજનશાળા (તળાટી)
૧૦૧) છોકરાઓની પાઠશાળામાં
૫૧) છોકરીઓની પાઠશાળામા
૫૧) શ્રાવિકા ઉદ્યોગશાળા
૧૨૫) શ્રી વર્ધમાન તપ આયબીલ ખાતુ માગશર વદ ૧૦ ની કાયમી તિથિના
૧૦૧) વીશાશ્રીમાળી બોર્ડીંગ
૧૦૧) દસાશ્રીમાળી બોર્ડીંગ
૫૧) આત્મારામજી લાયબ્રેરી
૫૧) અનાથાશ્રમ
૨૫) જૈન બેન્ડ
૧૫૦) ભોજનશાળાના મકાનની ટીપમા
૧૧) શ્રીગોળ સોરઠી માળવી વિદ્યાર્થી આશ્રમને
૧૧) કુતરાના રોટલામા
૨૫) રાણપુર ગામે (જુનાગઢ તાબે) દેરાસરજીમા સાધારણમા
૫૪૫૮

૧૧૩૯) વણથલી (સોરઠ) મુકામે
૧૦૦) દેરાસરજીના ભડાર ખાતામા
૫૦૧) ,, સાધારણ ખાતામા
૧૦૦) જૈનશાળા ઇનામ ખાતે
૨૫૦) પાજરાપોળમા
૫૦) ભાતા ખાતામા
૧૦૦) વર્ધમાન તપ આબેલ ખાતામા
૫) ગંગનાથ મહાદેવના જીર્ણોદ્ધારમાં
૧૨) દેરાસરજીના માણસો તથા ગોઠીઓને
૨૧) દક્ષિણામૂર્તિ સંસ્કૃત પાઠશાળામાં
૧૧૩૯

૩૧) વણથલી મુકામે મદદના
૧૦) કન્યાશાળાની છોકરીઓને
૧૦) સ્કાઉટના છોકરાઓને
૧૧) બગસરા બાલમદિરમા
૩૧)

૩૫૧) માણેકવાડા મુકામે
૨૫) પીપરાણા ગામનો ચબુતરો બાધવા સારૂ
૨૫) આખા ગામનો ચબુતરો બાધવા સારૂ
૨૦૧) છત્રાસા ગામે ટીપમા
૧૦૦) અપાસરામા
૫૧) સાધારણમા
૫૦) ગઉચરમા
૨૦૧)
૧૦૦) મગરવાડા ગામે
૫૦) સાધારણ ખાતામા
૫૦) ઉપાશ્રયમા
૩૫૧

૧૫૧) કેશોદ ગામે
૧૦૦) પાજરાપોળમા
૫૧) સૌરાષ્ટ્ર વ્યાસ-અનાથાશ્રમને
૧૫૧

૫) શેણીકા ગામમા અવેડો બાધવા સારૂ
૧૦૧૯) માંગરોલ મુકામે
૧૦૦) દેરાસરજી કુલખાતામા
૧૫૧) દેરાસરજીના સાધારણ ખાતામા
૧૦૧) નિરાશ્રિત ફંડ ખાતામા

૧૦૧) સુવાવડ દવાખાનામાં
૫૧) શ્રીમાળી સમાજ કેળવણી ખાતામાં
૫૧) બાલમંદિર ખાતામાં
૫૧) આત્મારામજી પાઠશાળા તથા કન્યાશાળામાં
૫૧) શ્રી વર્ધમાન તપ આંબેલખાતામાં
૫૧) ગોર કલ્યાણજી રતનજી દવાખાનામાં
૨૫) સરકારી કન્યાશાળામાં
૫૧) લોંકાગચ્છ પાઠશાળામાં
૫૧) વૈશ્નવ પાઠશાળા તથા કન્યાશાળામાં
૧૧) મહાલક્ષ્મીજીના મંદિરમાં
૨૫) વિદ્યાર્થી મંડળમાં
૫૧) વોલીંટીયર કોરને
૧૫) દેરાસરજીના માણસોને
૨૫) પોલીસના માણસોને
૫) અવાડામાં
૫૧) વીસાવદર ગૌશાળામાં
૧૦૧૯)

૩૩) ચોરવાડ મુકામે પોષ સુદ ૭
૧૧) લાયબ્રેરીમાં
૧૧) કુતરાના રોટલામાં
૧૧) હવેલીમાં
૩૩

૭૫૨) ચોરવાડ મુકામે
૬૫૦) માંગરોળ પાંજરાપોળમાં કંબોઇ નામના રોગી જાનવરોના વાડ માટે શિલાલેખ નાખવાની શરતે
૫૧) ચોરવાડ દેરાસરજી ખાતામાં
૫૧) ચોરવાડ સાધારણ ખાતામાં
૭૫૨

૨૨૬) આદરી મુકામે
૧૫૧) દેરાસરજી સાધારણ ખાતામાં
૨૫) કુતરાના રોટલામાં
૨૫) કબુતરની ચણમાં
૨૫) આયરની નાતનાં મંદિરમાં
૨૨૬

૧૪૦૨) વેરાવળ
૧૦૧) ભંડાર ખાતામાં
૨૫૦) ચતુર્વિધ સંઘના ફંડખાતામાં
૫૦) ભાતા ખાતામાં
૫૦૧) પાંજરાપોળમાં
૧૨૫) વર્ધમાન તપ આયંબીલ ખાતામાં
૨૫૦) દેરાસરજી સાધારણ ખાતામાં
૫૦) જીવદયામાં
૫૦) કબુતરની ચણ તથા કુતરાના રોટલામાં
૨૫) સંગીત મંડળીમાં
૧૪૦૨

૧૦૦૧) પ્રભાસપાટણ
૧૦૧) સાધારણ ખાતામાં
૫૧) ભંડાર ખાતે
૫૦) ગઉઘરમાં
૫૧) સહાયક ફંડમાં
૧૭) કેશર સુખડ ખાતામાં
૫૧) જૈન જ્ઞાનવર્ધક વિદ્યાશાળામાં
૨૫) સાત ક્ષેત્રમાં
૧૦૧) પાંજરાપોળમાં
૩૦૧) ચતુર્વિધ સંઘના ફંડમાં
૫૧) કેળવણી ખાતામાં
૫૧) ભાતા ખાતે
૨૫) કબુતરની ચણ તથા કુતરાના રોટલામાં
૨૫) જીવદયામાં
૧૦૧) જીર્ણોદ્ધાર ખાતામાં
૧૦૦૧)

૩૫) મોરડીઆ ગામે
૧૦) અન્નક્ષેત્રમાં
૫) પીખોરગામે મૂર્તિની સ્થાપનના ખરચામાં
૧૦) શંકરનું મંદિર બાંધવાના ખરચામાં
૧૦) પંખીની ચણમાં
૩૫)

૩૦૩) કોડીનાર
૧૭૬) પાંજરાપોળમાં
૫૧) સાર્વજનિક લાયબ્રેરી
૨૫) કબુતરની ચણમાં
૫૧) સંસ્કૃત પાઠશાળામાં
૩૦૩

૬૫૪) દીવ મુકામે
૧૫૧) પાંજરાપોળમાં
૧૦૧) પાનબાઇ સ્કુલમાં
૫૧) કન્યાશાળામાં
૫૧) અંધશાળામાં
૧૫) સત્યશોધક લાયબ્રેરીમાં
૩૦૦) દીવમાં બે દિવસ માછલા મારવાનું બંધ કરાવતાં આપ્યાં.
૬૫૪

૧૨૫) ઘોઘલા ગામે પાણીસંકટ નીવારણ ફંડમાં
૫) વડલીઆળા ગામે પંખીની ચણમાં

૭૫૫) ઉના મુકામે
૨૦૧) પાંજરાપોળની ટીપમાં
૧૫) સંસ્કૃત પાઠશાળામાં
૧૧) ગુજરાતી સ્કુલ સ્કાઉટ ફંડમાં
૧૧) ઇંગ્રેજી સ્કુલ સ્કાઉટ ફંડમાં
૧૧) ગરીબ છોકરાઓના પુસ્તક ફંડમાં
૫) હરીદાસ જુગલદાસ ગરીબને
૨૫૪

૫૦૧) અજારા પંચતીર્થી કારખાનામાં
૨૭૫) સાધારણ ખાતામાં
૨૫) ધર્મશાળામાં
૧૦૧) શ્રી પાઠશાળામાં
૨૫) શ્રી બાતાખાતામાં
૨૫) શ્રી જ્ઞાનખાતામાં
૨૫) કબુતરની ચણમાં
૨૫) કુતરાના રોટલામાં
૫૦૧

૨૫) સામતેર ગામે
૨૫) કબુતરની ચણમાં

૨૫. ગાંગડા ગામે
૨૫) કબુતરની ચણમાં

૧૧૧) નાગેશ્રી ગામે
૧૦૧) ઇંગ્રેજી સ્કુલમાં
૫) કન્યાશાળામાં
૫) ગુજરાતી સ્કુલમાં
૧૧૧

૧૦૦) રાજુલા મુકામે
૫૦) કબુતરની ચણમાં
૫૦) સાર્વજનિક લાયબ્રેરીમાં

૫૧) ગાધકડા ગામે
૫૧) દેસરજીના જીર્ણોદ્ધારમાં

૨૫) ખાંગા ગામે
૨૫) ઘરદેરાસરજીના જીર્ણોદ્ધારમાં

૨૫) કાગવદર ગામે
૨૫) કબુતરની ચણમાં

૧૦૧) વરસડા ગામે. અપાસરો બાંધવામાં

૬૧) ડુંગર ગામે
૨૫) કબુતરની ચણમાં
૨૫) પાણીનો અવેડો બાંધવામાં

